ॐ सद्‌गुरु ॐ

# સાગર

## જીવન અને કવન

લેખક :
યોગીન્દ્ર જગન્નાથ ત્રિપાઠી,
એમ. એ.; બી. ટી.

શ્રી સયાજી સાહિત્યમાળા
પુષ્પ ૨૯૫ મું

# નિવેદન

---

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી પતિતપાવન કૈ. શ્રીમંત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા સેનાખાસખેલ, સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઈને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી “ શ્રી સયાજી સાહિત્યમાળા ” રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

તદનુસાર આ “ **સાગર – જીવન અને કવન** ” એ નામનું પુસ્તક, **શ્રી યોગીન્દ્ર જગન્નાથ ત્રિપાઠી, એમ. એ.; બી. ટી.** એમની પાસે તૈયાર કરાવવામાં આવેલું તેને ઉક્ત માળામાં ૨૯૫ મા પુષ્પરૂપે, આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાન્તર શાખા. પ્રાચ્ય વિદ્યામંદિર, વડોદરા. તા. ૭–૨–૪૬ | યો. જ. ત્રિપાઠી<br>ભાષાન્તર મદદનીશ. | જ્યો. સા. મહેતા<br>વિદ્યાધિકારી,<br>વડોદરા રાજ્ય. |

## આ પુસ્તક તૈયાર કરવામાં ઉપયોગમાં લેવાયેલા ગ્રન્થોની યાદી

૧. અષ્ટાવક્રગીતા.

૨. અવધૂતગીતા.

૩. સંતોની વાણી – સંપાદક શ્રી ‘ સાગર ’.

૪. અખાની વાણી – સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.

૫. વિચારમાલા – અનાથદાસજી કૃત.

૬. અપ્રસિદ્ધ અક્ષયવાણી – ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી.

૭. ગૂજરાતી ગઝલીસ્તાન – સંપાદક શ્રી ‘ સાગર ’.

૮. Divine Love and Wisdom –
By Swedenborg.

૯. What Tolstoy Taught
Edited by Bolton Hall.

૧૦. The Life Triumphant – By James Allen.

૧૧. Love Human and Divine
By Sherifa Lucy Goodenough.

૧૨. Works of Emerson.

૧૩. કલાપીનો કેકારવ – નવીન આવૃત્તિ શ્રી ‘ સાગર ’ સંપાદિત.

૧૪. શ્રી ‘ સાગર ’નું પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ સાહિત્ય.

# પ્રસ્તાવના

પરમ કૃપાલુ પરમાત્માની અસીમ કરુણાવડે મારા પિતાશ્રી – ‘ સાગર ’ – જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી, એમનું જીવન – બાહ્ય તેમ જ આન્તર – ગૂજરાત સમક્ષ રજૂ કરું છું.

‘ સાગર ’નું જીવનધ્યેય પ્રભુપ્રાપ્તિનું હતું અને એ ધ્યેય સિદ્ધ કરવામાં એમણે શાં શાં સાધનો વાપર્યાં, શું શું વાંચ્યું, શું શું કર્યું, ક્યાં ક્યાં ગયા અને આખરે એ ધ્યેય કેવી રીતે પ્રાપ્ત કર્યું એ બની શકે તેટલી સ્પષ્ટતાથી દર્શાવવાનો આ પુસ્તક ‘ સાગર ’ – જીવન અને કવન – માં યત્ન કર્યો છે. એ સ્પષ્ટ કરવામાં ચરિત્રનાયકના જીવનના સ્થૂલ બનાવોની રૂપરેખાને માર્ગે, અલબત્ત, જવું જ પડે એ સ્પષ્ટ છે; પણ સ્થૂલ બનાવોની રૂપરેખાના વર્ણનને આ ચરિત્રલેખનનું ધ્યેય બનાવ્યું નથી; તેમ એની બારીક વિગતોમાં બહુ ઉતર્યો પણ નથી. ‘ સાગર ’નું જીવન એ આત્મિક જીવન હતું અને એ આત્મિક જીવનની પ્રગતિદ્વારા એમણે એમનું જીવનલક્ષ્ય સિદ્ધ કર્યું. એ આત્મિક જીવનનો વિકાસ ધીમે ધીમે કેવી રીતે સધાયો એનો જ વારંવાર ખ્યાલ રાખીને એમના જીવનનું નિરુપણ કર્યું છે. આથી, આ ગ્રન્થની ગણના સાહિત્યના ગ્રન્થ કરતાં તત્ત્વજ્ઞાનના તેમ જ ધર્મના ગ્રન્થ તરીકે વિશેષ થાય એ પણ સ્પષ્ટ જ છે.

‘ સાગર ’નું આત્મજીવન આલેખવાનું કાર્ય શરૂઆતમાં તો ઘણું જ વિકટ લાગ્યું, કારણ કે આત્મજીવનની જે કોટિએ પોતે પહોંચેલા તે કોટિનો ખ્યાલ આપી શકે એવી કોઇ વ્યક્તિ જીવન્ત

હતી જ નહીં. વળી, એમનું વાચન પણ વિશાળ અને સૂક્ષ્મ હતું; તત્ત્વદર્શી હતું. ઉપનિષદો, યોગવાસિષ્ઠ, નારદભક્તિસૂત્ર, અષ્ટાવક્રગીતા, અવધૂતગીતા, પંચીકરણ, વિચારમાલા વગેરે અનેક અદ્વૈત વેદાન્તનાં પુસ્તકોનું ફૂટ અવગાહન – સ્વામી રામતીર્થ અને સ્વામી વિવેકાનન્દ જેવાં આર્ય ઋષિહૃદયોના અક્ષરેજીવનનો ગાઢ સંપર્ક – એમર્સન, સ્વીડનબોર્ગ અને જેમ્સ એલન વગેરે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞોનો પ્રાપાતિક અભ્યાસ – અને આ ઉપરાન્ત ગૂજરાતી સાહિત્યમાં 'કલાપી', 'અખો,' અને એની શિષ્યપ્રણાલિકાના સન્તોના સાહિત્યનો તેમ જ ગૂજરાતભરના મહાન સન્તોના સાહિત્યનો તલસ્પર્શી અભ્યાસ – આ બધું એમણે જીવનમાં ઉતાર્યું હતું અને એમની નસેનસમાં વ્યાપ્ત હતું, એમ એમના પત્રસાહિત્ય ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે.

આ બધું હું ક્યારે જોઇશ ? – એવી નિરાશા પણ જન્મી – પણ આખરે ફરજનું ભાન થતાં, ધીરે ધીરે કોઇ મૂલ પુસ્તકો તો કોઇ ભાષાન્તરો – કોઇ લેખકના માત્ર મહત્ત્વના જ ગ્રન્થો તો કોઇ લેખકના માત્ર તારવેલા સિદ્ધાન્તો જ – એમ, એમણે વાંચેલું બધું જ સાહિત્ય એક કે બીજી રીતે જોઇ ગયો. એથી મને એકંદરે ઘણો લાભ થયો. 'સાગર'ના જીવનસિદ્ધાન્તો સમજવામાં ઘણી મદદ મળી. એક પછી એક દરવાજા ખુલતા ગયા અને એમના તત્ત્વજ્ઞાનના મહાલયમાં येन केन प्रकारेण હું પ્રવેશ મેળવી શક્યો. પછી રહ્યું એમનું પત્રસાહિત્ય. ઇ. સ. ૧૯૧૩ થી ઇ. સ. ૧૯૩૬ સુધીનું તમામ પત્રસાહિત્ય અખંડિત સચવાઇ રહ્યું હોવાથી અને બહુ જ સરળ શબ્દોમાં વિસ્તારથી સમજાવવાની 'સાગર'ની પદ્ધતિ હોવાથી, એ પત્રસાહિત્યે મને ઘણી મદદ કરી. આત્મિક જીવનના જે સૂક્ષ્મ ભેદો 'સાગરે' ઉકેલ્યા છે અને પોતાના સૂક્ષ્મ શરીરનું પૂર્ણ અવગાહન કરી, આત્મપરીક્ષાદ્વારા એમાં રહેલી

ત્રુટિઓ દર્શાવી છે અને એ ત્રુટિઓ નિવારવાના જે ઉપાયો યોજ્યા છે તેનું નિરૂપણ કરવામાં તો મારે એમના પત્રોનો જ આશરો લેવો પડ્યો છે.

તત્ત્વજ્ઞાનનો ' સાગર 'નો અભ્યાસ કેટલો ગૂઢ અને વિશાળ હતો તેનો ખ્યાલ વાચકને આ પુસ્તક તૈયાર કરવામાં ઉપયોગમાં લીધેલાં પુસ્તકોની સાથે આપેલી યાદી ઉપરથી સહજ આવી શકશે.

શ્રી ' સાગર 'નું તત્ત્વજ્ઞાન, વિચારક તરીકે શ્રી ' સાગર, ' શ્રી ' સાગર 'નું કાવ્યસાહિત્ય અને શ્રી ' સાગર 'નું ગદ્યસાહિત્ય – એ પ્રકરણો સ્વતંત્ર હોઇ આગળનાં કે પાછળનાં પ્રકરણોમાં નિરૂપણ કરેલા ' સાગર 'ના જીવનના બનાવો સાથે કશો સંબંધ દર્શાવતાં નથી. ' સાગર 'ના આન્તરબાહ્ય જીવનના આલેખનમાં એમના તત્ત્વજ્ઞાનની, એમના વિચારોની અને એમના સાહિત્યની તાત્ત્વિક સમાલોચના હોવી જોઇએ, એમ લાગવાથી આ પ્રકરણો આલેખાયાં છે.

' સાગર 'ના જીવનના સ્થૂલ બનાવોની ઘણીખરી માહિતી એમણે પોતે જ વાતચીતદ્વારા મને આપેલી અને કેટલીક એમના પત્રોદ્વારા મળી રહી. આ ઉપરાન્ત, એમણે પોતે તૈયાર કરેલી જીવનનોંધે ( Biographical Notes ) પણ ખપપૂરતું માર્ગ-દર્શન આપ્યું છે.

આ પુસ્તક તૈયાર કરવામાં ભાઇ શ્રી કેશવલાલ અંબાલાલ ઠક્કર, એમ. એ.; એલએલ. બી, ' સાગર 'ના લઘુબન્ધુઓ ભાઇ શ્રી ચિમનલાલ દામોદરદાસ ત્રિપાઠી – કુઞ્જ – અને ભાઇ શ્રી મણિભાઇ દામોદરદાસ ત્રિપાઠી તેમજ ભાઈ શ્રી રસિકલાલ ચિમનલાલ ત્રિપાઠી, એમ. એ. – આ બધાં સ્નેહી હૃદયોએ કર્તવ્ય સમજીને

સ્નેહભાવે એક યા બીજી રીતે આ ગ્રન્થ તૈયાર કરવામાં ઘણી મદદ કરી છે. 'સાગર'ના પરમ સ્નેહી લલિતજીએ સ્નેહભાવે 'સાગર'નું ગુણસ્મરણકીર્તન એમની શૈલીમાં આપીને 'સાગર'નું જીવનદર્શન કાવ્યમય શબ્દોમાં કરાવ્યું છે, જે આ સાથે આપ્યું છે. ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર ભાઇ શ્રી રવિશંકર મહાશંકર રાવળે આ ગ્રન્થનું શોભનકાર્ય સ્નેહ અને ઉત્સાહપૂર્વક કર્યું છે – અને આ પુસ્તકની યોજનાના જનક પ્રો. ભાઇલાલભાઇ પ્ર. કોઠારી, એમ. એ. અને મે. ડો. ભટ્ટાચાર્ય સાહેબ, એમ. એ.; પીએચ. ડી. એ સર્વનો અત્રે સહૃદયતાપૂર્વક આભાર માનું છું. આ મહાનુભાવોના આટલા સંપૂર્ણ સહકાર વિના આ મહદ્ ગ્રન્થનું આયોજન કે ઉત્પાદન આ રીતે થઇ શક્યું ન હોત. ૐ સદ્ગુરુ ૐ.

વડોદરા;
તા. ૨–૨–૪૬

યોગીન્દ્ર જ. ત્રિપાઠી.

# સંતકવિ શ્રી 'સાગર' મહારાજ

## [ ગુણસ્મરણકીર્તન ]

**સંતકવિ** શ્રી '**સાગર**' **મહારાજ**નો જન્મ જંબુસરમાં, તા. ૭-૨-૧૮૮૩ અને તેમનું અવસાન તા. ૧૭-૮-૧૯૩૬ ના રોજ **ચિત્રાલ**માં થયાં હતાં. તેમને પ્રથમ હું **વડોદરાને** વડલેથી તેમની **ચિત્રાલ**ની મઢૂલીમાં જઇને તા. ૧૭-૧૨-૧૯૧૬ ના રોજ મળ્યો હતો; ત્યારે જ મને તે **સંતકવિ** લાગ્યા હતા. પછી તો અમારે ત્યાં પણ તેઓ પધારતા.

પ્રભુનો કવિ તે **સંતકવિ** અને પ્રભુતાનો કવિ તે **સાહિત્ય** કવિ. પ્રભુના પ્રકૃતિપ્રભાવ કરતાં **પ્રભવ પ્રભુ**નાં ગુણગાન **સંતકવિ** કહે છે; ત્યારે તે જગત્કવિ નથી લાગતાઃ પણ **પ્રભુના પ્રેમભક્ત કવિ** જ તે દિસે છે. **રસાત્મા** રહીને તે **મુક્તાત્મા** બને છેઃ ત્યારે પ્રકૃતિના પ્રતિનિધિસ્વરૂપે તે, **પ્રભુશરણે, સદેહે, વિદેહે, વિરાજે છે.**

એવા અલમસ્ત શ્રી '**સાગર**' **મહારાજ**ના કવિહૃદયને સાહિત્યના રસાક્ષર કે સાક્ષર ભાગ્યે જ પિછાની શકે. સાહિત્યને સાધને, તે તો **रसो वै सः** ની રસસિદ્ધિ ઝીલે છે. કવિશ્રી જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી – એમ ગુજરાત વ. સોસાયટીના બુદ્ધિપ્રકાશ-માંથી, જીવનના સંજીવને મહાલતા. આપણા જેવા કેવળ વાઙ્મયના વિશારદોને તો તેનાં સ્વપ્નાં ય ભાગ્યે જ આવે !

' **દીવાને સાગર** 'માં નથી કેવળ કલ્પના કે ભવ્ય મનોભાવનાઃ તેમાં તો છે હૃદયની **ભાવકલા** જ.

મોરલાની પિચ્છછટામાં શું છે ? તે તો વર્ષાની રસધારે, નાચતા ને ન્હાતા, ટહૂકતા કવિમયૂરના દર્શને જ સમજાય. વસંતનો વૈતાલિક કોકિલ ટહૂકે છે ત્યારે જ આમ્રમંજરી ફૂટે છે, પ્રફુલ્લે છે ને ફાલે છે. એવો રસમસ્ત કવિ કૂજે છે ત્યારે તેના સ્વરાલાપે રસરાજ તેને તો પ્રત્યક્ષ થાય છે: તેમ જગતને પણ તે રીઝાવે છે.

તેમાં સાહિત્યની શબ્દાર્થઘનતા ન હોય પણ રસનાં આંદોલનનાં સુર – સંગીત જ હોય; ને તેને તો ઉરસ્વી સહૃદયો જ ઝીલી શકે: નહીં કે મનસ્વીઓ.

અમદાવાદના સ્વ. શેઠ શ્રી ગોવર્ધનદાસભાઇની રસકુંજે સરખેજથી પધારતા શ્રી સાગર મહારાજને એકતારા સાથે લયલીન થઇને ગાતા ને ઘૂમતા મ્હેં જોયા હતા. એવાં તો હતાં નરસિંહ ને મીરાં સ્તો ! આજના આપણા કવિવરોમાં ૐકારના અનાહત નાદમસ્ત એવા સંતકવિ હજી તો નથી દેખાતા કે સંભળાતા ! રસાક્ષરી મિતાક્ષરીમાં રહી જનારને પોતાના ય એ સ્વરૂપનું ભાન કેમ જાગતું નહીં હોય ?

તેમ છતાં સાહિત્યના કવિનાં ભાવભાવના કાંઇ ઓછાં સરસ નથી હોતાં. તેમને તો જગત જ સર્વસ્વ હોય છે : કિરણોના ઉપાસકને સૂર્યચંદ્રની મૂળ રસાત્મકતા ક્યાંથી સૂઝે ?

પ્રભુનો કવિ જીવનપ્રભુતામાં જ પ્રભુનાં પ્રત્યક્ષ ક્રાન્તદર્શન ઝીલે છે તેવાં ઝીલાવે છે. સાહિત્યમાંનાં ક્રાન્તદર્શન ક્ષિતિજદર્શનો સમાન લાઘવલાવણ્યભર્યાં હોય છે.

એવા 'સાગર' મહારાજનાં પ્રથમ દર્શનનું મારું ગીત "દિલદરિયાવને તો જો !" નામનું આ રહ્યું:—

# દિલેદરયાવને તો, જો !

સખિ ! જીવન – સખા, સહૃદય, **દિલેદરિયાવને**, તો, જો !
મનસ્વી, મોજિલા, મનભર, મહાનુભાવને, તો, જો !

સખિ ! અલમસ્ત અવધૂતના પ્રકટ ઉલ્લાસને, તો, જો !
તપસ્વી, દિવ્ય, સૂર – દૂતના પુનિત અભિલાષને, તો, જો !

પુકારે પ્રેમની ધૂને હૃદય – ગુંજનઃ સખિ ! જો, તો !
અને આંદોલને અવકાશને હિંચવેઃ સખિ ! જો, તો !

શીતલ હિમશૃંગ પર રસધરરૂપે ગર્જેઃ સખિ ! જો, તો !
વિશાળાં, વિશ્વમય મૌક્તિક વિમલ સર્જેઃ સખિ ! જો, તો !

સખિ ! રસછોળભર મોજે અજબ રેલાય એઃ તો, જો !
રહી રસખોળ, દિલ સ્હોજે, લલિત લ્હેરાય એઃ તો, જો !

જગતના નાથમય હૈયાં, સતલ ને તીરમયઃ તો, જો !
તરે રત્નો, તીરે ફળફૂલડાં, સખિ ! સ્નેહમયઃ તો, જો !

ધરે ભાગીરથી સુર – સરિતનાં એ ઉર – અમીઃ તો, જો !
ઝીલે યોગીન્દ્રસમ એ, ને રચે રસના મણિઃ જો, તો !

જીવિતકલ્યાણનાં કરુણાશ્રુ કૈં રસભર ચૂસે જો, તો !
સખિ ! વર્ષા વસંતે, એ પ્રકટ દર્શન ધૂસેઃ જો ! જો !

તા. ૧૭–૧૨–૧૯૧૬
ચિત્રાલ,
વડોદરાને વડલેથી.

છેલ્લી બાવન વર્ષોના મારા સંગીત – કવિ તરીકેના અનુભવોમાં અને એવા કવિનાં વિરલ દર્શન થયાં છે : તેનું એક કારણ એ છે કે હું પોતે પણ સાહિત્ય – કવિ જ છું; તેટલો સંત – કવિ મારા ધ્યેય પ્રમાણે હજી નીવડી શક્યો નથી. છતાં એના એ જ કાવ્ય-સાહિત્યના ઉપાસને હું તેવો જ અવશ્ય નીવડીશ એવી મને શ્રદ્ધા છે : પણ ક્યારે ?

ગુર્જરી કવિતાના સંગીતથી મને હાલની કવિતામાંથી ગેયતા અને અગેયતાનો ભેદ સમજાય તો છે : છતાં તારકગ્રહગણનો ઝીલનાર જ હું તો હવે રહ્યો છું. તો પછી રસમર્મવિવેચનાત્મક વિવેચનમાં વ્યર્થ શાને ઉતરૂં ?

શ્રી '**સાગર**' મહારાજની બીજી ગદ્ય સુકૃતિઓમાં તેમનો દિવ્યાત્મા મનનગુંજને તો ગગનમંડળે ઘૂમે છે : તેવો જ '**દીવાને સાગર**'ના **બીજા દફ્તરમાં** તે રસમરેત કલાપીજી તથા અખાજીના સખા – ભક્ત દિસે છે.

છતાં **પહેલા દફ્તરમાં** તો તે સાહિત્યના સરલ કવિ પણ છે. સ્વામીજી અખંડાનંદજીના સસ્તા સાહિત્યમાં દીનદાતાર શ્રી મનુ સુબેદારજી દીવાને સાગરનાં બન્ને દફ્તરો સાથે શ્રી '**સાગર**' મહારાજના બીજા ગદ્ય લેખો પણ પ્રસિદ્ધ કરે તો ગુણજ્ઞ ગૂજરાત વિશેષ કૃતાર્થ થશે.

તેમના વિદ્વાન પુત્ર શ્રી **યોગીન્દ્રજી**એ **સંતકવિ** પિતાજીના **સંતજીવનની** ચરિત્રરેખા રચી છે. તેમાં તેમની સત્પુત્રતા વિશેષ સાગરપારદર્શક થાય એ ઉચિત છે. તેમની સાથેના મારા છેલ્લા સમાગમની પુણ્યાગ-જલિ પણ આ રહી:—

## સંતકવિ શ્રી ' સાગર ' મહારાજને પુષ્પાંજલિ

હતો તૂં તો દયાળુ દેવ સમ '**સાગર**' રસાકરઃ
અવધ ઓળંગીને ઉડી ગયો ગેબી મુસાફર !

જનનીના દૂધ સમ ઉજળો રહ્યો દમ–બ–દમ આખરઃ
હતો વણમૂલનો દુઃખી દીનોનો રંક ચાકર !

રહ્યો સંસારમાં સંન્યાસી તું દિલબર દિલાવરઃ
સ્વીકારી ઝિન્દગીનો ન્યાસઃ ધરી દીધો બરાબર !

કુલાપીના મધુર કેકારવે વરસ્યો તું રસધરઃ
અબાજીના સખા ! તું સંત નીવડયો સુરજીવનભર !

હતો સાહિત્યનો **યોગીન્દ્ર** ! ગંગાધર લીલાકરઃ
કલાસિદ્ધિ કરી તેં જગસકલમાં એક **સાગર** !

હજી ગુર્જરસુરાષ્ટ્રે **સંત** પ્રકટે ધન્ય ભારત !
મહાત્માઓ સદાચારે શિખવતા દિલસખાવત.

કાવ્યકલા કવિની **રસસિદ્ધિ** છે પણ **સંત**કવિની **સાધુતાનું** તો એ સાધન છે. સંતકલાત્મા ચંદ્રમાની એક જ કલાભર્યો છે, તે પૂર્ણિમાનો નથી. એવાની ચરિત્રરેખામાં પણ પ્રભુતાભર્યા પ્રભુ પ્રત્યક્ષ થાય છે. પોતાના જીવન જેવું જ સાહિત્ય પણ રસોર્જ્વલ હોય તે જ **રસસિદ્ધ રસાક્ષર** સદૈવ પૂજાય છે.

**સં**. ૨૦૦૧, જેઠ વદી ૧૧;
ગુરુવારઃ
તા. ૫–૭–૧૯૪૫
લાઠીઃ
સ્વરાજ હંસાલય.

**લલિત**

# શ્રી 'સાગર' મહારાજને સ્નેહાઞ્જલિ

અનુભવીઆ ઓ અવધૂ ! **સાગર સન્તજી** !
સ્નેહજીવનનો સાચેરો અવતાર જો !
દીઠો તો યે, ના દીઠો – નવ ઓળખ્યો –
અક્ષરદેહે આજે દર્શન થાય જો !

અધુરી દૃષ્ટિ અમ પામર નવ ઊઘડી –
ઉઘડે – ઉઘડે ત્યાં તો તું ઊડી જાય જો !
સ્વજન સ્વરૂપે આવ્યો તું અમ સંગમાં,
મનુજ ગણ્યો – નવ પરખ્યો દૈવી અંશ જો !

તારી કવિતા **સવિતાશી** ઊષ્માભરી –
ચેતનવન્તા કીધા શા અમ પ્રાણ જો !
યુગયુગનાં અંધારાં આજે ઓસર્યાં –
પૂર્ણ પ્રકાશ્યાં આજે અન્તરદ્વાર જો !

હૃદય શક્યું નવ પૂર્ણ તને, પ્રભુ ! ઓળખી,
સુપ્ત હતું ઉરઃ વિદ્યુત્‌શો ચમકાર જો !
દીઠો નવ દીઠો ત્યાં તો ઊડી ગયો !
પૂર્ણ પ્રતીતિ અર્પે **અક્ષરદેહ** જો !

પુણ્ય હશે કંઇ પ્રગટયું કોઇક જન્મનું –
**સન્તસ્વરૂપે** લાધ્યા **સાગરરાજ** જો !
પૂર્ણ કૃપાલુ ! પામું આજ અભિન્નતા –
**સૂક્ષ્મ સ્વરૂપે સાચો સાક્ષાત્કાર** જો !

૧૦–૭–૪૫ }
વડોદરા }

યોગીન્દ્ર જ. ત્રિપાઠી

# વિષયાનુક્રમણિકા

# અગત્યની ભૂલોનું શુદ્ધિપત્ર

| પૃષ્ઠાંક | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૮ | છેલ્લેથી છઠ્ઠી | ભૂલ ! ભૂલ એ મ્હારી | ભૂલ એ મ્હારી ! |
| ૧૦૩ | ,, દસમી | યોગવસિષ્ઠકાર | યોગવાસિષ્ઠકાર |
| ૧૦૩ | ,, બીજી | મીચુ છું | મીચું છું |
| ૧૦૫ | કાવ્યની છેલ્લી લીટી છેલ્લો શબ્દ | બ્રહ્મમૂતિ | બ્રહ્મમૂર્તિ |
| ૧૧૩ | છેલ્લેથી પાંચમી લીટી | જન્મનો | જન્મતો |
| ૧૨૫ | ટાઇટલ | ...બરકપ્રેળો | ...પ્રેરકબળો |
| ૧૨૭ | છેલ્લેથી ચોથી | Oversonl | Oversoul |
| ૧૨૭ | ,, સાતમી | ,, | ,, |
| ૧૪૮ | સંસ્કૃત શ્લોકની બીજી લીટી | कल्पान्ते | कल्पान्ते |
| ૨૦૧ | સંસ્કૃત શ્લોક પહેલી લીટી | अनन्यांश्चिन्तयन्तो | अनन्याश्चि-न्तयन्तो |
| ૨૮૧ | મધ્યમાં | नारदस्तु तदार्पिता | नारदस्तु तदर्पिता |
| ,, | છેલ્લૂં સૂત્ર | व्रजगोपीकानाम् | व्रजगोपिकानाम् |
| ૩૪૨ | છેલ્લેથી પાંચમી લીટી | સૂફી સન્ત છે એમની | સૂફી સન્ત છે, એ એમની |
| ૩૪૪ | ગઝલની બીજી લીટી | કોઇ તમે કરશો નહીં ! | કોઇ તમે ડરશો નહીં ! |
| ૩૪૫ | ,, | નવી એતો ગઝત ગાવા ! | નવી એતો ગઝલ ગાવા ! |
| ૪૦૪ | કાવ્યમાં ઉલ્લેખ બીજી લીટી | મૈં પિયુજી મે ! | મૈં પિયુજીમેં૦ |
| ૪૪૦ | મધ્યમાં | Eternal Retlection | Eternal Reflection |



સાગર – જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી

જન્મ : તા. ૭-૨-૧૮૮૩    દેહોત્સર્ગ : તા. ૧૬-૮-૧૯૦૬

[ ફોટો : ઈ. સ. ૧૯૩૧ ]

## ૧

# જીવનનો આરંભકાળ

> " In the world's broad field of battle,
> In the bivouac of life,
> Be not like dumb, driven cattle!
> Be a Hero in the Strife."
>
> *H. W. Longfellow.*

સ્વામી વિવેકાનન્દે અમેરિકાથી એક વિદુષી બ્હેનને લખ્યું હતું: જગતમાં બે પ્રકારના વર્ગ જોવામાં આવે છે. પહેલો વર્ગ સમાજમાં કોઇ પણ રીતે પોતાનો સમાસ કરી લેનારો છે. આ વર્ગ સમાજમાંથી તમામ લાભપ્રદ બાબતો મેળવી શકે છે અને તેવાનું સર્વસ્વ હિત કરનાર સમાજ છે. બીજો વર્ગ ( આત્મબલ ઉપર મક્કમ રહેનાર ) એવો છે કે જે એકલો જ ઉભો રહે છે અને જનસમાજને પોતાના તરફ ઉંચે ખેંચે છે. પોતાનો સમાસ કરી લેનારના માર્ગમાં પુષ્પો વેરાયેલાં છે અને સમાજમાં પોતાનો સમાસ નહીં કરી શકનારના માર્ગમાં કાંટા વેરાયેલા છે. આ વર્ગનો ઇષ્ટદેવ સમાજ નથી. સમાજ અને એના કાયદા કાનૂનોની આવા આત્મપ્રવાસી જીવાત્માઓને કશી જ પડી હોતી નથી. એઓ સત્યના પૂજકો હોય છે, સમાજપ્રિયતાના નહીં. આવાઓનું લક્ષ સત્યનું પાલન જ હોય છે અને કોઇ પણ ભોગે પણ એઓ સમાજમાં પ્રિય થવાની ખાતર સત્યનો ભોગ આપી શકતા નથી.

આખરે, તો સમાજને તેની ક્ષતિઓ બતાવીને પરમ સત્યને માર્ગે દોરનાર આ સત્યપૂજક વર્ગ જ છે. સમાજને પોતાનું જીવન પ્રાપ્ત કરવાને આ વર્ગની સામે જ જોવાનું છે. સત્યના પાલનમાં આવું વીરત્વ સંસ્કારી જીવાત્માઓ જ દાખવી શકે છે. સમાજના ચાલતા પ્રવાહોમાં ભળી જઇ, સામાન્ય જીવન જીવીને, વારસામાં થોડીક દોલત મૂકી જનાર સામાન્ય કોટિના મનુષ્ય થવા કરતાં આત્માના પ્રવાસમાં આગળ વધવું, પોતાના જીવનનું મૂલ તત્ત્વ પિછાનવું અને જીવનના સિદ્ધાન્તો નક્કી કરી આદર્શ જીવન જીવી જવું એ વધારે હિતપ્રદ છે. એવું વીરત્વપૂર્ણ જીવન જીવવાનો આદેશ આપણને અંગ્રેજ કવિ લૅાગફૅલો શરૂઆતમાં મૂકેલી અંગ્રેજી ચાર લીટીઓમાં આપે છે. જે વ્યક્તિનું જીવનચરિત્ર આ પુસ્તકમાં નિરૂપાય છે તેમનું પણ આ જીવનસૂત્ર હતું અને જીવનના અનેક વિકટ પ્રસંગોમાં એમણે એવું વીરત્વભર્યું જીવન જીવી બતાવ્યું.

એમનું નામ **જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી.** એઓ સાહિત્યની આલમમાં '**સાગર**' ઉપનામથી જાણીતા હતા. એમનો જન્મ ઇ. સ. ૧૮૮૩ ના ફેબ્રુઆરીની ૭ મી તારીખે, દર ચૌદ વર્ષે આવતા પુણ્યપ્રદ **મહોદય પર્વને** દિવસે ભરૂચ જીલ્લાના **જંબુસર** ગામમાં થયો હતો. તેઓ જ્ઞાતિએ ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ અને અમદાવાદથી ૭ માઇલ દૂર આવેલા **સરખેજ** ગામના વતની હતા. એમના પિતા **સ્વ. દામોદરદાસ રણછોડભાઇ ત્રવાડી** અનેક ગુણયુક્ત પ્રતિષ્ઠિત પુરુષ હતા. પિતાના જીવનનું ચારિત્ર્યબીજ પુત્રમાં અનાયાસે જ ઉતરીને કેવી રીતે ક્રમિક વિકાસ પામીને મહાન વૃક્ષરૂપે શોભી નીકળે છે તે દર્શાવવા સ્વ. દામોદરદાસના જીવનની કેટલીક હકીકતનો ઉલ્લેખ કરવો અત્રે આવશ્યક છે.

સ્વ. દામોદરદાસનો જન્મ ઇ. સ. ૧૮૫૮ માં થયેલો, ને પિસ્તાળીસ વર્ષની નાની ઉંમરે ઇ. સ. ૧૯૦૩ માં તેમનો સ્વર્ગવાસ થયેલો. જીવનના છેલ્લા ભાગમાં તેઓ પોતાની જન્મભૂમિ સરખેજમાં જ ગૂજરાતી શાળાના હેડમાસ્તર હતા. સામાન્ય સ્થિતિના કુટુંબમાં જન્મીને અનેક વિઘ્નો ને આપત્તિઓ સહન કરીને તેઓએ ઇ. સ. ૧૮૭૮ માં ટ્રેનિંગ કોલેજનો અભ્યાસક્રમ પૂરો કર્યો અને શિક્ષકના ધંધાની શરૂઆત કરેલી. રા. સા. મહીપતરામ નીલકંઠ એમના શિક્ષાગુરુ હતા અને '**परोपकारार्थमिदं शरीरम् ।**' એ એમનું જીવનસૂત્ર હતું, જેની સ્વ. માસ્તર દામોદરદાસના જીવનમાં પ્રબળ છાપ પડેલી. આરંભની નોકરી અમદાવાદમાં જ થયેલી હોવાથી સ્વ. માસ્તર દામોદરદાસે નોકરીની સાથે જ અવકાશના સમયમાં અમદાવાદના પ્રાર્થનાસમાજમાં 'ઓનરરી' માસ્તરનું કામ કરેલું, તેથી તેમની કર્તવ્યભાવનાથી સંતુષ્ટ થઇ સ્વ. સરદાર બહાદુર ભોળાનાથ સારાભાઇએ તથા રા. સા. મહીપતરામે તેમને પાઘડી વગેરે સરપાવ આપેલો અને તેમની સેવાનો પ્રશસ્ત ઉલ્લેખ 'બુદ્ધિપ્રકાશ'માં કરેલો. આ પ્રમાણે 'જનસેવાનો શાશ્વત ધર્મ એ જ ખરી ભક્તિનું આવશ્યક અંગ છે,' એ તત્ત્વસૂત્ર સત્સમાગમના યોગે સ્વ. માસ્તર દામોદરદાસના યુવાન હૃદયમાં પ્રવેશ્યું અને આ સંસ્કારની સજ્જડ છાપથી એમના આખા જીવન ઉપર સ્નેહ, હિત અને ઔદાર્ય મુદ્રાંકિત થયાં. સ્વ. માસ્તર દામોદરદાસે પોતાનાં પત્ની સ્વ. રૂક્ષ્માણીબાને પણ ફિમેલ ટ્રેનિંગ કોલેજમાં શિક્ષણ અપાવીને સ્ત્રીશિક્ષક તરીકે જોડેલાં. એ સ્વ. રૂક્ષ્માણીબા તે શ્રી સાગરનાં માતુશ્રી. ઇ. સ. ૧૮૮૦–૮૧ માં તેઓ બન્નેની બદલી જંબુસર થયેલી, જ્યાં આપણા ચારિત્ર્યનાયક શ્રી 'સાગર'નો જન્મ થયેલો.

ઇ. સ. ૧૮૮૦–૮૧ માં જંબુસર કસ્બાની શાળાઓમાંથી તેમની બન્નેની બદલી ધોલેરામાં થયેલી. ધોલેરામાં એમના જ ખાસ પ્રયાસથી એક ઇંગ્રેજી સ્કૂલ સ્થપાયેલી, જે હજી ત્યાં ચાલે છે. ધોલેરામાં નિપુણ શિક્ષક તરીકે સ્વ. દામોદરદાસે અદ્વિતીય કીર્તિ પ્રાપ્ત કરી હતી. તેમને માટે કેળવણી ખાતાના તે સમયના ઇન્સ્પેક્ટર અને પાછળથી ડીરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન મિ. જાઇલ્સે એક ઓફિશિયલ ડીસ્પેચમાં લખેલું કે:

"The Dholera Pair are the best and most respectable Teachers in Gujarat."

*( No. 994 of 1891 )*

ધોલેરાથી તેમની બદલી કપડવંજ થયેલી ને ત્યાં પણ તેમણે યશ અને લોકપ્રિયતા પ્રાપ્ત કરેલાં. ત્યાંથી તેમની બદલી ધોળકા થયેલી ને ત્યાંથી ઇ. સ. ૧૮૯૯ ના જૂન માસમાં તેમની બદલી જન્મભૂમિ સરખેજમાં થયેલી. અત્રે ખાસ નોંધવા લાયક બાબત એ છે કે સરખેજની જગા માટે બીજા ઘણા હકદાર છતાં એ જગા માટે એમને જ પસંદ કરવામાં આવેલા, અને એ દેખીતું થોડું આર્થિક નુકસાન સહી લઇને એમણે એ જગા સ્વીકારેલી. તે સમયે ધોળકા મ્યુનિસિપાલિટીએ એમને તથા એમનાં પત્નીને વધારે પગાર આપીને ત્યાં જ રાખવાની દરખાસ્ત કરેલી, પણ જીવનના છેલ્લા ભાગમાં પોતાની જન્મભૂમિ સરખેજમાં નવા જમાનાની અનિવાર્ય જરૂરીઆત-ઇંગ્રેજી શાળાની સ્થાપનાના ઉચ્ચ હેતુથી તેઓ સરખેજ આવ્યા, ને કલ્પનાત્મક સેવાજીવનને 'પ્રેક્ટિકલ' નવજીવનમાં ફેરવી નાંખવાનું નિર્માણ થયું.

માતૃભૂમિના સહોદર વર્ગની સેવાનો વિચાર આવતાં, સ્વજ્ઞાતિની

સારી વસ્તી છતાં ઇંગ્રેજી કેળવણીનો આરંભ થયેલો ન હોવાથી તેમને ખેદ થયો, સરખેજ અમદાવાદની છેક નજીક હોવા છતાં ત્યાંના નિવાસીઓને જ્ઞાન, વ્યાપાર, કળા વગેરેમાં પ્રગતિ કરવાનું મન કેમ થતું નથી, એનાં કારણોમાં નાતજાતના અનિષ્ટ રિવાજો, નાનપણથી સારા સંસ્કાર પાડવાનું આળસ અને ક્ષુદ્ર કલહોમાં તથા નાતવરાઓમાં તન, મન અને ધનનો દુરુપયોગ એ મુખ્ય જણાયાં. જો ઉછરતી પ્રજાને કેળવણીદ્વારા બહારની નવી દુનિયાનો પ્રકાશ પહોંચાડવામાં આવે તો ભાવિ પ્રજા પોતાની સર્વવિધ ઉન્નતિ સાધવા સમર્થ થાય એમ એમને લાગ્યું.

ઇંગ્રેજી કેળવણીથી લોકો જાણી જોઇને જ વિમુખ રહે છે એનું એક કારણ એ હતું કે મરણ પાછળ નાતવરા કરવામાં તથા લગ્નપ્રસંગે હજારો રૂપીઆ ખર્ચી નાખનારાઓને કેળવણી માટે થોડુંક ખર્ચ કરવું તે પણ ભારે પડે એવી સામાન્ય માન્યતા થઇ ગયેલી. અફસોસી ભરેલો અંધકાર જ જ્યાં આપખુદી ભોગવતો હોય ત્યાં પ્રકાશની કે નવા જીવનની કદર કરવાનો અવકાશ ક્યાંથી હોય ? “ Example is better than precept ” – ‘ જાતે કામ કરી બતાવીને દાખલો બેસાડવો જોઇએ, એ જ કર્તવ્ય કરવાનો સાચો માર્ગ છે – ભાષણો કે બોધની સુંદર વાતોથી કંઇ લાભ નથી. ’ – એ એમણે જાતે કરી બતાવ્યું અને ઇ. સ. ૧૮૯૯ ના જુલાઇથી પોતાના ઘરમાં જ ઇંગ્રેજી શાળા ઉઘાડી. ઇ. સ. ૧૯૦૦ માં પણ ૨૫ – ૩૦ વિદ્યાર્થીઓ થયા. શાળા તો ઘેર જ ચાલતી. પાછળથી ઇ. સ. ૧૯૦૦ ના એપ્રિલથી એ સ્કૂલ સરખેજ ‘ એંગ્લો – વર્નાક્યુલર સ્કૂલ ’ નામથી ખુલ્લી મૂકાઈ, ને ભાડાના મકાનમાં બેસવા લાગી.

ઇંગ્રેજી શાળા માટે તથા ' રીડિંગ રૂમ ' માટે મકાન બંધાવવા માટે તથા શાળાના નિર્વાહ માટે નાણાં માટે ' જનરલ ફંડ ' કરવામાં આવ્યું. વળી, જ્ઞાતિના અગ્રગણ્ય સદ્‌ગૃહસ્થોની સંમતિથી દરેક જ્ઞાતિના વરા પ્રસંગે વરો કરનાર અંગ્રેજી શાળામાં રૂપીઆ પાંચ આપે, એવો કાયદો કરાવ્યો.

સરસ્વતીની આ બન્ને લોકોપકારક સંસ્થાઓ માટે એકત્ર અને સુંદર મંદિર બંધાયું, ને સ્વ. માસ્તર દામોદરદાસના મંત્રીપણા નીચે એક વ્યવસ્થાપક કમિટી નીમાઇ. આ સંસ્થાઓને અંગે બીજાં કેટલાંક વિદ્યોત્તેજક ફંડો પણ ઉભાં થયેલાં, ને તેમાંથી વિદ્યાર્થીઓને ઇનામો અપાતાં હતાં. મકાન માટે ' ફંડ ' એકઠું કરવામાં, મકાનના બાંધકામની દેખરેખમાં અને બહારગામ જઇને એક સ્થાયી ' ફંડ ' કરવાની ચિન્તામાં પુષ્કળ પરિશ્રમથી તેમની આર્થિક, શારીરિક અને માનસિક સ્થિતિ પર ભારે અસર થઇ, ને તેમને ' એનિમિયા 'નો વ્યાધિ લાગુ પડયો. એ સરસ્વતી મંદિરનું વાસ્તુપૂજન, તેના રિપોર્ટ વગેરેની પ્રસિદ્ધિ અને તેમણે કલ્પેલી તેના નિભાવ માટેની યોજનાઓ વગેરે કર્તવ્યો બાકી જ રહ્યાં ! સ્વ. માસ્તર દામોદરદાસનો થોડા દિવસની માંદગી પછી અકાલીન દેહોત્સર્ગ થયો.

સ્વ. દામોદરદાસને જીવનના આરંભથી જ, સારા અને સંગીન વિચારોનો ધ્યાનલીન અભ્યાસ કરવાની ટેવ હતી. પરોપકાર, સેવાવૃત્તિ, ઔદાર્ય અને સ્વાર્પણ એ જ એમનું જીવન હતું. સરખેજમાં આવ્યા પછી કેળવણીને લગતાં ગામમાં અનેક નાનાં મોટાં ફંડો થયેલાં, તેમાં એક પણ એવું ' ફંડ ' ન હતું કે જેમાં નાતના શ્રીમાન્ ભાઇઓ કરતાં તેમણે વધારે નાણાં આપ્યાં ન

હોય ! ઈ. સ. ૧૯૦૦ માં સરખેજમાં 'કૉલેરા' ચાલતો હતો; ઘણાં મનુષ્યો મૃત્યુને બિછાને પડેલાં; તે વખતે સ્વ. માસ્તર દામોદરદાસે અમદાવાદથી ડૉક્ટરની અને દવાઓની મદદ મંગાવેલી, ને તેમણે જાતે જ દરેક દરદીને ઘેર જઈને મદદ પહોંચાડેલી. એક પ્રસંગે એમના મિત્રોએ એમને કહેલું, "નાતના ધનવાન માણસોનો આ વિષય નથી, અને તેથી તમારે જ આવાં કામમાં વધારે પૈસા આપવા જોઈએ;" અને આ કારણથી જ સ્વ. માસ્તર દામોદરદાસે જનોપકારક 'ફંડો'માં આપેલી રકમો સૌથી વધારે હતી, નહીં કે તે ધનાઢ્ય હતા તેથી, પણ નાતના ધનાઢ્ય માણસોને તેથી કોઈ કાળે કર્તવ્યપરાયણતા તરફ અભિરુચિ થાય.

બીજી એક પ્રાસંગિક વાત:—છપ્પનીઆના ભયંકર દુષ્કાળમાં સરખેજના ભાઈઓની સ્થિતિ પણ વિષમ હતી. તે સમયે બંગાળાના એક પરોપકારી ગૃહસ્થે મોકલાવેલાં કપડાં તથા અનાજની મદદ આબરૂદાર માણસોને ઘેર જઈને ગુપ્ત રીતે પહોંચાડેલી. પણ એવું બન્યું કે તે મોકલાવેલી મદદનું સાધન ખૂટી પડ્યું, તેથી સ્વ. માસ્તર દામોદરદાસે 'બંગાળાના બાબુ'ના નામથી કોઈ ન જાણે તેવી રીતે ઘણા માણસોને ઘેર જઈને કપડાં, અનાજ, દ્રવ્ય વગેરેની મદદ પહોંચાડેલી. તેમણે આ વાત જ્ઞાતિજનોને કે ઘરનાં કોઈ પણ સ્વજનને કરેલી નહીં, પણ છેલ્લી બિમારીમાં 'કર્તવ્યધર્મ'ની ચર્ચાનો પ્રસંગ ઉપસ્થિત થતાં તેમણે શ્રી 'સાગર'ને આ વાત કરી હતી.

આ ઉપરથી સમજાશે કે સ્વ. માસ્તર દામોદરદાસનું જીવન કેવું વિશુદ્ધ, ઔદાર્યપૂર્ણ, સેવાભાવી ને સ્વાર્પણમય હતું – પ્રેરણાત્મક, અનુકરણીય ને વંદનીય હતું.

શ્રી ' સાગરે ' પ્રાથમિક અને માધ્યમિક કેળવણી જંબુસર, ધોલેરા, ધોળકા, કપડવંજ વગેરે સ્થળોએ લીધેલી અને ઇંગ્રેજી કેળવણી અમદાવાદની સરકારી હાઇસ્કૂલમાં ઇ. સ. ૧૮૯૭–૯૮ માં લીધેલી. તે સમયે શ્રી અચરતલાલ સૈયદ તેમના વર્ગશિક્ષક હતા અને એદલજી સોરાબજી તલાટી હાઇસ્કુલના હેડમાસ્તર હતા.

ઇ. સ. ૧૮૯૫માં એમનું લગ્ન અ. સૌ. ભાગીરથી સાથે ગામડી ( તા. દસક્રોઇ ) ગામે થયું હતું.

માધ્યમિક કેળવણીના સમય દરમિયાન તેઓ સાહિત્યમાં સારો રસ લેતા અને ઇંગ્રેજી ઉપરથી ગૂજરાતીમાં લેખોનો અનુવાદ સફળ રીતે કરતા, કવિતાઓ લખતા અને તેમનાં આ લખાણો તે સમયનાં સામયિકોમાં છપાતાં. ' દાઝયા ઉપર ડામ ' એ લીટીની પાદપૂર્તિ કરવાની હરીફાઇમાં એમને પ્રથમ ઇનામ મળ્યું હતું. ઇ. સ. ૧૮૯૮માં ઇંગ્રેજી સાતમા ધોરણમાં આવતાં જ એમણે શાળા છોડી. એમનો ગણિતનો વિષય મૂળથી જ નબળો હતો. એમના સહાધ્યાયીઓ કહે છે કે ગણિત શીખવાના સમયે તેઓ ક્લાસમાં કવિતાઓ લખતા.

આવી રીતે, પોતાનો પુત્ર મેટ્રિકની પરીક્ષામાં પણ પાસ થયો નહીં એ વિચારથી એમના પિતાને ઘણું દુઃખ થયું. એમના પિતાની નોકરી તે સમયે સરખેજમાં જ હોવાથી, અભ્યાસ મૂકી દઇને, નિશાળ છોડીને તેઓ અમદાવાદથી સરખેજ આવ્યા.

સરખેજમાં દિવસનો ઘણોખરો ભાગ તે સાહિત્યના અભ્યાસમાં, કવિતાઓ રચવામાં અને ગાવામાં ગાળતા. સ્વ. સરદાર ભોળાનાથ સારાભાઇ અને રા. સા. મહીપતરામ નીલકંઠના સંબંધને લઇને

એમના પિતા સ્વ. દામોદરદાસમાં પ્રભુમાં શ્રદ્ધા, શુદ્ધ નીતિમય જીવન અને નિત્યપ્રાર્થનાના સંસ્કારો હતા. તે ધાર્મિક સંસ્કારો એમને પણ વારસામાં મળ્યા હતા. ગામમાં આવતા સંતસાધુઓ પ્રત્યે એમને ઘણું માન હતું ને જ્યારે જ્યારે ગામમાં કોઇ સંતપુરુષનું આગમન થતું ત્યારે ત્યારે તેઓ દિવસનો ઘણોખરો ભાગ એમની સેવામાં ગાળતા. સરખેજ ગામમાં તે સમયે રણછોડ ભગત કરીને એક હરિજન સંતપુરુષ હતા. એમની સાથે પણ શ્રી ' સાગરે ' ઘણો પરિચય અને સત્સંગ કેળવ્યો હતો. આમ, સાહિત્યપ્રેમની સાથે સાથે ધર્મભાવનાના સંસ્કારો પણ એમ-નામાં જીવનના પ્રાતઃકાલમાં જ બીજરૂપે રહેલા હતા અને વિકાસ પામતા હતા.

ઇ. સ. ૧૮૯૮ ની સાલમાં શ્રી ' સાગરે ' પ્રૉ. મણિલાલનું ' ગુલાબસિંહ, ' સાક્ષર શ્રી ગોવર્ધનરામનું ' સરસ્વતીચંદ્ર ' અને ' સ્નેહમુદ્રા ' વાંચ્યાં અને કાવ્યો લખ્યાં. દિવસનો ઘણોખરો ભાગ સાહિત્યવ્યવસાયમાં જ જતો. સાહિત્યનો અભ્યાસ તો વધ્યે જતો હતો; પણ, શાળાનો અભ્યાસ એમણે મૂકી દીધો હતો. ન હતી કોઇ નોકરી કે બીજો કોઇ ધનપ્રાપ્તિ માટેનો વ્યવસાય. આમ, સામાન્ય દૃષ્ટિએ અર્થહીન જીવન ગાળતા શ્રી ' સાગર 'ને, કંઇ પણ ઉદ્યોગ કરવા માટે, એમના પિતા તરફથી વારંવાર કહેવામાં આવતું. અમદાવાદમાં તે સમયે ઇજનેર મિ. એ. બી. ડીસોઝા હતા. એમની પાસે એઓ નોકરી માટે ગયા. ગુજરાતી અને અંગ્રેજી અક્ષરનો મરોડ એમનો મૂળથી જ સારો. ડીસોઝા સાહેબે કાગળ અને પેનસિલ આપીને એમનું નામ લખવાનું કહ્યું. અંગ્રેજ અમલદારને એમના અક્ષર ઘણા જ ગમ્યા અને તે જ દિવસથી એમને પોતાના

અંગત કારકુન તરીકે રાખી લીધા. પરંતુ, ઇજનેર સાહેબના અંગત કારકુન તરીકેની આ નોકરી એમને વસમી પડી; કારણ કે અમદાવાદથી ધોળકા અને બીજાં નાનાં ગામડાંમાં ઊંટ ઉપર બેસીને મુસાફરી કરવાની. વળી, મૂળથી જ એમનો સ્વતંત્ર મિજાજ એટલે એવી તાબેદારી કરવાનું એમને રૂચ્યું જ નહીં. માત્ર બાવીસ દિવસ નોકરી કરીને એમણે રાજીનામું આપ્યું.

ઇ. સ. ૧૯૦૧ માં એમને રામાનંદ સ્વામી નામે એક સમર્થ સંતનો ભેટો થયો અને આ સંતદ્વારા શ્રી સાગરના ધાર્મિક સંસ્કારોને પોષણ મળ્યું. ઈ. સ. ૧૯૦૧ માં જ આ સ્વામીજી દ્વારા એમની ધર્મભાવના જે બીજરૂપે હતી તેને પોષણ મળ્યું અને સંસાર પ્રત્યે ઉદાસીનતા અને ત્યાગની ભાવનાઓરૂપી ફણગો ફૂટયો. માત્ર અઢાર વર્ષની તરુણ વયે ઇ. સ. ૧૯૦૧ માં એમણે લખેલા "ઉદ્‌ગાર" કાવ્યમાં આપણે એમની જગત પ્રત્યે વિરાગની ભાવના, સગાંસંબંધીઓનો માયિક પ્રેમ અને જગતની દાંભિકતા વિષેના ઉદ્‌ગારો જોઇ શકીએ છીએ:—

રહડયૂં આ ચિત્ત ચકડોળે ! ખરો કૈં માર્ગ ખોળે છેઃ
અને, ઉરવૃત્તિઓ મ્હારી, બધી યે ત્યાગ બોલે છે !
ન જોડાયો – ન જોડાવું, ન સંસારે ડગો માપુંઃ
ન રૂઢિને નમ્યું આપુંઃ ભલે ગૃહ જંગલે સ્થાપું !
સગાં, સંબન્ધીઓ વ્હાલાંઃ બધાં બ્હાનાં જૂઠાં ઠાલાં !
પિતા, માતા, પતિ, પત્નીઃ અરે રે ! માત્ર કહેવાનાં !
અનુસરૂં તો ગમૂં સૌને ! હૂં દુઃખી તો ન કોઇને ?
જગતમાં જોઉં એ નીતિ ! ફસાવૂં ત્યાં શૂં મોહીને ?

જૂઠો આ દમ્ભ સૌ ભાસે ! નથી વિશ્વાસ વ્યવહારે !
ભ્રમણ વમળે સ્હડું શાને ? પ્રભુ વિણ કોણ છે મ્હારે ?

[ દીવાને સાગર ઉદ્‌ગાર ]

આપણે જાણીએ છીએ કે અનેક લાગણીપ્રધાન સંસ્કારી મનુષ્યોના જીવનમાં એકાદ લાક્ષણિક પ્રસંગ આખા જીવનનો પ્રવાહ બદલી નાખે છે. શ્રી ' સાગર 'ની બાબતમાં પણ આવું જ બન્યું. ઇ. સ. ૧૯૦૩ના ડિસેમ્બરની ૧૭ મી તારીખે એમના પિતાનો દેહાન્ત થયો. એ બનાવથી જીવનની ક્ષણભંગુરતા પૂરેપૂરી એમના લક્ષમાં આવી: એમના પિતાના એક મિત્રના પત્રના ઉત્તરમાં એ લખે છે:—

" સંસારમાં ઉદાસીનતા તો સૌથી પહેલી તમારા આ બાળકના ખ્યાલમાં એના સ્વર્ગવાસી પિતાના શરીરને મૃત્યુ પામતું જોઇને, આવેલી. એ શરીર અને હૃદય બન્ને ખરેખર જ સુંદર હતાં અને એમાં રહેલો આત્મા – જીવાત્મા – નિઃસંદેહ કર્મયોગી જીવાત્મા હતો. એ શબનું દહન આ હાથે થયું ત્યારથી જ એણે જોઈ લીધું હતું કે આ પ્રમાણે એક વાર જરૂર જ ચાલ્યા જવાનું છે અને તે પહેલાં કોઇ એવી તૈયારી કરવી જોઇએ કે શરીરધારણ સાર્થક થાય. એણે જોયું હતું કે માટીના લાખો પદાર્થોમાંથી એક પણ સાથે આવતો નથી અને એને મેળવવામાં શરીરનો વ્યય કરવો એ કેવળ મૂર્ખતા છે. પિતાના મૃત્યુ પછી ન્હાના બન્ને ભાઇઓને શિક્ષણ આપવાનું, માતાની નોકરી ચાલુ રખાવવાની અને પિતામહની સેવા કરવાની તથા વ્યવહાર સાચવવાની ફરજો અનિવાર્ય હતી. ' આ બધી ફરજો કયારે પૂરી થાય

અને મ્હારી ઝિન્દગાનીને કોઈ મહાન તૈયારીમાં હું ક્યારે મૂકું એવો મને વારંવાર જ વિચાર આવ્યા કરતો. પરમાત્મા દયાળુ છે અને તેણે હૃદયની ચીસ સાંભળી. ”

આમ શ્રી ‘ સાગર ’ના જીવનના એક જ આધિભૌતિક બનાવે એમના અંતરમાં બીજરૂપે રહેલી પ્રભુભક્તિની ભાવનાને કેટલો પ્રબળ વેગ આપ્યો એ સહજ સમજી શકાશે.

એમના જીવનનાં પ્રથમનાં વીસ વર્ષોની બાહ્યભૂમિકા આપણે જોઇ. એમની આન્તરભૂમિકા તે સમયે કઇ કક્ષાએ હતી, એમણે આત્માના વિકાસ માટે તે સમયે કોઇ સિદ્ધાન્તો નક્કી કરેલા કે કેમ – ટૂંકમાં, તે સમયે એમનું આત્મસામ્રાજ્ય કેવું હતું તે સમજવા માટે આપણે એમનું અંતરંગ તપાસીશું.



# આત્મમંથનકાળ

ઈ. સ. ૧૯૦૨નું વર્ષ આપણને શ્રી 'સાગર'ના જીવનના વીસમા વર્ષમાં લઈ જાય છે. આપણે જોયું કે એમના પિતાના મૃત્યુના બનાવે શ્રી સાગરના યુવાન કવિહૃદય ઉપર ભારે ગમગીનીની અને વૈરાગ્યની અસર કરી. સંસારમાં કંઇ જ નથી અને ખરૂં જીવન આ દૃશ્ય જગતની પેલી પાર છે એટલી વાત તો શ્રી 'સાગર'ના હૃદયમાં ચોક્કસપણે નિશ્ચિત થઈ. ઈ. સ ૧૯૦૩ થી એમને ગૃહસ્થજીવનનો આરંભ કરવો પડયો અને પોતાના પિતાની તમામ જવાબદારીઓ સ્વીકારવી પડી. ઈ. સ. ૧૯૦૪માં એ વડોદરાના શ્રીમન્નૃસિંહાચાર્યજીના શ્રેયસ્સાધક અધિકારી વર્ગમાં જોડાયા, પરંતુ એ સંબંધ બહુ લાંબો ચાલ્યો નહીં. આ વર્ગમાંથી કેમ છૂટા થવું પડયું તે સંબંધી એમણે એક પત્રમાં લખ્યું છે:—

" ઇ. સ. ૧૯૦૪–૦૫ માં જ 'મહાકાળ' અને 'પ્રાતઃકાળ માસિક પત્રોના લેખોથી આકર્ષાઇને 'શ્રેયસ્સાધક અધિકારી વર્ગ'ની મ્હેં દીક્ષા લીધી હતી. વડોદરે ઘણીકવાર તે અરસામાં ગયેલો. શ્રીમાન્ માસ્તર સાહેબ – ( છો. જી. )ને એકાન્તમાં પણ મળેલો અને એમનાં પુસ્તકો પણ તે અરસામાં ધ્યાનથી જોયેલાં. પણ, પરમાત્માનું નિર્માણ હોઇ એવું જ કે પૂરાં બે વર્ષ પણ એ વર્ગનો સંબન્ધ રહી શક્યો નહીં. એક બનાવ એવો બન્યો અને તેણે મ્હને સ્પષ્ટ બતાવ્યું કે સત્યને જ્યારે દીવાલો બાંધીને મર્યાદિત

કરવામાં આવે છે ત્યારે દૃષ્ટિ સંકુચિત થઇ જાય છે અને દીવાલો બહારનો ભવ્ય પ્રકાશ પણ એવી દૃષ્ટિ સહન કરી શકતી નથી. * * * જાહેરમાં એવી એક ચર્ચા કરવાનો પ્રસંગ આવતાં જ એ વર્ગને મ્હેં કાયમ માટે છોડી દીધો. ઇ. સ. ૧૯૦૬. ”

ઇ. સ. ૧૯૦૪ થી ઇ. સ. ૧૯૦૬ નો સમય સંભારતાં એ પણ કહેવું જોઇએ કે શ્રી ‘ સાગર ’ના ઊર્મિપ્રધાન હૃદયને એમના પિતાના મૃત્યુથી જે કારી ઘા લાગ્યો અને જગત તરફ જે વિરાગવૃત્તિ ઉદ્‌ભવી તેને કાયમનો રંગ આપવામાં સંસ્થાન લાઠીના સદ્‌ગત ઠાકોર સાહેબ શ્રી સુરસિંહજી અથવા કલાપીની કવિતાનો સંગ્રહ – ‘ કલાપીનો કેકારવ ’ ઘણે અંશે કારણભૂત છે. ‘ કેકારવ ’માંની દર્દભરી કવિતાઓ, સુફીવાદની યુવાન દિલને આકર્ષતી ગઝલો અને આત્મમંથનભરી ઊર્મિઓએ શ્રી ‘ સાગર ’ને કલાપીના શિષ્ય બનાવ્યા. હૃદયમાં વૈરાગ્ય તો હતો જ. માત્ર એને ઘનીભૂત કરવા માટે કોઇ દિવ્ય પ્રકાશની એ રાહ જોતું હતું. એવો દિવ્ય પ્રકાશ શ્રી ‘સાગરે’ કલાપીમાં જોયો અને શ્રી ‘સાગર’નું હૃદય કલાપીને પૂજ્યભાવે નમી ગયું. એ પૂજ્યભાવે પ્રદર્શિત કરતાં અને પોતાના આન્તરજીવનના નિયામક વિષે ઉલ્લેખ કરતાં શ્રી સાગર લખે છે:—

“ હવે અધમોદ્ધારણ પતિતપાવન શ્રી ગુરુમહારાજની વાત આવે છે. કયા ગુરુ, કેવા ગુરુ એવું તો કહી શકાય જ નહીં; કેમકે, ખરો અને પૂરો શિષ્ય પોતાના ગુરુમહારાજને પરમાત્મા સિવાય બીજા કોઇ નામથી કદાપિ ઓળખી કે ઓળખાવી શકતો નથી. અલબત્ત, મ્હારી ઝિન્દગાનીમાં મહાન્ ફેરફાર કરનાર તો

પરમાત્મા પોતે જ છે. મ્હારી આંખે આખું જગત જોઇ શકે એમ નથી એટલે એ વિષે બોલવું કેવળ વ્યર્થ છે. જગત પોતાની ભાષામાં સત્યોને સમજી શકે છે; પણ ખરૂં તો **સત્યની ભાષા** જગતે ભણવી જોઇએ, અને **તો** જ સત્યનો સાક્ષાત્કાર અનુભવાય. જગતે પોતાની ભાષાનો એટલે પ્રાપંચિક ભાષાનો રંગ સત્યને ચડાવવાને મથે છે ! અને તેથી **સત્ય પાસે છતાં પણ** અનુભવાતું નથી. જ્યારે જગતની ભાષા વાપરવાની મ્હને કંઇક ટેવ હતી, ત્યારે મ્હેં કહેલું કે મ્હારી ઝિન્દગાનીમાં થયેલો ફેરફાર પૂજ્યપાદ **કલાપીદેવ** એટલે સંસ્થાન લાઠીના સ્વ. ઠાકોર સાહેબ શ્રીમાન્ સુરસિંહજીને લીધે છે. એમના સ્થૂલ શરીરને મ્હેં જોયું નથી, પરન્તુ એમના મન્ત્રો સાથે એવી તો ધ્યાનલીનતા જામેલી કે એમનું સૂક્ષ્મ શરીર મ્હને પૂર્ણ પવિત્ર કરવાને અને માર્ગ બતાવવાને ખાસ આવેલું. ખરી વાત તો એવી છે કે શિષ્યને જ્યાં સુધી પોતાના ગુરુમાં ' ગુરુભાવના ' હોય છે, ત્યાં સુધી એ અદ્ભુત વસ્તુ એનાથી ગ્રહી શકાતી જ નથી, પણ, જો એ દિવ્યતામાં એની **પરમાત્મભાવના** અનુભવાયલી હોય છે, તો જ એ અદ્ભુત વસ્તુને એ ઝીલી શકે છે. શિષ્યની પાત્રતા વિના, વિરાગી હૃદય અને શ્રદ્ધાળુ ભાવના વિના ગુરુ મહારાજ કંઇ જ કરી શકતા નથી. જ્યારે પ્રભુને મેળવવાને હૃદયની **તીવ્રમાં તીવ્ર** અભિલાષા પ્રકટે છે, ત્યારે **પરમાત્મા પોતે** ગુરુમહારાજનો વેશ લઇને ગમે ત્યાંથી ગમે તે રૂપે **સાચા મુમુક્ષુને આંગણે** અવશ્ય જ પધારે છે અને માર્ગ આપે છે. આપના આ બાળકનો એવો વારંવારનો અનુભવ છે. ગુરુ શિષ્યનો સંબંધ કંઇક ચંદ્રચકોર જેવો, કંઇક લોહ અને લોહચુંબક જેવો અને કંઇક સ્વાતિબિન્દુ અને છીપ જેવો છે. ”

કલાપીએ શ્રી 'સાગર'ના સાહિત્યજીવન ઉપર અને આત્મજીવન ઉપર – બન્ને ઉપર અસર કરી છે. સાહિત્યજીવનમાં, કવિતાના બહિરંગમાં આવેશવાળી ભવ્ય શૈલી અને અંતરંગમાં આત્મમંથનનું તત્ત્વ એમને કલાપી દ્વારા સાંપડ્યાં. તેવી જ રીતે આત્મજીવનના પ્રવાહમાં સુફીવાદના સિદ્ધાન્તોનો સ્વીકાર શ્રી કલાપીના અભ્યાસનું જ પરિણામ છે.

ઇ. સ. ૧૯૦૪ માં શ્રી 'સાગર'ને સ્વામી સ્વયંપ્રકાશજી નામે એક સંતપુરુષનો મેળાપ થયો. એમણે થોડોક સમય શ્રી 'સાગર' સાથે ગાળ્યો. અને શ્રી 'સાગર'ના આન્તરજીવનની પાત્રતા જોઇ, એમણે શ્રી 'સાગર' ને "અખાની વાણી"માં અન્તર્ગત થયેલું વેદાન્ત ભણાવ્યું. ઇ. સ. ૧૯૦૪ થી ઇ. સ. ૧૯૦૯ સુધીના પાંચ વર્ષના ગાળમાં શ્રી 'સાગર'ના જીવનમાં ત્રિવિધ બળો કામ કરી રહ્યાં હતાં:—(૧) જ્ઞાતિસેવાની ભાવના (૨) આત્મવિકાસની ભાવના (૩) સાહિત્યપ્રવૃત્તિ.

પહેલી ભાવનાની સિદ્ધિને અર્થે એમણે એમના ગામમાં, સરખેજમાં ચાલતી અંગ્રેજી શાળાના કાર્યવાહનનો ભાર ઉપાડી લીધો અને ઇ. સ. ૧૯૦૮માં "**મોઢ બ્રાહ્મણ**" નામે એક માસિક પત્ર કાઢવાની શરૂઆત કરી. આ માસિક પત્રમાં બાળ-મરણની પાછળ કરવામાં આવતા નાતવરાઓ ઉપર, કજોડાંનાં લગ્ન ઉપર અને એવી બીજી અનેક નાનીમોટી જ્ઞાતિની ક્ષતિઓ ઉપર તંત્રીસ્થાનેથી સખત પ્રહારો અને કડક ટીકાઓ કરવામાં આવતાં. આ ઉપરાંત, જ્ઞાતિના વિદ્યાર્થીઓ માટે શાળાની ફી, પુસ્તકો વગેરે માટે આ પત્રમાં વિનંતિપત્રો દ્વારા પ્રબંધ કરવામાં આવતો; વળી ઇનામી નિબંધો લખાવવાની યોજના પણ શરૂ કરવામાં આવી હતી.

આત્મવિકાસની ભાવના તો પ્રદીપ્ત હતી જ. ‘ કલાપીનો કેકારવ ’નો અભ્યાસ તે સમયે મુખ્ય હતો. આ અભ્યાસને અંગે એમણે ફારસી શાયર હાફેઝ તથા મૌલાના જલાલુદીન રૂમી અને સ્વીડનબૉર્ગ, એમર્સન, જેમ્સ એલન, કાર્લાઇલ અને ગેટે જેવા સમર્થ પાશ્ચાત્ય વિચારકો તેમ જ સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થ જેવાં મહાન આર્ય સંતહૃદયોની કૃતિઓનો અભ્યાસ કર્યો.

હવે રહી સાહિત્યપ્રવૃત્તિ. જ્ઞાતિસેવાની ધગશ અને આત્મજ્ઞાનનું લક્ષ – એ બે પ્રવાહોના દ્વિધા વહનમાંથી જે લાગણીભર્યા ઉદ્ગારો કાવ્યોરૂપે અને પ્રાર્થનાઓરૂપે બહાર પડે તે એમનું તે સમયનું કાવ્યસાહિત્ય હતું. આ ઉપરાંત સ્વ. સર રમણભાઇના પરિચયમાં એ હતા અને કેટલોક સમય ‘ જ્ઞાનસુધા ’ માસિકનું સંપાદનકાર્ય એમણે કર્યું હતું. અવારનવાર તે સમયનાં માસિકો ‘ બુદ્ધિપ્રકાશ ’ અને ‘ જ્ઞાનસુધા ’માં તેઓ લેખો અને કાવ્યો લખતા. ઈ. સ. ૧૯૦૭–૮ અને ૦૯ માં “ કલાપી અને ત્હેની કવિતા ” એ મથાળા નીચે એમણે કલાપીની કવિતાઓનું લંબાણથી વિવેચન કર્યું હતું, જે પાછળથી સ્વતંત્ર પુસ્તક રૂપે બહાર પડ્યું હતું. એ લંબાણભર્યા વિવેચનાત્મક લેખે વિદ્વાનોનું સારું ધ્યાન ખેંચ્યું હતું. ઇ. સ. ૧૯૦૯ માં કેટલોક વખત એમણે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઑફિસમાં, ગુજરાતી કોષ તૈયાર કરવાના કામમાં, નોકરી કરી હતી. તે સમયની અંતઃસ્થિતિનું આલેખન કરતાં એક પત્રમાં તે લખે છે:—

“ મ્હારા હૃદયમાં તે કાળે એક જ તાન ચાલતું હતું કે:— **परोपकारार्थमिदंशरीरम्** । આ સૂત્ર અને એનું શિક્ષણ મ્હને વારસામાં મળ્યાં હતાં, એ આપ સમજી શકશો. પિતાના જીવનની

અને મિત્ર તરીકે એમણે મ્હારી સાથે છેલ્લા છ આઠ મહિના જે પરિચય રાખેલો, તેની જ એ અસર હતી. પરમાત્માએ મ્હારા પિતા દ્વારા સરખેજમાં એક ઇંગ્લિશ સ્કુલની સ્થાપના કરાવેલી, એ કાર્ય મ્હેં ઉપાડી લીધું અને થોડા જ કાળમાં જ્ઞાતિનું એક માસિક કહાડવું શરૂ કર્યું—અહમદાબાદમાં એક બૉર્ડિંગ ઉઘાડી. જીવનને આ પ્રમાણે જનસેવાના યજ્ઞમાં હોમી દેવું એવું નક્કી કર્યું. મ્હારા માસિક પત્રમાં સમાજને પ્રેમનો, જ્ઞાનનો અને જનસેવાનો ઉપદેશ કરવામાં આવતો. અલબત્ત, એ વાત પણ કહેવી જોઇયે કે **પ્રેમ** વિશે અને **જ્ઞાન** વિશે મ્હને પોતાને કશો પ્રત્યક્ષ અનુભવ ન હતો, અને છતાં, હું માસિક પત્રમાં એ વિષે વિસ્તારથી લખી શકતો હતો ! આ જમાનાની એ પણ બલિહારી છે કે માણસ પરોક્ષજ્ઞાનથી ઘણી સારી અને ડાહી ડાહી દેખાવડી વાતો બીજાને બોધી શકે છે ! મ્હારા આન્તરજીવનમાં તે વખતે દોષ કે દુર્ગુણ જેવું કશું જ ન હતું, પણ વાત એ હતી કે મ્હને **પરમાત્માનો કશો સ્વાનુભવ નહોતો.** ”

“ સત્ય તરફની મ્હારા હૃદયની વૃત્તિ **વધારે સતેજ** થતી જતી હતી. ઝિન્દગી લોકસેવામાં જ ગાળવી એવા નિર્ણય સાથે માસિક પત્ર શરૂ કરેલું અને બોર્ડિંગ પણ શરૂ કરેલી. **મનુષ્ય બીજાને માટે જ જન્મો છે, પોતાને માટે નહીં** અને **परोपकारार्थमिदंशरीरम्** । એ બે તે સમયનાં જીવનસૂત્રો હતાં. બીજા શબ્દોમાં કહીએ તો વારસામાં મળેલો આ **ગીતાનો કર્મયોગ** જ હતો. મેં ગીતા વાંચી ન હતી. પણ એક બે મહાન હૃદયોને ગ્રન્થના રૂપમાં પૂજતાં હું શીખતો હતો. **વિવેકાનન્દ, ગૌતમ બુદ્ધ, સ્વીડનબૉર્ગ** અને **કલાપી.** મ્હારા પોતાના જીવનનો

ક્રમ અને મ્હારા હૃદયનું નિશાન હું વખ્તોવખ્ત તપાસતો હતો. પ્રાર્થનાઓ વારંવાર કરતો હતો. પ્રાર્થનાનાં ગીતો પણ લખાઇ જતાં હતાં. પ્રભુને એક મહાન પિતા તરીકે, જગતના સ્રષ્ટા અને નિયન્તા તરીકે જાણતો હતો. ”

ઇ. સ. ૧૯૦૯ સુધીમાં શ્રી ‘ સાગર ’ના આન્તરજીવનની ભૂમિકા આ પ્રમાણેની હતી. આ ભૂમિકામાં દૃશ્યમાન થતી જ્ઞાતિ સેવાની – જ્ઞાતિસુધારણાની અને પ્રભુને મહાન પિતા તરીકે પૂજવાની ભાવનાઓ એમના સાહિત્યમાં પણ પ્રતિબિંબિત થાય છે.

શ્રી ‘ સાગર ’ના જીવનનો આત્મમંથનકાળ ઇ. સ. ૧૯૦૩ [ એમના પિતાનું મૃત્યુનું વર્ષ ]થી ઇ. સ. ૧૯૦૯ સુધીનો છે. આ વર્ષો દરમિયાન એમની જીવનભૂમિકા અને ઇશ્વર સંબંધીની માન્યતા વિષે એમણે વિસ્તારથી ઉપર આપેલા પરિચ્છેદમાં જણાવ્યું છે એટલે એ દૃષ્ટિએ આપણે એમના હૃદયવિવર્તો તપાસીએ.

બધું છોડી દઇને ‘જે લલાટે લખાવેલું’ એ જ ‘અજમાવવા’ માટેના ત્યાગની ભાવના માત્ર અઢાર વર્ષની તરુણ વયે ઇ. સ. ૧૯૦૧ માં લખેલા “ ઉદ્‌ગાર ” કાવ્યમાં એમણે વ્યક્ત કરી છે. એ પહેલાં પણ એમણે કાવ્યો લખ્યાં હશે, પરંતુ ઇ. સ. ૧૯૧૬ માં છપાયેલા એમના પાંચસો પાનાંના દળદાર કાવ્યગ્રંથ “ દીવાને સાગર ”માં આ કાવ્ય જ કાલાનુક્રમે પ્રથમ કાવ્ય છે અને એ કાવ્યની નીચે એમણે સ્વહસ્તે જ “ 4 Nov. 1901 ” લખ્યું છે એટલે આપણે એને પ્રથમ કાવ્ય ગણીશું. આ કાવ્યમાં આપણે વૈરાગ્યવૃત્તિ બીજરૂપે જોઇ શકીએ છીએ. એમના ગુરુ શ્રી કલાપીએ પણ અઢાર વર્ષની ઉંમરે જ પ્રથમ કાવ્ય “ ફકીરી હાલ ” લખ્યું.

આ બંને કાવ્યો ગઝલરૂપે છે અને બંનેમાં ત્યાગની ભાવના જ પ્રધાનરૂપે છે – એ હકીકત પણ આત્મજીવનના અભ્યાસીને નોંધવા-લાયક છે.

આ પછી ઇ. સ. ૧૯૦૪ માં ' પ્રભુને એક મહાન પિતા તરીકે, જગતના સ્રષ્ટા અને નિયન્તા તરીકે ' પૂજતાં જે પ્રાર્થના-ત્મક કાવ્યો શ્રી ' સાગર 'ના કવિહૃદયમાંથી ઝર્યાં તે આવે છે. ભક્તને યોગ્ય દીનતા અને પ્રભુકૃપાની યાચના એ આ પ્રકારનાં કાવ્યોનાં લક્ષણો છે. ( ૧ ) ભક્તિ કરૂં ભગવાન ! અને ( ૨ ) શાશ્વતી શાન્તિ આપો એ બે ઇ. સ. ૧૯૦૪ નાં કાવ્યોમાં આ ભાવનાઓ વ્યક્ત થાય છેઃ—

ભક્તિ કરૂં, ભગવાન ! ભાવે ભક્તિ કરૂં, ભગવાન !
નીતિ વિના નહીં મુક્તિ કદાપિ; નીતિ એ મ્હારૂં નિશાન !
ભાવે ભક્તિ કરૂં ભગવાન !

× × ×

તું વિણ વિશ્વ વિષે નહીં મારૂં, કોઇ પ્રભો ! નિર્વાણઃ
બાળી ભવાટવી ભડકી મરૂં છું ! બાળક બહુ નાદાન !
ભાવે ભક્તિ કરૂં ભગવાન !

× × ×

પ્રેરો, પ્રભો ! શુભ વૃત્તિ હૃદયમાં, અર્ભક અતિ અજ્ઞાનઃ
આ ભવસાગરમાં ચલવો, વિભુ ! મ્હારૂં ગરીબનું વહાણુ !
ભાવે ભક્તિ કરૂં ભગવાન !

[ દીવાને સાગર : ભક્તિ કરું, ભગવાન ! ]

" શાશ્વતી શાન્તિ આપો " એ કાવ્યમાં પણ એ જ સૂર છે:—

× × ×

ધાતા ! નેતા ! મધુરિપુ ! વિભો ! ઇશ ! કલ્યાણકર્તા !
ત્હારે પાયે નમૂં નમૂં, પ્રભો ! પૂર્ણ કારુણ્યદાતા !
થાકેલો હૂં શરણ ગ્રહીને માગૂં પાપક્ષમાઓ !
યાચૂં છૂં હૂં સરળ હૃદયે શાશ્વતી શાન્તિ આપો !

[ દીવાને સાગર : શાશ્વતી શાન્તિ આપો ]

આવી પ્રાર્થનાઓ ઉપરાંત ઇ. સ. ૧૯૦૪ ના વર્ષમાં શ્રી ' સાગરે ' હૃદયની ઉછળતી મસ્તી અને દર્દભરી ગઝલો લખી છે. આ ગઝલોમાં ' દિલ્દાર, ' ' દિલ્બર ' અને ' મહબૂબ ' જેવા શબ્દો વપરાયા છે. આવા પ્રકારની ગઝલો ' કલાપીનો કેકારવ 'માં સુફીવાદના સિદ્ધાન્તનો આશ્રય લઇને લખાયેલી ગઝલોના અભ્યાસની અસરનું પરિણામ છે. આ ગઝલોમાં રહેલો ભાવ સમજવામાં અર્થ વિપર્યય ન થાય એ માટે આપણે સુફીવાદના મુખ્ય સિદ્ધાન્તો અને પારિભાષિક શબ્દો સમજવાની જરૂર છે.

## સુફીવાદ અને ગઝલો

ગઝલ શબ્દનો મૂળ અર્થ ફારસી લેખકો જણાવે છે કે, " ગઝલ એટલે પ્રિયતમની પ્રિયતમા સાથેની પ્રેમવાર્તા. " એ અર્થ વિશેષ સ્પષ્ટ કરતાં એક ફારસી લેખકે જણાવ્યું છે:—

" ઇશ્કના રાહમાં નડતી પારાવાર વેદના એ જ ગઝલની પંક્તિઓ; ગઝલમાં ખાસ કરીને **પ્રિયતમાના** વિરહથી થયેલી પ્રેમીની દર્દી દશાનું નિરૂપણ, તેનો વિરહાક્રન્દ, પ્રેમમૂર્તિના સ્વરૂપનું

સતત સ્મરણ અને તેનું બયાન, તેના દર્શનની ઉત્કટ આતુરતા, તેના વગરની તેની અસ્વસ્થતા, પ્રેમી જિગરની બળતરાના ઉભરા – દુઃખભર્યું રુદન વગેરે અવશ્ય હોય છે અને જેમાં એ ન હોય તે ગઝલ ગઝલ નામને પાત્ર નથી. "

આ ઉપરથી વાચકને સ્પષ્ટ થશે કે ગઝલ એ કોઇ છંદ-રચનાનું નામ નથી પણ અમુક રચનાના સૂક્ષ્મ ભાવશરીરનું નામ છે.

પ્રેમભક્તિદ્વારા પ્રભુપ્રાપ્તિ કરવાના પ્રયત્નો જુદી જુદી પ્રજાઓમાં જુદે જુદે સમયે થયા છે. ખ્રિસ્તી પ્રજામાં પ્રેમસ્વરૂપ શ્રી કૃષ્ણના ભક્તો એમને પૂર્ણ પુરુષ ગણે છે અને એમના પ્રત્યેના વ્રજની ગોપીઓના પ્રેમને પરમાત્મપ્રેમ માને છેઃ વૈષ્ણવ સંપ્રદાયમાં તો શ્રી કૃષ્ણની ખુદ પરમાત્મા તરીકે જ ભક્તિ થાય છે અને તે એટલે સુધી કે ખરો ભક્ત શ્રી કૃષ્ણ સિવાય બીજા કોઇને " પુરુષ "ની ભાવનાથી જોતો જ નથી. એ માને છે કે ' પતિ ' તો પરમ પુરુષ શ્રી કૃષ્ણ એક જ છે અને તેમને પામવાને દરેકે તેની " ગોપી " જ બનવું જોઇએ.

વૈષ્ણવ સંપ્રદાયને અનુરૂપ પણ બાહ્યમાં તેનાથી ભિન્ન પ્રકારનો સુફીવાદનો સંપ્રદાય ઇરાન, અરબસ્તાન વગેરે દેશોમાં પ્રવર્તે છે. મીરાંબાઇ, નરસિંહ મહેતા વગેરે તેમ જ અન્ય શ્રી કૃષ્ણભક્તો જેવી રીતે પોતાને ' સખી ' અને પ્રભુને ' પ્રિયતમ ' માને છે તેવી રીતે ઇરાન વગેરે દેશોના સુફી ફકીરો પ્રભુને પ્રેમસ્વરૂપ પ્રિયતમા – માશૂક માને છે અને પ્રભુને દિલબર, દિલદાર, માશૂક, મહબૂબ, સનમ વગેરે નામોથી સંબોધે છે. સુફીની માશૂક એટલે કે પ્રિયતમા કોઇ શરીરધારી સ્ત્રીની મૂર્તિ નથી, પણ

પ્રભુની કાલ્પનિક આદર્શમૂર્તિ ( Beau Ideal ) છે. આમ છતાં આવી માશૂકનો પ્રેમ નિરૂપતી ગઝલોમાં તેના ગાલની લાલી, અધરની સુરખી, તેના પગની મેંદી, ચુંબનવ્યવહાર, તેનું શરાબી જામ અને તેનો મિલાપ કરાવનાર સાકી અને શરાબખાનું વગેરે શબ્દોનો ઉપયોગ આવે છે. સુફીઓ જણાવે છે કે આ બધા પારિભાષિક શબ્દો ( Technical terms ) છે. ' ખુશબો ' એટલે ' સનમની મીઠી નજર, ' ' શરાબ ' એટલે ' પ્રભુપ્રેમની ઉન્મત્ત દશા, ' ' ચુંબન ' એટલે ' સનમની નિકટતા, ' ' સાકી ' એટલે ' ગુરુ, ' ' અધરરસ ' એટલે ' પ્રભુના પ્રત્યક્ષ પ્રેમની ઝાંખી ' અને ' ગાલની લાલી ' એટલે ' પ્રભુના સૌંદર્યનું અને તેની પ્રેમકૃપાનું અનુભવદર્શન ', આ પ્રમાણે સમજવામાં આવે છે.

દરેક ગઝલમાં ભક્ત અને પ્રભુ વચ્ચેના સંબંધનું નિરૂપણ હોય, એમ ન પણ બને. જે ગઝલોમાં સ્ત્રીપુરુષના સામાન્ય માનવપ્રેમનો સંબંધ વ્યક્ત કરેલો હોય તેને " ઇશ્કે મિઝાજી " કહેવામાં આવે છે અને જેમાં કેવળ ભાવનામય અમૂર્ત પ્રભુને મૂર્ત સ્વરૂપે કલ્પીને સંબોધન કર્યું હોય તેવા પ્રેમને " ઇશ્કે હકીકી " કહે છે. બન્નેમાં ભાષા અને ભાવનિરૂપણ સરખાં જ હોવાથી અંગત માહિતી વિના કઈ ગઝલો " ઇશ્કે મિઝાજી " નિરૂપે છે અને કઈ " ઇશ્કે હકીકી " નિરૂપે છે એ કહેવું મુશ્કેલ થઈ પડે છે. " કલાપીનો કેકારવ "માં ઇશ્કે મિઝાજી અને ઇશ્કે હકીકી બન્ને ભાવોનું નિરૂપણ કરવામાં આવ્યું છે, પરંતુ શ્રી ' સાગર 'ની ગઝલોમાં આ બે ભાવનું નિરૂપણ નથી. એ તો માત્ર " ઇશ્કે હકીકી " જ ગાય છે. આટલી મહત્ત્વની વાત નોંધી લઈ હવે આપણે " સુફી " શબ્દનો અર્થ જોઈએ.

" સુફી " એ શબ્દનો અર્થ ( સુફ્ = ઉન, એ ઉપરથી ),

ઉનનો જામો – કફની પહેરનાર ફકીર, એવો થાય છે અને એ ઉપરથી રૂઢ અર્થ, સુફી એટલે પવિત્ર મનુષ્ય – પ્રભુભક્ત – એવો કરવામાં આવે છે. આર્યધર્મનાં શાસ્ત્રોમાં જેમ ઉપાસના, જ્ઞાનકાણ્ડ અને યોગદર્શનના માર્ગે બ્રહ્મજ્ઞાન પમાય છે અને આમ છતાં યે શ્રી હરિના ભક્તો કેવળ સતત ભજનકીર્તનમાં લીન રહીને પ્રભુપ્રાપ્તિ કરે છે; તે જ રીતે સુફીવાદના અનુયાયીઓ શાસ્ત્રની આજ્ઞાઓ કરતાં આત્માનુભવને વધારે પ્રાધાન્ય આપે છે, અને આપણા સાહિત્યમાં જાણીતાં થયેલાં ભક્તહૃદયોની માફક બધી વાસનાઓનો લય કરીને પ્રભુના એક જ વિચારમાં ને ભજનમાં ઝિન્દગીનું સર્વસ્વાર્પણ કરે છે.

વૈષ્ણવ સંપ્રદાયનો ભક્ત જેમ શ્રી કૃષ્ણની ભક્તિમાં મસ્ત રહે છે અને ગાનતાન, નૃત્યાદિ કરે છે તેમ સુફી આશકો પણ 'નાચનારા કવિઓ' ( Dancing Poets ) કહેવાય છે. એઓ ઉનનો જામો ( ફકીરની કફની જેવું લાંબું પહેરણ ) પહેરે છે, બંસી બજાવે છે અને ગઝલ – કવ્વાલીની બેતો લલકારતા સનમના ગાનતાનમાં મસ્ત જીવન ગુજારે છે.

સુફી આશકના સનમના આ ચિંતનને " તસવ્વર " અથવા " તફક્કુર " કહે છે. સુફીવાદમાં અને શંકરાચાર્યના જ્ઞાનમાર્ગમાં ઘણે અંશે મળતાપણું છે. બધી દેહાત્મભાવનાઓના વિલયદ્વારા જીવ અને બ્રહ્મની એકતા – એ જ સુફી આશકનું અંતિમ લક્ષ્ય હોય છે. સુફીવાદના માર્ગે જતા પ્રવાસીને માટે (૧) શરીઅત (૨) તરીકત (૩) હકીકત અને (૪) મારિફત એમ ચાર આન્તર-દશાના મુકામો છે. (૧) શરીઅત એટલે હરકોઈ વસ્તુને પોતાની ઇષ્ટમૂર્તિ માની એમાં જ લીન રહેવું. આર્ય ધર્મના કર્મકાણ્ડની

પૂજનવિધિને મળતી સગુણ મૂર્તિપૂજાની આ સ્થિતિ છે. (૨) તરીકતનો પ્રદેશ કંઈક પ્રેમભક્તિ અને તેની સાથે તત્ત્વજ્ઞાનનો છે. પોતાના ગુરુમાં સર્વસ્વાર્પણ કરવું – એ આ દશામાં આવે છે. (૩) હકીકતની દશામાં તો આશક પોતાનું તમામ વ્યક્તિત્વ ( દેહાત્મભાવ ) પ્રેમમાં ( બ્રહ્મમાં ) ઓગાળી દે છે, ' પોતા 'ને ભૂલવા માંડે છે અને પ્રેમરૂપ થઈ જાય છે. જ્ઞાનમાર્ગમાં પૂર્ણ ભકિતયોગની ભૂમિકા સાથે આને સરખાવી શકાય. ( ૪ ) મારિફતની દશામાં તો અહંકારનો સંપૂર્ણ વિલય થઈ જાય છે અને જ્ઞાનમાર્ગમાં કેવલાદ્વૈતની છેલ્લી ભૂમિકા તે આ જ છે. આ ચાર ક્રમોને કેટલાક સુફી મહાત્માઓ (૧) ફના – ફી – શય ( હરકોઈ વસ્તુમાં સ્વાર્પણ ) (૨) ફના – ફી – શેખ ( ગુરુ એટલે " સાકી "માં સર્વસ્વાર્પણ ) (૩) ફના – ફી – રસુલ ( ઈશ્વરાવતાર એટલે પયગમ્બરમાં સર્વસમર્પણ ) અને (૪) ફના – ફી – લ્લાહ ( પ્રભુમાં સર્વસ્વસમર્પણ ) ક્રમિક આરોહણો તરીકે જણાવે છે.

[ જુઓ પરિશિષ્ટ ૧ ]

શ્રી ' સાગર 'ના તમામ સાહિત્યમાં અને જીવનના આત્મિક પ્રવાસમાં સુફીવાદના સિદ્ધાન્તો વણાઈ ગયા હોવાથી એમનું જીવન સમજવા માટે આટલો વિસ્તાર જરૂરી છે. સુફીવાદ વિષે વધુ જાણવા ચાહનાર જીજ્ઞાસુને એ સંબંધી વિશેષ માહિતી શ્રી ' સાગરે ' લખેલા " ગુજરાતી ગઝલિસ્તાન "ના ઉપોદ્ઘાતમાં મળી શકશે.

હવે આપણે ઈ. સ. ૧૯૦૪ ની ગઝલો તરફ વળીશું. ઈ. સ. ૧૯૦૪ ની સાલની પહેલી ગઝલ " ખરેખર ભૂલ એ મ્હારી " પ્રણયની નિરાશા ગાય છે:—

ગયો ઉત્સુક હીનભાગી, ચમનમાં ઢૂંઢવાને ગુલઃ
હશે ત્યાં ખાર ના જાણ્યું ! ખરેખર ભૂલ એ મ્હારી !

હૃદય આ યોગ્ય કીધું ને પ્રણય શું તે ખ્હડાવ્યૂં એઃ
ઉથામ્યાં પ્રેમનાં પોથાં ! ખરેખર ભૂલ એ મ્હારી !

હસીને હોંસમાં હરદમ, મીઠાં કૈં ગીત ગાઇશું:
નિરાશા એ ગણી આશા ! ખરેખર ભૂલ એ મ્હારી !

ઝમીં પર ચાલવા તાકાત નહીં તો યે હું ફેંકું છું –
દડા અસ્માનમાં મ્હારા ! ખરેખર ભૂલ એ મ્હારી !

જીવનમાં ઝેર ભેળાયૂં ! અભાગી તો ય જીવું છું !
તજાતૂં ના મરાતૂં ના ! ખરેખર ભૂલ એ મ્હારી !

ભૂલો હૂં આ પિછાનૂં છૂં ! છતાં આ આલમે રહૂં છૂં !
જતો નથી જંગલે ચાલ્યો ! ખરેખર ભૂલ એ મ્હારી !

અજાણી લાઇલાઝી ના ! છતાં નિઃશ્વાસ આ મ્હારા,
હવામાં હૂં ગૂમાવૂં છૂં ! ખરેખર ભૂલ એ મ્હારી !

[ દીવાને સાગર : ખરેખર ભૂલ એ મ્હારી ! ]

આ ગઝલમાં ફારસી શબ્દોનો બહોળો પ્રયોગ નથી, તેમ જ સુફીવાદ પણ નથી. માત્ર, અંતરની પ્રબળ ઊર્મિઓના આવેગને એવી જ પ્રબળ રીતે રજૂ કરવા માટે ગઝલનું માપ પસંદ કરવામાં આવ્યું છે. પરંતુ, ધીરે ધીરે હૃદયની નિરાશા વધતી જાય છે;

જગત તરફ પ્રબળ અરૂચિ થતી જાય છે અને સિદ્ધાન્તવાદી હૃદયને જગતના સ્વભાવ સાથે મેળ ખાતો નથી. આદર્શપ્રિય મહાન પુરુષોને અને જગતને, સમાન ભૂમિકા ન હોવાથી ઘણી વાર આવાં ઘર્ષણો થાય છે. "વૈરાગ્ય"ની કવિતામાં શ્રી કલાપી પણ આવો જ ભાવ વ્યક્ત કરે છે:—

નથી નથી મુજ તત્ત્વો વિશ્વથી મેળ લેતાં,
હૃદય મમ ઘડાયું અન્ય કો વિશ્વ માટે!
જગત સહ મળે છે ચર્મ ને હાડકાં આ,
રહી જગતણી ગ્રન્થિ માત્ર આ સ્થૂલ સાથે.

[ કલાપીનો કેકારવ પૃ. ૨૭૬ ]

"હમારી પરેશાની" એ કાવ્યમાં પણ શ્રી 'સાગર' જગતની સાથેનો એવો જ વિગ્રહ વ્યક્ત કરે છે:—

× × ×

હમારી લહેર કૈં જુદી! મગઝમાં કૈં ભર્યૂં ભારે!
કરીને કલ્પના કૈં કૈં! ઘડીને ભાગતા કૈં કૈં!
હમે દિલમાં ઘડ્યું કૈં કૈં! ફના કરવા તમે આવ્યા!
છતાં કૈં ફાવવાના ના! રહેજો દૂર કૈં આઘા!

× × ×

હમારી સલ્તનત જૂદી! હમે સુલ્તાન કૈં જુદા!
હમારૂં તખ્ત અદ્ધર છે, હવામાં હીંચકા ખાતું!

થયો ઝમીંદોસ્ત એ કિલ્લો ! ભલે એ પાયમાલીથી,
હમે રોતા રહ્યા હરદમ ! છતાં એ વાત કહેતા ના !

× × ×

હવે આ ઝિન્દગી જહન્નમ ! અરે હમને ય હો લ્યાનત !
હમે બેઝાર રોવાના ! હમે બેઝાર રોવાના !

[ દીવાને સાગર : હમારી પરેશાની ]

આત્માના પ્રત્યેક વીર પ્રવાસીને હૃદયની આવી દર્દભરી સ્થિતિમાંથી પસાર થવું પડે છે. શ્રેયસ્ અને પ્રેયસ્ વચ્ચેનો આ વિગ્રહ છે અને પ્રત્યેક વીર હૃદય પોતાની અંદર રહેલાં અનિષ્ટ તત્ત્વોને મારી – હઠાવીને, સખત હાર આપીને ઇષ્ટ તત્ત્વોનું સામ્રાજ્ય હૃદયપ્રદેશમાં સ્થાપે છે અને પ્રેમ અને શ્રદ્ધાના બળે આગળ વધતો આત્મપ્રવાસી જીવનના છેલ્લા મુકામે – પોતાના અસલ વતને પહોંચે છે. સત્ય સર્વદા સર્વત્ર સરખું જ છે. આન્તરપ્રવાસમાં ઇષ્ટ અને અનિષ્ટ તત્ત્વોના આ ઘોર સંગ્રામ વિષે મહાત્મા જેમ્સ એલન લખે છેઃ—

" For those who will fight bravely, and not yield, there is *triumphant victory over all the dark things of life.* × × × *To stand face to face* with Truth; *to arrive,* after innumerable wanderings and pains, *at wisdom* and bliss; not *to be finally* defeated and cast out, but ultimately *to triumph* over every **inward foe** – such is man's divine destiny,

such his glorious goal: and this, every saint, sage and saviour has declared."

—*James Allen.*

ભાવાર્થ કેઃ—

"બહાદુરીથી લડનાર અને નમ્યું નહીં આપનાર હમેશાં જીવનનાં અનિષ્ટ તત્ત્વો ઉપર વિજય મેળવે છે. × × × **પરમ સત્યનું** સાક્ષાત્ દર્શન કરવું; અગણિત અથડામણો અને પારાવાર દુઃખ પછી **પરમ જ્ઞાન** અને **પરમ શાન્તિનો** અનુભવ કરવો; છેવટના વિગ્રહમાં હાર ખાઇને નિરાશ ન બની જતાં, આખરે દરેકે દરેક આન્તરશત્રુ ઉપર જીત મેળવવી – એવું મનુષ્યનું દિવ્ય ભાવિ છે, ભવ્ય લક્ષ્યબિન્દુ છે; અને દરેક સાધુપુરુષે, ઋષિએ અને જગતના ઉદ્ધારકે આ જ કહ્યું છે."

**જેમ્સ એલન**

અતલ નિરાશાના પ્રત્યાઘાતરૂપે પરમ આશા જન્મે છે અને આત્મજીવનનો પ્રવાસી બાહ્ય, સ્થૂલ વિઘ્નોને ગણકારતો નથી. શ્રદ્ધાના પ્રકાશને અજવાળે અજવાળે એ આન્તરજીવનનાં નિર્જન અને ભયંકર જંગલોને ન ગણકારતાં, કેડીએ કેડીએ ચાલ્યો જાય છે. શ્રી 'સાગર'ની અત્યાર સુધીની ગઝલોમાં હતું દર્દ, હતું રુદન અને તે સાથે હતી મુકામે પહોંચવાની અદમ્ય ધગશ – તીવ્ર ઇચ્છા. અહીં સુધી એમની ગઝલોમાં સુફીવાદની છાયા પણ નથી. પરંતુ, એકલી ઇચ્છાશક્તિ તો, આન્તરજીવનના તુમુલ યુદ્ધમાં મુંઝાઇ જાય અને કદાચ નબળી યે પડી જાય. સાથે પ્રભુમાં શ્રદ્ધા— 'આખરે સત્યનો જ વિજય છે, અસત્ય હમેશાં પરાજય જ પામે છે,' એવી દૃઢ શ્રદ્ધા પણ મુમુક્ષુને હોવી જોઇએ. એ શ્રદ્ધાનું

જ્યોતિ હવેની ગઝલોમાં દેખાય છે. "દિલ્દાર", "મહબૂબ" વગેરે શબ્દોનો પ્રયોગ હવે દેખાય છે અને ગઝલોમાં સુફીવાદ અને ફારસી શબ્દોનો વિશેષ પ્રમાણમાં ઉપયોગ પણ થયો છે. "હું શું લખું ?" એ કાવ્યમાં પ્રભુભક્તિનો નશો સ્પષ્ટ દેખાય છે:—

× × ×

મસ્તી હમોને વ્હાલી છે! મસ્તી તમે સમજો નહીં!
તમને તલબ છે કે નહીં, તેનું હમારે કૈં નહીં!

કૈં નાચતા! કૈં કૂદતા! ફરતા કંઈ રમતા હમે!
હૈયે હમારે હોળીઓ સળગે છતાં ગણતા નહીં!

ગણતા છતાં ડરતા નહીં! ડરતા છતાં મરતા નહીં!
મરતા છતાં જીવતા જુઓ! જીવતા છતાં જુદા હમે!

એવા હમારાં ઢંગ છે! કૈં અવનવા એ રંગ છે!
આલમ મહીં આદમ કંઈ જુદા જમાનાના હમે!

[ દીવાને સાગર : હું શું લખું ? ]

ઇ. સ. ૧૯૦૪ અહીં સમાપ્ત થાય છે. તે પછી ઇ. સ. ૧૯૦૫ અને ૧૯૦૬ ની સાલોમાં કવિતાનું વહન એવું જ એકધારું રહ્યું. પણ, ઇ. સ. ૧૯૦૬ માં લખાયેલી ગઝલ "આશકનો એકરાર" આત્મજીવનના રહસ્ય સ્ફોટનમાં ઉપયોગી છે. એ કાવ્યમાં સુફીવાદની રંગત પૂરેપૂરી દેખાય છે. એ ગઝલમાં હૃદયના પાશવ બળ ઉપર વિજય મેળવવા માટે 'આશક' એટલે કે ભક્તહૃદય

" માશૂક " એટલે પ્રભુની રહમ માગે છે – કૃપા માગે છે અને પુકારે છે:—

આશક અને માશૂકની વચ્ચે દીવાલો છે ખડી,
ઝમીદોસ્ત એ કરવા રહમ, ઇન્સાફ ના માગૂં ઝૂકી.

છે યારીની ખ્વાહિશ, સનમ ! તો યે અરઝ કરનાર છૂં;
ઇન્સાફમાં માર્યો જઊં, હૂં નિગાહ થકી જીવનાર છૂં.

અને ખોટું છે તે ખોટું પ્રતીત થતાં, 'આશક' એનો 'એકરાર' કરે છે, પસ્તાવો કરે છે અને જણાવે છે કે પ્રભુની કૃપા વિના એનું દિવ્ય સામ્રાજ્ય પામી શકાશે નહીં:—

× × ×

આ ખ્વાબ માની રાસ્ત હૂં, ખિલાફીમાં રાજી રહ્યો;
ત્હારી નઝર મીઠી વગર, તેનો વસીલો ના બીજો.

કરી બેવફાઇ બધી ખતમ, મુજ નેકીમાં લઇ જા કદમ;
સાગર બધો ખારો ભર્યો, કરજે મીઠો તૂં ઓ સનમ !

[ દીવાને સાગર : આશકનો એકરાર ]

ઈ. સ. ૧૯૦૯ માં લખાયેલા " અંતઃશ્રુતિ " કાવ્યમાં શ્રી 'સાગર' એક સુંદર અનુભવ રજુ કરે છે. જગતમાં સામાન્ય જીવન જીવી જનારા જેમ પોતાના જીવનના સર્વ વ્યવહારો ચલાવ્યે જાય છે અને સાથે સાથે પાઠપૂજા, કથાવાર્તા અને ઇશ્વરપ્રાર્થનાઓ કરે છે અને પોતાના જીવનની ઇતિકર્તવ્યતા માને છે, એમ કરવામાં શ્રી 'સાગર'ને જીવનસિદ્ધિ થતી હોય

એમ લાગતુ નથી. ઇશ્વરપ્રાપ્તિ સર્વસ્વનો ભોગ આપ્યા વિના – પોતાનો અહંભાવ સંપૂર્ણપણે પ્રભુમાં વિલય કર્યા સિવાય, થઇ શકતી નથી. **માનવું અને હોવું** એ બેમાં એટલે કે **કહેવું અને કરવું** એ બેમાં જે મહાન ભેદ રહેલો છે તે શ્રી 'સાગર' આ કાવ્યમાં આત્મવિચારણા દ્વારા રજુ કરે છે. પ્રભુ જાણે કે એમને પ્રશ્ન પૂછે છે: "મ્હને તું ચાહે છે?" અને એનો જવાબ દેવો શ્રી 'સાગર'ને બહુ ભારે પડી જાય છે. આત્મામાં ઊંડો પ્રપાત કરતાં, એ જોઇ શકે છે કે પ્રભુને ખરેખર ચાહવાનું હજી એમનાથી બની શક્યું નથી, કારણ કે **પ્રભુનો સ્વાનુભવ** એમને થયો નથી:—

"મ્હને તૂં ચાહે છે?" શ્રુતિ પર પડયો શબ્દ પ્રભુનો,
અને મ્હેં માન્યૂં કે, મુજ હૃદય ચ્હાતૂં પ્રતિ ક્ષણે;
મ્હને લાગ્યૂં કે, હૂં પ્રભુ પ્રતિ બહુ પ્રેમ ધરતો,
પ્રભુને ના ચાહૂં? ક્યમ કદિ બને એ મુજ થકી?

"મ્હને તૂં ચાહે છે?" ફરીથી ભણકારો કંઇ થયો,
વિચારોમાં ઝુકી મુજ મગઝ કૈં બ્હાવરૂં બને!
ન ચાહૂં? કે ચાહૂં? પરમ પ્રભુને હૂં હૃદયથી?
પૂછ્યું મ્હેં પોતાને, પણ ન કંઇ યે સ્પષ્ટ સમજ્યો.

ખરૂં ચ્હાવૂં તે શૂં? મુજ મન વિચાર્યૂં સ્થિર કરી,
અને, એ પ્રશ્ને તો, મમ હૃદયનૂં લોહી ઉકળ્યૂં!
ઘણી અંધારીઓ દૂર થઇ, કંઇ તેજ પ્રકટયૂં!
અને અન્તસ્તેજે સકલ જગ તેજોમય દીઠું!

× × ×

દીઠી ત્હારી સ્નેહી, કરુણ સમદૃષ્ટિ સહુ પરે!
અણુ યે ના ખાલી, નિરખૂં વિભુને વ્યાપ્ત સઘળે!
તૂં ચાહે છે સૌને, વળી જગત આ તૂંમય બધૂં!
છતાં હૂં અજ્ઞાની! તુજ જગતને ચાહી ન શકૂં!

ચહૂં છૂં શબ્દોથી! હૃદય પણ ચાહે નહીં ત્હને!
અને એવૂં કાં? કે, તુજ – મુજ બન્યાં એક જ નહીં!
હવે તો લાગે કે, હજી ય પ્રભુને ચાહી ન શકૂં!
છતાં યે, છૂં જૂઠો, પતિત, ઠગતો "ચાહૂં" કહીને!

× × ×

અન્તઃશ્રુતિ પિછાનૂં છૂં: અરે રે! ખેદ થાય છે!
પ્રભુને ચાહૂં કહેવાથી, હૈયું જાતે ઠગાય છે.

[ દીવાને સાગર : અન્તઃશ્રુતિ ]

આમ, અંતિમ લક્ષ્યસ્થાન – આખરી મુકામથી પોતે ઘણે દૂર છે અને પ્રવાસ હજી ઘણો બાકી છે, એ ધ્વનિ આ કાવ્યમાંથી નીકળે છે.

હવે આપણે ઇ. સ. ૧૯૦૮ ના વર્ષમાં પ્રવેશ કરીએ. ઇ. સ. ૧૯૦૮ નું આત્મલક્ષી કાવ્ય "દ્વિજજીવનની દિશા". આ કાવ્યમાં વસ્તુસ્થિતિ અને આદર્શનો વિરોધ રજૂ કરી શ્રી 'સાગર' કહે છે કે પોતે જન્મે બ્રાહ્મણ હોવા છતાં બ્રહ્મનો અનુભવ નથી કર્યો એ શોચનીય છે:—

ઔદાર્યપૂર્ણ દ્વિજજીવનની દિશાએ,
ઇચ્છા પ્રયાણ કરવા, પણ ન્યૂનતા છે;
બ્રહ્મત્વપૂર્ણ દ્વિજજીવનની દિશા ક્યાં ?
ને, ચિત્ત ક્ષુદ્ર, લઘુ, પામર, મૂઢ આ ક્યાં ?

સંજ્ઞાભિધાન દ્વિજ માત્ર ! દશા ન બ્રાહ્મી !
દ્વિજત્વનું જૂઠું રહ્યો અભિમાન રાખી !
છું હું મનુષ્ય ? હજી ના ! હજી યે પશુ છું !
તો યે "છું બ્રાહ્મણ" કહી જગને ઠગું છું !

**जन्मना जायते शूद्रः संस्कारात् द्विज उच्यते ।** દ્વિજ એટલે બીજી વાર જન્મેલો – આ ને આ જ શરીરમાં પ્રેમભક્તિ અને તત્ત્વજ્ઞાનની એકતાના સંસ્કાર કાયમના પામીને નવું જીવન જીવનાર; જેનાં આન્તર અને બાહ્ય કર્મમાં ભક્તિ અને જ્ઞાનની સુંદર અભિન્નતા પળે પળે વણાં કરતી હોય તે જ સાચો દ્વિજ. આ અર્થમાં અહીં દ્વિજ શબ્દ વાપર્યો છે.

ચાલતી પ્રવૃત્તિઓ અને જીવનના આદર્શનો વિસંવાદ એ આ પ્રમાણે રજૂ કરે છે:—

પ્રારબ્ધ મ્હારૂં કંઇ મ્હેં જ જુદૂં રચ્યૂં છે,
પ્રવૃત્તિયંત્ર મહીં આ સ્થૂલને મૂક્યૂં છે;
જ્યાં ઉચ્ચ કાલ્પનિક લક્ષ્ય કંઇ રચ્યૂં છે,
ત્યાં સૂક્ષ્મ ચેતન સદા રમતૂં રહ્યું છે.

કાર્યો અનેક કરતાં અટકી પડૂં છૂં,
કૈં દિવ્ય સૂર હૃદયાન્તરથી સૂણું છૂં;
શો દિવ્ય બોધ કરતો મુજ અન્તરાત્મા ?
ને, હાય ! પાળી ન શકૂં પ્રભુની હું આજ્ઞા !

× × ×

'ઓ બ્રહ્મબાલ ! દ્વિજમંત્ર જરા સુણી લે !
ને ફેરવી જીવન ઇશ્વરમાં જીવી લે',
આવૂં ઘણૂં હૃદય આ સૂચવ્યાં કરે છે,
ને, બન્ધ તોડી ઉડવાનૂં ઊંચે ચહે છે.

કિન્તુ, નીચે જગ રહ્યું, ઉડવા ન દે છે !
પોતાની પેઠ કરવા સહુને મથે છે !
ઉડૂં જરાક, તહીં પિંજરમાં પૂરે છે !
સંયોગ સાંકળ વડે જકડી દમે છે !

અને આમ છતાં યે, પ્રબળ પુરુષાર્થ – તીવ્ર ઇચ્છા શું નથી કરી શકતી ? એ આગળ વિચારે છે:—

પ્રારબ્ધમાં ન મુજ આમ પડી રહેવૂં,
ઇચ્છા પ્રભુની નહીં: બન્ધન કાં સહેવું ?
જોઉં છૂં ! જોઉં ! જગ બન્ધન બાંધશે ક્યાં ?
નાચે શૂં પ્રકૃતિ નહીં પુરુષત્વ છે જ્યાં ?

× × ×

અને એ દૃઢ નિશ્ચય કરી લે છે:—

છેદીશ કૃત્રિમ બધા પડદા નકામા,
ને, હૂં જઇશ દ્વિજજીવનની દિશામાં.

[ દીવાને સાગર : દ્વિજજીવનની દિશા ]

આ વર્ષમાં લખાયેલું "ચેતનની પૂજા" એ કાવ્યમાં '**જનસેવા એ જ પ્રભુસેવા** છે' એ ભાવના વ્યક્ત કરાયેલી છે. અત્યાર સુધીનું શ્રી 'સાગર'નું જીવનલક્ષ્ય **જ્ઞાતિસેવા** અને **પરોપકાર**નું છે અને તેથી **જનહિત**ની ભાવના આ કાવ્યમાં આ પ્રમાણે એ રજૂ કરે છે:—

× × ×

हरिरेव जगत् जगदेव हरिः । ગૂઢ મંત્ર પરિચિત થાય!
જનહિતયજ્ઞની વેદિ પરે 'નિજ' હોમ્યે ઇશ પૂજાય!
ન્હાવી ચેતનની પૂજા!

ભાન ભૂલી નિજ માન ભૂલી સૌ, ભૂલી શરીરી ભાવ!
દેવ સમાં બની દિવ્ય દહેરે, લેશૂં અનુપમ લ્હાવ!
ન્હાવી ચેતનની પૂજા!

× × ×

[ દીવાને સાગર : ચેતનની પૂજા ]

સમાજસેવાના કર્તવ્યને જ જીવનસાફલ્ય માની બેશુમાર મહત્ત્વ આપતા, આત્મોન્નતિઅર્થે એકાન્તિક ભક્તિમય જીવનની ઉપેક્ષા

કરતા સાંપ્રત જમાનામાં શ્રી ‘ સાગરે ’ સમાજસેવા – જનસેવાને પણ અનિવાર્ય કર્તવ્ય માન્યું હતું અને એ માર્ગે પ્રયાણ પણ કર્યું હતું; પણ તેમાં યે લક્ષ તો આત્મોન્નતિનું જ હતું.

પરંતુ, લોકો સાથેના કેટલાક કડવા અનુભવોને લીધે શ્રી ‘ સાગર ’ને જગતમાં કશી સંગીનતા દેખાઇ નહીં. એને પરિણામે એમને જગતની સાથે મેળ ખાધો નહીં. એમનું લક્ષ કેવળ પ્રભુભક્તિનું જ અનુરાગી બન્યું. આ ફેરફાર કેવી રીતે થયો એ આપણે હવેના પ્રકરણમાં જોઇશું. ઈ. સ. ૧૯૦૮ નું વર્ષ શ્રી ‘ સાગર ’ના આત્મમંથનકાળનું છેલ્લું વર્ષ ગણી શકાય. એમનો જીવનનો આત્મમંથનકાળ અહીં પૂરો થાય છે.



## ૩

# પ્રેમયોગ

ઇ. સ. ૧૯૦૯ નું વર્ષ શ્રી 'સાગર'ના આધ્યાત્મિક પ્રવાસ માટે ઘણું ઉપયોગી છે. ઇ. સ. ૧૯૦૮ સુધીની એમની ભાવના જ્ઞાતિસેવાની – લોકસેવાની – લોકકલ્યાણની હતી. **हरिरेव जगत् जगदेव हरिः ।** એ એમનું જીવનસૂત્ર હતું. જગત્ એ હરિનું સગુણ સ્વરૂપ છે અને જગતની સેવા એ પ્રભુની સેવા છે, એમ એ માનતા અને એ આદર્શની સિદ્ધિને અર્થે એમણે અત્યાર સુધી જ્ઞાતિસેવાને અર્થે અનેક પ્રવૃત્તિઓ કરી. એમને તો જગતનાં અનિષ્ટ તત્ત્વો દૂર કરવાં હતાં, અને એમાં દિવ્યતા – પ્રભુતા રેડવી હતી. એમના માસિક "મોઢ બ્રાહ્મણ"માં બાલમરણ પાછળ જ્ઞાતિભોજન અને એવા જ્ઞાતિના અનેક ખોટા રિવાજો દૂર કરવા માટે એ કડક ટીકાઓ લખતા. જ્ઞાતિની જડ રૂઢિઓની ભાવના જેઓમાં ઓતપ્રોત થઇ ગયેલી હતી એવા કેટલાકોને એમનું આ વલણ ન ગમ્યું. જે જ્ઞાતિની એએ સેવા કરવા માગતા હતા તે જ્ઞાતિજનોની સાથે એમને મેળ ખાધો નહીં. જ્ઞાતિના લોકો સાથેનું એમનું આ સંઘર્ષણ વ્યક્ત કરતાં એઓ લખે છેઃ—

"લોકો સાથેના વ્યવહારોમાં એવું બન્યું કે લોકો ખુશામદ જ માગતા હતા. એમની પોતાની જ પ્રશંસા માગતા હતા અને એક તસૂ પણ ફરવાને કે વધવાને રાજી ન હતા. જગતને તો હું ચાહતો હતો પણ જગતના જૂઠા રિવાજોને અને પ્રપંચોને તો તિરસ્કારથી જ

સ્ત્રી 'પુરુષ' બનવા મથે છે અને પુરુષમાં 'પુરુષ' હોય અથવા તે 'સ્ત્રી' બનતો હોય તો પણ એ લગ્ન સંભવિત નથી, તેમ જ સ્ત્રીમાં 'સ્ત્રી' હોય અને પુરુષમાં 'પુરુષ' ન હોય તો પણ લગ્ન સંભવિત નથી.

આર્ય લગ્નોમાં સ્ત્રીમાં 'સ્ત્રી' હતી; પુરુષમાં 'પુરુષ' હતો અને તેથી આન્તરને સમરૂપ તે બાહ્ય લગ્નોનાં નિયમનો નિયંત્રેલાં હતાં. 'સીતા'માં 'સ્ત્રી' હતી અને 'રામ'માં 'પુરુષ' હતો. એકમાં હૃદય હતું, બીજામાં 'બુદ્ધિ – જ્ઞાન' હતું. એકમાં માર્દવ હતું, બીજામાં વીર્ય હતું. એ લગ્ન હતું. એકમાં શાસક – નિયામક શક્તિ હતી, બીજામાં અધીનતા હતી. આવાં આર્ય લગ્નો જ 'આર્ય પ્રજા'માં આર્યત્વ ઉપજાવનારાં હતાં. હાલ પ્રજાત્વ નથી કેમ કે હાલ લગ્ન નથી; હાલ વીર્ય નથી, કેમકે હાલ પ્રજા, મ્હોટે ભાગે વર્ણસંકરત્વમાંથી નિપજે છે – લગ્નમાંથી નહીં.

પતિપત્નીનું બાહ્ય લગ્ન પણ હવે સમજી શકાય.

સ્નેહ, દયા અને માર્દવ 'સ્ત્રી'માં ન હોય એ સ્ત્રીમાં 'સ્ત્રી' નથી. બુદ્ધિ – જ્ઞાન – ડહાપણ હોવા છતાં પણ એમાં 'સ્ત્રી' તો નથી જ. સ્ત્રીમાં 'સ્ત્રી' હોય, સ્ત્રીએ 'સ્ત્રી' થવાનું છે. સ્ત્રીમાં 'સ્ત્રી' હોય તો એ પુરુષમાંના 'પુરુષ'ને ખેંચી શકે, લગ્ન માટે નિમંત્રી શકે.

પુરુષમાં બુદ્ધિ, ડહાપણ, જ્ઞાન વગેરે હોય તો તે ઉષ્માથી ખેંચાતા છતાં – ખેંચાયા છતાં – નિમંત્રણ સ્વીકાર્યાં છતાં, ઉષ્મામાં પ્રકાશ ભરી શકે.

'સ્ત્રી' પુરુષમાંથી જ્ઞાન, ડહાપણ અને નિયંતૃત્વ સ્વીકારે –

એનામાં તે છે જ નહીં; અને છે તો તે પુરુષનું તે જ – પુરુષમાંથી મળેલું તે જ.

'પુરુષ' સ્ત્રીમાંથી સ્નેહ, દયા, મૃદુતા સ્વીકારે. એનામાં તે પોતાનું છે જ નહીં.

અને, એ લગ્ન – એ એકતા અને એ જ પૂર્ણતા. એમાં જેટલી જેટલી ઉણપ તેટલી તેટલી લગ્નમાં અપૂર્ણતા.

પુરુષ જ્યાં 'પુરુષ' છે – થતો હોય છે અને સ્ત્રી, 'સ્ત્રી' થવાને સરજાયેલી પણ 'સ્ત્રી' નહીં, પણ 'પુરુષ' થવાને મથતી હોય છે ત્યાં લગ્ન નથી એટલે લગ્નસ્નેહ નથી. લગ્નસ્નેહ નથી એટલે સ્વર્ગ નથી. ચોખ્ખું નરક છે. બન્ને પુરુષ થવા મથે ત્યાં નારકી શાસન ચાલે એ સ્વાભાવિક નથી ?

બીજી રીતે જોતાં, સ્ત્રીમાં 'સ્ત્રી' હોય – સ્ત્રી 'સ્ત્રી' થવા મથતી હોય છતાં પુરુષમાં 'પુરુષ' ન હોય – પુરુષ 'પુરુષ' થવાને મથતો ન હોય ત્યાં કઇ સ્થિતિ હોય ? પ્રજોત્પત્તિ સત્ત્વહીન ન હોય ?

સ્ત્રીમાં 'સ્ત્રી' અને પુરુષમાં 'પુરુષ' હોય ત્યાં જ આન્તર અને બાહ્ય બન્ને પ્રકારનાં લગ્નોમાં સફલ સંતતિ હોઇ શકે.

આપણાં વિકૃત લગ્નો માત્ર આમુષ્મિક હિતનાં વિરોધી છે એમ જ નથી. ઐહિક અને આમુષ્મિક બન્ને પ્રકારનાં ધર્મકર્તવ્યોનાં તે ઉચ્છેદક છે.

આપણાં હાલનાં ગૃહો મીઠાંમધુરાં ( Sweet Homes ) કેમ નથી ? તે સ્વર્ગસમાં કેમ નથી ? શા માટે સૂકાં અને કોરાં છે ?

સ્ત્રી ‘ પુરુષ ’ બનવા મથે છે અને પુરુષમાં ‘ પુરુષ ’ હોય અથવા તે ‘ સ્ત્રી ’ બનતો હોય તો પણ એ લગ્ન સંભવિત નથી, તેમ જ સ્ત્રીમાં ‘ સ્ત્રી ’ હોય અને પુરુષમાં ‘ પુરુષ ’ ન હોય તો પણ લગ્ન સંભવિત નથી.

આર્ય લગ્નોમાં સ્ત્રીમાં ‘ સ્ત્રી ’ હતી; પુરુષમાં ‘ પુરુષ ’ હતો અને તેથી આન્તરને સમરૂપ તે બાહ્ય લગ્નોનાં નિયમનો નિયંત્રેલાં હતાં. ‘ સીતા ’માં ‘ સ્ત્રી ’ હતી અને ‘ રામ ’માં ‘ પુરુષ ’ હતો. એકમાં હૃદય હતું, બીજામાં ‘ બુદ્ધિ – જ્ઞાન ’ હતું. એકમાં માર્દવ હતું, બીજામાં વીર્ય હતું. એ લગ્ન હતું. એકમાં શાસક – નિયામક શક્તિ હતી, બીજામાં અધીનતા હતી. આવાં આર્ય લગ્નો જ ‘ આર્ય પ્રજા ’માં આર્યત્વ ઉપજાવનારાં હતાં. હાલ પ્રજાત્વ નથી કેમ કે હાલ લગ્ન નથી; હાલ વીર્ય નથી, કેમકે હાલ પ્રજા, મ્હોટે ભાગે વર્ણસંકરત્વમાંથી નિપજે છે – લગ્નમાંથી નહીં.

પતિપત્નીનું બાહ્ય લગ્ન પણ હવે સમજી શકાય.

સ્નેહ, દયા અને માર્દવ ‘ સ્ત્રી ’માં ન હોય એ સ્ત્રીમાં ‘ સ્ત્રી ’ નથી. બુદ્ધિ – જ્ઞાન – ડહાપણ હોવા છતાં પણ એમાં ‘ સ્ત્રી ’ તો નથી જ. સ્ત્રીમાં ‘ સ્ત્રી ’ હોય, સ્ત્રીએ ‘ સ્ત્રી ’ થવાનું છે. સ્ત્રીમાં ‘ સ્ત્રી ’ હોય તો એ પુરુષમાંના ‘ પુરુષ ’ ને ખેંચી શકે, લગ્ન માટે નિમંત્રી શકે.

પુરુષમાં બુદ્ધિ, ડહાપણ, જ્ઞાન વગેરે હોય તો તે ઉષ્માથી ખેંચાતા છતાં – ખેંચાયા છતાં – નિમંત્રણ સ્વીકાર્યા છતાં, ઉષ્મામાં કાશ ભરી શકે.

‘ સ્ત્રી ’ પુરુષમાંથી જ્ઞાન, ડહાપણ અને નિયંતૃત્વ સ્વીકારે –

એટલા માટે કે દમ્પતી સ્ત્રી અને પુરુષનું યુગ્મ નહીં, પણ અંતરમાં પુરુષ – પુરુષનું જ અથવા સ્ત્રી – સ્ત્રીનું જ લગ્ન થતું જતું હોય છે. આપણી 'સ્ત્રી' અન્તરમાં ઉષ્મા ગુમાવતી જતી હોય છે અને 'પુરુષ'માંથી પ્રકાશ સ્વીકારતા જવાને બદલે તે પોતાના પ્રકાશ – નામધારી કોઇ જુઠ્ઠા લક્ષણને 'પુરુષ'માં ભરવાને અને પોતામાં પણ વહેવરાવવા મથતી હોય છે. આ પણ લગ્નનું વિકૃત સ્વરૂપ જ છે.

દમ્પતીનું જીવન એક સુંદર નાની નિશાળથી શરૂ થાય છે અને તે સહાધ્યાયીઓનો વર્ગ ક્રમાનુક્રમે એક સંસ્કારી પાઠશાળામાં થઇને આ મહાન વિશ્વના વિદ્યાલયમાં બહુ જ મઝાથી ભળે છે. છે, કારણ કે ઉષ્માપ્રકાશના થતા જતા સંલગ્નને પ્રતાપે આ દમ્પતી વધારે વધારે તેજોમય અને બલિષ્ટ બનતું જાય છે.

આમ પ્રકાશ – જ્ઞાન, વીર્ય એ 'પુરુષ'ત્વનાં તત્ત્વો છે, અને ઉષ્મા – સ્નેહ, દયા, માર્દવ એ 'સ્ત્રી'ત્વનાં તત્ત્વો છે, એ આપણે જોયું.

સંપૂર્ણ પ્રેમસ્વરૂપ અને સંપૂર્ણ જ્યોતિસ્વરૂપ તે પરમાત્મા પોતે. સંપૂર્ણ એટલે અનન્તાનન્ત અને તેથી જ સકલ તત્ત્વના પૂર્ણત્વમાં – અને તે જ બ્રહ્મ – અનન્ત સત્યજ્ઞાનસ્વરૂપ, એમ ઉપનિષદ્‌માં કહે છે.

વસ્તુસ્થિતિ સ્પષ્ટ થાય છે કે 'સ્ત્રી' અને 'પુરુષ' એ બે તત્ત્વો 'ઉષ્મા' અને 'પ્રકાશ'નાં એટલે પ્રેમ અને જ્ઞાનનાં પરમાત્માએ પોતામાંથી ઉત્પન્ન કર્યાં. સુંદરતા સ્ત્રીને આપવામાં આવી અને વીર્ય પુરુષને આપવામાં આવ્યું. આ દ્વૈત દ્વારા લગ્નને



" થાકેલું હૃદય "ના આલેખક
સાગર – ડીસેમ્બર ઇ. સ. ૧૯૦૮

માર્ગે એનું અદ્વૈત અનુભવાય એ સકલ લગ્નવિધિનો આન્તર અને અન્તિમ હેતુ છે.

સ્વીડનબૉર્ગના સ્નેહજીવનના આ મૂલ સિદ્ધાન્તો આ સમયે શ્રી 'સાગર'ની રગેરગમાં પ્રસરી ગયા હતા.

હવે આ દૃષ્ટિએ, એમના સ્નેહજીવનના આદર્શનો દષ્ટાન્તરૂપ કાવ્યગ્રન્થ "થાકેલું હૃદય" સરળતાથી સર્વાંગે ઉકેલી શકાશે.

## થાકેલું હૃદય

"થાકેલું હૃદય" એ આશરે સો પાનાનું સુદીર્ઘ કાવ્ય છે અને બાહ્યાંગમાં સ્વ. ગોવર્ધનરામની 'સ્નેહમુદ્રા'ને મળતું છે.

આ કાવ્યગ્રન્થમાં એક થાકેલા હૃદયના, સમાજની રૂઢિનો ભોગ બનેલા યુવકની જીવનકથા છે. કાવ્યમાં દર્દ છે, રુદન છે, સમાજના ચાલતા રૂઢિપ્રવાહો તરફ તિરસ્કારદૃષ્ટિ છે અને શુદ્ધ સ્નેહલગ્નનો, આત્મલગ્નનો આદર્શ છે. કથા આવી છે:—

રૂઢિના ત્રાસથી દુઃખી થયેલો એક યુવક સંસારથી વિરક્ત થઇ, એના મિત્રની સાથે વનમાં ચાલ્યો જાય છે. એની હૃદય-વ્યથાનો પાર નથી. ત્યાં એના જેવી જ દુઃખી અને કુરૂઢિનો ભોગ બનેલી એક યુવતી, જીવનથી કંટાળીને, નદીમાં પડીને આપઘાત કરવા જાય છે. યુવક એને અટકાવે છે, સમજાવે છે અને પોતાનું હૃદયદુઃખ કહે છે. બન્ને સમદુઃખી હતાં, ને સમભાવી થાય છે. વનમાં એક ઋષિ, પોતાના આશ્રમમાં એ બેનું લગ્ન કરી આપે છે. વાર્તા તો આટલી જ છે, પણ એ કહેવામાં લેખકે લગભગ સો પૃષ્ટ ગાળ્યાં છે. વિદ્વાન વિવેચક રમણભાઇ નીલકંઠે આ

ગ્રન્થના અવલોકનમાં કહ્યું છે તેમ કાવ્યનો કથાભાગ કંઇ મહત્ત્વનો નથી. માત્ર વિવિધ પ્રકારની દર્દભરી ઊર્મિઓને એક સળંગ તંતુએ સાંધવા માટે જ કથાનો આશ્રય લેવાયો છે. વસ્તુતઃ વાર્તા કહેવાનો ઉદ્દેશ નથી, કુરૂઢિઓના અનિષ્ટ પરિણામોનું ચિત્ર દોરી, સમાજને એની ક્ષતિઓનો ખ્યાલ આપી, પ્રેમલગ્નની – આત્મ-લગ્નની ભાવના ખડી કરવાનો છે.

યુવકને લગ્ન સંબંધી કંઇ દુઃખ છે, અને એના સંસ્કારી હૃદયને યોગ્ય સહચરી એને સાંપડી નથી એમ એના ઉદ્‌ગારો ઉપરથી લાગે છેઃ—

અમારા ગુણ ગાનારૂં અમે માની લીધું બુલબુલ !
હતું રાની ! પિછાન્યું ના ! ખરેખર ! ભૂલ એ મ્હારી !
હસીને હોંસમાં હરદમ મીઠાં કૈં ગીત ગાઇશું !
નિરાશા એ ગણી આશા ! ખરેખર ! ભૂલ એ મ્હારી !
કરી મરજી બનાવાને અમે શાણું અને માફિક !
હતું જુદું છતાં એને ! ખરેખર ભૂલ ! ભૂલ એ મ્હારી !

[ થાકેલું હૃદય પૃ. ૮ ].

એ રૂઢિને દોષ દે છે, જીવન એને ખારૂં લાગે છે, જીવનનો અંત લાવવાનો વિચાર પણ એને થઇ જાય છે, પણ વળી વિચારે છેઃ

સહનશીલ રહેવું ઘટે, ભલે તૂટતું આભ;
ઇશનિયમ હિતકર સદા, વિમાસવું વિણ લાભ !

[ થાકેલું હૃદય પૃ. ૧૮ ]

× × × ×

યુવકને વળી બીજો વિચાર આવે છે કે બધું છોડી દઇને જંગલમાં જતા રહેવું; પણ લેખક એને નીચેના બોધ દ્વારા પોતાની ફરજોનું સ્મરણ આપે છેઃ—

સંસારી છું ! સ્મરણ કર તું ! વારસામાં મળ્યું શું ?
નિર્માયો તું સુખદુઃખ તણો સાથી કૌટુમ્બિકોનો;
કિન્તુ, ત્હારૂં હૃદયસુખ તું સર્વથી મોંઘું માને,
તેથી શું તું ફરજ વિસરી આથડે આ અરણ્યે ?

[ થાકેલું હૃદય પૃ. ૩૩ ]

યુવક કુરૂઢિઓથી ગ્રસ્ત થયેલા દેશની દીન દશા પર આંસુ સારે છે એવામાં એ કોઇ યુવતીનું કરુણ રુદન સાંભળે છે અને એની મદદે ધાય છે. બન્ને હૃદયો દુઃખી છે, બન્ને સમભાવી થાય છે અને એકબીજા પ્રત્યે આકર્ષાય છે.

તે પછીના એક સુંદર દર્દગીતમાં શ્રી ‘ સાગર ’ યુવકના મુખમાં **સ્નેહલગ્નની** અને તે દ્વારા **પ્રેમયોગની** ભાવના નિરૂપે છે. દામ્પત્યપ્રેમમાં પૂરેપૂરો સદ્‍ચાર હોય, એકીકૃત પ્રેમભાવના હોય તો ધીમે ધીમે સ્થૂલ પ્રેમની ઉપેક્ષા વડે મનુષ્ય સૂક્ષ્મ પ્રેમમાં – આત્મપ્રેમમાં જઇ શકે; ગૃહસ્થાશ્રમમાં જે સ્નેહલગ્નનું મંડાણ થયું એ જ સ્નેહલગ્નના જીવનમાં ધીમે ધીમે સ્થૂલ કામનાઓનો વિલય થતાં થતાં, મનુષ્યના જીવનમાં પૂર્ણ સાત્વિકતા આવે, પ્રભુભક્તિ આવે અને પ્રભુમાં સર્વસ્વસમર્પણની ભાવના દ્વારા નિષ્કામ જીવન જીવીને પરમ પ્રેમસ્વરૂપ પરમાત્મામાં – રસરૂપ પરમ્રતામાં ભળી જવાય, એ જરૂર બની શકે. આમ, પૂર્ણ પવિત્ર પ્રેમભાવના જીવનસાફલ્યના પાયારૂપ છે. સુફીવાદમાં પણ ઇશ્કે

મિઝાજીમાંથી ઇશ્કે હકીકીમાં આન્તરપ્રવાસી જઈ શકે છે, એમ સ્થાપિત થયું છે. એ પ્રેમભાવનાનું ઝાંખું દર્શન નીચેની પંક્તિઓમાં થાય છે:—

પીડા પ્રેમની પારાવાર !
                જગત શું જાણશે રે ?
એ તો જાણે જગદાધાર !
                કહ્યું કોણ માનશે રે ?

પ્રેમપંખેરું કુમળી જાતઃ
                જગત શું જાણશે રે ?
એક પાંખ વિના થતી ઘાત !
                કહ્યું કોણ માનશે રે ?

× × ×

સ્નેહ કેરી અનેરી છે આણ !
                જગત શું જાણશે રે ?
એનું અનુભવ એ જ પ્રમાણ !
                કહ્યું કોણ માનશે રે ?

× × ×

નહીં પંડિતથી પરખાય,
                જગત શું જાણશે રે ?
એ તો સ્નેહ થકી સમજાય;
                કહ્યું કોણ માનશે રે ?

સ્નેહ સત્યોનું પણ સત્
જગત શું જાણશે રે ?
બીજું જ્ઞાન બધું ય અસત્
કહ્યું કોણ માનશે રે ?

પ્રેમી એ જ વિરાગી મહાન !
જગત શું જાણશે રે ?
જેનું પ્રેમ પ્રભુમાં ધ્યાન !
કહ્યું કોણ માનશે રે ?

પ્રેમી જ્ઞાની અભિન્ન ગણાય !
જગત શું જાણશે રે ?
પ્રેમ એકથી વિશ્વ જીતાય !
કહ્યું કોણ માનશે રે ?

પ્રેમ શાસ્ત્ર વિશે બહુ ભેદ !
જગત શું જાણશે રે ?
પણ પ્રેમ ને મોક્ષ અભેદ,
કહ્યું કોણ માનશે રે ?

× × ×

પરાત્પર પ્રેમ બ્રહ્મ સ્વરૂપ !
જગત શું જાણશે રે ?
એનાં વિધ વિધ કોટિ સ્વરૂપ !
કહ્યું કોણ માનશે રે ?

[ ચાકેલું હૃદય પૃ. ૬૯ ]

લગ્નસ્નેહનો આદર્શ રજુ કરતાં લેખક કહે છે:

આ ઉરમાં અભિલાષ અનેરા: બેલડીએ વિહરાય;
દ્વૈતાદ્વૈત રચી આત્મનનું પ્રેમપીયૂષ પીવાય!
પ્રભુજી! પ્રેમસ્વરૂપ પમાય!
જગાવો! જ્યોતિ આ જગરાય!

પ્રેમની આદર્શ અશારીર ભાવના ( Platonic Love ) માટે લેખક ઉચ્ચારે છે:—

સાચેરા સ્નેહનાં શાસ્ત્રો સત્ય ને ગૂઢ તેટલાં:
હજારો લાખ કોટિમાં સાચાં કોક જ જોડલાં.

ઊંડા ગૂઢ ઘણા ભેદો ભેદવા પામવા પડે:
સ્નેહના પન્થમાં પ્હેલાં શરીરો હોમવાં પડે.

યુવક અને યુવતીનું સ્નેહલગ્ન થાય છે. એ પ્રેમલગ્ન કરાવતાં ગુરુદેવ કહે છે:

મન્ત્ર એક કહું, બાપુ! પ્રભુ પ્રેમસ્વરૂપ છે!
પ્રેમે પોતાપણું હોમો! પ્રેમ – સ્વાર્પણ એ જ છે.

સ્નેહલગ્નનું અંતિમ લક્ષ્ય દર્શાવતાં શ્રી 'સાગર' યુવકમુખે કહે છે:—

સત્તા જ એક પ્રિયની ઉર એક એક;
સંસારભાવ લય અન્તિમ થાય છેક.

શ્રી ' સાગર ' યુવક દ્વારા આત્મલગ્નની ભાવના આ પ્રમાણે રજૂ કરે છે:—

સર્વોપરિ, પ્રિયતમે ! મુજ સ્નેહ જો હો,
આત્મા સમર્પિત તને મુજ જો થતો હો,
ને, સ્નેહદેવિ ! તુજ પૂજન થાય પૂર્ણ,
છે સ્વર્ગમાં જરૂર તો અમરાત્મલગ્ન.

જો હોય સ્થૂલ શરીરોની કરી ઉપેક્ષા:
ને, સત્ય પ્રેમપ્રભુદર્શનની અપેક્ષા:
ને, શુદ્ધ હૈયું પ્રિયના હૃદયે નિમગ્ન:
તો, આપણું જ પ્રિય આ અમરાત્મલગ્ન.

મ્હારૂં બધું ય યદિ ત્હારૂં કરી શકું હું:
જીવું ફકીરી તુજમાં જ, મનોરમે ! હું:
જુદાં શરીર પણ અન્તર જો અભેદ:
તો, આપણું જ અહીં – ત્યાં – સહુકાલ લગ્ન.

અને આ બે પ્રેમી હૃદયોનાં દૈહિક અને આત્મિક લગ્ન થતાં, એ લગ્નમાંથી જ આત્મા અને પરમાત્માનું – જીવ અને શિવનું લગ્ન થાય છે. જીવ સંસારવાસના લય થતાં પરમાત્મામાં, પોતાના અસલ સ્વરૂપમાં ભળી જાય છે. પુરુષ અને સ્ત્રીનું દૈહિક અને આત્મિક લગ્ન આ પ્રમાણે થાય તો – આપણે સ્નેહજીવનના સિદ્ધાન્તમાં જોયું એ પ્રમાણે આખરે, મનુષ્ય જીવનનું સંસ્કરણ કરીને આત્મ-જ્યોત પરમાત્મજ્યોતિમાં મળી જાય, જીવનની સિદ્ધિ થઇ જાય, એ પણ શ્રી ' સાગર ' નીચેની ચાર લીટીમાં સમજાવે છે:—

અધ્યાત્મયોગ જહીં જીવ જ એક એક,
ને, સંસ્કૃતિ પુરુષ પ્રજ્ઞ તણો વિવેક;
શિવસ્વરુપ પરિબ્રહ્મ સુભદ્ર પૂર્ણ !
હો આ અનન્તમય અદ્‌ભુત બ્રહ્મલગ્ન.

અન્તે ગુરુદેવ આશીર્વચનમાં સ્નેહવાદ (Doctrine of Love)ની તેમને સમજ પાડતાં કહે છે:—

જે જ્યોતિને વિમલ હૃદયો પામતાં રાજયોગે,
જેને જાણે વિબુધ હૃદયો કર્મ કે જ્ઞાનયોગે,
જેને જાણે અવિચલ હઠે જોગી સાધી સમાધિ,
વ્હાલાં વ્હાલાં ! હૃદયદ્વય આ ! પામજો તે જ ભાતિ !

જેને પામે સરળ હૃદયો પૂર્ણ શુદ્ધિ પ્રસારી,
જેને જાણે કંઇ કંઇ જનો ગૂઢ જ્ઞાને વિચારી,
જેને માટે જપતપ ઘણાં આદરે કર્મવાદી,
તે પામો હો, હૃદયદ્વયના ઐક્યથી, સ્નેહવાદી.

સ્નેહવાદી એટલે – Doctrine of Love – ' સ્નેહવાદ ' નાં અભ્યાસી. આ સમજાવતાં લેખકે નોંધમાં કહ્યું છે:—

સુફીઝમમાં ઇશ્કે મિજાઝી અને ઇશ્કે હકીકીના સિદ્ધાન્તો મોજુદ છે. એના પ્રણેતા હઝરત મહમ્મદ પયગમ્બર દ્વારા પ્રેરિત થયેલા હઝરત અલી સાહેબ અને એમના શિષ્યોનો **સ્નેહવાદ** જાણીતો છે. ક્રિશ્ચિયેનિટીમાં Love is God એ ક્રાઇસ્ટે અને સેન્ટ પોલે વખતોવખત સમજાવ્યું છે. હિન્દુઓમાં વૈષ્ણવી ભક્તિના

તત્ત્વમાં પ્રેમ એ મુખ્ય તત્ત્વ છે. વિસ્તાર પામતાં એ ગ્રંથો પ્રેમઝરણાંનું મુળ Doctrine of Love – ' સ્નેહવાદ 'ના એક જ સિદ્ધાન્તસાગરમાં છે.

આમ આ " થાકેલું હૃદય " પૂરું થાય છે. અન્તમાં લેખકે નીચેની બે લીટીઓ મૂકી છેઃ—

પ્રેમનાં – પ્રભુનાં ત્યારે પ્રતિબિમ્બ પ્રકાશતાં,
થાકેલાં હૃદયો જ્યારે થાકતાં જ પૂરેપૂરાં.

એ દ્રષ્ટિએ તો, પૂરેપૂરી કસોટી પછી જ પ્રભુની પ્રાપ્તિ – એ દર્શાવવાનો અને સ્નેહલગ્નનું અંતિમ નિશાન આન્તરલગ્નદ્વારા અશરીર પ્રેમ, પૂર્ણ સાત્ત્વિક પ્રેમ અને એવા પૂર્ણ વિશુદ્ધ પ્રેમદ્વારા આત્મપરમાત્મલગ્ન, જીવની શિવસ્વરૂપ સાથેની અભેદતા – એ દર્શાવવાનો કાવ્યનો ઉદ્દેશ છે.

આ કાવ્ય શ્રી ' સાગરે ' એમના ગુરુ શ્રી 'કલાપી'ને અર્પણ કર્યું છે. ગુરુ પ્રત્યેનો પૂજ્યભાવ વ્યકત કરતાં શ્રી ' સાગર ' કહે છેઃ

ઓ સુરહૃદય ! કયાં ફુલડે પૂજું તુંને ?
સોનારૂપાનાં તો ખપે નહીંઃ
ને કદાપિ હાથ લાધે હીરામાણેકનાં
તો ય વધાવા દે નહીંઃ ત્યારે ?
ગુલાબ મોગરો ઘટે નહીંઃ
ચમ્પક ચમ્બેલી ચડાવાય નહીંઃ
ને પારિજાતક કેવડો ય નહીં.

× × ×

પૂજું આંસુડાંને ફુલડે તો ?
એ તો ત્હને વ્હાલાં છે.
નિત્યે નવું નવું નાચે ને આંસુડે જ રાચે,
ઘટાદાર આંબલિયાની મધળી ડાળે ગાજે
ને આકાશની અંદરના અનેરા પયગામ ભાખે–
મીઠડા ટહૂકા મોરલાના – દેવના બોલ જ.
કલા કરે ત્યારે આંસુડે સારે વ્હાલપનું સત્વ.
ત્હારી કલા તે આંસુની જ કલા.
કલાપીની કવિતા તે આંસુની જ કવિતા.
આંસુનું તો હૈયું હિમાચલી છે.
પૂજું છું પણ આંસુડાંને જ ફુલડે.

કવિત્વ અને ઊર્મિથી ઉભરાતું આ કાવ્ય, "મહાત્મા કલાપીના સ્નેહયોગી હૃદયને" કવિ નાનાલાલની અપદ્યાગદ્ય શૈલીમાં રચેલું છે. એમાંથી નીચેની લીટીઓ પ્રેમયોગનું સુંદર નિરૂપણ કરે છેઃ

પ્રેમ પોતે પ્રભુ છે.
પ્રેમ એટલે સ્વાર્પણઃ
આન્તર બાહ્ય સર્વસ્વ સમર્પણઃ
પ્રેમ, પ્રેમાસ્પદ ને પ્રેમીઃ
ધ્યાન, ધ્યેય ને ધ્યાતાઃ
એ પ્રવાહ પોતે પ્રભુ છે.

× × ×

મસ્તી તો સ્નેહયોગ ભૂલેલી છે:
બહુ અળખામણું થઈ ગયું છે:
પંડિતો ને જ્ઞાનીઓને તો હોય—
પણ રાજયોગના અભ્યાસીને
કે ફિલસૂફ — મીમાંસકને તો ન હોવું ઘટે.
કોઈ કાશી — મથુરા:
કોઈ મક્કા — મદીના:
ને કોઈ પેલેસ્ટાઇન — જેરુસેલમ.
પણ ઘણી ઘણી ત્રિવેણીઓનો સંગમ છે
સ્નેહાત્માનું કેન્દ્ર સાંપડે છે ત્યાં.
સ્નેહી રાજયોગી યે થાય:
ને જીવન્મુક્ત થાય:
હઠયોગ, લયયોગ ને મંત્રયોગ તો એમના જ.

× × ×

સ્નેહનું શાસ્ત્ર તો ચેતનનું છે:
જડનું નથી: શરીરનું નથી.
આન્તરનું ને અનામી છે.

× × ×

[ ચાહેલું હૃદય : અર્પણપત્ર ]

ઉપરનાં અવતરણો ઉપરથી શ્રી ‘ સાગર ’ની ‘ કલાપી ’ પ્રત્યેની ગુરુભક્તિનો અને સ્નેહમાર્ગની ભૂમિકાનો વાચકને સહેલાઈથી ખ્યાલ આવશે.

શ્રી ‘ સાગર ’ના ઐહિક જીવનના બનાવોના આલેખનમાંથી આપણે દૂર આવી ગયા. આપણે એમના સાહિત્યજીવનની ભાવના

અને સમાજસેવામાંથી સ્નેહયોગમાં પરિવર્તન પામતું લક્ષ્ય જોયું. હવે આપણે એમના જીવનના બનાવો તરફ વળીશું. ઇ. સ. ૧૯૦૯ ના વર્ષમાં એઓ થોડોક કાલ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં ગુજરાતી કોષ રચવાના કાર્યમાં રોકાયા; પણ એમનું અંતર તો વૈરાગ્યપૂર્ણ હતું, દિલમાં ઐહિક સુખની કોઇ વાસના જ નહોતી, એટલે એવા ચિત્તવાળાને નોકરી ક્યાં સુધી નભે ? ચાર – પાંચ માસ જેટલો સમય નોકરી કરીને એ છૂટા થયા. આ પ્રસંગે લખાયેલી એમની ગઝલ 'બન્ધવિમોચન'માં એમણે લખ્યું છે:

છૂટયો છૂં કેદખાનેથી, ઉભો મેદાનમાં, દિલ્દાર !
ફસાયેલો મઝલમાં, હા ! વછૂટયો બેવફા, દિલ્દાર !

આન્તરપ્રદેશની દિવ્ય મુસાફરીમાં નોકરી એ એક બેડી હતી, તે હવે તોડી નાખી અને છૂટો થયો. નોકરી માટે એ કહે છે:

જહન્નમની બૂરી ખાડી ! ફસાઇ ત્યાં ફરી થાક્યો !
મગર મુફ્લેસી તે મૂકી, સનમનો સાળુડો સાહ્યો !

ગુલામીને સલામી શી ? જિગર વેરાન મ્હારે શૂં ?
જહાં દિલતખ્તમાં વ્હાલી સનમની મૂર્તિ પધરાવૂં !

અને હવે પછીના રાહ માટે કહે છે:

તપીને ઇશ્કની ધૂની, જગાવી ભૂત ધૂણાવૂં !
જપીને ઇશ્કના મંત્રો, ફરી ભૂતડાં હૂં બોલાવૂં !

[ દીવાને સાગર : બન્ધવિમોચન ]

જીવનમાં આવી રીતે અચાનક પલ્ટો કેવી રીતે આવ્યો અને

એમના હૃદયમાં સ્નેહની લગનીને લીધે શી અસર થઇ એ બાબત એ પોતે જ પોતાના પિતાના એક મિત્ર લલ્લુભાઇ માસ્તરને લખે છેઃ—

"પરમાત્મા સર્વત્ર છે અને તેના વિના કોઇ પણ ઠામ ખાલી નથી, એવી વાત તો છેક ન્હાનપણમાં જ – બીજી ત્રીજી ચોપડીમાં જ – 'આસપાસ આકાશમાં, અંતરમાં આભાસ' વગેરે કવિતાઓમાં ભણવામાં આવી હતી; પણ તે છતાં યે સર્વત્ર રહેલા એ પ્રભુને મ્હોટપણે યે જોયો નહીં! કેમ ન જોયો? એવી કવિતા લખનારાએ અને ભણાવનારાએ પણ પ્રભુને જોયા વિના, જાતે પ્રભુને અનુભવ્યા વિના જ એ લખેલું ને ભણાવેલું! પણ જો સર્વત્ર પરમાત્મા છે, તો એ સર્વત્રમાંથી કોઇ એક સ્થળે તો દેખાવો જોઇએ, અને ગરજવાળી આંખને, પ્રીતિભરેલા હૈયાને, મરવા ચાહતા મનને અને પ્રભુના તરસ્યા જીવને જરૂર કોઇ એક ઠેકાણે તો પ્રભુ દેખાય છે – પ્રભુ જેવું કંઇક અદ્ભુત જ્યોતિ – કંઇક મહાન – પોતાના કરતાં કંઇક શ્રેષ્ઠ એવું તેને દેખાય છે, અનુભવાય છે. આટલા માટે જ ગુરુભક્તિ અને મૂર્તિની ઉપાસના સાર્થ છે. આપના આ બાલકે આ પ્રમાણે કોઇ એક સ્થળે પરમાત્માનું જ્યોતિ જોયું અને એ જ ઝાંખીમાં એણે પૂરેપૂરી લેહ લગાડીને ધ્યાનસ્થ રહ્યાં કર્યું. બીજું કશું એનાથી બની શકતું જ નથી. પ્રીતિનો મામલો જ એવો છે કે, ત્યાગ કર્યો વિના જ – એની મેળે મેળે જ – હૃદયને પ્રીતિનો રંગ લાગી જવાથી, વૃત્તિઓ પ્રેમકીર્તન વિના બીજે ભટકાં મારતી જ નથી. ભક્તિને શ્રેષ્ઠ ગણવામાં હેતુ જ એ છે કે કોઇપણ રીતે એકાગ્ર ન થનારૂં મન, ભક્તિને માર્ગે, પ્રીતિ લાગવાથી એની મેળે જ એક કેન્દ્રમાં વળી જાય છે. **योगश्चित्त-वृत्तिनिरोधः** એવું ભગવાન પતંજલિનું યોગસૂત્ર પણ ખરા

ભક્તને તો એની પોતાની ઊંડી લગનીદ્વારા વિરહની આગથી અનુભવાય છે. અન્યત્ર તો આસન, પ્રાણાયામ અને યમનિયમના સેંકડો વિધિનિષેધો પાળવા છતાં મન પકડાતું નથી એ જાણીતી વાત છે. ઊંડામાં ઊંડો વૈરાગ્ય એટલે સતત પ્રેમની લગની જ એમાં મુખ્ય છે – મુખ્ય કારણ છે. જ્યાં આવો વૈરાગ્ય એટલે આવો સતત પ્રેમ જાગે છે, ત્યાં ક્રમે ક્રમે **विवेक** પણ આવે છે. અને અનાત્મ વસ્તુની મમતાઓ છૂટતી જાય છે. જ્યાં આવી તુંહી તુંહીના તારવાળી પ્રેમની લગની લાગે છે, **शमदम** વગેરે ષડ્-સંપત્તિઓનાં હથિયારો વાપર્યાં વિના પણ ચિત્ત વશ થાય છે. કારણ સ્પષ્ટ છેઃ—ચિત્તને પ્રેમનું વશીકરણ લાગેલું હોય છે એને **ઘા** વાગેલો હોય છે અને જેને ઊંડો જખમ થયેલો હોય તેનું ચિત્ત એ જખમની વેદનાને લીધે એમાં ને એમાં જ રહ્યાં કરે અને બીજાં સુખોમાં કે દુનિયાની વાતોમાં એને રસ પડે નહીં એ દેખીતું છે. શ્રી હરિનો વિરહ જે હૃદયને રહ્યાં કરે તે હૃદયના વ્યવહારો કેવા હોય ? આપના આ બાળકના વ્યવહારો પણ ઇ. સ. ૧૯૦૯ની શરૂઆતથી એવા જ ચાલતા હતા અને ચાલ્યાં કરે છે. વચમાં થોડાક મહિના ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં નોકરી પણ બની ગઇ, પરંતુ જેનું ચિત્ત જન્મોજન્મની નોકરીમાં જ લાગેલું હોય છે તે એવી ગુલામીની બેડી શી રીતે સહી શકે ? એક જ મનન, એક જ વાત, એક જ વિચાર અને બહારની તેમ જ અંદરની ઝિન્દગાનીને એક જ રંગ – આવી દશાનું પરિણામ શું આવે એ વિચારવું મુશ્કેલ નથી. આવી સ્થિતિમાં પણ બધો વ્યવહાર એ સાચવી રહ્યો હતો એટલે કે મન વગર જેવા એ વ્યવહારો થઇ શકે તેવા થતા હતા. નાત, જાત, સગાં-વહાલાં, માન, આબરૂ અને ધનમિલ્કત એ બધાં ઉપર એક મોટો

સળગતો પૂળો મૂકયો હતો અને શ્રી હરિને એ બધું સોંપી દીધું હતું. એને પાલવે એમ એ કરે. વ્યવહારો બધા એક સ્વપ્નાની ખેલબાજી છે અને એ બગડે તો એમાં ખેદ કરવા જેવું કશું નથી."

હૃદયમાં પ્રભુવિરહનો આટલો તીવ્ર તલસાટ થાય છે ત્યારે મુમુક્ષુને પ્રભુ કોઇ પણ પ્રકારે જરૂર **માર્ગ** આપે છે. ભક્તનું પ્રેમભીનું હૃદય પોતાના માર્ગદૃષ્ટાને પિછાની લે છે અને આગળનો માર્ગ મેળવે છે. કોઇ પ્રભુની મૂર્તિ પૂજીને, મૂર્તિપૂજાદ્વારા પરમાત્માનો સાક્ષાત્કાર કરે, કોઇ બોલતાચાલતા ચૈતન્ય ગુરુની સેવા – શુશ્રુષાદ્વારા પ્રભુને પિછાને – એમ અવલંબન જુદાં હોય છતાં એમાં મુખ્ય કારણભૂત તો શોધકની – મુમુક્ષુની પ્રભુપ્રાપ્તિ માટેની આબાદ લગની જ છે, એ શ્રી 'સાગર'ના ઉપર દર્શાવેલા અવતરણ ઉપરથી સ્પષ્ટ થાય છે.

## લાઠીની યાત્રાએ

ઇ. સ. ૧૯૧૦ માં શ્રી 'સાગર'ના હૃદયની સ્થિતિ ઘણી આર્દ્ર થઇ ગઇ. હરિવિરહનું રુદન અને દર્દ આ વર્ષમાં એમણે અધિકમાં અધિક ભોગવ્યું. આ દશામાં એમને કશું જ ગમ્યું નહીં અને આખરે ગુજરાત છોડીને એ ઉત્તર હિન્દના પ્રવાસે નીકળ્યા. ગોકુલ, મથુરા, વૃન્દાવન, દિલ્હી વગેરે સ્થળોએ એમણે આ વર્ષમાં પ્રવાસ કર્યો.

સંસાર પ્રત્યે સંપૂર્ણ વૈરાગ્ય, પ્રભુવિરહનું સતત ભાન અને અન્તરમાં રગે રગે ધરક ધરક પૂકારનાર આ વીર પુરુષના હૃદયમાં હવે પાતાલભેદી પ્રેમનાં ઝરણાં ફૂટી ચૂકયાં. હવે એને ન રૂચે કે પ્રવૃત્તિ કે ન રૂચે લોકવ્યવહાર. પ્રભુવિરહની આગથી બળતા

હૃદયે એ એમના ગુરુદેવ શ્રી ‘ કલાપી ’ની સમાધિએ આ જ વર્ષમાં એટલે કે ઇ. સ. ૧૯૧૦ માં **લાઠી** ગયા અને શ્રી ‘કલાપી’ને આ પ્રમાણે સ્નેહાંજલિ અર્પી:—

‘ ના ’ તો જેને મુખે ન્હોતી એવા શ્રી સુરસિંહજી,
લાઠીની ગાદીએ રાજા દેવતાઇ થઇ ગયા.

પ્રેમાત્મા એ: મહાત્મા એ: ભરી પ્રેરિત મંત્રણા,
ઘોરતા દેશમાં કીધી, સ્નેહની સિંહગર્જના.

સ્નેહની – સ્નેહજ્યોતિની સાચેરી પ્રતિમા હતી:
જતાં એ આજ આ દીઠી ઝાંખી પ્રેમપ્રતિકૃતિ.

× × ×

ચ્હાવૂં: સ્હેવૂં: અને સ્હેવૂં: ચ્હાવું તો યે અનન્તમાં,
મહા મોંઘૂં, મહાત્મા ! ત્હેં ભણાવ્યૂં ગૂજરાતમાં.

કલાપી ! ભાવિ તૂં બોલ્યો: પ્રેમ – પ્રેમ ટુહૂકતો,
જો ! જો ! આ મેહુલો મીઠો હવે સર્વત્ર વર્ષતો.

કવિ જો ! કવિતા બોલે પ્રસાદી પ્રેમભક્તિની:
ફિલ્સુફો યે હવે તો, જો ! પુકારે પ્રેમફિલ્સુફી.

× × ×

[ દીવાને સાગર : શ્રી સુરસિંહજી ]

એ રુદનની દશા અને એ તરફડાટ – એ દર્દ અને એ આંસુ, પ્રભાત થવાની પહેલાંનો ગાઢ અંધકાર હતો. હવે આવે છે ‘ અશ્રુયોગ. ’ ‘ અશ્રુયોગ ’ એ કાવ્યમાં એ કહે છે:

વિશ્વાસુ પ્રેમી ઉર એ વિભુની વિભૂતિઃ
એ સત્યનું પ્રણયીમાં પ્રકટે જ જ્યોતિઃ
એ સત્ય ભવ્ય, પણ દૃષ્ટિ ન સ્થૂલ દેખેઃ
પૂજે શરીર પશુઓ, હૃદયો ઉવેખે.

એવા ‘ શરીરને પૂજનારા ’ અને ‘ હૃદયને ઉવેખનારા ’ જગતના જનોની સાથે શ્રી ‘ સાગર ’ને મેળ નથી ખાતો, કારણ કે પોતાના જીવનનું લક્ષ્ય બદલાયું છે. એ કહે છેઃ

સંસારની વિષમયી ઘટના જ કેવી !
તેમાં ઠરાવી ન ઠરે પ્રીતિદૃષ્ટિ એવી,
વેપારી આ સકલ વિશ્વ ! શૂં સ્નેહ જાણે ?
કે ગૂઢ સ્નેહ તણી ભક્તિ શૂં એ પિછાને ?

સર્વસ્વને ભોગે માત્ર પ્રભુપ્રેમ ચહાનારને અને જગતને ક્યારે મેળ ખાધો છે ? શ્રી ‘ સાગર ’ સ્પષ્ટ જ કહે છેઃ

જ્યાં પ્રેમયોગ શુરૂ થાય જ પ્રજ્વલન્ત,
ઉષ્મા પ્રકાશ ન શકે જગ જીરવી આ;

[ દીવાને સાગર : અશ્રુયોગ ]

હૃદયની એ અતિ કરુણ દશા “ નિજ હૃદયને ” એ કાવ્યમાં બહુ સ્પષ્ટ રીતે રજૂ થાય છે. હૃદયને ઉદ્દેશીને એ કહે છેઃ—

પોકે પોકે રુદન તણી કૈં ગર્જનાઓ કરીને,
અશ્રુપૂરે ગિરિવર બધા ત્રાડીને ગાળજે તૂં;

ત્હારે માટે જગજનઉરે આજ વિશ્રામ છે ના,
ને જ્યાં છે ત્યાં પ્રભુ હૃદયમાં ઠામ છે, તો રડે કાં ?

સાચૂં છે કે, તુજ પ્રભુ કંઇ કોસના કોસ છેટે,
ને તૂં આંહીં તપતૂં, રડતૂં આમ, બાપુ ઝૂરે છે !
સાચૂં છે કે તુજ રુદનનાં ગીત કે આંસુડાંથી,
આ સૌ ત્હારાં પરિજન તણી આંખ ભીની ન થાતી !

સાચૂં છે કે પ્રણય પ્રભુ છેઃ અન્તરગ્નિ, અહો ! એ
જ્યોતિ પ્રેરે મનુજ શિશુને દેવ થાવા સદા યેઃ
કિન્તુ, બાપુ ! જડ નયન સૌ, સ્થૂલમાં આથડે છે,
ત્હારૂં તેથી, નિજ હૃદય હો ! એ જ થાવૂં ઘટે છે.

× × × ×

જૂઠું છે આ કૃપણ જગ ત્યાં સર્વદા થા ઉદાસી,
ને, ઓ ઘેલા ! નિજ હૃદય ઓ ! બાપલા પાસ શાન્તિ !

[ દીવાને સાગર : નિજ હૃદયને ]

ઇ. સ. ૧૯૧૦ માં શ્રી ‘ સાગર ’નું દિલ કવિતા ઉપરથી છેક જ ઉઠી જાય છે. ચિત્તની વૃત્તિ પ્રેમાકાર બનતાં એ સ્થિર વૃત્તિથી અને કલાકૌશલ્યથી કવિતા લખી શકતા નથી. કવિતા તરફ એમને પ્રીતિ જ થતી નથી. એ લખે છેઃ

“ કશું લખવૂં ગમતૂં નથી. મ્હારી કવિતા મ્હને રૂચતી નથી. ઉર્દુ ગઝલો મ્હને બહુ સારી લાગે એ મ્હારો સ્વભાવ પણ

કોણ જાણે કેમ બદલાઇ ગયો ! કવિતા તરફ પ્રીતિ કે રૂચિ જ જ થતો નથી. ફકત ગમે છે એટલું કે ગમે તો મ્હોટેથી કે ગમે તો મનમાં પણ નરસિંહ મહેતા, મીરાંબાઇ, ધીરો, કબીર, દયારામ અને એવા ભકતોની પ્રેરિત વાણી વાંચવી યા સાંભળવી અને અનલહક – અનલહક વિચાર્યાં કરવું. અન્દરના ફેરફારો પર લક્ષ આપતા જવું એ પસન્દ પડે છે.

ઉંચામાં ઉંચી કવિતા પણ આનન્દમાં વધારો કરી શકતી નથી, પણ નરભેરામનો એક સાદો છપ્પો રસવૃદ્ધિની મઝા ઉમેરે છે. કોણ જાણે આ બધું શું છે ?

ભવ્ય અને આલંકારિક જણાતી સાહિત્યની ઉંચી વસ્તુની કદર કરવાની શકિત ઘસાતી જાય છે, એવો હમેશનો હવે અનુભવ થતો ચાલે છે. લખવાનું શું બન્ધ જ થઇ જશે ! ઓહો ! એમ થાય તો દયાલુ દેવાધિદેવની કેટલી બધી કૃપા !

પ્રભો ! મ્હારે શાયરી નથી જોઇતી. શાયરીનાં દરખત મ્હારા ચોગાનમાં જેટલાં હોય તે બધાંમાં હવે તો ખારાઇ જ સિલાવવી મુનાસિબ છે, પણ એ વિચાર માલેકને કરવાનો છે. હું શા માટે કરૂં ? "

આ વર્ષમાં જ એઓ ફરીથી શ્રી 'કલાપી'ની સમાધિ પૂજવા લાઠી ગયા અને ત્યાં પ્રેમધર્મની ઘોષણા ગજાવી. ગુરુની સમીપ આવતાં ભકત હૃદય દ્રવી ગયું અને ગાયું:

ગુરો ! સુર ! સ્નેહના યોગી ! સમાધિ પૂજવા આવૂં:
ગરીબ હૈયું, સખે ! મ્હારૂં: ન્હડાવૂં પુષ્પ શૂં આપુ !

ગુરો ! પયગમ્બરી ત્હારી, ભરી હૈયે થયો ઘેલો:
ભિખારી છૂં: મગર ભરૂંસે, ભરેલો છૂં હવે ચેલો !

દીધી ગુરુ ! ત્હેં મ્હને દીક્ષાઃ હવે માગીશ હું ભિક્ષાઃ
ગુરો ! આજે અગર કાલે શિખું છૂં હૂં અહાલેક !

× × ×

[ દીવાને સાગર : સમાધિસ્થ સ્નેહયોગીને ]

આ ' લાઠી યાત્રા ' પછી જ એમનું સાધુજીવન – સંતજીવન ખરેખર શરૂ થાય છે. પ્રેમની – ઇશ્કની ભાવના જીવનમાં અનુભવવાની એમને તમન્ના છે; પ્રભુવિરહની વેદના છે, દર્દ છે, મસ્તી છે અને તલસાટ છે. પ્રભુ પ્રેમની આ પ્રમાણે લગની લાગતાં, હવે તો બાહ્યમાં પણ એ આન્તરજીવનને અનુસાર ફેરફારો થયા. ખમીસ, હાફકોટ અને પાંથી પાડીને ઓળેલા વાળથી શોભતા યુવાન ' સાગર ', જે આપણા આજના સમાજમાં કોઇ ભાવનાશાળી અને પ્રભાવશાળી વ્યકિતત્વની છાપ પાડનાર યુવક જેવા લાગે, તે મટી જાય છે. હૃદયને પ્રેમ રંગનો નશો લાગી જતાં, એમને બાહ્ય ટાપટીપની કશી જ પડી નથી. હવે તો એ દાઢી અને પંચકેશ રાખે છે અને આ સમયની છબિ જોતાં કોઇ એમની દાઢીને લીધે, કોઇ ભવ્ય, વિદ્વાન પંજાબી શીખ હોય એમ એમને માની લે. આ સમયે તેઓ માથે ફેંટો બાંધતા.

આ સમયની આન્તરદશાનો સચોટ ખ્યાલ આપતાં અને સ્નેહયોગની ભાવના સમજાવતાં શ્રી ' સાગરે ' નડીઆદના સાક્ષર સ્વ. ચંદ્રશંકર પંડ્યાને એક પત્રમાં લખ્યું છેઃ

" સ્નેહ વિષે મ્હારી સમજણ જુદા પ્રકારની નથી. ફક્ત સામાન્ય સ્નેહો કરતાં અતિશય ઉન્નત, અતિશય દૃઢ અને એટલે

કે અનન્ય સ્નેહ જેને હું સર્વોપરિ સ્નેહ કહું છું, યા સ્નેહયોગ કહું છું, તેનો હું પૂજારી છું: અને ચિત્તની તમામ વૈવિધ્યવાહિનીઓ એક જ કેન્દ્ર તરફ સ્વભાવતઃ અભિમુખ થયેલી હોય એટલું જ નહીં પણ આન્તરના અર્પણે એ કેન્દ્રસ્થાન પૂજાતું હોય એ દશાને હું સ્નેહયોગ કહું છું. એ જ ફારસી સાહિત્યમાં ઇશ્ક છે. 'કલાપી' એવા 'ઇશ્કનો બન્દો' છે. **બાલાશંકર** પણ 'ઇશ્કે હકીકી'ની જે નવી વાત એમનાં કાવ્યોમાં રજૂ કરે છે તે એ જ ઇશ્કની છે.

મનુષ્ય જાતે જ એક અજાયબી પ્રાણી છે; મન તેને બક્ષવામાં આવ્યું છે, તેથી જેમ તે વધારે અનુકૂલતાની નજીક છે તેમ તે પ્રતિકૂલતાનો ભોગ થવાને પણ પાત્ર છે. ચંચલતાના સ્વભાવવાળું મન પૂરેપૂરું ચાલાક છે. તેમ તે શયતાન પણ છે એ પણ આપણા અનુભવની વાત છે: અને તે પોતાના તમામ તરંગોનો પરિત્યાગ કરીને એક જ કેન્દ્રમાં સ્થિર થાય એ ન્હાની વાત નથી, બહુ જ વિકટ વાત છે: આશ્ચર્યચકિત કરી નાખે અને ફક્ત હૃદય પર નહીં પણ આત્મા પર સુદ્ધાં આકર્ષણ કરે એવી **સૌન્દર્ય**ની ઝાંખી વગર બહુલક્ષક મન એક જ કેન્દ્રમાં સ્થિર થઇ શકતું નથી. એ **સૌન્દર્ય** એને જીતે છે: અને એની ચંચલતા ધીમે ધીમે એકમાં જ લય પામે છે. એ સૌન્દર્યદર્શન અમુક સ્થળે અમુક વ્યક્તિમાં જ થાય એવો કશો નિયમ નથી: આ આખી આલમમાં પૂર ભરપૂર નૂર ભરેલું છે અને એ ઝાંખી જિગરને ગમે ત્યાં થઇ જાય છે: ડેન્ટી બિયેટ્રીસનું દૃષ્ટાન્ત જેમ પાશ્ચાત્ય સાહિત્યમાં મોજુદ છે તેમ લયલાં – મજનૂં, શિરીન – ફરહાદ અને યુસુફ – ઝુલેખાનાં દૃષ્ટાન્ત ફારસી સાહિત્યમાં હમેશને માટે પ્રકાશે છે.

સૌન્દર્યની જે ઝાંખી થાય છે તે જ સ્નેહની ઝાંખી છે –

એ જ હૃદયનું ધ્યેય અને ઉપાસ્ય થાય છે – એને Beau Ideal કહે છે. એના દર્શન પછી આશકની ઝિન્દગી શુરૂ થાય છેઃ સામાન્ય હૃદયો સાથે તેના જિગરનો મેળ ખાતો નથી અને તે તો નવીન જ બનવાને મથે છે.

સામાન્ય મનુષ્યને ઇશ્કનો રાહદારી પોતાની આંખ શી રીતે લગાડી શકે ? ખરી હકીકત એ છે કે હૃદય જ્યારે સ્નેહથી ભરાય છે ત્યારે બહારની આંખની દૃષ્ટિ પણ એકદમ જ બદલાઇ જાય છે. સુંદરતા વસ્તુમાં કદાપિ નથી પણ સ્નેહમાં છે. એક જ વસ્તુને ન્યૂનાધિક સ્નેહના પ્રમાણમાં જુદાં જુદાં હૃદયો ન્યૂનાધિક સુંદર જુએ છે એ એનું પ્રમાણ છે અને એથી વધારે ભવ્ય પ્રમાણુ આપણને મીરાંબાઇની મૂર્તિપૂજા આપે છે. ફકત એક પથ્થરનો ટૂકડો ! મીરાંબાઇના હૃદયનો સર્વોપરિ સ્નેહ એ ટૂકડામાં પ્રભુદર્શન કરે છેઃ એક પ્રોટેસ્ટન્ટ હિન્દુને યા અગ્રેજને એમાં પથ્થર કરતાં કશું જ વધારે લાગતૂં નથી અને આપણે પણ એટલું તો જાણીએ છીએ કે જો એ મૂર્ત્તિથી સોપારી ભાગવામાં આવે તો, બેશક, તે આખી રહે નહીં. પણ મીરાંબાઇને એવી કલ્પના પણ આવે ખરી કે ? હકીકતમાં તો પ્રભુ સર્વત્ર છે પણ સામાન્ય દૃષ્ટિને તેવું દર્શન કોઇ પણ સ્થળે થતું નથી ત્યારે મીરાંબાઇને તે એક સ્થળે તેની મનગમતી મૂર્તિમાં થાય છે અને એ જ પ્રમાણે ખરા સુફીને તે દર્શન પોતાની હૃદયમૂર્તિ – Beau Ideal – માં અનુભવાય છે.

એક વાર એવું દર્શન થયા પછી ખરો સુફી બીજી પ્રવૃત્તિમાં કદાપિ પડી શકતો જ નથી, બીજી હરકોઇ પ્રવૃત્તિમાં તેનું હૃદય તે રોકી શકતો જ નથી. સ્નેહનું જે દર્શન તેણે અનુભવેલું તે પોતામાં કાયમનું સ્થાપવાને તે મથ્યાં કરે છે અને પોતાના દિલમાં દેવાલય

બાંધવાને અને સ્નેહમૂર્તિ સ્થાપવાને જે જે કરવું પડે તે જ તે કરે છે; બીજૂં એનાથી બની શકતું જ નથી.

એ Beau Idealમાં એ શું જુએ છે એ તો શી રીતે કહી શકાય ? એ અનુભવનો જ વિષય છે. મીરાં મૂર્તિમાં શું જુએ તે તો તે પોતે જ જાણે છે. લયલામાં મજનું શું જુએ છે યા 'કલાપી' શોભનામાં શું જુએ છે તે તો તેઓ પોતે જ જાણે છે: મારૂં હૃદય જેને ચાહે છે તેમાં તે શું જુએ છે તે હું શી રીતે કહી શકું ? છતાં મ્હારાં કાવ્યો એ વિષે જે ભાગ્યુંતૂટ્યું બોલતાં હોય તે ખરૂં; અને બન્ધુ ! હવે કહેવાની જરૂર નથી કે એવા જ કોઇ સ્નેહયોગમાં મ્હારૂં હૃદય રોકાયલૂં છે.

'બધા પર સમાન પ્રેમ રાખવો, હૃદયને સ્નેહથી સભર કરવું, પરોપકારી થવું અને જેનું જેટલું ભલું બને તેટલું કર્યાં કરવું:' એ, બેશક, ચાહવા જેવી ઉત્કૃષ્ટ વાત છે, પણ ઓ ભાઇ ! એવું ગૌતમનું જીવન યા જનકનું વિદેહી જીવન, ખરેખર, પ્રાપ્ત કરવું એ સહેલું નથી. હૃદય પોતે ઘણીકવાર પોતાથી જે રૂંધાય છે, અને અંદર રહેલી સ્વસ્નેહની વૃત્તિઓ જાણે દૈવી હોય એમ કેટલીક વાર ફાવી જાય છે; છેક અન્દરનાં દ્વાર બંધ હોવાનું એ પરિણામ છે. હૃદયને ઊર્ધ્વપ્રયાણ માટે અવલંબનનો જરૂર છે અને મ્હને તો Concentrationની પણ જરૂર લાગે છે; તે સિવાય હૃદયનો વેગ તેના મૂળ સ્વરૂપમાં-એટલો પ્રબળ વહી શકતો નથી. છતાં, આશક થવું અથવા સ્નેહયોગ થવો એ મનુષ્યના હાથની વાત છે જ નહીં: જેને નસીબે એવા ઇશ્કની જૂલ્મગારી વેઠવાનું નથી નિર્માયલું તે હૃદય પણ કૃષ્ણ, બુદ્ધ, ક્રાઇસ્ટ કે મહમ્મદ અથવા ખુદ પ્રભુને વ્યક્તિ માનીને ( સનમ કહીને ) તેમાં

મુસાફિરી કરવાનું એને વધારે અગત્યનું લાગે અને આ દુનિયામાં સૌ સાથે રહેતો છતાં એના અનુભવો કેવળ જુદા પ્રકારના હોવાથી એનું જીવન પણ જુદા જ પ્રકારનું લાગે છે. પરિણામે તો વેદાન્તવાદી જે બ્રહ્મનો ધ્યાતા છે તે જ બ્રહ્મનો શોધક સુફી આશક છે: વેદાન્તનું બ્રહ્મ નિર્ગુણ છે તેમ આશકની સનમ પણ બદન વગરની અને આખી આલમની માલેક છે: છતાં નિર્ગુણ બ્રહ્મની ઝાંખી જે પ્રકારે મૂર્તિમાં સગુણ ઉપાસક કરે છે તે પ્રમાણે આશક શરૂઆતમાં સ્નેહની ચૈતન્યમૂર્તિમાં કરે છે. જોઇ શકો છો ને ? હવે કહેવાની જરૂર નથી કે, સુફીવાદ ઉપનિષદ્‌ના અદ્વૈતનું સમરૂપ છે. **दासोऽहम्**‌ની ભાવનાથી શરૂ થતો આશક સનમના પગ ચુમતાં ચુમતાં, પોતામાં સનમને સ્થાપતાં સ્થાપતાં, સનમને ભેટે છે; અને અન્તે સનમમાં તે ગૂમ થઇ જાય છે – સમાઇ જાય છે – કહે છે કે મીરાં કૃષ્ણ સ્વરૂપમાં સમાઇ ગયાં તેમ. ઇશ્કની એ છેલ્લી દશા છે – **सोऽहम्** અથવા **મન્સૂરનો** અનલહક.

અને આવી બધી સ્થિતિઓ વચ્ચે પસાર થતાં થતાં હૃદયને કેટલી વાર ચીરાઇ જવું પડે છે, આંસુના કેટલા સાગર ઉલટાવવા પડે તે જાણવાને જેને જરૂર હોય તેને માટે સુફીની કવિતાના દરવઝા ખુલ્લા છે.

આશકની કવિતા એટલે જ એની અંદરના જગતનું તુમુલ યુદ્ધ અને એની વિલક્ષણ મુસાફિરીનું વર્ણન: અંદરના દુશ્મનોને હઠાવવાને એણે વાપરેલા હથિયાર એ આશકની શાયરી. કિં બહુના ?"

શ્રી 'સાગર'ની કવિતામાં શા માટે આટલું ઊંડું આત્મમંથન, દર્દ, રુદન અને આંસુ છે, એ પણ હવે સમજાશે. સાથે સાથે

એમની કવિતાના વહનમાં પણ, એ પ્રેમમાર્ગના પ્રવાસમાં આગળ ને આગળ સતત ગતિ કરતા જ રહ્યા છે, એ પણ લક્ષમાં આવશે. જગત તરફ પૂરેપૂરો વૈરાગ્ય આવતાં જગતની બધી પ્રવૃત્તિઓને ત્યજી દઈને, પ્રેમમાર્ગે – પ્રભુપ્રેમને માર્ગે વળેલા આ જીવાત્માને હજી હૃદયપ્રદેશમાં ઘણું ઘણું શોધનવિશોધન કરવાનું હતું. મન, બુદ્ધિ અને ચિત્તને અનેક જન્મોના અભ્યાસને લીધે જગતનાં પ્રલોભનો તરફ ખેંચાવાની ટેવ પડી ગયેલી, તેથી પ્રેમમાં એકાગ્ર થવા છતાં એકાગ્રતાનો એ અનુભવ સતત રહી શકતો નહોતો. વૃત્તિઓ જગત તરફ ખેંચાઈ જતી. આમ બનવાથી, માર્ગના પ્રવાસીને ક્ષોભ થાય, વ્યાકુળતા થાય અને દર્દ થાય એ સ્વાભાવિક છે. વૃત્તિને એકાગ્ર કરવા માટેના અનેકવિધ પ્રયત્નો, એ ઈ. સ. ૧૯૧૦ થી ઈ. સ. ૧૯૧૨ સુધીનું શ્રી 'સાગર'નું મુખ્ય આન્તરકાર્ય હતું; અને તેમાં યે ઈ. સ. ૧૯૧૦ નું વર્ષ એમના આન્તર પ્રવાસ માટે કપરું હતું. એ વર્ષમાં એઓ પોતાના સૂક્ષ્મ શરીરનું શોધન કરતા અને ખૂબ મસ્તીમાં રહેતા. પ્રેમભકિત ગાનાર ભકતોની વાણીનું કીર્તન કરતા અને ન છૂટકે જ સગાંસંબંધીઓ કે મિત્રમંડળમાં ભેળાતા. પ્રેમનું જ ગાન ગાતાં એમણે ગાયું:

રોનાર હું! તદપિ છું હજી યે અધુરો:
ને, યાચના રુદનની કરતો ઉભેલો;
પન્થપ્રવાસી અનભિજ્ઞ અનન્તતાનો
છું પ્રીતગીત બહુવિધ પુકારનારો.

× × ×

ત્યાં લાખ લશ્કર પ્રલોભન મોકલે છે,
ને પ્રેમપાત્ર ઉરને બહુધા કસે છે;

ઉત્તીર્ણ પૂર્ણ ઉર આ ન થયું કદાપિ,
અશ્રુપ્રવાહ બદલાઇ જતો તથાપિ.

× × ×

છે જ્યોતિદ્વાર નયનોઃ ઉર સ્વર્ગભૂમિઃ
હો અશ્રુધાર કદિ, તો પણ શી મધુરી !
પ્રેમે શરીર અશરીર થવાનું લ્હાણું:
એ પ્રેમ પ્રેમ જ ! અહો પ્રભુ પ્રેમ જાણું !

[ દીવાને સાગર : સાથી છું સર્વદા, બન્ધુ ! ]

" નિયન્તા પ્રેમદેવતા " એ કાવ્યમાં સાચા આન્તરપ્રવાસીને પ્રભુ હમેશાં ખરે રસ્તે જ દોરે છે, એવી પ્રભુમાં દૃઢ શ્રદ્ધા હોવા છતાં પ્રવાસીના હૃદયમાં એ બળ હમેશ ટકી શકતું નથી અને ઘણી યે વાર હૃદય વિવશ બની જાય છે અને પ્રભુની કૃપા યાચે છે, નવું બળ યાચે છે, એ સ્થિતિ આપણે જોઇ શકીએ છીએ. જુઓઃ—

વટેમાર્ગુનો જે પ્રણયપ્રભુએ હસ્ત પકડ્યો,
લૂટારો શૂં કોઇ નઝર સરખી ત્યાં કરી શક્યો !
છતાં હૈયે શ્રદ્ધા ડગુમગુ કરે જ્ઞાન જગનું !
પ્રવાસી ભોળાને ભૂલવતું વૃથા પંડિતપણું.

આમ છતાં, સહૃદયી પ્રવાસીના અંતરમાં પ્રદીપ્ત થયેલો શ્રદ્ધાનો દીપ, જગતના તુફાની ઝંઝાવાતોથી બૂઝાતો નથી. ખરે ! સાચા વીર પ્રવાસીની શ્રદ્ધા અતૂટ અને અચલ જ રહે છે. શ્રી 'સાગર' વળી પાછું પ્રભુશ્રદ્ધાનું બળ મેળવી લઇને તરત જ કહે છેઃ

પ્રભો ! સંરક્ષો છોઃ ફરી નહીં હવે વ્યર્થ જ ડરૂં:
હવે હું પોતીકી અસત કશી ચિન્તા નહીં કરૂં !
પ્રભો ! પ્રેમે યોગે અવિચલ ચહૂં ચિત્તસ્થિરતા:
અશ્રદ્ધાનું પ્રેમે કરીશ નહીં હૂં પાતક કદા.

અને એવા ઊંડા આત્મમંથન પછી એમને એક નવું જીવનસૂત્ર સાંપડે છે:

પ્રવાસી પ્રેમસૃષ્ટિના, જૂઠું વિશ્વ ઉવેખતા,
અન્તર્દષ્ટિ ઉઘાડે ત્યાં નિયન્તા પ્રેમદેવતા.

[ દીવાને સાગર : નિયન્તા પ્રેમદેવતા ]

શ્રી ‘ સાગર ’નું વ્યક્તિત્વ પ્રભાવશાળી હતું. અગાધ નિઃસ્વાર્થ પ્રેમ, સત્યશોધન માટેની તીવ્ર ઇચ્છા, દંભનો અભાવ અને કોઇ પણ ભોગે પોતે જીવનમાં નક્કી કરેલા સિદ્ધાન્તો પ્રમાણે જીવન જીવવાની વીરતા – આટલા ગુણો સ્વભાવસિદ્ધ હતા. એમના આ ગુણોને લીધે એઓ જ્યાં જ્યાં રહેતા ત્યાં ત્યાં એમને ચહાતું એક ગુણપૂજક મંડળ બંધાઇ જતું. સ્વાભાવિક છે કે શ્રી ‘ સાગર ’ના આ બધા પ્રશંસકોમાં એમના પોતાના જેટલી સર્વસ્વને ભોગે પણ સત્યને ચહાવાની અને અનુસરવાની વૃત્તિ કે વીરતા ન હોય. આ મિત્રોમાં ને પ્રશંસકોમાં કોઇ કોઇ સ્વાર્થસાધુઓ પણ હોય. કોઇ કોઇ તો માત્ર એમની કવિતાઓ ને ગઝલો સાંભળવા પણ ત્યાં આવતા. શ્રી ‘ સાગર ’ મોડી રાત્રિ સુધી ગઝલો ગાતા પણ ખરા. ધીમે ધીમે શ્રી ‘ સાગર ’ના લક્ષમાં આવ્યું કે એમના પ્રેમમાર્ગને રસ્તે એમની સાથે સાથે પ્રવાસ કરી શકે એવાં હૃદયો આમાંથી

ઘણાં થોડાં, બલ્કે, ભાગ્યે જ કોઈ હશે. આથી એમણે આવા માત્ર વાણીશૂરા અને કર્તવ્યશૂન્ય હૃદયોને ઉદ્દેશીને "હમારું જાહેરનામું" પૂકાર્યું:

શૂં આ કવિતા, ગઝલ, બેતો, રમુજી કોઇ છે કિસ્સો ?
હમારાં આંસુમાં, બોલો, તમારો કેટલો હિસ્સો ?

બધાંને છૂટ છે સરખીઃ ભલે દિલ ચ્હાય ત્યાં જાવું:
મગર આ ઇશ્કદરિયાનું, ન એકે બંધ છે બ્હારૂં !

છતાં, ચ્હાશો ન કો હમને, ઇરાદો હોય મતલબનોઃ
ન દુનિયાદારીનો કબજોઃ પછી નાતો કશા બપનો ?

લખાવ્યું છે શું રોવાનું ? લલાટે ભેખના લેખો ?
થવા ભિખારી છે મરઝી ? ચહો તો લ્યો ભલે કેડો !

ખપી જવું છે પૂરેપૂરૂં ? બધી અક્કલ ગૂમાવી છે ?
ભલે તો આવજો આંહીં, જિગર હરદમ ઝૂકાવીને !

પ્રેમના પન્થમાં રહેલાં અનેક સંકટો અને પારાવાર દુઃખનો નિર્દેશ કરતાં એ કહે છે:

જલાવીને બધી દુનિયા, ખુશીથી રોશની જોવી;
નવેસર આંસુની આલમ, અહો તાઝી કરી દેવી !

ભડકવૂં ના થશે ભડકો ! ઝફા ને ખૌફ ને ખ્વારી !
બૂરી ગરમી સહેવાને, બરાબર છે શૂં તૈયારી ?

નહીં તો, લોક દુનિયાના ! ડહાપણમાં પડયા રહેજો !
ભૂલેચૂકયે હમારૂં તો ન નામે કોઇ હિ લેશો !

સામાન્ય સુખી જીવન ગાળીને જીવન પૂરૂં કરનારના સુંવાળા માર્ગ કરતાં ઇશ્કનો રાહ કેટલો બધો વિકટ છે અને પ્રેમપ્રવાસીની તૈયારી કયાં સુધી હોય એનો ખ્યાલ આપતાં એ કહે છે:

હમારા ઇશ્કની વાતો, તમોથી ના હઝમ થાશે !
અજાયબ અટપટી આંટી, તમારાથી ન ઉકલાશે !

બલા, બદનામી, બુરાઇ, હમે બરબાદી ન્હાનારા !
મના દુનિયા કરે ત્યાં તો કૂદીને ખાસ જાનારા !

અલગ દુનિયા બનાવીને, સુખે બન્દા રહેનારા !
હમારી ઇશ્ક ધૂંઇથી જહાંનાં ચશ્મ પૂરનારા !

હમારા લોકના રસ્તા ભયંકર ભૂતથી ભૂંડા !
તમારા કાયદા કાનૂન, રિવાજોથી બહુ છૂટા !

જિગર મન્સૂર, મજનૂંમાં, ઝુકેલું ને ઠરેલું છે;
તરંગી એ ફકીરીને, ચહાવું એ ન સ્હેલું છે.

[ દીવાને સાગર : હમારૂં જાહેરનામું ]

આમ, એમની આ ગઝલ ઉપરથી જોઇ શકાશે કે પ્રેમરાહનો મુસાફર જગતના લોકોથી કેટલો બેપર્વા અને કેટલો સ્વતંત્ર, મસ્ત હોય છે. આ મસ્તી અને જોમ હૃદયની પવિત્રતા અને સિદ્ધાન્ત-પાલનની વીરતાના ફળરૂપે ઉદ્ભવે છે, એ પણ સ્પષ્ટ છે.

" ભાવિ " એ કાવ્યમાં શ્રી 'સાગર'ના જીવનમાં અનુભવાયેલું એવું સુંદર મંથન પ્રતિબિમ્બિત થાય છે. મનુષ્યનું ભાવિ શું પામર રહેવા જ સરજાયું છે? દિવ્ય સુરલોકમાં જવાને શું મનુષ્ય પાત્ર નથી? એ વિચારે છે:

ગગને રવિરાજ પ્રસિદ્ધ જહીં,
શશી આ અમીવૃષ્ટિ કરે જહીંથી,
જનથી શું જવાય તહીં જ નહીં ?

× × ×

શું મનુષ્યથી વ્યોમ મપાય નહીં ?
પ્રભુતાભરી પાંખ પમાય નહીં ?

શું કુદાય નહીં ?
શું ચીરાય નહીં ?

ભયવાચક ભીંત ભગાય નહીં ?
જગઝાળ બધી શું પીવાય નહીં ?
વન નન્દનમાં વિહરાય નહીં ?
શું મનુષ્યથી દેવ થવાય નહીં ?

મનુષ્યના આન્તરમાં રહેલાં આસુરી તત્ત્વો ઉપર વિજય મેળવીને શું એ દિવ્યજીવન પામી શકે નહીં ? જીવન સફલ કરી શકે નહીં ? ત્યારે શું કરવું ?

શું નિરાશ થવું ?
અમથું જીવવું ?

શું શરીર થયે ક્ષીણ પૂર્ણ થવું ?
જનનું શું વૃથા જીવવું મરવું ?
વિભુહસ્તથી એ જ હશે શું લખ્યું ?
સરજ્યું મનુ માટીથી માટી થવું ?

બહુ વિચારમંથન પછી શ્રી 'સાગર'ને એમના અંતરમાંથી જ આ મહાપ્રશ્નનો જવાબ મળી જાય છે:—

કયમ આમ થયું ?
કયમ એમ બન્યું ?

સહુ કૃત્રિમતા ! ન નિમિત્ત કશું !
વહી આંખ ! અને તહીં વારિ ખૂટયું !
ચીરી છાતી ! અને તહીં લોહી વહ્યું !
ચહ્યું દર્દ ! અને દિલ દર્દી થયું !
રચી બેડી ! અને ઉર કેદી બન્યું !
હતું માગ્યું ! અને જ યથાર્થ મળ્યું !
કર્યું કીર્તન ! ને સહુ એ જ ફળ્યું !

પ્રારબ્ધ અને પુરુષાર્થનો વિરોધ શ્રી 'સાગર' આ રીતે ઉકેલે છે. મનુષ્ય જે પ્રકારે પુરુષાર્થ કરે તે જ પ્રમાણે એનું ભાવિ રચાય છે. આ પુરુષાર્થ તે માત્ર કાર્યનો જ નહીં; વિચારોનો પણ ખરો. મનુષ્ય અંતરમાં જે જે ભાવનાઓ ઘડે છે, તે તે ભાવનાઓ જ એને એ પ્રમાણે ફળે છે. સારી વાસના હોય તો સારું ફળ આપે. ખોટી વાસના હોય તો ખરાબ ફળ આપે.

વાસના નિર્મૂળ થાય – દિલમાંથી વાસનાનો સમૂળો ઉચ્છેદ થાય તો મનુષ્યને જીવન્મુક્તિ પ્રાપ્ત થાય અને એ વાસના નિર્મૂળ થયા પહેલાનું રહેલું પ્રારબ્ધ જ મનુષ્યને ભોગવવાનું રહે. મનુષ્યની ઇચ્છાનું બંધન – વાસનાનું બંધન એ જ ખરૂં બંધન છે. જુઓઃ—

बन्धो हि वासनाबन्धो मोक्षः स्याद् वासनाक्षयः

श्री योगवासिष्ठः ।

આ રીતે શ્રી 'સાગર' સિદ્ધાન્ત શોધી કહાડે છેઃ—

શું પુકાર કરૂં ?
ક્યમ ભાવિ કહું ?

ચહ્યું આ મુજ કિસ્મત મ્હેં જ રચ્યું !
ન નિમિત્ત કશું ! ન નિમિત્ત કશું !
મુજ ભાવિ તણું છું નિમિત્ત જ હું !

કાવ્યની શરૂઆતમાં ઉદ્દ્ભવેલી શંકાનો ઉત્તર હવે મળી જાય છેઃ—

મનુ વ્યોમ જરૂર જ માપી શકે !

પ્ર ભુ તા ભ રી
પાંખ મિલાવી શકે !

સુરવર્ત્મપ્રવાસી થઇ જ શકે !
મનુબાલક દેવ બની જ શકે !

× × ×

[ દીવાને સાગર : ભાવિ ]

એ હંમેશાં કહેતા – God never acts, He always reacts; પરમાત્મા પોતે કશું જ કરતા નથી, માત્ર આપણે જે કરીએ છીએ તેનું ફળ આપે છે. આ પણ ઉપરના સિદ્ધાન્તને અનુસરીને જ છે.

પ્રવાસી જેમ જેમ આન્તરસષ્ટિમાં આગળ વધે છે તેમ તેમ એ આન્તરસૃષ્ટિનો ભોમિયો થતો જાય છે. જેમ જેમ એ એક પછી એક અનિષ્ટ તત્ત્વો ઉપર વિજય મેળવતો જાય છે. તેમ તેમ એને સમજ પડે છે કે દુશ્મનદળ કેટલું છે. શ્રી ‘ સાગર ’ના આન્તરજીવનમાં પણ આવો જ અનુભવ થાય છે અને એ કવે છે:—

પિંડબ્રહ્માંડમાં છુપો પ્રેમદેશ મહાન છે !
વિશ્વનાં વિશ્વનો જેમાં આદ્યન્તે અભિરામ છે.

વાત સાવ સાચી છે. મનુષ્યની અંદરનો પ્રદેશ જો એ ઉકેલી શકે – જો એ વ્યષ્ટિ ( Microcosm )નો ભેદ પામી શકે તો જરૂર એને સમષ્ટિ ( Macrocosm )નો ભેદ પણ ઉકલે – બ્રહ્માંડનો ભેદ પણ એ ઉકેલી શકે; કારણ કે મૂળમાં વસ્તુરૂપે વ્યષ્ટિ અને સમષ્ટિનો એટલે કે વ્યક્તિ અને વિશ્વનો અભેદ જ છે.

તોડયા ઘણા ગઢઃ ભયંકર દૂર્ગ ભેદ્યા;
ત્હારા બળે, પ્રભુ ! અસુર અનેક છેદ્યા;
તો યે, પટાન્તર હજી જબરા જણાતા,
રે ! શું વિરોધી હજી યે પડદે છૂપાતા ?

એ બ્રહ્મકૃપાની યાચના કરે છે:

પ્રેમ બ્રહ્મકૃપાના ત્યાં વાયરા સર્વદા વહો !
ડોલતું દરિયા વચ્ચે સુકામે નાવ પહોંચજો !

જેવી રીતે કોઇ મનુષ્ય એકાદ કલાક જેટલો સમય અંધારામાં ગાળીને પછી તેજસ્વી પ્રકાશની પાસે આવે અને એની આંખો મીંચાઇ જાય, પ્રકાશની તેજસ્વિતા આંખ સહન ન કરી શકે એવી જ અંતઃસ્થિતિ અત્યારે શ્રી 'સાગર'ની થાય છે. પ્રભુનું જ ધ્યાન ને ગાનતાન હૃદયમાં પ્રભુપ્રેમ ભરી દે છે અને હૃદયને પૂર્ણ વિશુદ્ધ કરી દે છે. પરંતુ, એની એ લગની સતત કાયમ રહેતી નથી. નાતજાત અને સંબંધીઓ એવી વિશુદ્ધ દૃષ્ટિ પામેલાં હોતાં નથી. શ્રી 'સાગર'ને એમની સાથેના સંબંધમાં દર્દ અને રુદન જ સાંપડે છે. એ ઉચ્ચારે છેઃ

પ્રભો ! ત્હારૂં જ્યોતિ જળહળ થતું ભવ્ય પ્રકટે,
કૃપાવારિ ત્હારૂં, પ્રણયપ્રભુ ! નિઃસીમ વરસેઃ
છતાં, સ્વામી ! મ્હારૂં નયન નબળું તેજ ન સહેઃ
પ્રકાશે ટેવાવા અનધિકૃત હૈયું કરગરે.

અને એ પ્રાર્થે છેઃ

પ્રભો ! રોતાં – લ્હોતાં તુજ ચરણને યોગ્ય કરજે.
અમારાં એ રીતે પતિત ઉરમાં શાન્તિ ભરજે.
હૂં ને મ્હારાં વ્હાલાં ! નથી મુજ કશું ! સર્વ તુજ હોઃ
અને, એ ત્હારાં ! તે સકલ શિશુઓ પ્રેમમય હો.

[ દીવાને સાગર : એક પ્રાર્થના ]

ઇ. સ. ૧૯૧૦ આમ દર્દ, રુદન, પ્રભુવિરહ અને આ વિશોધનમાં પૂરૂં થાય છે. તે પછીના ઈ. સ. ૧૯૧૧ ના વ શ્રી 'સાગર'ના ઉદ્ગારોમાં દર્દ અને રુદન કરતાં ઇશ્ક ખુમારી – પ્રેમની મસ્તી વધારે જણાય છે. એવું નથી, કે દ અને રુદન સમૂળાં જતાં રહ્યાં છે. આત્મવિશોધન તો ચાલુ જ છે; પણ શ્રદ્ધાનો પ્રદીપ કંઇક વધુ તેજસ્વી થાય છે, ભક્તિનો પ્રવાહ વધુ ને વધુ વહે છે અને આસુરી સંપત્તિઓનું બળ ઓછું થઇ જાય છે. 'ઘેલા જોગી' એ ગઝલમાં એવી જ પ્રેમલીનતા, પ્રેમમાં કરેલું સર્વસમર્પણ અને ઇશ્કની ખુમારી જણાઇ આવે છે. આ ખુમારીનું મૂળ પ્રભુપ્રેમ છે, એ દર્શાવતાં એ કહે છે:

હમ ઘેલા જોગી! ઘેલા! પાગલમેં પહિલા! પહિલા!
માલક દેખા મયપ્યાલીમેં! ખુલ્લા હુવા છુપેલા!
હમ જોગી ઉસ પર ઘેલા! જી! ઔર કીસીકો ક્યા?

મયપ્યાલી એટલે દારૂની પ્યાલી. આપણે જોયું એ પ્રમાણે મય – દારૂ એટલે સુફીવાદમાં પ્રેમ – પ્રભુપ્રેમ. એવો અર્થ થાય છે. ગઝલની આ બેતનો અર્થ એવો છે કે 'મ્હેં પ્રભુને પ્રેમસ્વરૂપે જોયા અને એ સ્વરૂપદર્શનની જ મને ધૂન લાગી.' ચિત્તની રસવૃત્તિ અનુસાર સૌ કોઇ કંઇક ને કંઇકનું ઘેલું હોય છે - તો હું પ્રભુપ્રેમનો ઘેલો છું, એ દર્શાવતા એ કહે છે:

મનઘેલા કોઇ! ધનઘેલા કોઇ! જવાન જોબનઘેલા!
અન્દા ઐસા ઇશ્કદીવાના સબસેં પાગલ ઘેલા!
હમ પાગલ જોગી ઘેલા! જી! ઔર કીસીકો ક્યા?

એ ઇશ્કરાહમાં, એ પ્રેમપંથમાં આશા, તૃષ્ણા, મનોવિકાર અને સ્થૂલ ઇચ્છા માત્રનું – પુત્રૈષણા, દારૈષણા, વિત્તૈષણા, લોકૈષણા, શાસ્ત્રૈષણા અને મોક્ષૈષણા – આ છએ પ્રકારની ઇચ્છાઓનું બલિદાન આપવું જોઇએ. એ સર્વને ભોગે પ્રભુપ્રેમની એકની જ લગની લાગે તે જ તરી શકે. પોતાનું આ પ્રમાણેનું સર્વસ્વાર્પણ દર્શાવતાં એ કહે છેઃ

તન મન ધન કુલ ઇજત આબરૂ શરાબમેં સિલગાયા !
ઉસ ભડકે પર ખડા જોગીકો નાચ નયા સિખલાયા !
હમ યે હિ નાચકા ઘેલા ! જી ! ઔર કીસીકો ક્યા ?

બડી ખુશીસે અપની દુનિયા અપને આપ જલાયા !
આપ જલાકે આપ જીલાના ! ઐસા ભેખ લગાયા !
હમ યે હિ ભેખકા ઘેલા ! જી ! ઔર કીસીકો ક્યા ?

'આપ જલાકે આપ જીલાના' એટલે જે મનુષ્ય પૂર્ણતા પામવાની ખાતર બાહ્ય સુખસમૃદ્ધિનો ભોગ આપે તે જ એવું સર્વસ્વાર્પણ કરીને જ પૂર્ણતા અનુભવી શકે – પૂર્ણતામાં જીવી શકે. બધાનો ભોગે માત્ર ઇષ્ટનું જ સ્મરણ એ પ્રેમપ્રવાસીનું લક્ષ્ય બને છે અને સાથે સાથે દર્દ સહન કરવાની વીરતા પણ આવે છેઃ

જપ તપ તીરથ નામ સનમકા ! ધંધા યે હિ અકેલા !
સિતમ ઝખમસે કભી ન ડરતા ! ઉલ્ફત મસ્ત બનેલા !
હમ ઐસા જોગી ઘેલા ! જી ! ઔર કીસીકો ક્યા ?

અને આમ, જીવનનો પ્રવાહ જગતમાંથી જગદીશ્વર તરફ ફેરવવા માટે શ્રી 'સાગર' 'સાકી' એટલે દારૂ પાનારનું – પ્રેમના અમૃત તરફ વાળનાર ગુરુનું સ્મરણ કરે છે અને કહે છે કે ગુરુ-કૃપાથી પ્રભુપ્રેમમાં નડતરરૂપ માયાનું બળ લય પામ્યું છે:

**સાકી મિલા પિલાનેવાલા! ઘેલા હાલ બનાયા!**
**સુરસિંહ ગુરુરાજ રહેમસે, સાગર! ડૂબ ગઇ માયા!**
**હમ ઘેલા કછુ કમાયા! જી! ઔર કીસીકો કયા?**

[ દીવાને સાગર : ઘેલા જોગી ]

આશરે નેવું પંક્તિઓના એટલે શુમારે પોણાચારસો લીટીઓના 'મૂર્છના' નામના કાવ્યધોધમાં પુનઃ શ્રી 'સાગર'ના હૃદયનો અશ્રુધોધ વહે છે. શ્રી 'સાગર'ના આન્તરજીવનના અભ્યાસીએ આ કાવ્યનો પ્રાપાતિક અભ્યાસ કરવો જ જોઇએ. મનુષ્યના જીવનનું આન્તરચક્ર બદલાતાં, એ હૃદય કેટલી વિષમ યાતનાઓમાંથી પસાર થાય છે, વિશ્વના ક્ષણિક આવરણોમાંથી હૃદયને પૂરેપૂરૂં પ્રભુસ્નેહમાં ભળીને તલ્લીન થઇ જતાં કેટકેટલું સહન કરવું પડે છે એનો ખ્યાલ આ કાવ્ય જેટલું બીજું એકે કાવ્ય આપી શકતું નથી. આવું જ તીવ્ર આત્મમંથન અને આવી જ કરુણ વેદના અને આવા જ હૃદયદાહના અંગારા આપણે આગળ આવતા "એક મહાન ભૂલ" એ કાવ્યમાં અનુભવીશું. આ કાવ્યમાં વ્યક્ત થતું હૃદયજ્વલન અને દર્દ, દુઃખ અને વેદના શ્રી 'સાગર'ને એટલા માટે થાય છે કે 'પ્રભુનું દિવ્ય જ્યોતિ' અને પ્રભુનો પ્રેમ જે એમના હૃદયમાં ઉદ્‌ભવ્યાં, તે પ્રભુનું દર્શન અને પ્રભુપ્રેમની લીનતા એમના અન્તરમાં કાયમ રહી શકતાં નથી, ટકી શકતાં

નથી. દિવ્ય પ્રેમનો અનુભવ-અખંડ જામતો નથી. એ જ આ કાવ્યસ્રોતનું ગંગોત્રી છે. કાવ્યના મંગલાચરણમાં જ કવિ કહે છેઃ

આશ્વાસતું પ્રભુનું જ્યોતિ જ્વલન્ત, કિન્તુ
ધીમી ગતિથી ક્યમ આમ અહીં વહન્તું ?
વિદ્યુત્ સમી જ પ્રભુદીપ્તિ પ્રસિદ્ધ થાતી ?
શું ઝાંખી કાયમ ન માનવથી પમાતી ?

હૃદયનું દર્દ અને એ દર્દના કારણભૂત બનેલી પૂર્ણતાને છેલ્લે મુકામે પહોંચવા માટેના પ્રવાસની હૃદયની ધીમી ગતિ માટે શ્રી 'સાગર' ખેદ દર્શાવે છે અને તે પછી એ જણાવે છેઃ.

એ સ્નેહ – રે ! સકલસ્નેહ શિરોમણિ એ !
આ ઝિન્દગાની ફરીથી રચી તે વિધિ એઃ
મૂકી અજાયબ શી અગ્નિની ચીનગારી !
વર્ષો વીત્યાં પણ હજી હૂં બળ્યાં કરૂં છું !

અને એ દર્દભરી સ્થિતિ ! એ વિરહાવસ્થા !

ગાતૂં ઘડીક ઉર મસ્ત બની કવિતા,
ત્યાં યે છુપી સરિત અગ્નિની આંસુની વા !
સંબદ્ધ વિશ્વથી છતાં ય જુદો શ્મશાને,
જાણે પથારી કરી અગ્નિ પરે સુતો છું !

અને એ અશ્રુધારા !

રોયો છૂં ખૂબ જ ! અને રડતાં રહું છું:
નેત્રત્વ ઝાંખું થયું, તો ય રડયાં કરૂં છું:
રોયો હું, મ્હારી પણ પ્યારી બિમારી રોઉં,
રે ! પ્રેમી પ્રેમ પૂજતાં નથી કોણ રોયું ?

ખરે ! પ્રેમને પૂજતાં કયો પ્રેમી રોયો નથી ? નરસિંહ મહેતા, મીરાંબાઇ, વ્રજની ગોપીઓ અને બીજા અનેક ભકતોએ પ્રભુના વિરહનું દર્દ આવું જ અનુભવ્યું છે – અને એવા તીવ્ર પ્રભુવિરહના પરિણામે એ દર્દ, એ રુદન અને એ પારાવાર દુઃખને પરિણામે જ એઓને પ્રભુદર્શન થયું. એવાઓને જગતના કોઇ પદાર્થથી સુખ થતું જ નથી. એક પ્રભુદર્શનની જ એને તો ધૂન લાગે છે. એવા હરિવિરહી હૃદયની દશા વર્ણવતાં **સંત શ્રી અખા**જીએ યોગ્ય જ કહ્યું છે:

વૈરાગ્ય ઘણ ઉપન્યો શરીરે તેણે કાળજ કોર્યું માંહીંથી,
વ્રેહ તણો તાપ તપે તનમાં, તે નર જીવે ક્યાંહેથી.
નાનાવિધનાં ભક્ષ ભોજન તેને દીઠાં નવ ગમે;
સંસારરૂપી ભૂખ ભાગી; ઉભાં થાતાં તન ભમે.

– [ અખેગીત કડવું ૯ મું. ]

જેવી રીતે લાકડાને કોરનાર કીડો લાકડાને અંદરથી કોરી નાખે છે તેવી રીતે વૈરાગ્યરૂપી કીડો હૃદયને અંદરથી કોરી નાખે છે, એટલું બધું દર્દ પ્રભુવિરહી હૃદય અનુભવે છે. સંસારનું કોઇ

સુખ એને અમતું જ નથી. એના હૃદયની સ્થિતિ કેવી હોય ? એ વિષે શ્રી અખાજી કહે છેઃ

ખાતો પીતો બોલતો, દેખતો તે સઘળે રામ,
વેધ્યું મન રહે તેહનું, શિથિલ સંસારી કામ.

નવનીત સરખું હૃદય કોમલ, કહ્યું ન જાયે હેત;
આંખ માંહે અમૃત ભરીયું, હરિભક્તિ કેરૂં ક્ષેત્ર.

[ અખેગીતા કડવું ૧૨ મું. ]

એવી હરિવિરહની દશા આ કાવ્યની ઉપરની પંક્તિમાં પ્રતીત થાય છે. કવિતાને ઉદ્દેશીને એ કહે છેઃ

કંગાલ મ્હારી કવિતા ! મુજને જ રોતી,
રોતી રડાવતી કદિ હૃદયાશ્રુ લ્હોતી;
છે એટલો જ અવધિ ઉપયોગ એનો !
રોનારનો ખપ કશો ! દુઃખી આદમીનો !

અને એ વિલપે છેઃ

બ્રહ્માંડ વ્યાપ્ત તુજ તૈજસી મૂર્તિ રાજે,
જે જ્યોતિથી જ રવિચંદ્ર અહીં પ્રકાશે;
શી પૂર્ણ મૂર્તિ ! કણુમાં અણુમાં વિરાજે;
અફસોસ ! માત્ર નથી એક જ દાસ પાસે !

એ રુદનમાંથી પ્રેમદર્શનની સ્મૃતિ જાગે છેઃ

પીધું સુદર્શનસુધાનું અમોલ પ્યાલું !
લાખો શરીર બદલાઇ જતાં ન ભૂલું !
રે ! પ્રેમી કોણ કહિ યે, અહ ! પ્રેમ ભૂલ્યું ?
કોણે પીધું વિષ, નસેનસમાં ન ફેલ્યું ?

પાતાલ જાઉં યદિ જાઉં રસાતલે હું,
છો સ્વર્ગમાં નરકમાં જીવું કે મરૂં હું !
ભૂલાવી કોઇ શું શકે પણ નૂર પીધું ?
લાલિત્ય, માર્દવ, દયાભર્યું જ્યોતિ મીઠું !

ક્યાં તે ઘડી પરમદર્શનની ગઇ ક્યાં ?
વાણી વિના નવલ વેદઋચા ભણ્યો હું !
ઘેલી બનેલી મુજ આધીન ઝિન્દગી એ,
પ્હેલી જ વાર સ્મિત પ્રેમતણું પૂજેલું !

તે કાલ તો પણ હતો – હું હતો કહું છું,
અફ્સોસ ! એ જ પણ મૂલ વિષાદનું છે !

એ પ્રભુદર્શનભર્યા જીવનની યાદ !

ત્હેં રક્ત પૂર્યું નવલું મુજ દીન હૈયે,
તે તે જ જીવન નિરન્તર આ ચલાવે;
હા, પાંગળો નિરખી હું, દીધી પાંખ શી ત્હેં !
આ દાસ પામર ઉડયો બસ મેરુ ટોચે.

અને હવે મેરુટોચે ઉડાવનારી પાંખ જતી રહી:

પામેલ પાંખ મુજ અદ્‌ભુત ત્હેં દીધેલી,
જેનાથી મ્હેં અજબ કૃત્ય શરૂ કીધેલી;
તેનાં જ આજ મુજ મૂર્છિત આ દશામાં,
હા! હાય! હાય! પ્રિય! પિચ્છ વિખાઇ જાતાં!

એ કલ્પાન્ત !

રોયું ફરી હૃદય! રોવું જ રોવું ક્યાં છે?
શોણિત કાં ન વહતું હજી! કોણ જાણે!

જે પ્રેમમૂર્તિની પોતાને લગની લાગી છે તે કોઇ કલ્પિત ભાવનાની મૂર્તિ નથી એ સ્પષ્ટ કરતાં એ કહે છે:

માશૂક મ્હારી નથી કેવળ કલ્પનાની,
ના વા હવાઇ મુજ પૂતળી ભાવનાની;
જ્યોતિષ્મતી ભગવતી મુજ વિશ્વરૂપા!
શી ભવ્યતા! નિરખતાં, અહ! થાય મૂર્છા.

માશૂક? ના નથી જ પ્રાકૃત દેહધારી,
વા સ્થૂલ નેત્ર તણું માત્ર ન લક્ષ્ય થાતી;
એ મૂર્તિ સૂક્ષ્મતમ વિશ્વ બધાંની સત્તા!
માશૂક એ પ્રભુ! અનુભવું જે પ્રભુતા!

અનેક પ્રલપનો અને વિલપનો કરતાં આ અતિ કરુણ કાવ્ય કરુણતામાં જ પૂર્ણ થાય છે:

ઓ પ્રાણ ! ઓ પ્રણય ! જીવન સર્વ મ્હારૂં !
મ્હારૂં હવે હૃદય આ મુજને અકારૂં !
ચીરી જુવો ! પ્રણયરૂપ ! જુવો ! જુવો તો !
કેવું અપાત્ર ઉર ! હાય ! ધુવો ! ધુવો તો !

ક્યાં આત્મવૈદ્ય મુજ ? ક્યાં પ્રિય પ્રાણપ્યારી ?
અફસોસ ! ક્યાં દુઃખભરી સ્થિતિ આવી મ્હારી ?
એ ઝાંખી ! જ્યોતિ સ્મૃતિ ક્યાં ? સ્મૃતિ જાગતામાં,
હા ! હાય ! હાય ! ઢળતો ફરી મૂર્છનામાં !

[ દીવાને સાગર : મૂર્છના ]

આમ, ઇ. સ. ૧૯૧૦ ની છબિ જેવું ઇ. સ. ૧૯૧૧ નું વર્ષ અત્યંત દર્દ અને રુદનમાં, પ્રભુની એક વખતની ઝાંખી પછી લુપ્ત થયેલા દર્શનના સ્મરણમાં વ્યતીત થાય છે. ઇ. સ. ૧૯૧૨માં શ્રી ‘ સાગર ’ ગોકુલ, વૃન્દાવન વગેરે સ્થળોએ થઇને હૃષીકેશ ગયા અને હૃષીકેશના તપોવનમાં સંતસાધુઓના સમાગમમાં સમય વ્યતીત કરવા માંડયો, એટલે આ વર્ષના એમના ઉદ્દગાર આ તપોભૂમિના વાતાવરણમાંથી આવે છે. સારાં પવિત્ર તીર્થસ્થળોનું આહ્લાદક વાતાવરણ અને સંતસમાગમ આવા વૈરાગ્યપૂર્ણ, ઇશ્વરાનુરાગી હૃદયને સામાન્ય જનસમાજભર્યા વાતાવરણ કરતાં વધારે મનોરંજક અને સુરમ્ય લાગે એ સ્વાભાવિક છે. બહારનું વાતાવરણ બદલાવા છતાં હૃદયના ઉદ્દગારમાં તો પ્રભુનો વિરહ અને પ્રભુમિલનનો તલસાટ આ વર્ષમાં ( ઇ. સ. ૧૯૧૨ ) પણ સ્પષ્ટ જણાઇ આવે છે. ‘ સનમને સવાલ ’ એ સુફીવાદના કાવ્યમાં પણ હૃદયનો સૂર એ જ છેઃ

શબ્દ ? સનમ ! આપશે ? પૂછું સનમ જીવાડશે ?
દિલથી દિલ દબાવશે ? તું ગોદમાં સુવાડશે ?

× × ×

વીતી જતાં વરસ વરસ–
જિગરમાં મગર તરસ:
તો, સનમ ! પૂછું છું બસ—
પૂરૂં કહિ પીવાડશે ?

લાગી સનમ ! દિલ્લગન ?
શી રોમ રોમ આ અગન ?
કિસ્મતે ફક્ત રુદન ?
સુકૂં સુમન ખીલાવશે ?

રગે રગે તૂંહિ તમામ:
જો ચીરી ! અય ! **નેક નામ** !
આવશે કશૂં ય કામ ?
આમ યા જલાવશે ?

× × ×

જિગર જો ! કર્યું હરોજ !
પ્હેર્યું તુજ ફકીરી તાજ !
તો કદમનું અમર રાજ—
જિગરમાં જમાવશે ?

શબ્દ આપશે, સનમ ?
જીવ્યું જીતાડશે, સનમ ?
સુવે તું ત્યાં, કહે, સનમ ?
શું ગોદમાં લપાવશે ?

[ દીવાને સાગર : સનમને સવાલ ]

આ પછી 'દિલને રઝા' એ કાવ્ય ઘણું સૂચક છે. મન એ જ આપણા બંધનનું મૂળ કારણ છે. **मन एव मनुष्याणां कारणं बन्ध मोक्षयोः ।** મન જો વશ થાય તો જ માયા જીતી શકાય. 'દિલને રઝા' એ નાનકડી ગઝલમાં શ્રી 'સાગર' મનોનાશના સિદ્ધાન્ત ઉપર આવે છે અને દિલને રજા આપે છે. એ ગઝલમાં એ કહે છે:

ચોખ્ખું કહે ફિલ્સુફ કે આંસુ બધી માયાઃ
તો ચે, હરામી મન ! તને ગમતું નથી મરવું ?

× × ×

કાં દ્વૈતમાં દુઃખી કરૂં ? અદ્વૈતને જપવું:
જા ! જા ! રજા છે, દિલ ! ત્હને બસ બરતરફ કરવું.

× × ×

ક્યરી જિગર ઓગાળીને આંસુ બધાં પીવાંઃ
બસ ઇશ્કને મંજૂર છે હિમાચલે તપવું:

અલ્લાહના ફરમાનથી દિલને જલાવી દઉં:
ગુમ દિલ બની બ્રહ્માંડમાં બસ એફિકર ફરવું.

[ દીવાને સાગર : દિલને રઝા ]

આપણે અત્યાર સુધી જોયું એ પ્રમાણે પોતાના અન્તરનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિશોધન કરી દિલમાં ક્યાં કાળાશ કે ક્ષતિ છે અને છે તો એનું મૂળ કયું છે એ શ્રી 'સાગર' હમેશાં બહુ જ બારીકાઈથી તપાસે છે અને એ રીતે પોતાની આન્તરભૂમિકા શુદ્ધ અને પવિત્ર કરે છે. એમણે પોતે જ એક પત્રમાં લખ્યું છે:

" માયા અને અમાયા એ બન્નેનો એટલે માયાનો અને બ્રહ્મનો જ્ઞાનના સ્વાનુભવમાં લય છે – અભેદ છે, એ વાત નક્કી છે પણ એથી પોતાને અને જીવાત્માની પરિસ્થિતિને બહુ સૂક્ષ્મમાં સૂક્ષ્મ – દુશ્મનની દૃષ્ટિએ જોવાની ફરજ છૂટી જતી નથી. જ્ઞાનનો ઉપયોગ જેમ પૂર્ણતા જોવામાં કરવાનો છે તેમ અપૂર્ણતાના દરેકે દરેક અંશને છેદી ભેદીને જોવામાં પણ જરૂર જ કરવાનો છે, કેમ કે એવી રીતે દુશ્મનની આંખે પોતાની અંદરનો મુલક દરેકે દરેક તસુ જોવામાં આવે નહીં ત્યાં સુધી આત્મદર્શન જામતું નથી. નથી જામતું એનું કારણ એ છે કે નામ, રૂપ, ગુણનું સ્વરૂપ 'પેસીવ' ( Passive ) મન ઉપર એટલું બારીક વણાઈ ગયેલું હોય છે કે એના તંતુ યે તંતુનું છેદનભેદન ઝટ લઈને થઈ શકતું નથી. "

આમ, આત્મજીવનના પ્રવાસમાં પગલેપગલે શ્રી 'સાગર' પોતાની અંદરની ભૂમિકા તપાસે છે. 'એક મહાન ભૂલ' એ

વળી એ કહે છે:

છો બ્રહ્માંડ સહુ ત્યજે; ન પરવા રાખી ન વા રાખવી,
પોતાના ઉદ્દેશની જ પરવા પૂરેપૂરી રાખવી;
ના ના ભૂલ કબૂલતાં શરમ ના, ના ક્ષુબ્ધતા માનવી,
પોતાની જ કબૂલ ભૂલ કરતું ઉંચે જતું માનવી.

અમેરિકન વિચારક એમર્સને યોગ્ય જ કહ્યું છે: "What your heart thinks great is Great; Soul's emphasis is always right." પોતાની ભૂલનો ખોટી રીતે બચાવ કરવાની પ્રવાસીની જરા પણ ઇચ્છા નથી. એ સ્પષ્ટ જ કહે છે:

કરી ભૂલ, અહોહો ! શી ? કરી કે એ થઇ ગઇ ?
અરે ! સંદિગ્ધ શા માટે ? કહો કે એ કરી થઇ.

પ્રભુ તો હમેશાં કૃપાળુ જ છે અને કૃપાનાં સ્રોત હર પળે વહેવરાવે જ છે; માત્ર મનુષ્યની નિર્બળતાને લીધે, એના તપને અભાવે જ આસુરી તત્ત્વ ફાવી જાય છે; એ સમજાવતાં એ કહે છે:

પ્રેરાતી વૃત્તિઓ દૈવી, કૃપા ઇશ્વરી વિલસે:
વિરોધી તત્ત્વ ફાવે એ માન્ધ માનવનું દિસે.

પ્રભુકૃપાનું સ્મરણ કરતાં એ કહે છે:

પ્રભુકૃપા ! શબ્દ મધુર લાગે:
અને, પ્રભો ! ભેદ બધો ય ભાગે;
પ્રભુકૃપા ! ત્યાં બસ પૂર્ણતા હો
હું તો રટીશ: તુજમાં મુજ પૂર્ણતા હો.

નથી આશાદીપ્તિ, તરણબલ હૈયે નથી, પ્રભો !
છતાં, શ્રદ્ધા તૂંમાં – તુજ પ્રભુકૃપા સર્વ મુજ હો !

પશ્ચાત્તાપ અને રુદનભર્યાં હૈયે એ પોતાની ભૂલનું સ્મરણ કરે છે:—

જગાવી ત્યાગની ધૂણી, જોગી બેઠેલ ધ્યાનમાં:
પ્હોંચ્યા ક્યાંથી, અરેરે ! ત્યાં વિશ્વના ધ્વનિ કાનમાં ?

આટઆટલા મનોમંથન પછી, આટઆટલી સાધના પછી, આટઆટલા આન્તરવિગ્રહો કરીને આસુરી તત્ત્વોનો વિનાશ કર્યા પછી, પૂર્ણતાને પગથિયે પહોંચતાં આમ કેમ થયું ? સંસારની સાથેનો સંબંધ જોગી હૃદયને કેમ થયો ? આટલી ઉન્નતિ પછી આવું પતન કેમ થયું ? શ્રી ' સાગર ' વિચારે છે:

ઓગાળી નેત્રજલથી અતિ સખ્ત અદ્રિ,
એ ચૂર્ણ અન્તર પચાવી બન્યો તપસ્વી;
તે જોગી આજ બની કાયર શો રડું છું:
તે – તે જ હું ચરણમાં પ્રભુના ધ્રુજું છું.

અને એવું આન્તરવિશોધન કર્યા પછી એ તારતમ્ય કહાડે છે:

તેમાં તથાપિ ક્રિયાદ્દ રડું હું શાને ?
ના દોષ લેશ પણ દેઇ શકું કશાને;
છે ન્યાયની સહુ બનેલ યથાર્થતા આ,
પોતા સિવાય અપરાધી મ્હને જડે ના.

અનેક પ્રકારની સૂક્ષ્મ વાસનાઓ ઉપર વિજય મેળવનાર વીર હૃદય એ વિજયના દિવસો સ્મરે છે:

આવ્યાં લાખ કરોડ લોભક ખળો જ્યાં જોગી ત્હારો ઉભો,
ત્રાસે સર્વ છતાં ઉંચો કર થતાં: એ હસ્ત ત્હારો, પ્રભો!
શ્રદ્ધાનું બલ દિવ્ય આ રગરગે તે દિ હતું ઘૂમતું,
પ્રેમાર્પિત, પવિત્ર, પ્રેરિત, પ્રભો! આ લોહી ત્યાં કૂદતું.

અને અત્યારની દશા:

ક્યાં છે તે ઉરરક્ત? ક્યાં પ્રણય? રે! ક્યાં પ્રેમની દિવ્યતા?
ક્યાં છે તે શુચિ ધ્યાનલીન પ્રભુતા? ક્યાં ભક્તિની દીનતા?
ક્યાં છે તે મુજ યજ્ઞ? યોગબલ ક્યાં? ક્યાં એ બલિદાન છે?
ક્યાં તે આશ્રમ ઋત્વિજો જહીં સ્તવે ગોપાલના ગાનને?

એ વિનિપાત!

છે તે સર્વ, અરે! અદૂર ઉરથી, શ્રદ્ધાથી વિલોકતાં,
રે! રે! તો ય ચૂકેલ, હા! પગથિયું સોપાનશ્રેણિ જતાં;
ને, ઊંચેથી પડ્યો રસાતલ ગયો! છે માર્ગની શી ખૂબી!

હૈયે નવીન બલ ભરતાં એ કહે છે:

તૈયારી ફરી તો ય તૂં કર, ભલા આત્મા ન થાકે કદી.

પોતાના આવા પતનમાં પણ ઇશ્વરી સંકેત માનીને એ કહે છે:

નિર્માયો ક્રમ હેતુપૂર્વક બધો આ વિશ્વયાત્રા તણો,
તેમાં આ ઉરનું પરિક્રમણ તે સંકેત નિર્માણનો;
ચાહે છે પ્રભુની કૃપા અનુભવો સૌને પૂરા આપવા,
ને જીવો સહુને તપાવી, કસીને દે લ્હાણ પ્રેમી થવા.

વિચારોના સામ્ય માટે સરખાવો:

" The universe is a cosmos, not a chaos. He who has acquired that faith in the power and supremacy of good which no apparent justice, no amount of suffering and no catastrophe can shake, will pass through all emergencies, all trials and difficulties, with a sublime courage that defies the demons of doubt and despair. He may not succeed in all his plans; he may even encounter much failure; but when he fails, it will be that he may frame nobler purposes and ascend to higher achievements. He will only fail in order to reach a success greater than that of which he at first dreamed. "

—*James Allen.*

ભાવાર્થ કે:—

" જગત એક નિયમબદ્ધ વ્યવસ્થા છે, અંધાધુંધી નથી. મહાન આફત, અત્યંત દુઃખ અને બાહ્ય દૃષ્ટિએ દેખાતા અન્યાયના અનુભવોમાં પણ જે સત્યના અંતિમ વિજયની બાબતમાં પોતાની શ્રદ્ધા દૃઢ રાખી શકે છે તે જ શંકા માત્રને નિર્મૂળ કરતા દિવ્ય

શ્રદ્ધાના બળે જીવનની અનેક મુશ્કેલીઓમાં અને કસોટીઓમાં પાર ઉતરી શકે છે. કદાચ, બધી બાબતોમાં એ સફળ ન પણ થાય, કદાચ એને અનેક મુશ્કેલીઓમાંથી પસાર થવું પણ પડે, પણ એ નિષ્ફળતાઓ એટલા જ માટે હોય છે કે એ વડે એ વધારે ઊંચી સફળતા મેળવી શકે. એને નિષ્ફળતા એટલા માટે મળે છે કે એથી એની કલ્પનામાં પણ ન હોય એટલી ઉચ્ચ સફળતા એ મેળવી શકે. ”

—જેમ્સ એલન.

વાચકને સ્પષ્ટ રીતે પ્રતીત થશે કે સાધુ વિચારક જેમ્સ એલનના ઉપરના વિચારોનું શ્રી ‘ સાગર ’ના મનોમંથન સાથે કેટલું બધું સામ્ય છે. એ વધુ વિચારે છે:

પ્રેમી જીવ પ્રયાણમાં વધુ વધુ ચાલ્યાં કરે પ્રેમમાં,
તે માટે જ પ્રવાસમાં વિધિ રચે આ દર્દ મિત્રોસમાં;
કાં દુઃખી થવું તો પ્રવાસી ઉરને ? શ્રદ્ધા ન કાં રાખવી ?
ત્રાતા છે પ્રભુની અસીમ કરુણા, ત્યાં દૃષ્ટિ ચોંટાડવી.

એ ‘ મહાન ભૂલ ’માં રહેલું મૂલ તત્ત્વ શ્રી ‘ સાગર ’ આપણને આ પ્રમાણે આપે છે:

હૈયું ને બુદ્ધિ બે જુદાં, ત્યાં ચોખ્ખો વ્યભિચાર છે;
એ બેના ઐક્યમાં સાચો સ્નેહનો સહચાર છે.

અને એ સિદ્ધાન્ત વડે, એ પોતાને તપાસે છે:

ને, પામી મૂર્તિમતી પ્રીતિ પ્રભુકૃપાને–
સંભૂત સ્નેહસહચારની દિવ્યતાને,

રે ! કોણ યોગી ઉર એ વ્યભિચાર ર્‌હાશે ?
આ હૈયું એ અસહચારનું પાતકી છે.

જગતના સંબંધોમાં ઉર વ્યામોહ પામ્યું તો હવે એ જગતને જોનારી દૃષ્ટિનો જ વિલય થવો જોઇએ અને પ્રવાસી એ જ કહે છે:

હો તેને વિશ્વ હો: અસ્તુ ! મ્હારે તો વિશ્વ છે નહીં:
પ્રભો ! આ આપણી સૃષ્ટિ, હૂં – તૂં બેની બની રહી.

હૃદયમાંથી સરી જતું બળ એકઠું કરીને વીર હૃદય માર્ગમાં આગળ વધવાને પોતાની વૃત્તિઓને એકીકૃત ( Concentrated ) કરે છે:

છો હોય વિશ્વ, પણ યોગી હવે ન જોશે,
એકાકી અદ્‌ભુત વિધિથી નિજાત્મ ધોશે;
સંબંધ માત્ર જગના સહુ યે ઉપાધિ !
હો સર્વને નમન ! સાધીશ હું સમાધિ.

છો રમ્ય હો જગત, માર્દવપૂર્ણ હો વા:
છો હોય સુંદર, શુચિ, પ્રભુતાભર્યું વા:
જોશે ન જોગી જગ નિષ્ફળ કાલ ખોવા:
નિવૃત્તિ છે ન ઉરમાં અથવા ન પર્વા.

ના ! ના ! મ્હને ન અવકાશ સમષ્ટિ જોવા:
રોશો ન કોઇ: નથી ફુર્સદ અશ્રુ લ્હોવા:

આ જોગી તો જગતને જરી યે ન ચ્હાતો:
ને વિશ્વ આખું ય! ભલે મુજને ન ચ્હાશો.

અને પોતાનો માર્ગ વિશ્વથી ભિન્ન છે, એ પોતે જગતને જણાવે છે:

સંબંધ નિષ્ફળ પરસ્પર આપણો છે:
તો ઓ ભલા જગત! તું મુજને તજી દે:
છે કોઇ વિશ્વ મુજ કાજ રચ્યું વિભુએ:
મ્હારે તહીં ગગનને પડદે જવું છે.

આટલી જબ્બર નિષ્ફળતા પછી એ વસ્તુસ્થિતિ સ્પષ્ટ સમજી શકે છે કે:

જીવાત્મા દોડતો કિન્તુ માર્ગો અન્ધ પ્રવાસના,
છૂપેલી સૂક્ષ્મ સૃષ્ટિમાં જ્યાં સુધી કોઇ વાસના.

જ્યાં સુધી પૂર્ણ વાસનાક્ષય ન થાય ત્યાં સુધી કોઇ પણ પ્રવાસી મોક્ષ અનુભવી શકે નહીં, એ યોગવસિષ્ઠકારનો સિદ્ધાન્ત ઉપરની એ લીટીઓમાં વ્યક્ત થયો છે. સાથે સાથે એ પણ કહેવાનું પ્રાપ્ત થાય છે કે સંપૂર્ણ વાસનાક્ષય – સંપૂર્ણ મનોનાશ થયા વિના પૂર્ણતાના શિખરે પહોંચી શકાતું નથી – એ આ આખા ય કાવ્યનો ધ્વનિ છે, આખા ય કાવ્યનું મંડાણ છે અને મર્મ છે.

હવે તો એ પ્રવાસી અમૃતના વર્પણસમું પરમ સત્ય ઉચ્ચારે છે:

થાક્યો છું વિશ્વ સહુ સુંદર મોહી મોહીને:
રોયો છું લોહી વહી આંખ ફરીથી લોહીને:
મીચું છું નેત્ર બસ! છેલ્લું જ જોઇ જોઇને:
ઓ જીવ! તું પ્રભુ વિના ન ભજીશ કોઇને.

પ્રિયા ! પ્રેમી ! પિતા ! માતા ! મ્હારૂં બ્રહ્માંડ તું જ તું:
સૌમાં, બ્રહ્મકૃપા ! તું ! તું ! ના ના કોઇ મ્હને બીજું.

હવે એ પોતાના ઉપાસ્ય – ઇષ્ટદેવ વિષે – પ્રેમપ્રભુ વિષે કહે છે:

પ્રભો ! તું અણુલિંગીને લિંગભેદે જ કલ્પતાં,
શકું રોઇ, પ્રભો ! પ્રીતિ, ત્હને માશૂક ! જલ્પતાં.

પોતાની અંદરનો પ્રેમભાવ અને પૂજ્યભાવ આરોપવા માટે અધિષ્ઠાન તરીકે નિર્ગુણ બ્રહ્મને શ્રી ‘ સાગર ’ સગુણ સ્વરૂપે પૂજે છે અને કારણ તરીકે જણાવે છે:

અન્યથા શી રીતે બોલું મનેન્દ્રિય અગમ્ય જે ?
સગુણોપાસના દ્વારા, માણું નિર્ગુણ બ્રહ્મને.

પોતાની માન્યતા એ વધુ સ્પષ્ટ કરે છે:

સર્વાતીત છતાં સૌમાં વ્યાપ્ત તું સર્વદા, વિભો !
છતાં ત્હેં દીધી જે ઝાંખી તે પરબ્રહ્મ ઝંખતો.

હા, પૂજૂં મૂર્તિ ! ભજું કોઇક એક વ્યક્તિ,
એ વ્યક્તિ ? ના નહીં ! તથાપિ નિજાત્મમૂર્તિ;
બ્રહ્માંઠ સર્વ રહ્યું મૂર્તિથી એ છવાઇ,
ના કલ્પના; વિભુની ઝાંખી અનુભવાઇ.

પોતાની આત્મમૂર્તિ એ જ વસ્તુતઃ વિરાટરૂપે બ્રહ્મમૂર્તિ છે. મનુષ્યને પ્રભુનો અનુભવ થતાં એનું નાનકડું ‘ હું ’ પૂર્ણ બ્રહ્મમાં ઓગળી જાય છે અને એ આત્મસાક્ષાત્કાર દ્વારા શ્રુતિવચન

અનુભવે છેઃ सर्वं खल्विदं ब्रह्म नेह नानास्ति किंचन ।
આ સઘળો બ્રહ્મનો જ વિસ્તાર છે, બ્રહ્મ વિનાની બીજી કોઇ વસ્તુ વિદ્યમાન જ નથી. વિશ્વના વિખ્યાત તત્ત્વજ્ઞાનીઓ એ પરમ સત્તાને વિવિધ નામે સંબંધે, છતાં એ એક જ પરમ સત્તા વિષે સર્વને કહેવાનું છે. શ્રી ' સાગર ' પણ એ વિષે જ કહે છેઃ

જુવોઃ જીવે રવિ, શશી, પૃથિવી, સમુદ્રો,
પ્રાણી, પશુ, વિહગ, દૃશ્ય બધા પદાર્થો;
ને, ઓતપ્રોત છુપી લાખ અદૃશ્ય સૃષ્ટિ,
એ સર્વનું જીવન તે મુજ ઇષ્ટ મૂર્તિ.

લાખો ઇસામસીહ જ્યાં કદમે ઝૂકે છે,
જ્યાં કોટિ કૃષ્ણ ચરણો ચુમવા મથે છે;
ને જ્યાં રહે સતત જોગીની લીન વૃત્તિ,
તે પ્રેમરૂપ મુજ માશૂક બ્રહ્મમૂર્તિ.

મનુષ્યને ભજવા જેવું કે તજવા જેવું કશું નથી. સર્વત્ર જો પ્રભુ જ ભર્યો હોય તો તજવા જેવું શું છે ? જેને ખરો આત્માનુભવ થાય તે કશાને ચાહતો નથી, કશાને અવગણતો નથી. જે વૃત્તિ અત્યાર સુધી સંસાર જોતી હતી તે વૃત્તિનો જ વિલય થઇ જાય છે અને સઘળે સ્થળે એ પરમાત્મદર્શન કરે છે. સાચા આત્માનુભવીને તો શ્રી અખાજી કહે છે તેમઃ

હૃદયગુહામાં રામ પ્રગટયો, તેણે પાલટો મનનો થયો;
માયાને ઠામે બ્રહ્મ ભાસે, સંસારનો સંભવ ગયો.

× × ×

જાગ્યો ત્યાં થઇ ચેતના, નિદ્રા સાથે સર્વે પળ્યું.
ત્યમ તુરિયા વડે તિમિર ત્રાસે, ચિત્ત ચમક્યું, હું તું ટળ્યું.

[ અખેગીતા કડવું ૧૨ મું. ]

માયાનું અસ્તિત્વ એ મનનું જ કારણ છે; એ સિદ્ધાન્ત વ્યક્ત કરતાં શ્રી ‘ સાગર ’ કહે છે:

વસ્તુમાં કલ્પના માયા, હેયોપાદેય કૈં નથી;
છતાં જો માર્ગ શોધે તો, જોગીને ત્યાજ્ય સૌ નકી.

પોતાની વાસનાએ કરીને મનુષ્ય જન્મમરણનું ભવચક્ર વહોરી લે છે, એ હવે પોતાનું વાસનાબીજ ઉકેલતાં કહે છે:

અતીત સૌથી નિરંજન તું, પ્રભો !
પતિત તેથી પુરંજન હું થયો !
કીધી ઉપાધિથી સંસૃતિ જીવની !
પુતળી પંચમહાભૂતની બની !

પરંતુ હવે તો સ્વસ્થતા આવે છે:

પૂરેપૂરી, પ્રભો ! માનું, પ્રેમયોગ પદચ્યુતિઃ
નવી શ્રદ્ધા છતાં તુંમાં, તું આશાબલ, તું દ્યુતિ.

અને પ્રભો ! આ ઉર સ્વસ્થ થાય છેઃ
ભક્તિ ફરી ત્હારી ઉરે ભરાય છેઃ
જોગી પ્રભુપ્રેમ પ્રસાદ ગાય છેઃ
મિથ્યા ઉપાધિ ઉરથી તજાય છે.

આ મહાન ભૂલથી પોતે નવું બળ પામે છે, એનો પણ હવે એ મુક્તકંઠે સ્વીકાર કરે છેઃ

કરી હતી ભૂલ ! 'હતી' થઇ છેઃ
ત્હારી, પ્રભો ! મ્હારી મ્હને ક્ષમા છેઃ
એ ભૂલથી પાઠ નવો ભણાવ્યોઃ
જોગી વધુ મક્કમ માર્ગમાં બન્યો.

અને એ સમજે છેઃ

બાહ્ય રૂપ બનાવોનું હૈયાની સૂક્ષ્મ ભાવના;
તેમાં યે પ્રભુનો હેતુ, જીવાત્માની સુધારણા.

જ્ઞાનાભાસે ઠગાયો તે, તારતી પ્રભુની કૃપા;
અને, ચિન્તનના ભાવો, જગાડે જોગીમાં નવા.

અને ઉપસંહારમાં તો પ્રભુની દયા ગાયા વિના ભક્તહૃદય બીજું શું કહી શકે ?

અચલ યોગ વિના નથી ભક્તિ ને–
સતત ભક્તિ જ યોગનિદાન છે;
બસ અનન્ય ત્હને, પ્રભુ ! ચિન્તવે–
પ્રભુકૃપા ઉર તો જ અનુભવે.

ટળે મોહ, ફળે પ્રીતિ, પ્રસાદે ગુરુદેવનાઃ
સ્મૃતિ વિભ્રમ છેદાતાં, શમે છે ઉરવેદના.

× × ×

દયા દેખી, પ્રભો ! માગું: રાજ્ય ત્હારૂં જ આવજો:
ભૂલ્યો છું: ગ્લાનિ પામ્યો છું: હવે આપ નિભાવજો.

આ અતિદીર્ઘ કાવ્યની છેલ્લી બે લીટીઓ કાવ્યનો યોગ્ય જ ઉપસંહાર કરે છે:

રોતાનાં આંસુડાં ચોખ્ખાં, પ્રભુનો હસ્ત લૂછતો:
જાતે જોગીની નાડીમાં, પ્રાણ કુમ્ભક પૂરતો.

"મૂર્છના" કાવ્યની સાથે આ બીજું એવું જ અતિ મહત્વનું કાવ્ય 'એક મહાન ભૂલ' આપણે જોયું. બન્ને કાવ્યોમાંનો મહત્વનો ફેર એ છે કે 'મૂર્છના' કાવ્યનો અંત અતિ કરુણ રુદનમાં આવે છે, જ્યારે આ કાવ્યમાં તો પ્રવાસી અતિ કરુણ રુદન પછી પ્રભુની કૃપા વડે, પ્રભુમાં શ્રદ્ધા રોપીને, પિછાનીને, નવચેતના પ્રાપ્ત કરે છે અને માર્ગે પળે છે. બન્ને કાવ્ય વચ્ચેનો આ ફેરફાર પ્રવાસીની આન્તરદશાના ભૂમિકાભેદને અંગે જ છે. 'મૂર્છના' કાવ્યના સંયોજન સમયે શ્રી 'સાગર'નું હૃદય એટલું આગળ વધેલું નથી કે જેથી એ જોઇ શકે કે નિષ્ફળતામાં ણ જીવાત્માની સુધારણાનો જ પ્રભુનો હેતુ હોય છે. 'એક હાન ભૂલ'માં એ હૃદય એટલી ઉચ્ચ કક્ષાએ પહોંચી ગયું છે અને પ્રત્યેક નિર્માણની સુંદરતા એ સમજી શકે છે, અને તેથી જ એ મૃતપ્રાય હૃદય પ્રભુકૃપાના અમૃતવર્ષણ વડે પુનર્જીવન પ્રાપ્ત કરે છે અને માર્ગ પામે છે.

ઇ. સ. ૧૯૧૨ ના અંત સુધીનો કાવ્યપ્રવાહ એટલે કે આત્મપ્રવાહ આપણે જોયો. સૂક્ષ્મ શરીરનું બારીક શોધનવિશોધન

અને એને પરિણામે પ્રભુવિરહ, દર્દ, રુદન અને પારાવાર દુઃખી હૃદયની દુઃખભરી સ્થિતિ – એ આ સમયની પ્રવાસીની અન્તઃસ્થિતિ હતી. આટઆટલા આત્મવિશોધન પછી એને સમજાય છે કે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરના સંપૂર્ણ શોધનવિશોધન માટે અને જન્મમૃત્યુના ભ્રમરણમાં જીવાત્માને ગોથાં ખવડાવનાર વાસનાના સમૂળા ઉચ્છેદન માટે સંપૂર્ણ એકાન્ત, તીવ્ર તપશ્ચર્યા અને સતત હરિસ્મરણના જપની જરૂર છે. વસ્તીનું પ્રપંચી વાતાવરણ પૂર્ણતા પામવા માટેની સાધના માટે યોગ્ય નથી, એમ લાગવાથી શ્રી 'સાગર' ઇ. સ. ૧૯૧૨ માં ગુજરાત છોડીને, ઉત્તર હિન્દનો પ્રદેશ છોડીને આગળ વધ્યા અને ઇ. સ. ૧૯૧૩ થી એમણે હિમાલય પર્વતના જંગલોમાં રહેવાનું શરૂ કર્યું. ઇ. સ. ૧૯૧૩ થી ઇ. સ. ૧૯૧૫ સુધીનો એમના જીવનનો કાલ હિમગિરિ-નિવાસનો છે. આ સમય એમના આન્તરજીવનમાં સૌથી વધારે મહત્ત્વનો છે; કારણ કે આ સમયે હિમાચલની તપોભૂમિમાં અને ત્યાંનાં વિકટ જંગલોમાં રહીને સાત્ત્વિક આહાર, શુદ્ધ વિચારો અને પ્રભુનું ભજનકીર્તન કરીને શ્રી 'સાગરે' મનુષ્યજીવનનું સાફલ્ય કરી લીધું. હિમાચલનું એમનું જીવન કેવા પ્રકારનું હતું, ત્યાં રહીને એમણે શારીરિક અને માનસિક તપ કેવા પ્રકારનું કર્યું અને કયા ક્રમ દ્વારા એઓ આત્મજીવનની સર્વોચ્ચ કોટિએ પહોંચ્યા એ આલેખતા પહેલાં આપણે એમના આન્તરજીવનને અસર કરનાર કયાં કયાં મુખ્ય પ્રેરકબળો હતાં તે જાણવું પડશે; કારણ કે તે દ્વારા જ આપણે એમના સૂક્ષ્મ શરીરની ભૂમિકા અને એનો પ્રગતિક્રમ સમજી શકીશું.



# એમના આન્તરજીવનનાં પ્રેરકબળો

શ્રી સાગરને ઇ. સ. ૧૯૦૧ માં રામાનંદ નામે એક સમર્થ સંત મળેલા. તે સમયે એમની ઉંમર માત્ર ચૌદ વર્ષની જ હતી. આ સંત સરખેજમાં કેટલોક કાળ રોકાયા, તે દરમિયાન શ્રી ‘ સાગરે ’ એમની સારી સેવા બજાવી. સંતજીને લાગ્યું કે છોકરો ભાવિક છે. દરરોજ શ્રી ‘ સાગર ’ એમની પાસે જતા અને સંત એમને, યોગ્ય શિખામણ આપતા. સરખેજ છોડતી વખતે રામાનંદે શ્રી ‘ સાગર ’ને ૧/૧૬ સાઇઝની એક જાડી પાકા બાઇન્ડીંગની નોટબુક આપી અને હમેશાં એની પૂજા કરવાની સૂચના આપી. એ પુસ્તકમાં ‘ આત્મસિદ્ધિશાસ્ત્ર ’, ‘ તુલસીદાસજી ઉપર મીરાંનો પત્ર ’, કેટલાક સંસ્કૃત નીતિબોધક શ્લોકો, નરસિંહ મહેતા અને બીજા સંતોનાં ભજનો, ઉર્દુમાં લખેલો ‘ કાફરબોધ ’, ભગવાન સ્વામી-નારાયણ સહજાનંદ મહારાજનાં વચનામૃત – વગેરે મોક્ષમાર્ગોપયોગી તત્ત્વચિંતનો છે. રામાનંદજીએ આપેલા ગુટકામાંનું સાહિત્ય પુખ્ત ઉંમરે જ સમજાય એવું ગહન હોવાથી, એમણે શ્રી ‘ સાગર ’ને પુસ્તક આપતી વખતે જ કહ્યું, “ આ પુસ્તકની તું હમેશાં પૂજા કરજે અને મોટી ઉંમર થાય એટલે એમાંનું સાહિત્ય તારા પિતાજી પાસેથી અને વિદ્વાન સાધુ પાસેથી શીખી લેજે. એથી તારું કલ્યાણ થશે. ” પુસ્તકની સામગ્રી જોતાં વાચક સમજી શકશે કે કોઇ પણ ખરો જીજ્ઞાસુ, માત્ર આ ગુટકામાં આપેલું સાહિત્ય જ, જો પોતાનું

કરે તો એનો બેડો પાર થઈ જાય; અને તેથી જ રામાનંદજી જતાં જતાં સંતસેવાના ફળ તરીકે શ્રી 'સાગર'ને આ પુસ્તક આપતા ગયા. શ્રી 'સાગરે' રામાનંદજીના આદેશ મુજબ આ પુસ્તક હમેશાં પોતાની પાસે રાખ્યું અને એનું શરૂઆતમાં પૂજન અને પાછળથી અક્ષરશઃ અધ્યયન કર્યું. આ પુસ્તકના અભ્યાસના પરિણામે એમના હૃદયમાં ગુરુભક્તિ અને પ્રભુભક્તિનાં તત્ત્વો દાખલ થયાં. એટલું જ નહીં પણ સંતોની વાણી પ્રત્યે પ્રબલ અભિરુચિ પણ જન્મી, વેદાન્તની પરિભાષામાં બોલીએ તો જ્ઞાનની સાત ભૂમિકાઓમાંની પહેલી ભૂમિકા શુભેચ્છા (જુઓ પરિશિષ્ટ ૩)નો ઉદય થયો.

આ પછી ચારેક વર્ષો બાદ એમને સરખેજ મુકામે સ્વામી સ્વયંપ્રકાશની મુલાકાત થઈ. આ સ્વામીજીના સહવાસમાં પણ એ એકાદ માસ રહ્યા, અને સ્વામીજીએ શ્રી 'સાગર'ને અદ્વૈતવેદાન્તી સંત શ્રી અખાજીની વાણીનો અભ્યાસ કરાવ્યો. અખેગીતા, અનુભવબિન્દુ અને ગુરુશિષ્ય સંવાદ, એટલું ભણાવ્યું. આમ, જ્ઞાનમાર્ગનો અભ્યાસ વધતો ચાલ્યો, અને અખાજીની વાણી પ્રત્યે પ્રેમ અને માન ઉત્પન્ન થયાં.

ઈ. સ. ૧૯૦૭ના અરસામાં શ્રી 'સાગરે' 'કલાપીનો કેકારવ''નો તલસ્પર્શી અભ્યાસ કર્યો. એમાં એમણે "સ્નેહની ગીતા" જોઈ. 'કલાપી'ના અભ્યાસે એમને પ્રેમધર્મના સાહિત્યના અભ્યાસ તરફ પ્રેર્યા. શ્રી 'સાગર'નું કવિહૃદય મૂળથી જ લાગણી-પ્રધાન હતું અને વળી પ્રેમની લાગણીઓના સફળ આલેખક શ્રી 'કલાપી' જેવા હૃદયનો એમને આવેગ મળ્યો. આથી શ્રી 'સાગર'ના લાગણીપ્રધાન જીવનમાં નવીન તબક્કો શરૂ થયો.

(૧) પ્રેમધર્મ વિષેના જગતભરના મહાન લેખકોની કૃતિઓનો તાત્ત્વિક અભ્યાસ અને (૨) સુફીવાદના સિદ્ધાન્તોનો અને સાહિત્યનો અભ્યાસ; એમ બે પ્રકારનો અભ્યાસ શ્રી 'સાગરે' શરૂ કર્યો.

આપણે ગયા પ્રકરણમાં જોયું તેમ, પ્રેમનાં વિવિધ સ્વરૂપોનું આલેખન કરતા પાશ્ચાત્ય લેખકોમાં શ્રી 'સાગરે' જર્મન કવિ ગેટેનું 'ફૉસ્ટ' અને 'વિલ્હેમ મીસ્ટર' એ કૃતિઓનો અભ્યાસ કર્યો; ઇટલીના ડેન્ટીનું 'ડીવાઇન કોમેડી' વાંચ્યું; આ ઉપરાન્ત, કવિઓમાં મિલ્ટન, શેલી અને બાયરનનો અભ્યાસ કર્યો. અમેરિકન વિચારક એમર્સનના પ્રેમ, સૌંદર્ય અને પરમાત્મતત્ત્વ (Oversoul) વિષેના નિબંધો વાંચ્યા – વિચાર્યા. આ ઉપરાંત, પાશ્ચાત્ય તત્ત્વજ્ઞ સ્વીડનબોર્ગનાં પુસ્તકોનો પણ શ્રી 'સાગરે' ધ્યાનપૂર્વક અભ્યાસ કર્યો.

પ્રેમધર્મ ઉપરનું આટલું પાશ્ચાત્ય સાહિત્ય એમણે વાંચ્યું, વિચાર્યું અને એમાંથી યોગ્ય લાગ્યું તેટલું ગ્રહણ કર્યું. શ્રી 'કલાપી'ના અભ્યાસે શ્રી 'સાગર'ને પ્રેમનું પૂજન શીખવ્યું અને શ્રી 'સાગર'માં રહેલી પ્રબલ વૈરાગ્યની ભાવનાએ એ પ્રેમપૂજનને સ્થૂલ પ્રેમ તરફ ન ઢળવા દેતાં સૂક્ષ્મ પ્રેમ – દૈવી પ્રેમ તરફ દોર્યાં. આ દૈવી પ્રેમની ભાવના ધીરે ધીરે મનુષ્યને ઉન્નત કરીને કેવી રીતે પૂર્ણતા તરફ લઇ જાય છે એ વિષે આપણે શ્રી 'સાગર'ના સ્વ. ચંદ્રશંકર પંડ્યા ઉપરના વિસ્તીર્ણ પત્રમાં જોયું છે. શ્રી 'કલાપી'ની કેટલીક કવિતાઓ માત્ર સ્થૂલ પ્રેમને જ નિરૂપે છે અને એના ગાનતાનમાં જ મસ્ત રહે છે; એ સ્થૂલ પ્રેમ જો સૂક્ષ્મ પ્રેમમાં ન પરિણમે અને પ્રેમી જો માત્ર એની પ્રિયતમાના દેહવિલાસોમાં જ રચ્યો પચ્યો રહે તો એની કેવી દુર્દશા

આ પ્રમાણે કહે છે: *

૧. પ્રેમ એ મનુષ્યનું જીવન છે.

૨. પ્રજ્ઞાન વડે પવિત્ર થયેલો પ્રેમ આધ્યાત્મિક અને દૈવી બને છે.

૩. બુદ્ધિમાં અપવિત્ર થયેલો પ્રેમ મોહ થાય છે.

૪. પરમાત્મા ખુદ પ્રેમસ્વરૂપ છે અને ખુદ પ્રજ્ઞાનસ્વરૂપ છે.

૫. દિવ્ય પ્રેમ અને પ્રજ્ઞાન એક બીજાથી જુદાં પાડી શકાય એમ નથી.

૬. દિવ્ય પ્રેમ અને પ્રજ્ઞાન સ્વયંભૂ વસ્તુ અને એનું રૂપ હોઇ, વસ્તુત: માત્ર એક જ તત્ત્વ છે.

---

* અસલ અંગ્રેજી વચનો આ પ્રમાણે છે:—

1. Love is the life of man.

2. Love purified by wisdom becomes spiritual and celestial.

3. Love defiled in the understanding becomes sensual.

4. God is love itself and wisdom itself.

5. Divine love is inseparable from divine wisdom and divine wisdom from divine love.

6. The divine love and wisdom are absolute substance and form, thus the one and only reality.

૭. સર્જાયેલા જગતની તમામ વસ્તુઓ પ્રભુના દિવ્ય પ્રેમ અને પ્રજ્ઞાનની ગ્રાહક છે.

૮. આધ્યાત્મિક વિશ્વમાં દિવ્ય પ્રેમ અને પ્રજ્ઞાન સૂર્યરૂપે દેખાય છે.

૯. દિવ્ય પ્રેમ અને પ્રજ્ઞાનના પ્રતીકરૂપે રહેલા સૂર્યમાંથી ઉષ્મા અને જ્યોતિ વહે છે.

૧૦. દિવ્ય ઉષ્મા અને પ્રકાશ પ્રભુના પ્રતીક તરીકે રહેલા સૂર્યમાંથી વહેતાં હોવાથી, દિવ્ય પ્રેમ અને પ્રજ્ઞાનની માફક એક જ છે.

૧૧. પ્રેમ, પ્રજ્ઞાન અને ઉપયોગ ( એટલે સેવા ) એ એક પછી એક આવે છે.

---

7. All things in the created universe are recepients of the divine love and wisdom of god-man.

8. The divine love and wisdom are seen in the spiritul world as a sun.

9. Heat and light proceed from the sun which is the manifestation of the divine love and wisdom.

10. Spiritual heat and light, because they emanate from the lord as a sun, are one, like his divine love and wisdom.

11. Love, wisdom and use follow in order.

સ્વીડનબૉર્ગનાં પ્રેમ ઉપરનાં આટલાં સૂત્રો ઉપરથી વાચકને પ્રેમ વિષેના એમના સિદ્ધાન્તોનો ખ્યાલ આવશે. સ્વીડનબૉર્ગે મનુષ્યના જીવનમાં પ્રેમતત્ત્વને મુખ્ય આધારભૂત ગણ્યું છે. બુદ્ધિવડે વિકૃત થયેલા પ્રેમને એ મોહ કહે છે અને પ્રજ્ઞાન વડે જ પ્રેમ દૈવી થવાનું શીખવે છે. પ્રજ્ઞા જો પ્રેમને દોરે નહીં તો ટોલ્સ્ટોયે કહેલા નિઃસ્વાર્થપણાના અને સ્વાર્પણના દૈવી ગુણો પ્રેમમાં આવે નહીં અને વિષયલોલુપ ઇન્દ્રિયો કેવળ શારીરિક સુખમાં જ રચીપચી રહે. પ્રેમ વડે જો પ્રભુતા પામવી હોય તો મનુષ્યે પ્રેમનું સંસ્કરણ કરવું જોઇએ; આ ‘ દિવ્ય પ્રેમ ’નું લક્ષણ જ પ્રજ્ઞાન હોવાથી, એ મનુષ્યને વિષયસુખમાંથી છોડાવીને પ્રભુતા તરફ લઇ જાય છે. વળી, સ્વીડનબૉર્ગ શીખવે છે કે પ્રભુ દિવ્ય પ્રેમ અને પ્રજ્ઞાનથી જુદો નથી. બલ્કે, દિવ્ય પ્રેમ અને પ્રજ્ઞાન એટલે જ પ્રભુ. દિવ્ય પ્રેમ અને પ્રજ્ઞાન એ બે કોઇ જુદી વસ્તુઓ નથી. સ્વીડનબૉર્ગ દિવ્ય પ્રેમ અને પ્રજ્ઞાનની એકતા સ્વીકારે છે અને સમજાવે છે કે જેમ વસ્તુ અને એનો આકાર જુદાં પાડી શકાય નહીં, તેમ દિવ્ય પ્રેમ અને પ્રજ્ઞાન પણ જુદાં પાડી શકાય નહીં. સ્વીડનબૉર્ગ બીજી પણ એક નવી વાત કહે છે. અહીં જે સૂર્ય છે તે જેમ ગરમી અને તેજ આપે છે તેવી જ રીતે આધ્યાત્મિક વિશ્વમાંનો સૂર્ય પણ ગરમી અને તેજ આપે છે. આ સૂર્ય પ્રભુનું પ્રતીક છે અને એમાંથી નીકળતાં ઉષ્મા અને તેજ દિવ્ય પ્રેમ અને પ્રજ્ઞાનનાં પ્રતીકો છે.

પ્રેમ વિષેના સ્વીડનબૉર્ગના આટલા મુખ્ય સિદ્ધાન્તો શ્રી ‘ સાગરે ’ સ્વીકાર્યા છે. આ ઉપરાંત સ્વીડનબૉર્ગનાં કેટલાંક ધાર્મિક સૂત્રોનું પણ શ્રી ‘ સાગરે ’ ખૂબ મનન કર્યું હતું અને એ સૂત્રોને જીવનમાં ઉતાર્યાં હતાં. એ સૂત્રો આ પ્રમાણે છેઃ—

૧૨. પરમાત્માને ચહાવું એટલે સાચા ઉપયોગોને ચહાવું.

૧૩. દાનથી અથવા ઉદારતાથી જેમ જેમ મનુષ્ય વિખૂટો પડે છે તેમ તેમ તે પ્રજ્ઞાનથી વિખૂટો પડે છે.

૧૪. જ્ઞાનની વાતો માણસને દેવ નથી બનાવતી, પણ ખુદ જીવન. ( એને દેવ બનાવે છે. )

૧૫. બીજાઓ કરતાં મોટા થવાની ઇચ્છા તે સ્વર્ગ નહીં પણ નરક છે.

૧૬. સત્ય એ હિતનું ( કલ્યાણનું ) સ્વરૂપ છે.

૧૭. આધ્યાત્મિક જીવનનું જનન એ પુનર્જનન (દ્વિજત્વ) છે.

---

12. To love God is to love real Uses.

13. Man departs from wisdom as he departs from charity.

14. Knowledges do not make an angel, but the life itself.

15. The desire to be greater than others is not heaven, but hell.

16. Truth is the form of Good.

17. The generation of spiritual life is re-generation.

સ્વીડનબૉર્ગનાં પ્રેમ ઉપરનાં આટલાં સૂત્રો ઉપરથી વાચકને પ્રેમ વિષેના એમના સિદ્ધાન્તોનો ખ્યાલ આવશે. સ્વીડનબૉર્ગે મનુષ્યના જીવનમાં પ્રેમતત્ત્વને મુખ્ય આધારભૂત ગણ્યું છે. બુદ્ધિવડે વિકૃત થયેલા પ્રેમને એ મોહ કહે છે અને પ્રજ્ઞાન વડે જ પ્રેમ દૈવી થવાનું શીખવે છે. પ્રજ્ઞા જો પ્રેમને દોરે નહીં તો ટૉલ્સ્ટૉયે કહેલા નિઃસ્વાર્થપણાના અને સ્વાર્પણના દૈવી ગુણો પ્રેમમાં આવે નહીં અને વિષયલોલુપ ઇન્દ્રિયો કેવળ શારીરિક સુખમાં જ રચીપચી રહે. પ્રેમ વડે જો પ્રભુતા પામવી હોય તો મનુષ્યે પ્રેમનું સંસ્કરણ કરવું જોઇએ; આ 'દિવ્ય પ્રેમ'નું લક્ષણ જ પ્રજ્ઞાન હોવાથી, એ મનુષ્યને વિષયસુખમાંથી છોડાવીને પ્રભુતા તરફ લઇ જાય છે. વળી, સ્વીડનબૉર્ગ શીખવે છે કે પ્રભુ દિવ્ય પ્રેમ અને પ્રજ્ઞાનથી જુદો નથી. બલ્કે, દિવ્ય પ્રેમ અને પ્રજ્ઞાન એટલે જ પ્રભુ. દિવ્ય પ્રેમ અને પ્રજ્ઞાન એ બે કોઇ જુદી વસ્તુઓ નથી. સ્વીડનબૉર્ગ દિવ્ય પ્રેમ અને પ્રજ્ઞાનની એકતા સ્વીકારે છે અને સમજાવે છે કે જેમ વસ્તુ અને એનો આકાર જુદાં પાડી શકાય નહીં, તેમ દિવ્ય પ્રેમ અને પ્રજ્ઞાન પણ જુદાં પાડી શકાય નહીં. સ્વીડનબૉર્ગ બીજી પણ એક નવી વાત કહે છે. અહીં જે સૂર્ય છે તે જેમ ગરમી અને તેજ આપે છે તેવી જ રીતે આધ્યાત્મિક વિશ્વમાંનો સૂર્ય પણ ગરમી અને તેજ આપે છે. આ સૂર્ય પ્રભુનું પ્રતીક છે અને એમાંથી નીકળતાં ઉષ્મા અને તેજ દિવ્ય પ્રેમ અને પ્રજ્ઞાનનાં પ્રતીકો છે.

પ્રેમ વિષેના સ્વીડનબૉર્ગના આટલા મુખ્ય સિદ્ધાન્તો શ્રી 'સાગરે' સ્વીકાર્યા છે. આ ઉપરાંત સ્વીડનબૉર્ગનાં કેટલાંક ધાર્મિક સૂત્રોનું પણ શ્રી 'સાગરે' ખૂબ મનન કર્યું હતું અને એ સૂત્રોને જીવનમાં ઉતાર્યાં હતાં. એ સૂત્રો આ પ્રમાણે છેઃ—

અને બન્ને માર્ગની એકવાક્યતા અનુભવાય છે. ખરે ! આ દૃષ્ટિએ જોતાં ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગનો દેખાતો વિરોધ અને એ બે માર્ગના જાણે કે વિરુદ્ધ માર્ગે પ્રવાસ કરતા અનુયાયીઓના ઝઘડાઓ કેવા રહસ્યશૂન્ય અને હાસ્યાસ્પદ લાગે છે !

શ્રી 'સાગર'નું તત્ત્વજ્ઞાન સ્વીડનબૉર્ગે શીખવેલી પ્રેમ અને પ્રજ્ઞાનની આ મૂલભૂત એકતા સ્વીકારે છે અને પ્રથમ પ્રેમ અને પછી પ્રજ્ઞાન – એટલે કે પ્રેમદ્વારા પ્રજ્ઞાન પ્રાપ્ત થવાનો ક્રમ સ્વીકારે છે.* આમ છતાં, એ સ્વીડનબૉર્ગિયન કહેવડાવવા ખુશી નથી. આ વાત એમણે 'કાન્ત' (સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ)ને ઉદ્દેશીને લખાયેલા એક પત્રમાં બહુ સ્પષ્ટ રીતે આ પ્રમાણે રજૂ કરી છે:

"હૃદયનું વલન સુપ્રીવાદ તરફ એટલે કે સ્વામી રામતીર્થ જે પેગામ ચાલુ ઝમાનાને આપે છે તે તરફ અનાયાસે પણ વળી ગયેલું છે. ગઝલિસ્તાનના ઉપોદ્‌ઘાતદ્વારા પણ એ વલન સ્પષ્ટ થયેલું છે. ઉપનિષત્‌ના પ્રજ્ઞાનને સ્વાનુભવે પચાવી શકાય એ જ માનવજીવનનો હેતુ લાગે છે અને પૂજ્ય શિક્ષક સ્વીડનબૉર્ગદ્વારા પણ જ્યાં સુધી પ્રેમ અને પ્રજ્ઞાનના અદ્વૈતની તથા ઉપયોગના સત્યની વાત આવે છે ત્યાં સુધી સેવકને એ વસ્તુ ગમ્ય થઇ શકે છે. પ્રેમ અને પ્રજ્ઞાનના અદ્વૈતનો જીવનમાં રગે રગે સ્વાનુભવ એ જ દ્વિજનું લક્ષણ છે એવું સ્વીડન બૉર્ગદ્વારા પ્રભુ પોતે શીખવે છે –

* સ્વીડનબૉર્ગનાં કેટલાંક ઉપયોગી સૂત્રો શ્રી 'સાગરે' "સ્વીડનબૉર્ગનું ધર્મશિક્ષણ" એ નામે એમણે પ્રસિદ્ધ કરેલા એક નાનકડા પુસ્તકમાં સમજૂતી સાથે આપ્યાં છે.

માનતા નથી. વેદાન્ત પણ અમુક પન્થ હોવાની બાબતમાં બહુ સખ્ત બોલે છે; અને સાગરને એ સ્વીકારવા યોગ્ય લાગે છે કે, કોઇ પણ અમુક પન્થ કે સંપ્રદાયની દિવાલોમાં જકડાવાથી પ્રકાશનાં દ્વાર ઉઘડતાં નથી, પણ વખ્તે ઉઘડવામાં મુશ્કેલીઓ અદૃશ્ય રીતે દાખલ થઇ જાય છે. સાથે સાથે સાગર એ પણ સ્પષ્ટ જોઇ શકે છે કે, કોઇ પણ પન્થ ન હોવાની માન્યતા એ પણ એક પ્રકારનો નવો પન્થ જ છે અને સુફી અથવા વેદાન્ત એ કોઇ પન્થ કે સંપ્રદાય ન હોવા છતાં પણ એને " ઇઝમ " ( ism ) લાગી ચૂકયું છે – પણ એતો " Zero " પણ એક ' ફિગર ' ગણવા જેવું છે, અને તેથી હાનિ કશી નથી. "

શ્રી ' સાગર 'ને ' પ્રેમ ' વિષેના પાશ્ચાત્ય સાહિત્યની શોધમાં અમેરિકન વિચારક એમર્સન સાંપડેલો અને એમના અનેક નિબંધોમાંથી શ્રી ' સાગરે ' ' પ્રેમ ' ( Love ) અને ' પરમાત્મન્ ' ( Oversoul ) એ બે નિબંધોને વધારે મહત્ત્વ આપેલું. પ્રેમ વિષેના એમર્સનના વિચારોનો વાચકને સ્પષ્ટ ખ્યાલ આવે એ માટે એ વિષેના એમર્સનના નિબંધમાંથી મહત્ત્વનો ભાગ નીચે આપેલો છે:—*

" પ્રાચીન લેખકોને આનન્દજનક એવા સૌંદર્યના ઉચ્ચ તત્ત્વજ્ઞાન સાથે આ બરાબર મળતું આવે છે; કારણ કે એઓ કહેતા કે આ દુનિયામાં શરીર લઇને આવેલો મનુષ્યનો આત્મા,

---

* અસલ અંગ્રેજી વચનો આ પ્રમાણે છે:—

" This agrees well with that high philosophy of beauty which the ancient writers delighted in; for

અથવા ક્રાઇસ્ટે એ શીખવેલું જે ભૂલી જવાયલું તે સ્વીડનબૉર્ગ-દ્વારા પ્રભુ પોતે ફરી તાજું કરે છે. પ્રેમ, પ્રજ્ઞાન અને ઉપયોગ એવો જ પૂર્ણતાનો ક્રમ છે એમ સ્વીડનબૉર્ગ કહે છે; તે ભક્તિ, જ્ઞાન અને જીવન્મુક્તિ એવો સુફીનો ક્રમ છે તેનું જ સમરૂપ લાગે છે. વેદાન્તનો પણ એ જ ક્રમ પ્રકારાન્તરે લાગે છે. વેદાન્તમાં ભક્તિનો અભાવ લાગે છે અને સુફીમાં ભક્તિ ( Love ) એ મૂલતત્ત્વ છે. આમ છતાં, વેદાન્તમાં ગુરુભક્તિ તો મૂલભૂત તત્ત્વ છે. મનુએ ઉપનયનસંસ્કાર વિષે લખતાં દ્વિજ વિષે અને ગાયત્રી વિષે જે વિચારો આપ્યા છે તે પણ સૂક્ષ્મ રીતે જોતાં સ્વીડનબૉર્ગ-દ્વારા આવેલા આપણે સાંભળીએ છીએ. ઉપનિષત્ એ જ કહે છે. સુફીઓ ' ફના ' પછી ' બકા 'માં એ જ જાહેર કરે છે. નરક ઉપર પણ સ્વામીનું આધિપત્ય છે એમ સ્વીડનબૉર્ગ કહે છે ને પ્રકૃતિ ઉપર પુરુષનું આધિપત્ય બતાવે છે અને એમ ઘણી ઘણી બાબતોમાં સ્વીડનબૉર્ગનાં શિક્ષણસૂત્રોની સુફી અથવા વેદાન્તની સાથે એક વાક્યતા જણાય છે.

*　　　*　　　*

સ્વીડનબૉર્ગ તરફ આ પ્રમાણે ઉપકારવૃત્તિ અને પ્રીતિ–ભક્તિ હોવા છતાં " સ્વીડનબૉર્ગિયન " કહેવરાવવાને સાગરને કશો જ અધિકાર નથી એ તો બહુ સ્પષ્ટ છે. એનાં કારણો પણ ખુલ્લાં છે. એક તો એ કે એ બાબતમાં જેટલી પ્રીતિ હોવી જોઇએ તેટલી બધી પ્રીતિ ટકી શકી નથી; અને એ પણ ખરૂં કે, સુફી અથવા વેદાન્તદ્વારા જે સત્યો જિગરમાં ઘર કરીને રહેલાં છે અને રહ્યાં કરે છે, તે પ્રકારાન્તરે સ્વીડનબૉર્ગનાં જ સત્યો છે. એમની સાથે એની સમરૂપતા છે. અમુક પન્થ અથવા અમુક " સ્કુલ " હોવી જોઇયે એવું સુફીઓ

માનતા નથી. વેદાન્ત પણ અમુક પન્થ હોવાની બાબતમાં બહુ સખ્ત બોલે છે; અને સાગરને એ સ્વીકારવા યોગ્ય લાગે છે કે, કોઇ પણ અમુક પન્થ કે સંપ્રદાયની દિવાલોમાં જકડાવાથી પ્રકાશનાં દ્વાર ઉઘડતાં નથી, પણ વખતે ઉઘડવામાં મુશ્કેલીઓ અદૃશ્ય રીતે દાખલ થઇ જાય છે. સાથે સાથે સાગર એ પણ સ્પષ્ટ જોઇ શકે છે કે, કોઇ પણ પન્થ ન હોવાની માન્યતા એ પણ એક પ્રકારનો નવો પન્થ જ છે અને સુફી અથવા વેદાન્ત એ કોઇ પન્થ કે સંપ્રદાય ન હોવા છતાં પણ એને " ઇઝમ " ( ism ) લાગી ચૂકયું છે – પણ એતો " Zero " પણ એક ' ફિગર ' ગણવા જેવું છે, અને તેથી હાનિ કશી નથી. "

શ્રી ' સાગર 'ને ' પ્રેમ ' વિષેના પાશ્ચાત્ય સાહિત્યની શોધમાં અમેરિકન વિચારક એમર્સન સાંપડેલો અને એમના અનેક નિબંધોમાંથી શ્રી ' સાગરે ' ' પ્રેમ ' ( Love ) અને ' પરમાત્મન્ ' ( Oversoul ) એ બે નિબંધોને વધારે મહત્ત્વ આપેલુ. પ્રેમ વિષેના એમર્સનના વિચારોનો વાચકને સ્પષ્ટ ખ્યાલ આવે એ માટે એ વિષેના એમર્સનના નિબંધમાંથી મહત્ત્વનો ભાગ નીચે આપેલો છે:—*

" પ્રાચીન લેખકોને આનન્દજનક એવા સૌંદર્યના ઉચ્ચ તત્ત્વજ્ઞાન સાથે આ બરાબર મળતું આવે છે; કારણ કે એઓ કહેતા કે આ દુનિયામાં શરીર લઇને આવેલો મનુષ્યનો આત્મા,

* અસલ અંગ્રેજી વચનો આ પ્રમાણે છે:—

" This agrees well with that high philosophy of beauty which the ancient writers delighted in; for

જે એની પોતાની બીજી દુનિયામાંથી આવેલો તે દુનિયાની શોધમાં આમતેમ ઉપરનીચે રખડયા કરતો, પણ સૂર્યના તેજથી બહાવરો બની જતાં આ જગતના પદાર્થો જે માત્ર ખરી વસ્તુઓના પડછાયા જ છે, તેના સિવાય કશું જ જોઇ શકયો નહીં. તેથી પરમાત્મા એવા આત્મા પાસે યુવાનીની પ્રભા મોકલે છે; જેથી એ સુંદર શરીરોના સાધનદ્વારા દિવ્ય કલ્યાણ અને દિવ્ય સૌંદર્યની સ્મૃતિ તાજી કરી શકે; અને મનુષ્ય સ્ત્રીજાતિમાં એવું સૌંદર્ય નિહાળીને એની તરફ દોડી જાય છે અને એની આકૃતિ, ગતિ અને ચપળતાના ચિંતનમાં એને અતિશય આનંદ પડે છે; કારણ કે એ વ્યક્તિ એ સૌંદર્યની અંદર રહેલા આત્માના અસ્તિત્વનું તેમ જ એ સૌંદર્યના મૂલ કારણનું સૂચન કરે છે.

---

they said that the soul of man, embodied here on earth, went roaming up and down in quest of that other world of its onn, out of which it came into this, but was soon stupefied by the light of the natural sun, and was unable to see any other objects than those of this world, which are but shadows of real things. Therefore the Deity sends the glory of youth before the soul, that it may avail itself of beautiful bodies as aids to its recollection of the Celestial Good and Fair; and the man beholding such a person in the female sex runs to her, and finds the highest joy in contemplations of the form, the movement, and intelligence of this person, because it suggests to him the presence of that which indeed is within the beauty and the cause of the beauty.

આમ છતાં પણ, જડ વસ્તુઓના વધારે પડતા સંબંધને લીધે જો આત્મા જડ થઇ જાય અને શરીરસુખમાં જ ખોટી રીતે સંતોષ માની લે તો એને દુઃખ સિવાય કશું પ્રાપ્ત થાય નહીં; કારણ કે દિવ્ય સૌંદર્યના અનુભવથી મળતું સુખ સ્થૂલ શરીર આપી શકે નહીં. પરન્તુ એ સૌંદર્ય શરીરની અંદર રહેલા જે દિવ્ય સૌંદર્યનું સૂચન કરે છે તે જો આત્મા સમજી લે, ગ્રહણ કરી લે તો એ આત્મા શરીરથી આગળ વધે અને એ વ્યક્તિમાં રહેલા ગુણો પિછાની શકે; પછી તો બન્ને પ્રેમીઓ વાણી અને વર્તનમાં એકબીજાને અનુરૂપ થાય અને દિવ્ય સૌંદર્યના સાચા મહેલ તરફ આ પ્રમાણે ગતિ કરતાં, જેવી રીતે સગડી ઉપર સૂર્ય તપવા માંડતાં અગ્નિની કશી જ વિસાત હોય નહીં તેવી રીતે આ

---

If, however, from too much conversing with the material objects, the soul was gross and misplaced its satisfaction in the body, it reaped nothing but sorrow, body being unable to fulfil the promise which beauty holds out; but if, accepting the hint of these visions and suggestions which beauty makes to his mind, the soul passes through the body and falls to admire strokes of character, and the lovers contemplate one another in their discourses and their actions, then they pass to the true palace of Beauty, more and more inflame of it, and by this love extinguishing the base affection, as the sun puts out the fire by shining on the hearth, they become pure and hallowed. By conversation with that which is in itself excellent magnanimous, lovely and just, the lover comes to a

દિવ્ય પ્રેમમાં પ્રેમીઓ તલ્લીન બનતાં એ દિવ્ય પ્રેમ ક્ષુદ્ર ઇન્દ્રિયસુખ તરફ જતી વૃત્તિઓનો વિજય કરે છે અને પ્રેમીઓ પવિત્ર અને પ્રકાશિત થાય છે. સ્વભાવવડે જ જે ઉચ્ચ, ભવ્ય, સુંદર અને ન્યાયી છે તેના સંસર્ગમાં આવતાં, પ્રેમી જીવાત્માસાં આ ઉચ્ચ ગુણો તરફ પ્રીતિ જન્મે છે અને એ ગુણોનું અસ્તિત્વ એ જલ્દી પિછાની શકે છે. પછી તો એક જ વ્યકિતમાં આ ગુણોનું દર્શન કરતાં કરતાં એ બીજી વ્યક્તિઓમાં આ ગુણોનું દર્શન કરે છે. આમ, એક સુંદર વ્યકિતને ઉંબરે ચઢીને એ સાચા અને પવિત્ર આત્માઓના સમુદાયમાં ભળે છે. આમ દૃષ્ટિ વિશુદ્ધ થતાં, એ જગતના સસંર્ગથી પોતાની પ્રિયતમામાં આવેલા દોષો પણ એ હવે જોઇ શકે છે અને કશા પણ વિરોધ કે દુઃખ સિવાય બન્ને પ્રેમીઓ એકબીજાના દોષો અને ત્રુટિઓ એકબીજાને બતાવી શકે છે અને

---

warmer love of these nobilities: and a quicker apprehension of them. Then he passes from loving them in one to loving them in all, and so is the one Beautiful Soul only the door through which he enters to the society of all true and pure souls. In the particular society of his mate, he attains a clearer sight of any spot, any taint, which her beauty has contracted from this world, and is able to point it out and this with mutual joy that they are now able, without offence, to indicate blemishes and hindrances in each other, and give to each all help and comfort in curing the same. And, beholding in many souls the traits of Divine Beauty, and separating in each soul that which is Divine from the taint which it has contracted in the

એ નિવારવામાં એકબીજાને સહાયભૂત થઇ શકે છે. બીજી વ્યક્તિઓમાં પણ એઓ દિવ્ય સૌંદર્યનું દર્શન કરે છે એટલું જ નહીં પણ જગતના સંસર્ગને લીધે એમનામાં જન્મેલા દોષો દૂર કરે છે. આવી રીતે પ્રગતિ કરીને, જગતમાં જન્મેલા જીવાત્માઓની નીસરણીદ્વારા પ્રેમી જીવાત્મા સર્વોત્તમ સૌંદર્યને પામે છે; પરમાત્માના દિવ્ય પ્રેમને અને દિવ્ય પ્રજ્ઞાનને પામે છે. "

પ્રાકૃત સ્નેહ ધીરે ધીરે સંસ્કૃત થઇને મનુષ્યને કેવી રીતે પૂર્ણતા પ્રાપ્ત કરાવી આપે છે એ વિષેના ઉપર દર્શાવેલા એમર્સનના વિચારો સ્વીડનબૉર્ગના દિવ્ય પ્રેમ સાથે ઘણે અંશે મળતા છે એ સુજ્ઞ વાચક જોઇ શકશે. ફેર માત્ર એટલો જ છે કે સ્વીડનબૉર્ગ જાતીય પ્રેમ ( Sexual love ) ને શરૂઆતની ભૂમિકામાં આવશ્યક ગણતા નથી, જ્યારે એમર્સનના વિચારો પ્લેટોના સિદ્ધાન્ત અનુસાર હોવાથી સ્ત્રીનું સૌંદર્ય અને જાતીય સ્નેહ ( Sexual love ) ને શરૂઆતની ભૂમિકામાં આવશ્યક ગણ્યાં છે. આમ શરૂઆતની ભૂમિકામાં ફેર હોવા છતાં, એમર્સન અને સ્વીડનબૉર્ગ બન્ને, પ્રેમી હૃદય જેમ જેમ આગળ ગતિ કરે તેમ તેમ તેની દૈહિક વાસનાઓ નાશ થવી જોઇએ, એ સિદ્ધાન્તમાં તો એકમત છે જ. સ્વીડનબૉર્ગ પ્રજ્ઞાન (Wisdon) દ્વારા પ્રેમનું શુદ્ધીકરણ કરવાનું કહે છે, જ્યારે એમર્સન શરીરના સૌંદર્યની અંદર રહેલું આત્મતત્ત્વ નિરખીને દિવ્ય પ્રેમ તરફ વળવાનું કહે છે અને સમજાવે છે કે

---

world, the lover ascends to the highest beauty, to the love and knowledge of the divinity by steps on this ladder of created souls. "

—*Emerson : On Love.*

પ્રેમ ઉપરના શ્રી ' સાગર 'ના વાચન વિષે હવે થોડુંક જ કહેવાનું રહે છે. શ્રી ' કલાપી 'ના કેકારવના અભ્યાસે શ્રી ' સાગર 'ને માત્ર પ્રેમના સાહિત્યના વાચન તરફ જ પ્રેરેલા એમ નહીં; શ્રી ' કલાપી 'ની ભવ્ય ગઝલો અને એમાંના સુફીવાદે શ્રી ' સાગર 'ને સુફીવાદના અભ્યાસ તરફ પણ પ્રેરેલા. સુફીવાદના સિદ્ધાન્તો વિષે વિસ્તારથી કહ્યું છે, એટલે એ વિષે વધારે કહેવાનું રહેતું નથી. સુફીવાદનો પ્રમાણભૂત ગ્રન્થ મૌલાના જલાલુદ્દીન રૂમી સાહેબરચિત ' મસ્નવી ' છે. એ ગ્રન્થને શ્રી ' સાગરે ' વેદરૂપ ગણીને એનું ખૂબ મનન કરેલું. એની એમના બાહ્ય અને આન્તર બન્ને જીવન ઉપર તીવ્ર અસર થયેલી. આ ગ્રન્થના અભ્યાસ પછી એમણે આન્તર અને બાહ્ય, પૂર્ણ પવિત્ર જીવન ગાળ્યું છે. સુફીવાદમાં પણ, એમર્સને કહેલું છે તેમ માનવપ્રેમ દ્વારા એટલે ઇશ્કે મિઝાજી દ્વારા પ્રભુપ્રેમ એટલે ઇશ્કે હકીકી પામી શકાય છે. આમ, પ્રેમનું પવિત્રીકરણ સ્વીડનબૉર્ગ અને એમર્સનની માફક સુફીવાદને પણ માન્ય છે. આમ છતાં, સુફીવાદના સિદ્ધાન્તો જીવનની બહુ ઉચ્ચ કક્ષાએથી આવે છે અને તેથી જ શ્રી ' સાગર 'ના જીવનને એણે અંતરંગી અસર કરી એટલું જ નહીં પણ એમના આન્તર-બાહ્ય સમગ્ર જીવનને પ્રભુપ્રેમથી એવું તો રંગી નાખ્યું કે જે પછી એમના જીવનને જગતનો બીજો કોઇ રંગ લાગી શક્યો જ નહીં. સુફીવાદ પ્રેમને જ જગતનું ઉત્પત્તિકારણ અને નિર્વાહક તત્ત્વ માને છે પ્રેમીના હૃદયની લાગણીઓનું એક જ કેન્દ્રમાં વહન થતાં, આશક જાતે પ્રેમી બની જઇ પોતાનું તમામ વ્યક્તિત્વ ( દેહાત્મભાવ ) પ્રેમમાં ( બ્રહ્મમાં ) ગુમાવી દે છે. સુફીઓ માને છે કે આત્માથી પરમાત્મા અભિન્ન છે. જીવાત્મા ખુદ ઇશ્વરનો જ બનેલો છે. જેમ અગ્નિની ચિનગારીઓ મૂલ અગ્નિથી જુદી નથી

તેમ જીવાત્મા પરમાત્માથી જુદો નથી—એ સુફીઓનો તત્ત્વસિદ્ધાન્ત છે. સુફીના મત પ્રમાણે પણ, એમર્સને જણાવ્યા મુજબ પરમાત્મા અનાદ્યનન્ત, સૌંદર્યસ્વરૂપ અને પ્રેમસ્વરૂપ છે. અહીં જણાતી સૌંદર્યની અને સ્નેહની મૂર્તિઓ પ્રભુનાં પ્રતિબિમ્બો છે — એનાં પ્રતીકો છે. પરમાત્માનો અનુભવ સુફીના મત પ્રમાણે પ્રેમયોગ ( Concentrated Love ) દ્વારા થઇ શકે. સુફીઓ કદી ધર્મના ઝઘડામાં પડતા નથી, કેવળ ઉદાસીન રહે છે. તેમને જગતની સાથે કશી લેવાદેવા નથી. લીનતા અને ચિંતન એ જ એમનું સ્વાભાવિક કાર્ય છે. સુફીવાદની ઉત્પત્તિ કુરાને શરીફમાંથી થયેલી મનાય છે, છતાં સુફીવાદના સિદ્ધાન્તો ઇસ્લામી ધર્મથી ભિન્ન છે; કારણ કે ઇસ્લામમાં જીવાત્મા અને પરમાત્માનો ભેદ ખુલ્લો છે, જ્યારે સુફીવાદ અદ્વૈતવાદી છે. સુફીવાદના સિદ્ધાન્તોને મળતા જ વિચારો ગ્રીક પ્રજામાં પ્લેટોના સમયમાં પ્રચલિત થયેલા. સુફીવાદનો પૂર્વભાગ ( એટલે સગુણ ભકિત ) હિન્દભરમાં વૈષ્ણવ સંપ્રદાયની પ્રેમભકિતદ્વારા પ્રવર્તેલો છે. એનો ઉત્તર ભાગ વેદાન્તના અદ્વૈતના સિદ્ધાન્તોમાં દષ્ટિગોચર થાય છે. આ અદ્વૈતદર્શનની મસ્તી નરસિંહ મહેતા, ધીરો, અખો, છોટમ, પ્રીતમ વગેરેનાં ભજનોમાં તેમ જ કબીર અને નાનકની હિન્દી વાણીમાં પણ અભ્યાસી જોઇ શકશે. માનવ પ્રેમ ( ઇશ્કે મિઝાજી )માંથી ઇશ્વરી પ્રેમ (ઇશ્કે હકીકી) તરફ જનારાં યુસુફ – ઝુલેખા, શીરીં – ફરહાદ અને લયલાં – મજનૂંનાં દષ્ટાન્તો ફારસી અને ઉર્દુ સાહિત્યમાં જાણીતાં છે. ઇશ્કે મિઝાજી અને ઇશ્કે હકીકી એમ બે ભેદ જુદી જુદી અવસ્થાઓને લઇને જ પાડવામાં આવ્યા છે. વસ્તુતઃ એનો પ્રવાહ તો એક જ છે. મજનૂંનો પ્રેમ એની પ્રેમમૂર્તિ લયલાંમાં આરોપિત હોવાથી એ ઇશ્કે મિઝાજી ગણાય; એમ છતાં પણ એનું

લયલાંનું દર્શન એટલું પવિત્ર અને વિકારરહિત હતું કે લયલાંની ખાતર એ ઝાડમાં ઝાડ થઇ જાય છે અને પ્રેમયજ્ઞમાં એ પોતાની જાતને હોમી દે છે. પ્રભુના પ્રેમમાં પણ ભકતના જીવનની સર્વ-સ્વાર્પણની આ છેલ્લી જ દશા છે. સુફી આશક આ સ્થિતિને ફના ફીલ્લાહ ( પ્રભુમાં સર્વસમર્પણ ) કહે છે. સુફી આશક વ્યકિતના પ્રેમદ્વારા સમષ્ટિને અને તેના નિયામકને – પ્રભુને જુવે છે અને એ દૃષ્ટિ એને પ્રેમ દ્વારા સાંપડે છે. અનન્ય પ્રેમદ્વારા માત્ર પોતાની પ્રિય વ્યકિતમાં પોતાપણાનો વિલય કરવો – સર્વસમર્પણ કરવું ( Self – annihilation ) એ સુફીવાદનું તારતમ્ય છે. વિશુદ્ધ હૃદય, અસીમ ઔદાર્ય, આત્મનિગ્રહ, બ્રહ્મચર્ય, સતત ચિંતન, વાસનાક્ષય, આત્માર્પણ અને પ્રેમલક્ષણા ભકિત એ સુફીવાદનાં આવશ્યક લક્ષણો છે. સુફીવાદમાં વિશુદ્ધ પ્રેમભકિતની લીનતા જ મહત્ત્વની છે. કોને ચહાવું એ મહત્ત્વનો વિષય નથી. ઉપાસક અને ઉપાસ્ય વચ્ચેનો સૂક્ષ્મ પ્રેમપ્રવાહ જ ઠેઠ સુધીનો માર્ગ કાપી આપે છે. વ્રજની ગોપીઓ કે મીરાંબાઇ કૃષ્ણને સર્વસ્વ માને, મહાત્મા તુલ-સીદાસ રામચંદ્રને જ પ્રભુ તરીકે પૂજે, મજનૂં લયલાંમાં જ પ્રભુનું દર્શન કરે અને ખુદ ખુદાનો પણ ઇન્કાર કરે – એ બધાં હૃદયો પોતાને સૌથી વધારે પ્રિય લાગે તેમાં સર્વસમર્પણ કરી કૃતાર્થ થયાના દાખલા છે. આ બધાં હૃદયોમાં મહત્ત્વનું લક્ષણ ઉભરાઇ જતો, ઘનીભૂત થયેલો પ્રેમ ( Concentrated Excessive Love ) જ છે. સુફીના માર્ગની પણ એ જ ચાવી છે. મિઝાજી અને હકીકી ઇશ્કનો સંબંધ વિષે મૌલાના જામી યૂસુફ – ઝૂલેખા વિષે લખતાં કહે છે:—

૧" મેં સાંભળેલું છે કે કોઇ શિષ્ય મહાત્માની પાસે દીક્ષા લેવા ગયો. ગુરુએ કહ્યું કે, તું કોઇને ચહાતો નથી માટે શિષ્ય થઇ શકશે નહીં. કોઇના પર પણ આશક થઇને તું આવે તો તને દીક્ષા આપું: ઇશ્કે મિઝાજીની તો તને ખબર નથી તો હું તને હકીકતની તાલીમ શી રીતે આપું ? પાટી પર " અલેફબેતે " ઘૂંટયા વિના તને કુરાન વાંચતાં શી રીતે આવડશે ? "

અહીંઆં મનુષ્યપ્રેમ દ્વારા પ્રભુપ્રેમ તરફ જવાનું સ્વીકારેલું છે. હદીસ શરીફ જેમાં ઇસ્લામી પયગમ્બરોની સવિસ્તર હકીકત આપેલી છે તેમાં પણ કહ્યું છે:—

૨" ઇશ્કે મિઝાજી એ ઇશ્કે હકીકીની સીડી છે; ઇન્સાન એ ઇન્સાનને જોવાનો આયનો છે. "

સુફીવાદનો રાહદારી પોતે પ્રિય માનેલી વ્યક્તિમાં પ્રભુતાનું

---

અસલ વચનો આ પ્રમાણે છે:—

૧ " શુનીદમ શુદ મુરીદે પેશ પીરે,
" કે બાશમ દર સફકશ દસ્તગીરે;
" બ ગુફ્ત અર પા નશુદ દર ઇશ્કત અઝ જાયે,
" બી રવ આશક શવ વાંગેહ પેશે મન આયે;
" મ તાબ અઝ ઇશ્ક રૂ ગરચે મિજા ઝેસ્ત,
" કે આં એહરે હકીકત કાર સાઝેસ્ત;
" બ લોહ અવ્વલ અલેફબેતે ન ખ્વાની,
" ચે કુરાં દરસ ખ્વાનુદન કય તવાની ? "

૨ " અલ્ મિજાઝો કનૂતર – હુલ – હકીકતે;
અલ્ ઇન્સાનો મીર અતુલ ઇન્સાન. "

દર્શન કરતો હોવાથી, એ દર્શનમાં જે પ્રેમ છે તે શરીરનો નહીં; શરીરનો ઉપભોગ તો ઓગાળી દેવાનો છે અને આત્માનો આવિર્ભાવ કરવાનો છે. આશક પોતાની જાતની દીનતા સ્વીકારે છે અને માશૂકની – પ્રભુની અગાધ મહત્તા ગાય છે. જ્યાં પૂજ્યભાવ હોય ત્યાં ઉપભોગને સ્થાન ન જ હોઇ શકે. કોઇએ યોગ્ય જ કહ્યું છે:—

સનમકા નૂર દેખા હય, ખુદાકા નૂરકે બદલે;
હુવા હય દાગેદિલ રોશન, ચેરાગહ તુરકે બદલે.

× × ×

અનલહક્કકે વજ્ર લબ પર અનલમહબૂબ જારી હો:
ચ્હડાયેં દાર પર મુજકો, અગર મનસૂરકે બદલે.

ભાવાર્થ કે:—

"પરમાત્માના જ્યોતિને બદલે સનમનું નૂર જોયું છે. નૂરના પહાડ પર પયગમ્બરને થયેલી ઝાંખીને બદલે મને દિલમાંનો ડાઘ સ્પષ્ટ થયો છે. 'હું પરમાત્મા છું' એ મંત્રને બદલે 'હું સનમ છું' એ મંત્ર મારા હોઠ ઉપર ચાલુ રહો; અને મનસૂરને બદલે મને સૂળી ઉપર ચઢાવી દો."

ટૂંકામાં, સુફી આશકે ક્રમે ક્રમે પોતાની વાસનાઓનો ક્ષય કરીને પ્રભુમાં ભળી જવા તરફ લક્ષ રાખવું જોઇએ. પ્રેમદર્શન, પ્રેમયોગ, પ્રેમભક્તિ અને છેવટે સ્વીડનબૉર્ગમાં જોયેલી પ્રેમ અને જ્ઞાનની અભિન્નતાનો આત્માનુભવ એ સુફી ઇશ્કના માર્ગનો ક્રમ છે.

સૂફીવાદ વિષે શરૂઆતમાં જ કહ્યું તે પ્રમાણે શ્રી ' સાગરે ' સૂફીવાદના સિદ્ધાન્તોનો સંપૂર્ણ અભ્યાસ કરીને, તેમને પૂરેપૂરા જીવનમાં ઉતાર્યા હતા. માત્ર, સૂફીવાદમાં શરૂઆતમાં આવતો ઇશ્કે મિઝાજી એમનામાં નહોતો; કારણ કે એમનું અધિષ્ઠાન જગતની કોઇ વ્યક્તિ તરફ નહોતું, એમની પ્રિય મૂર્તિ ખુદ પરમાત્મા જ હતી. સૂફી આશકના આવશ્યક ગુણો – હૃદયની નિખાલસતા, અસીમ ઔદાર્ય, આત્મનિગ્રહ, જગતના નાશવંત પદાર્થો તરફ પ્રીતિનો અભાવ, વાસનાનો ક્ષય અને પ્રભુનું સતત ભજનકીર્તન અને ચિંતન શ્રી ' સાગર 'ની ઉત્તર અવસ્થાના સ્વભાવજન્ય ગુણો હતા, એ એમના પરિચયમાં આવનાર હરેક વ્યક્તિને ખબર છે. વળી, એમનો અત્યંત લાગણીપ્રધાન સ્વભાવ એમના સૂફીવાદ તરફના પક્ષપાત માટે ઘણે અંશે કારણભૂત છે. એઓ પોતે ઘણી વાર કહેતા, " I am a Hindu Sufi Fakir " – " હું હિન્દુ સૂફી ફકીર છું. " આ લખતી વખતે એમનાં એ વચનો લેખકને હજી પણ યાદ આવે છે અને એ વચનો અંગ્રેજીમાં એમના સ્વહસ્તે લખેલાં હજી પણ લેખકની પાસે મોજુદ છે. શ્રી સાગર સૂફી ફકીરો પહેરે છે એવી ઊનની અલ્ફી ( કફની ) પહેરતા અને પંચકેશ રાખતા. સાથે આપેલા ફોટોગ્રાફ ઉપરથી વાચક જોઇ શકશે કે એઓ ખરેખર સૂફી ફકીર જ છે. ધન, માલમિલ્કત, યશ - આબરૂ, શરીરનાં સુખ, યોગ્ય આહારવિહાર – કશાની પર્વા કર્યા સિવાય એક નાનીશી મઢુલીમાં, એકાન્ત જીવન ગુજારીને, રાતદિવસ ભાવિક ભક્તમંડળની સાથે પ્રભુનામની ધુન ઉપર ધુન એમણે મચાવી. એમની એવી ધૂનોમાં ભાગ લેવાનું અને પ્રભુનામનો જપ કરવાનું જેમનું અહોભાગ્ય હતું તેઓને આ વાંચતાં એમની એ મસ્ત હાલતનું ચિત્ર તાદૃશ

થશે.[1] એમનું આન્તરબાહ્ય જીવન સુફી ફકીરને એટલે આર્ય બ્રહ્મર્ષિને અનેક રીતે મળતું હતું. સુફીનો એ સ્વાનુભવ એમણે એમના દીવાને

---

૧. શ્રી 'સાગર'ની પ્રભુભક્તિની મસ્ત હાલતનું એ ચિત્ર એમનાં પરમ શિષ્યા વિદેહમુક્ત માતાજી ૐકારેશ્વરીએ, એમને ઉદ્દેશીને લખેલા એક સર્વાંગસુંદર ભજનમાં આ પ્રમાણે આપ્યું છેઃ

મંડળીયુંમાં મહાલે રે હાલે હરિ હારમાં હો જી !
ગાજે - ગાજે સાગર સૂર ગંભીર !
મંડળીયુંમાં મહાલે રે૦

ભજનુંને ભડાકે રે (૨) ગાજે ગોપ સામટા હો જી !
અને વાગે વાગે તાલ મૃદંગ ને ઝાંઝ ! (૨)
મંડળીયુંમાં મહાલે રે૦

ઘેરા આ ગરજનથી રે (૨) ગોકુળીયું ઘેલું થયું હો જી !
ભૂલ્યું ભૂલ્યું ભાન ઉરે એક તાન ! (૨)
મંડળીયુંમાં મહાલે રે૦

તંબુરાને સાદે રે – આ તંબુરાને તાને રે
હાલી વ્રજસુંદરી હો જી ! ઘેલી ઘેલી આનંદ અંગ ન માય !
મંડળીયુંમાં મહાલે રે૦

આનંદની લહેરે રે (૨) જમુના પૂર ઉલટયાં હો જી !
રેલ્યાં રેલ્યાં સ્વર્ગ મૃત્યુ ને પાતાળ ! (૨)
મંડળીયુંમાં મહાલે રે૦

[ ૐકારેશ્વરી માતાજીનાં અપ્રસિદ્ધ ભજનોમાંથી ]

સાગરમાં " સુફી " એ નામની એમની ગઝલમાં રજૂ કર્યો છે.[2]

સુફીવાદ વિષેની આપણી સમીક્ષા પૂરી કરતાં, પ્રેમ વિષેના શ્રી 'સાગરે' વાંચેલા સાહિત્યની સમીક્ષા પણ પૂરી થાય છે.

હવે આપણે સ્વીડનબૉર્ગ જેને પ્રજ્ઞાન (Divine Wisdom) કહે છે તે વિષે શ્રી 'સાગરે' જે સાહિત્યનો અભ્યાસ કરેલો તે

---

૨. " સૂફી " એ ગઝલની મહત્ત્વની બેતો આવી છે:—

જિગરની પાર જઇ વસવૂં - સનમને જાન સોંપીને -
અગર બસ દમ બ દમ હસવૂં - અસલ એ મૂલ્ક સૂફી છે.
જિગરની૦

જહાં ખૂશ હો ખફા હો યા -
વફા હો બેવફા હો યા !
શી પર્વા ? હત્ - અસત્ માયા - પિછાને એ જ સૂફી છે.
જિગરની૦

न भूतो वा भविष्यति वा ।
સફર બસ વર્તમાને જ્યાં !
અનલહક્ક - ઉછળે મોજાં - જિગર દરિયાવ સૂફી છે.
જિગરની૦

× × ×

સૂફીના સ્વાનુભવનો બહાર -
બધાં યે શાસ્ત્રની પણ પાર !
અજી ! સાગર ! જવા દો યાર ! અનિર્વચનીય સૂફી છે.
જિગરની૦

[ દીવાને સાગર : સૂફી ]

સાહિત્ય જોઇએ. પ્રજ્ઞાન વિષેના સાહિત્યમાં શ્રી 'સાગર'ને (૧) અખાજી (૨) અખાજીના શિષ્યમંડળના સંતો (૩) સ્વામી વિવેકાનંદ (૪) વિચારક એમર્સન અને (૫) મહાત્મા જેમ્સ એલનની કૃતિઓએ મોટે ભાગે અસર કરી છે.

શ્રી 'સાગર'ના આધ્યાત્મિક જીવન ઉપર પૂર્વાવસ્થામાં જેટલી અસર શ્રી 'કલાપી'ના સાહિત્યે કરેલી તેટલી જ ચિરંજીવી અસર શ્રી 'અખાજી'ના સાહિત્યે કરી છે. એમને શ્રી 'અખાજી'ની વાણી તરફ દોરનાર શરૂઆતમાં સ્વામી સ્વયંપ્રકાશજી હતા, એ ખરૂં; પણ એમની પોતાની જીજ્ઞાસાવૃત્તિ ને સત્યશોધક વૃતિ એટલી પ્રબળ હતી કે જ્યાંત્યાંથી એ તત્ત્વને ગ્રીછી લેતા અને તત્ત્વજ્ઞાનનાં અમૂલ્ય તત્ત્વો વાંચી, વિચારી, જીવનમાં ઉતારી લેતા; એટલું જ નહીં, પણ, પ્રસંગાનુસાર પોતાના પરિચયમાં આવેલી વ્યકિતઓને પણ વાતચીતદ્વારા કે પત્રોદ્વારા તે સમજાવતા.

શ્રી 'અખાજી'ના સાહિત્યનો એમણે તાત્ત્વિક અભ્યાસ કરેલો. શ્રી 'અખાજી'નું નામ સારા ગૂજરાતમાં સુપ્રસિદ્ધ છે. માત્ર "અખા ભગત"ના સાદા નામથી જ તેઓ જાણીતા છે અને બ્રહ્મજ્ઞાની અથવા વેદાન્તી તરીકે તેઓ પ્રતિષ્ઠા પામેલા છે.

'ધિ ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી' એ પ્રસિદ્ધ કરેલા શ્રી 'અખાજી'ના ગ્રન્થોમાં, મનનશીલ અભ્યાસીને, તેમના તત્ત્વજ્ઞાનનું સ્પષ્ટ દર્શન થાય છે.

શ્રી 'અખાજી'ના તત્ત્વજ્ઞાનનો દેશ એટલે માત્ર બ્રહ્મવિદ્યાનો જ પ્રદેશ છે. આધિભૌતિક ભવ્યતાના અને બુદ્ધિવિકાસના હાલના યુગના સંશયોનું અને બધા બુદ્ધિવાદોનું એમાં સમાધાન છે.

શ્રી 'અખાજી'ની બ્રહ્મવિદ્યાનું, એમનાં ભજનોનું અને એમના સાહિત્યનું આધારભૂત બંધારણ અથવા અવલંબન "અનાદિ અનંત અપરિમિત તત્ત્વ" છે. એમનું તત્ત્વજ્ઞાન સ્વાનુભવાત્મક હોવાથી એ "અનાદિ અનન્ત સત વસ્તુ" એવું તો ઘન અને એવું તો અપરિમિત છે કે એને અમુક "પણું" કે અમુક "વાદ" એવી કશી લક્ષણા એને માટે બાંધી શકાતી નથી. હરેક પૂર્ણ સંતની વાણી એવા પ્રજ્ઞાનથી ભરપૂર હોય છે. પોતે કોણ છે? કયાંથી અને શું કરવા આવેલ છે? એવી પૂછપરછનો ખુલાસો કરતાં[1] તેઓ પોતે પોતાનો પરિચય આ પ્રમાણે કરાવે છે:—

"નથી હું કોઇ ઇશ્વર કે નથી હું કોઇ જીવ, પરંતુ પિંડબ્રહ્માંડની પારનો રહેવાસી છું, અખિલ વિશ્વાત્માની અલૌકિક ભૂમિકાનો છું, ત્રણ ગુણ અને ત્રણ સ્થિતિથી પર છું અને અપરિમિત આત્મા સાથે એક છું.[2]

શ્રી અખાજીના તત્ત્વજ્ઞાનનું આપણે નીચે પ્રમાણે ચતુર્વિધ વર્ગીકરણ કરીને, એક પછી એક અનુક્રમે સમજવા યત્ન કરીશું:—

(૧) બ્રહ્મવિદ્યા (Theology) અથવા બ્રહ્મનું સ્વરૂપ અને બ્રહ્મમીમાંસા.

---

૧ 'સબ કો પૂછે, સુણ અખા! કોણ ગુરુ તેરા પન્થ?
કોણ ઘર લે બોલિયા? તું ઇશ્વર કે જન્ત?

૨ 'ગુરુ મેરા પુરુષ બોલતા, ત્રિગુણકે સિર પન્થ;
નિરાલંબ ઘર મેરડા, નહીં ઇશ્વર નહીં જન્ત.

(અખાકૃત કાવ્યો ભા. ૨. પૃ. ૨૨૫)

(૨) જગતવિદ્યા (Cosmology) અથવા જગતનું સ્વરૂપ અને જગન્મીમાંસા.

(૩) જીવવિદ્યા (Psychology) અથવા જીવનું સ્વરૂપ અને જીવમીમાંસા.

(૪) મોક્ષવિદ્યા (Eschatology) અથવા જીવનું ભ્રમણ અને મોક્ષ – જીવની પૂર્ણતા વિષેની મીમાંસા.

(૧) શ્રી અખાજી પોતે સાક્ષાત બ્રહ્મને અનુભવેલા પૂર્ણ પુરુષ હોવાથી, એમના તત્ત્વજ્ઞાનનો મૂલ આધાર વેદોની શ્રુતિઓએ ઉપદેશેલા **સનાતન સત્ય** ઉપર છે. જુવો:—

ॐ सर्वं खल्विदं ब्रह्म ।
नेह नानास्ति किंचन ॥ श्रुतिः

"આ બધું બ્રહ્મ છે; બ્રહ્મ વિના આ કંઇ બીજું જ નહીં."

શ્રી અખાજી પરબ્રહ્મનું નિરૂપણ કરતાં કહે છે:—

પોતે જોતાં પૂરણ બ્રહ્મ, ભાતે જોતાં સર્વે ચર્મ.

(છપ્પા)

બ્રહ્મનું દર્શન મનુષ્યને પોતાના અનુભવ અનુસાર થાય છે. એક પદાર્થવાદી વિશ્વને પદાર્થરૂપે જુવે છે, એક આદર્શવાદી વિશ્વને વિચારરૂપે જુવે છે, સારૂં માણસ વિશ્વને સ્વર્ગ જેવું જુવે

છે અને નઠારૂં માણસ નરક જેવું જુવે છે; તેવી જ રીતે શ્રી અખાજીને પોતાના પરિપૂર્ણતાના સ્વાનુભવને લીધે આ અખિલ વિશ્વ **પોતાના સ્વરૂપને જ સમરૂપ** યાને **પોતામાં પોતે** જુવે છે; કારણ કે એવો પૂર્ણ પુરુષ **અપરિમિત સત વસ્તુના** મહાસાગરમાં પૂરેપૂરો એવો તો એકાકાર થઇ ગયેલો હોય છે કે એ બ્રહ્મથી ભિન્ન કશું જોઇ શકતો જ નથી. એનો તો અહર્નિશ એક જ અનુભવ હોય છે કે **સર્વે સર્વત્ર સર્વદા** બ્રહ્મ એક જ છે. આ બ્રહ્મજ્ઞાન શ્રી અખાજીએ એમના સાહિત્યમાં અનેક સ્થળે વ્યક્ત કર્યું છે:—

પિંડે બ્રહ્માંડ, બ્રહ્માંડે પિંડ, વસ્તુ વિચારે જોને અખંડ.
( છપ્પા )

વિશ્વ વસ્તુમાં શાનો ફેર, જેમ મણ એક ને ચાળીશ શેર.
( છપ્પા )

તત્ત્વ એક ને ચેતન એક, નામ રૂપ ગુણ કર્મ અનેક.
( છપ્પા )

ભિન્નતા અથવા ભેદ જે માત્ર બાહ્યમાં જ દૃશ્ય છે તેને **વસ્તુમાં** પૂર્ણ શૂન્ય જ ગણ્યો છે, કેમ કે ભેદમાં 'અભેદ' જ છે. વસ્તુતઃ ભિન્નતા અથવા ભેદ આપણી મનની વૃત્તિએ કરીને કલ્પિત હોવાથી, **વસ્તુમાં** રૂપભેદ થતો નથી; બ્રહ્મમાં 'ખંડ' સંભવતો જ નથી અને તેથી એક અનંતાદ્વૈત પરબ્રહ્મ જ ત્રિકાલાબાધિત સત્ છે, **નામ** રૂપાદિ ભેદ મિથ્યા છે. શ્રી અખાજી કહે છે:—

પૂરણ કટકે નથી થયું, બહુવાચક પણ એક,
જ્યમ ઘનબુંદ બહુ દિસે, અખા ! પણ નીરે જોતાં એક.

[ શ્રી અખાજીની અપ્રસિદ્ધ સાખીઓ ]

× × ×

ચૌદ લોક, અખા ! એક ઠાઠ, ત્યાં ઉંચનીચ તે મનનો ઘાટ.

( છપ્પા )

(૨) વાચકને સ્પષ્ટ થશે કે શ્રી અખાજી માત્ર એકલા બ્રહ્મનું જ અસ્તિત્વ સ્વીકારતા હોવાથી, જગતનું સ્વતંત્ર અસ્તિત્વ હોઇ શકે જ નહીં. આપણે પોતે આપણા અસલ શિવસ્વરૂપમાંથી વ્યુત્થાન પામીએ અને આપણી પોતાની જાતને સ્વતંત્ર માની બેસીએ તો જ આપણને જગતનું અસ્તિત્વ જગદીશ્વરથી ભિન્ન લાગે. જુવોઃ—

જબ લગ અહંતા ઉલટી, તબ લગ સત સંસાર;
અખા ! જબ સુલટી ભઇ, તબતેં પાયા પાર.

[ શ્રી અખાજીની અપ્રસિદ્ધ સાખીઓ]

× × ×

જગત નામ જગદીશ જ તણું, જોયામાં કારણ છે ઘણું;
ચિત્ત સહિત જોતાં તો જગત, ચિત્ત રહિત હરિ છે અવ્યક્ત.

( છપ્પા )

જગતનું અસ્તિત્વ બ્રહ્મથી ભિન્ન ન માન્યું એટલે પછી

જગતનું અસ્તિત્વ સમજાવવા માટે માયાવાદનો આશરો લેવાની પણ જરૂર રહેતી નથી. બ્રહ્મ અને માયા એવા દ્વૈતનું અસ્તિત્વ જ કદાપિ વસ્તુમાં હોતું નથી. આ બધું બ્રહ્મ જ હોવાથી માયા અવસ્તુ ( Non - existent ) છે. પાણીનો જેમ બરફ થાય તેમ સ્વસ્વરૂપે અરૂપી બ્રહ્મ જ સ્વયંભૂ સગુણરૂપે અનંત નામરૂપ ધારણ કરી વિશ્વરૂપે દૃશ્ય અને પ્રતીત થાય છે. વસ્તુ જ વિશ્વરૂપે દર્શન દે છે. ચિત્ અને જડ એક જ તત્ત્વનાં અવસ્થાન્તર ભેદે કરીને બે જુદાં જુદાં નામ માત્ર જ છે; વસ્તુ એક જ છે:—

અખા ! આલમ આતમા નામ ધરનકુ હોય;
બરફ જ માયા બંધકા, તાહે પાલા કહો કોય તોય.

[ શ્રી અખાજીની અપ્રસિદ્ધ સાખીઓ ]

(૩) આપણે ઉપર જોયું કે જગતના અસ્તિત્વ જેવું જે આપણને લાગે છે તે કેવળ આપણી વાસનાએ કરીને, આપણી અહંભાવનાએ કરીને જ છે; નહીં તો આખો પ્રવાહ પરમાત્મ-પ્રવાહ જ છે. શ્રી અખાજી કહે છે:

અદબદમાં ઉપજે તે જીવ, જીવના કલ્પ્યા ઇશ્વર શિવ;
જ્યારે જંતે તપાસ્યું આપ, રજ્જુ નહીં તો શેનો સાપ ?
અખા ! તેમનું તેમ સદાય, બંધ મોક્ષ વણ સમજ્યા ગાય.

( છપ્પા )

આપણું જીવપણું અથવા જીવભાવ એ પણ આપણા દેહાધ્યાસનું જ પરિણામ છે. એ દેહાધ્યાસ ટળી જતાં આત્મા શુદ્ધ

ચૈતન્યરૂપે થાય છે, પોતાનું અસલ સ્વરૂપ પામે છે અને જગતનું અનેકત્વ વિલય પામે છે. જુવો:—

ચિત્ત શમતે નિશ્ચળ મન થાય,
નિશ્ચળ મન તે શિવ સદાય.

( છપ્પા )

મનુષ્ય, આમ, પોતાની વાસનાએ કરીને જ, દેહાધ્યાસે કરીને જ જીવ અને ઇશ્વરનો ભેદ અને બંધન રચે છે. શ્રી અખાજી સ્પષ્ટ જ કહે છે:—

જો તું જીવ તો કર્તા હરિ, જો તું શિવ તો વસ્તુ ખરી.

( છપ્પા )

જીવ જો પોતે જ પરમાત્મા છે તો એને ઢાંકે છે કોણ ? એ પ્રશ્નના જવાબમાં શ્રી અખાજી કહે છે:—

નિજપણુની ભૂલે કરી જીવ; ભૂલ ટળી તો સદા ય શિવ.

( છપ્પા )

× × ×

આશાવાન તણું નામ જીવ, પદ નિરાશ બેઠો તે શિવ:

( છપ્પા )

આમ, વસ્તુતઃ બ્રહ્મજ્યોતિ તો સદા – સર્વદા પ્રકાશમાન છે જ, પરંતુ પોતાના સ્વરૂપના વિસ્મરણથી જીવ ભ્રમમાં પડે છે અને તેની અન્તર્દષ્ટિ આવૃત્ત થવાથી તેની દૃષ્ટિ બહિર્મુખ થાય

છે અને એ જગતમાંના નામ, રૂપ, ઘાટ ને ગુણને પ્રાધાન્ય આપે છે. જુવોઃ—

વિષય માદક પુરુષે ભક્ષ કર્યો, ત્યારે બુધ નેત્રે ભ્રમ જ સ્ફુર્યો;
ભ્રમ પડતે હરિદૃષ્ટિ ગઇ, નેત્રે માયાં આવી રઇ.

આવી વિકૃત દષ્ટિના પરિણામે તો શ્રી અખાજી કહે છે તેમઃ—

બહાર બુદ્ધિ ચાલી ગઇ, અને ત્યાંહાં તો નાના રંગ;
અખા ! વસ્તુ રહી આપમાં, જ્યાંહાંથી સર્વ તરંગ.

[ શ્રી અખાજીની અપ્રસિદ્ધ સાખીઓ ]

પછી તો જીવ માયાભિમુખી થતાં ચેતનને બદલે જડને જ મહત્ત્વ આપે છે અને તેથી ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના વિષયો તરફ ખેંચાય છે. શ્રી અખાજી યોગ્ય જ કહે છેઃ—

પરમાત્માને પુંઠ દઇને આત્મા ઇન્દ્રિ જુવે;
ઇન્દ્રિની દૃષ્ટિ વિષય સામી, એમ આપોપું નર ખુવે.

આવી વિકૃત દષ્ટિ સંસ્કૃત થઇને પોતાનું અસલ સ્વરૂપ પિછાને એ માટે શું કરવું જોઇએ એ હવે આપણે જોઇશું.

(૪) મનુષ્યના જીવનમાં એવા ઘણા પ્રસંગો આવે છે, જ્યારે એને સંસારનું મિથ્યાપણું સમજાય છે. આપણાં વહાલાં સગાંમાંથી કોઈનું આકસ્મિક મૃત્યુ થાય તે પ્રસંગે આપણને એકદમ જીવનની ક્ષણભંગુરતાનો સચોટ ખ્યાલ આવે છે. પણ વળી પાછા આપણે

આપણા જીવસ્વભાવ અનુસાર જગતના ચક્રમાં અને એની મોહ-માયામાં તણાયા જઇએ છીએ. આપણો વૈરાગ્ય ક્ષણિક હોય છે. એ ક્ષણિક વૈરાગ્યને જ જો દિલમાં સતત અભ્યાસ વડે પાકો કરવામાં આવે, દિલને પૂરેપૂરું ભણાવવામાં આવે કે આપણો જગત સાથેનો સંબંધ અલ્પકાલીન છે તો આપણે જગત પ્રત્યેના મોહમાં તણાતા અટકીએ. પણ, શ્રી અખાજી કહે છે કે માત્ર **વૈરાગ્ય અને અભ્યાસ** જ પ્રભુપ્રાપ્તિ માટે બસ નથી. પ્રભુ-પ્રાપ્તિને માર્ગે મુસાફરી કરતાં, પગથિયે પગથિયે મુમુક્ષુને સાચા ગુરુની દોરવણીની જરૂર પડે છે; એટલા માટે શ્રી અખાજી સદ્-ગુરુસેવાને પોતાની તમામ વાણીમાં પ્રથમ પદ આપે છે, એટલું જ નહીં પણ ગુરુ જ પરબ્રહ્મની ઓળખાણ કરાવી આપતા હોવાથી ગુરુને ગોવિંદરૂપ જ માને છે. જુવો:—

ગુરુ ગોવિંદ ગોવિંદ ગુરુ, નામ યુગલ રૂપ એક;
તેને સ્તવું નીચો નમી, કરૂં બુદ્ધિમાને વિવેક.

પરાત્પર પરબ્રહ્મ જે, તે મન – વાણીને અગમ્ય;
તેનો લક્ષ આપી શકે, તે માટે ગુરુ તે બ્રહ્મ.

× × ×

જેમ રવિ દેખાડે રવિધામને તેમ ગુરુ દેખાડે રામ;
તે માટે હરિ તે ગુરુ, ગુરુગોવિંદ એવું નામ.

[ અખેગીતા: કડવું ૧ લું ]

સંસારવૃક્ષનું બીજ પોતાની વાસનામાં જ હોવાથી એ

બીજના દહન માટે શ્રી અખાજી **મનોનાશ** અને **વાસનાક્ષય** ઉપર બહુ જ ભાર મૂકે છે. દેહાભિમાનનો લય થાય ત્યારે જ પરમાત્મવૃત્તિનો પ્રદ્યોત થાય, એ શ્રી અખાજીનું મુખ્ય વક્તવ્ય છે, એ વાચકને એમની નીચેની લીટીઓ ઉપરથી પ્રતીત થશેઃ—

હું ટાળી અછતો થૈ રહે, હરિ પ્રભા માંહે થૈ વહે;
પોતાપણેથી જે નર ટળે, અણઆયાસે હરિમાં ભળે.

× × ×

હું મારૂં ખોયાશું કામ, મળે અખા! ઘર બેઠા રામ.

× × ×

અખો કહે ફેરવવું મન, જો જાણો તો જાણો જન.

× × ×

મન ઉભે ઉભો સંસાર, ફોકટ કેમ વહે છે ભાર?
અર્થ અખા! હા થાયે ખરો, જો ઉપાય મન અમનનો કરો.

( છપ્પા )

શ્રી અખાજીનું આ પ્રજ્ઞાન કેવળ આત્માનું જ પ્રકટીકરણ હોવાથી-એમાં વેશ, ટેક, યમનિયમ, બાહ્યાચાર, રાગ, ત્યાગ કે એવી કોઇ સાંપ્રદાયિક સંકુચિતતાને સ્થાન નથી. શ્રી અખાજીનાં વચનો એ વિષે બહુ સ્પષ્ટ છેઃ—

સુતર આવે ત્યમ તું રહે, જ્યમ ત્યમ કરીને હરિને લહે;
વેષ ટેક છે આડી ગલી, પેઠો તે ન શકે નીકળી.

× × ×

તજવું ભજવું તે સંસાર, અખા! સમજતાં આવે પાર.

× × ×

આતમ જાણ્યો તે નર જતિ, શું થયું ધોળાં ભગવાં વતી !
(છપ્પા)

× × ×

જ્ઞાની કહે છોડે અખા, જો સત્ય માને સંસાર;
જયું સપનેમેં સર્પે ડસ્યા, તો જાગ્રત ક્હા ઉપચાર!
(શ્રી અખાજીની અપ્રસિદ્ધ સાખીઓ)

મહાજળમાં ભળી ગયા પછી જેમ સરિતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ જતું રહે છે તેવી રીતે—

પૂર્ણ પરમેશ્વર નિહાળતાં, જીવ ફાટે તત્કાળ
(શ્રી અખાજીની અપ્રસિદ્ધ સાખીઓ)

ટૂંકામાં, શ્રી અખાજીના તત્ત્વજ્ઞાનમાં કીમીઓ દષ્ટિનો છે. અહંભાવ સ્ફુરતાં જગત આખું દશ્યમાન થાય છે અને જીવ જગતના ભ્રમણમાં પડે છે. અહંભાવ લય થતાં આત્મા પોતાનું અસલ સ્વરૂપ પિછાની લે છે, અને પછી તો ત્રણે કાળમાં જગત જેવું કશું વિદ્યમાન છે જ નહીં ! શ્રી અખાજીના શબ્દોમાં કહીએ તો:—

ભાવાંતરનો ભેદ છે, માનીનતા જીવ શિવ;
અવળું દર્પણ જીવ છે, અખા ! સવળું શિવ સદૈવ.
(શ્રી અખાજીની અપ્રસિદ્ધ સાખીઓ)

શ્રી અખાજી પોતાના આખા યે આત્માનુભવનું સત્ત્વ નીચેની એક સુંદર સાખીમાં ટૂંકામાં કહી દે છે:—

જામ્યા સાગર બ્રહ્મકા, બિચ પ્યાસા મરે સંસાર;
'આપા' ફેંક પાણી પીએ, સો સદ્‌ગુરુ મિલે સોનાર.
(શ્રી અખાજીની અપ્રસિદ્ધ સાખીઓ)

આમ શ્રી અખાજીનું તત્ત્વજ્ઞાન પોતાનું જ પ્રકટીકરણ ( **Revelation of the self within** ) કરવાનું કહે છે. શ્રી ' સાગર 'ના જીવન ઉપર શ્રી અખાજીના તત્ત્વજ્ઞાને બહુ ઊંડી અસર કરી છે. પ્રેમ અને પ્રજ્ઞાન એ કોઇ પણ આધ્યાત્મિક ઉત્કર્ષગામી જીવાત્માના પ્રવાસમાં વારાફરતી આવે છે. શ્રી 'સાગર'ના જીવનમાં પણ પ્રેમથી શરૂઆત થયેલી અને એ પ્રેમનું પવિત્રીકરણ કરવા માટે એમણે પ્રજ્ઞાનનાં જે પુસ્તકો જોયાં તેમાં અખાજીના સાહિત્યે એમને સૌથી વધુ આકર્ષ્યા. આમ, શ્રી ' સાગર 'ના આધ્યાત્મિક જીવનના ઘડતરમાં શ્રી ' કલાપી 'અને શ્રી અખાજી એ બે હૃદયોનો ફાળો સૌથી વધારે છે. શ્રી અખાજીને " જુગ જુગ જીવો અખાજી " એ ભજનમાં અંજલિ આપતાં શ્રી ' સાગરે ' એમના પ્રથમના ગુરુદેવ શ્રી કલાપી ( સુરસિંહજી ) અને શ્રી અખાજી એ બન્નેના ઋણનો આ પ્રમાણે સ્વીકાર કર્યો છેઃ—

સાગર ગુરુ સુરરાજ પ્રસાદે –

અલખ અખા ઓળખ્યા જી !

( દીવાને સાગર, દફતર બીજું પૃ. ૧૨૪ )

શ્રી અખાજીના તત્ત્વસિદ્ધાન્તો શ્રી ' સાગરે ' પૂરેપૂરા જીવનમાં ઉતાર્યા હતા. શ્રી અખાજીના સિદ્ધાન્તમાં પૂર્ણતા એ આત્માનું પ્રકટીકરણ જ હોવાથી, આપણે ઉપર જોયું તેમ, એમાં જગતનો ત્યાગ કરીને ત્યાગી કે સંન્યાસી થવાની આવશ્યકતાનો સ્વીકાર છે જ નહીં. શ્રી ' સાગરે ' પણ, આ સિદ્ધાન્તને અનુસરીને, જીવનભર વાનપ્રસ્થ જેવું જીવન ગાળ્યું; સંન્યાસનો સ્વીકાર ન કર્યો. એમના મિત્રો કે અનુયાયીઓમાંથી જો કોઇ સંન્યાસ લેવાની વાત કરતું તો એ સખ્ત વિરોધ કરતા. એમના એક મિત્ર

શ્રી કેશવપ્રસાદ ઠાકોર અને હાલના સ્વામી શ્રી અદ્વૈતાનન્દજીએ સંન્યાસ લેવાની ઇચ્છા દર્શાવેલી તેના જવાબમાં એમણે એક પત્ર દ્વારા સંન્યાસની વિરુદ્ધ જે દલીલો કરી હતી તેનો મહત્ત્વનો ભાગ આ પ્રમાણે છે:—

" સાગર સિદ્ધાન્તમાં યોગવાસિષ્ઠના વેદાન્તને પ્રાધાન્ય આપે છે. ત્યાગ વિષે તે એવું સમજે છે કે, પૂર્ણ પુરુષાર્થથી, પૂર્ણ બ્રાહ્મી બલ વડે જો આન્તરનો ત્યાગ સાચવી શકાય તો બાહ્ય ત્યાગની કશી જરૂર નથી. ત્યાગ તે સ્થૂલનો કે સ્થૂલની ઇચ્છાઓનો? સંબંધીઓનો કે સંબંધ મનાવનાર મનોવૃત્તિનો? યોગવાસિષ્ઠ, ભગવદ્દગીતા, અષ્ટાવક્ર, ગુરુ દત્તાત્રેય અને સ્વામી રામ સુદ્ધાં આવા બાહ્ય ત્યાગની સલાહ કદાપિ આપતા હોય એવું ' સાગર ' જોઇ શકયો નથી. * * * * * *

क्व गच्छामि क्व तिष्ठामि किं गृह्णामि त्यजामि किम् ।
आत्मना पूरितं सर्वं कल्पान्ते अम्बुना यथा ॥

એમ બધું જ આત્માથી ભરપુર અનુભવાય ત્યાં શું ત્યજવું અને શું લેવું ? વૈરાગ્યની આ પૂર્ણતા છે. રામચંદ્રને પૂર્ણ વૈરાગ્ય થયો હતો અને તે પછી પૂર્ણ પુરુષ શ્રી વસિષ્ઠે એમને ઉપરના અનુભવમાં મૂકયા અને એનું તાત્પર્ય એ જ છે કે વૈરાગ્ય દઢ થયો એટલે શાન્તિની સ્થિતિનો પૂર્ણ અનુભવ થયો અને તે સ્થિતિનું લક્ષણ સંકલ્પ વિકલ્પોનું શમન અને ઉપર નિવેદન કર્યું તેવું સર્વ સ્થળે પ્રભુનું સુંદર દર્શન અથવા પોતાના જ વિરાટ સ્વરૂપની સાથે પોતાની અભિન્ન સ્થિતિની પિછાન. આ પ્રમાણે વૈરાગ્ય જ્ઞાનમાં પરિણામ પામે છે અને મનોવૃત્તિઓ તમામ હરકોઇ સ્થિતિમાં પરમ શાન્તિ અનુભવ્યાં જ કરે છે.

ભગવાં વસ્ત્રો–ભગવો રંગ અમુક રૂપક છે, એ સાચું છે. પણ, ઓ બન્ધુ ! એ બધાં સત્યો સર્વોપરિ નહીં પણ સંબંધ પૂરતાં ( relative ) જ છે, એમ તો હું તમને કહું છું અને તે ખરૂં છે જ કે શ્વેત રંગ આત્માની નિર્મળતા બતાવે છે – મૂળ સ્થિતિ બતાવે છે – અલિપ્તપણું બતાવે છે – અને તેથી એ જ પહેરવાં જરૂરનાં છે. છતાં એ બધાં Relative Truths – સંબંધ પૂરતાં જ સત્યો છે; Eternal Truths સનાતન સત્યોમાંનાં નથી એ તો તમે પણ જોઇ શકશો જ. રામચંદ્રે, જનકે અને નરસિંહે – મીરાં જેવાં ભક્તોએ ભગવાં પહેર્યાં નહીં તેથી કંઇ એમની અપૂર્ણતા નથી, એ તો તમે પણ માનશો. સત્યની સાથે એમની એકતા હતી કે નહીં, અને આપણી એકતા છે કે નહીં એ જ મહત્ત્વનો સવાલ છે. પછી બાહ્ય સ્થિતિને ફેરફાર આપવો કે નહીં એ બહુ આવશ્યક રહેતું નથી.

ગીતાની સંન્યાસની વ્યાખ્યા, યોગવાસિષ્ટની સંન્યાસની ભાવના અને સ્વામી રામતીર્થ Realization ( સાક્ષાત્કાર ) કહે છે તે સ્થિતિ તથા સ્વામી વિવેકાનંદના કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ ઉપરથી નીકળતો નિષ્કર્ષ – એ બધાનું સામટું સમીક્ષણ કરતાં સંન્યાસ એટલે જીવદશાને લીધે ઉત્પન્ન થતા મનોવિકાર માત્રને આત્મામાં – આત્મજ્ઞાનમાં લય પમાડવા તે, અને એ કૃતિ જો ગૃહસ્થાશ્રમ કે વાનપ્રસ્થાશ્રમમાં સાધ્ય થઇ શકતી હોય તો ભગવા પોષાકની કશી અગત્ય નથી.

વનમાં જવું નહીં અને ઘરમાં રહેવું નહીં એ મુક્તને રહેવાનું સ્થાન છે. કશું છોડવું નહીં અને કશું રાખવું નહીં એ એની સ્થિતિ છે. સહજનું ઘર એ તમારૂં ઘર છે.

उत्तमा सहजावस्था मध्यमा ध्यानधारणा ।
कनिष्ठा प्रतिमापूजा तीर्थयात्राऽधमाऽधमा ॥

એ પ્રમાણે જે સ્થિતિ છે તેમાં પૂર્ણ આનંદ છે – એમાં જ પ્રભુનાં સુંદર દર્શન છે. આવવું યે નથી ને જવું યે નથી. રંગવું યે નથી ને રંગાવું યે નથી. * * * * વિશ્વવ્યવસ્થા હરિનું સુંદરમાં સુંદર કાયમનું સ્વરૂપ છે અને તેમાં અભ્યાસ વડે – જ્ઞાનવડે ભળી જવું એ જ કૃતિ કર્તવ્યતા છે."

આશા છે કે ઉપરના વિસ્તારી અવતરણથી વાચકને શ્રી 'સાગર'ના તત્ત્વજ્ઞાનનો તેમ જ એ તત્ત્વજ્ઞાનના શ્રી અખાજી સાથેના સામ્યનો પણ પૂરેપૂરો ખ્યાલ આવશે.

શ્રી અખાજીના સાહિત્યના અભ્યાસની સાથે સાથે જ શ્રી 'સાગરે' અનાથદાસજીની વિચારમાળા, પંચીકરણ, સંત શ્રી કબીર, ગુરુ નાનક, પ્રીતમદાસ, નરસિંહ મહેતા, મીરાંબાઇ અને દયારામની વાણી, યોગવાસિષ્ઠ, અષ્ટાવક્રગીતા, નારદભક્તિસૂત્ર, સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ, પંચદશી, શાંકરભાષ્ય, ભર્તૃહરિનું વૈરાગ્યશતક, પારસભાગ, વાલ્મિકી રામાયણ અને તુલસીકૃત રામાયણ અને ભાગવત એકાદશ સ્કન્ધ – આટલાનો મનનપૂર્વક અભ્યાસ કર્યો હતો, એમ એમની નોંધ ઉપરથી જણાય છે. પૂર્ણ પુરુષોનો અન્તિમ અનુભવ એકસરખો જ હોય છે; અને તેથી શ્રી 'સાગરે' શ્રી અખાજીની 'અનુભવવાણી ઉપરથી જે જે સિદ્ધાન્તોનું દોહન કરેલું તે જ સિદ્ધાન્તોને એમના યોગવાસિષ્ઠના, અવધૂતગીતાના, અષ્ટાવક્રગીતાના અને અનાથદાસજીની વિચારમાળાના અભ્યાસ વડે પોષણ મળ્યું. આપણે જોયું તેમ, આ સિદ્ધાન્તનું મૂલતત્ત્વ કેવળ પરમાત્મતત્ત્વનો જ સ્વીકાર કરે છે અને જડચેતનના સમૂહરૂપે પ્રતીત થતું જગત બ્રહ્મના આવિર્ભાવ સિવાય

કંઇ જ નથી એમ સમજાવે છે. આ સિદ્ધાન્ત મુક્ત પુરુષના સ્વાનુભવે કરીને જ સમજાય છે. વૃત્તિવિલય અને મનોનાશ દ્વારા સ્વરૂપસંસ્થિતિ જ્યારે અનુભવાય ત્યારે તેના લક્ષણ તરીકે જ આ અજાતવાદ અથવા **પ્રૌઢીવાદ** પ્રત્યક્ષ અનુભવાય છે. શ્રી યોગ-વાસિષ્ઠ, શ્રી અવધૂતગીતા અને શ્રુતિઓમાં આ વાદને દષ્ટિ – સૃષ્ટિવાદ તરીકે પણ ઓળખાવેલો છે.

न त्वं नाहं जगन्नेदं सर्वमात्मैव केवलम् ।

એવો ભગવાન દત્તાત્રયે અવધૂતગીતામાં નિરૂપેલો અપરોક્ષ અનુભવ સિદ્ધ કરનારને જ આ અદ્વૈતબ્રહ્મનો અન્તિમ સિદ્ધાન્ત સહજ ગમ્ય છે; કેમકે તુરિયાવસ્થાનો એટલે સાતમી ભૂમિકાનો ( જુવો પરિશિષ્ટ ૩ ) અથવા તેથી પણ પર તુરિયાતીત અવસ્થાનો આ સ્વાનુભવ છે. વેદમાં પણ આ સિદ્ધાન્તનું સમર્થન મળે છે:—

सर्वं खल्विदं ब्रह्म । नेह नानास्ति किंचन ॥ (श्रुतिः)

શ્રી અખાજી પણ નીચેની લીટીઓમાં આ જ અનુભવ ગાય છે:—

જ્યાંહાં રહી જોતાં જગત ન દીસે, સ્વે સર્વ ગગનાકાર;
સચ્ચિદાનંદ સમરસ સાગરમાં, લ્હેરી અખો અવતાર,
આ વાર ઓળખો રે આત્મા તમ માંહે.

( અખાકૃત કાવ્યો ભાગ ૨ પૃ. ૧૪ )

શ્રી 'સાગર'નાં દીવાને સાગર દફતર બીજાનાં ભજનોમાં એટલે કે એમની ઉત્તરાવસ્થાની વાણીમાં આ અનુભવગુંજન અનેક જગાએ પ્રતીત થાય છે, એ આપણે એમના તત્ત્વજ્ઞાનના સમીક્ષણ વખતે જોઇશું.

શ્રી અખાજીની વાણીના તલસ્પર્શી અભ્યાસ પછી શ્રી 'સાગર'ને શ્રી અખાજીની અપ્રસિદ્ધ વાણીનો તેમ જ શ્રી

અખાજીની શિષ્યપ્રણાલિકામાં થઇ ગયેલા સંતોની વાણીનો અભ્યાસ કરવાની તક સાંપડી. વડોદરા રાજ્યમાં પાદરા તાલુકાના ચિત્રાલ ગામે શ્રી ' સાગર 'ની થોડીક સ્થાવર મિલ્કત અને ઘર હોવાથી એઓ ઘણી વાર ચિત્રાલ રહેતા. ચિત્રાલ ગામથી માત્ર સવા માઇલને છેટે ભરૂચ જીલ્લાના જંબુસર તાલુકાના કહાનવા ગામની નજીક આવેલા " કહાનવા બંગલો " નામે ઓળખાતા સ્થાનમાં શ્રી અખાજીથી માંડીને પરમહંસ મહાત્મા લાલદાસજી સુધીની સળંગ શિષ્યપ્રણાલિકાનું ભજન સાહિત્ય છે; અને એ સ્થાન મહાત્મા કલ્યાણદાસજીનું સ્મારકસ્થાન છે. એ પ્રણાલિકાના હાલના શિષ્ય ( જુઓ અક્ષયવૃક્ષ[૧] ) શ્રી ભગવાનજી મહારાજનો પરિચય અને

---

૧ **અક્ષયવૃક્ષ**



સંબંધ શ્રી ' સાગર 'ને ઇ. સ. ૧૯૦૨–૦૩ થી થયેલો અને એમના સૌજન્ય દ્વારા ઇ. સ. ૧૯૧૩–૧૪ માં પોતાના એકાન્ત-નિવાસ દરમિયાન શ્રી ' સાગરે ' બંગલામાંના સાહિત્યનો અભ્યાસ કર્યો.[૨]

શ્રીમાન ભગવાનજી મહારાજના ગુરુ પરમહંસ સ્વામી શ્રી ધ્યાનાનંદજી મહારાજે પોણોસો વર્ષ જેટલી લાંબી મુદત પરમહંસ મહાત્મા કલ્યાણદાસજીની સમાધિના સ્થળે કહાનવા બંગલામાં ગાળેલી અને આ પ્રણાલિકાસાહિત્યનો મનનપૂર્વક અભ્યાસ કરેલો. સ્વામી શ્રી ધ્યાનાનંદજી મહારાજના ગુરુ સ્વામી શ્રી પૂર્ણાનંદજી પૂર્વાશ્રમમાં કહાનવા ગામના મુખી હતા. પરમહંસ મહાત્મા કલ્યાણ-દાસજીનો એમને સમાગમ થયેલો.[૩]

---

૨ પાછળથી ઇ. સ. ૧૯૨૦ માં પરમહંસ મહાત્મા શ્રી કલ્યાણ-દાસજીની સમાધિના શત વાર્ષિકોત્સવની જયન્તિ નિમિત્તે " સંતોની વાણી " નામે એક પુસ્તકદ્વારા મહાત્મા લાલદાસજીથી માંડીને પરમહંસ મહાત્મા કલ્યાણદાસજી સુધીના સંતોની વાણી ' અખાજીની પ્રણાલિકા ' નામે સાઠેક પૃષ્ઠના ઉપોદ્‌ઘાત સાથે શ્રી ' સાગરે ' પ્રસિદ્ધ કરી.

૩ એ વિષે કથા આવી છે:–શ્રી પૂર્ણાનંદજીને (એટલે કહાનવાના તે સમયના ભગવાનજી પટેલને ) કહાનવા ગામથી ચાર પાંચ ગાઉ દૂર મહી નદી ઉતરીને દર પૂર્ણિમાએ બાવા પ્રેમદાસજી નામે એક સંત પુરુષનાં દર્શન સમાગમ કરવા જવાની ટેક હતી. એક વાર મહી નદીમાં ચારે કાંઠે પાણી આવેલું, તેથી બાવા પ્રેમદાસજીને ભગવાનજી પટેલની ખૂબ ચિન્તા થવા લાગી. ભગવાનજી પટેલ કદી પોતાનો ટેક ચૂકે એમ ન હતા. છેવટે, ગુરુ મહારાજનું ભજન કરતા કરતા ભગવાનજી પટેલ આવી પહોંચ્યા અને ગુરુ મહારાજને ચરણે પડયા અને બાવાજીની ચિન્તા દૂર થઇ. તે દિવસથી બાવાજીએ આ પ્રમાણે દર્શને આવવાની

## પરમહંસ મહાત્મા કલ્યાણદાસજી

મહાત્મા અખાજીની પ્રણાલિકાના આ છેલ્લા અવધૂત છે. કહાનવા બંગલામાં આવેલા રાયણના વૃક્ષ ઉપર એમનું આસન રહેતું હતું. એઓ એક અલ્ફી, એક ચિમટો અને એક છત્રી એટલું રાખતા અને દેશમાં વિચરતા. વડોદરાની પાસે તરસાળી ગામે કલ્યાણદાસજીએ અલખ જગાવ્યો. એક બાઇ ખેતરમાં ભાત આપવા જતી હતી, તેની પાસે મહાત્માજીએ રોટી માગી. બાઇએ એમને બે રોટલા આપ્યા. ખેતરમાં ખાનારે જોયું તો રોટલા ખૂટે જ નહીં. ખાનારે બાઇને આનું કારણ પૂછ્યું. બાઇએ કહ્યું, “ બીજું તો કંઇ બન્યું નથી, પણ એક બાવાજીએ રોટી માગી હતી, તેમને મેં બે રોટલા આપ્યા હતા. ” આ સાંભળી આ ખેડુત કુટુંબનો અને પછી તો આખા તરસાળી ગામનો બાવાજી ઉપર પ્રેમ થયો. બાવાજી કેટલોક વખત તરસાળીમાં રહ્યા, પણ પછી ગામના લોકોનો ભાવ બદલાતાં બાવાજીએ તરસાળી છોડયું. જતી વખતે તળાવમાં પાણી ઉપર થઇને પાવડી પહેરીને બાવાજી તરસાળી છોડી ગયા. બાવાજીને આ પ્રમાણે જતા જોઇ તરસાળીના લોકોએ બાવાજીની ક્ષમા માગી અને રોકાવાનો ખૂબ આગ્રહ કર્યો: પણ બાવાજી ત્યાંથી ચિત્રાલ ગામે આવ્યા. ચિત્રાલમાં પણ તરસાળીના જેવું જ થયું; પણ મહાત્મા કલ્યાણદાસજી ચિત્રાલ ગામના ઉપર એક કાયમનો ઉપકાર મૂકતા ગયા. એક વાર એક બાઇએ મહાત્માજીને ફરિયાદ કરી કે, “ બાપજી ! દર્શને તો રોજ આવ-

---

મનાઇ કરી અને આશીર્વાદ આપ્યો કે, “ થોડા વખતમાં તને એક જબરા સંત મહાત્મા મળશે. ” આ સંત મહાત્મા તે પરમહંસ કલ્યાણદાસજી.

વાનું મન થાય છે, પણ અમારા ગામમાં વાંદરાંનો બહુ ત્રાસ છે એટલે ઘર સૂનાં મૂકીને શી રીતે અવાય ? " તે દિવસે મહાત્માજીએ વચન આપ્યું: " બાઇ આજસેં તુમારે ગામમેં બંદર કભી નહીં આયગા. " તે દિવસથી ચિત્રાલ ગામમાં વાંદરું કદી આવતું નથી. ચિત્રાલથી એઓ કહાનવે આવ્યા. કહાનવાથી જંબુસરને રસ્તે જાગા નામની, ગીચ અરણ્યમાં આવેલી એક જગાએ પહેલાં એઓ રહ્યા, પણ એ સ્થાન ભાવિક જનોને દર્શને આવવા માટે બહુ વિકટ હતું; તેથી આ ભાવિક જનોએ સ્થાન બદલવા બહુ આજીજી કરી. છેવટે એમણે કહાનવા બંગલામાં આવેલા રાયણના વૃક્ષ ઉપર પોતાનું આસન જમાવ્યું.

એક વાર વડોદરાના મહારાજા શ્રીમંત સયાજીરાવ બીજાના કાકા શ્રીમંત જયસિંહરાવ ગાયકવાડ, મહાત્મા કલ્યાણદાસજીના દર્શને આવેલા. એમને નાસુરનું દર્દ હતું. ઘણા ઘણા વૈદ્ય–દાક્તરોએ ઉપાયો કર્યા પણ મટેલું નહીં. મહાત્મા કલ્યાણદાસજીએ પોતાની ધુણીની ખાખ આપીને કહ્યું, " મદ્ય અને માંસ એ બે વર્જ્ય કરવાથી નાસુર મટી જશે. " એ પ્રમાણે કરવાથી એમનું નાસુરનું દર્દ મટી ગયું. જયસિંહરાવ ગાયકવાડે બાવાજી પાસે સોના મહોરો ભેટ મૂકી; પણ એ તો બાવાજીએ લોકોમાં વહેંચાવી દીધી. આથી પોતાની યાદગીરી માટે કંઇક સ્વીકારવાને બહુ આજીજી કરી. આ ઉપરથી મહાત્માજીએ કહ્યું, " થોડા વખતમાં ગુરુ મહારાજના હુકમથી સમાધિ લેવાનું થશે, માટે તું એક બંગલો બંધાવી મૂક. એમાં હું રહીશ. " આ ઉપરથી તે વખતે શ્રીમંત જયસિંહરાવ ગાયકવાડે મહાત્મા કલ્યાણદાસજીને સમાધિ લેવા માટે એ બંગલો બંધાવ્યો. આ ઉપરથી એ સ્થાન બંગલો એ નામથી

પ્રભુની ભક્તિ કરીને જીવન સફળ કરવાનો બોધ આપ્યો છે. જેનાં અંતરમાં દુઃખ એટલે પડ્યો હોય, મળવાની ઝંખની હોય તે કબીર. હિન્દુ મુસલમાન સૌને એમનો કબીરબોધ એક સરખી રીતે ઉપકારક લાગી શકીને, બેઉને પુરુષાર્થ કરવાનું કહે છે.+

અજગર બોધમાં તો મહાત્મા કલ્યાણદાસજીએ, શ્રી આત્મા-જીએ ગાયેલો કેવળ બ્રહ્માનુભવ જ ગયો છે:

હું નહીં, તું નહીં, તે નહીં, નહીં જગત સંસાર;
મૃગજળ સરખું માનજો, દીસે છે નિરધાર.
પાપ પુણ્ય એકે નહીં, નહીં ધર્મ – અધર્મ;
જન્મ મરણ, એકે નહીં, બંધ – મુક્ત સહુ ભ્રમ.
દિવસ નહીં, રજની નહીં, નહિ અર્ક તણો કોઈ કાળ;
બંધ – મુક્ત સહુ કલ્પના, કેવળ વસ્તુ નિહાળ.

( સન્તોની વાણી પૃ. ૧૭૭ )

પરમેશ્વર ! સત્યનો અનુભવ બધા પૂર્ણ પુરુષોનો એક-સરખો જ હોય છે. અષ્ટાવક્રગીતામાં પણ અષ્ટાવક્ર મુનિએ આવો જ આત્માનુભવ ગાયો છે. જુઓઃ—

क विद्या क च वाऽविद्या काहं केदं मम क वा ।
क बन्धः क च वा मोक्षः स्वरूपस्य क रूपिता ॥

क प्रारब्धानि कर्माणि जीवन्मुक्तिरपि क वा ।
क तद्विदेहकैवल्यं निर्विशेषस्य मे सर्वदा ॥

[ अष्टावक्रगीता ]

+ જુઓ સંતોની વાણી : કબીર બોધ પૃ. ૧૭૬.

-ભાવાર્થ કેઃ—

" મારૂં સ્વરૂપ માત્ર ચૈતન્યરૂપ હોવાથી મારામાં વિદ્યા-અવિદ્યા, હું – મારૂં એવું અભિમાન, બન્ધ – મોક્ષ કે સ્વરૂપ શેનું હોય ?

હું સર્વ ધર્મોથી રહિત કેવળ આત્મ સ્વરૂપે હોવાથી મારૂં પ્રારબ્ધ કર્મ, જીવન્મુક્તિ અવસ્થા કે વિદેહ મુક્તિ ક્યાંથી હોય ?

કેવળ આત્મતત્ત્વનું સ્ફુરણ થતાં દ્વૈત માત્રનો વિલય થાય છે, મનુષ્યની ભેદદૃષ્ટિ નાશ પામે છે અને એક **આત્મતત્ત્વ** સિવાય દૃષ્ટિમાં બીજો કશો જ અનુભવ આવતો નથી. "

सर्वं खल्विद ब्रह्म नेह नानास्ति किंचन ।

એ શ્રુતિવચનનો અનુભવમાન સમો વાણીપ્રવાહ કલ્યાણદાસજીના અજગર બોધમાં પંક્તિએ પંક્તિએ જોઇ શકાય છેઃ—

મનના કલ્પ્યા ચૌદે લોક
સુણતા બકતા સર્વે ફોક;
કોણ કહે કોણ સાંભળે ?!
આપે આપ નિરંજન મળે.

શાસ્તર પુરાણ જ્યાં નહીં વેદ !
મ્હારૂં – ત્હારૂં ન મળે ભેદ;
કાળા કરમ છાયા ને ધૂપ,
ત્યાં નહીં કોઇ રાજા, રંક કે ભૂપ.

ત્યાં તો સુખ – દુઃખ નહીં લગાર,
નહીં ત્યાં મૂરખ, પંડિત કે ગમાર;
ત્યાં તો નહીં ચંદ્ર, નહીં સૂર, દિવસ કે રાત,
ચારે વર્ણ એ કોની ભાત ?!

ત્યાં તો નથી એકે આશ્રમ,
જ્ઞાન – વિજ્ઞાન એકો ભ્રમ;
ત્યાં નહીં કરે કોઇ અહંકાર,
આપે આપ પરા ને પાર.

× × ×

એ એકરસ આત્માનુભવ અને પિંડબ્રહ્માંડની એકતા, આત્મા પરમાત્માની એકતા, મહાત્મા શ્રી કલ્યાણદાસજી નીચેની પંક્તિઓમાં સાકરના નાળિયેરના દૃષ્ટાન્તવડે બહુ સફળ રીતે સમજાવે છેઃ—

જેમ નાળીએર ફળ સાકર તણું,
બાહેર ભીતર મીઠું ઘણું;
મીઠી માંહીં ગોટલી,
મીઠી ઉપરની ચોટલી.

બાંધ્યું રૂંધ્યું સાકર જાણ,
એવું નિશ્ચે હ્રદયમાં આણ;
પિંડ બ્રહ્માંડ તે એમ જાણો,
દ્વૈતભાવ જરા મત આણો.

મહાત્મા કલ્યાણદાસજીની વાણી પૂર્ણ પુરુષની વાણી છે, પૂર્ણ અબધૂતની વાણી છે અને તેઓ પૂર્ણતાના અનુભવને જ નિરૂપે છે. એ વાચક – વિચારકને લક્ષમાં આવશે.

## પરમહંસ મહાત્મા જીતામુનિ નારાયણ

મહાત્મા કલ્યાણદાસજીના ગુરુ મહાત્મા જીતા મુનિ નારાયણનો નિવાસ **સુરત** પાસે **અમરોલી**માં હતો. એમનો આશ્રમ અને સમાધિસ્થાન સુરત પાસે ઉત્તરાણમાં અશ્વિનીકુમારને સામે આરે ઉત્તરેશ્વર નજીક છે. એમનાં ભજનોમાં પ્રભુ નામની સતત લગની, ગુરુકૃપાનું બળ, ગુરુભક્તિ અને આત્માપરમાત્માની એકતા – આટલાં લક્ષણો વિશિષ્ટપણે જોવામાં આવે છે. અખાજીની પ્રણાલિકાના બધા સંતોમાં અદ્વિતીય ગુરુભક્તિ જોવામાં આવે છે. વેદાન્તનો મૂળ પાયો જ ગુરુભક્તિ ઉપર છે, કારણ કે વેદાન્તનો માર્ગ જ્ઞાનમાર્ગ હોવાથી જો ગુરુભક્તિ પ્રબળ ન હોય તો જીવાત્મા કેવળ વાચિકજ્ઞાન પ્રાપ્ત કરે અને પોતાની સમજણે ચાલતો હોવાથી, અનુભવને અભાવે, તેનામાં જ્ઞાનને બદલે શૂન્યવાદ ( Nihilism ) આવી જાય !

## માતાજી ગૌરીબાઇ

માતાજી ગૌરીબાઇ વિષે બહુ જાણવામાં આવેલું નથી. એમનાં ભજનોમાં પરમહંસ મહાત્મા જીતામુનિનો ગુરુ તરીકે ઉલ્લેખ આવે છે. એમનાં ભજનો પ્રમાણમાં થોડાં છે, છતાં જીવનની ઘણી ઉચ્ચ ભૂમિકામાંથી આવતાં હોય એમ લાગે છે. એમાં મીરાંબાઇનું પદ લાલિત્ય અને મધુરતા પણ છે. જુવોઃ—

હરિનામ બિના રે ઔર બોલના ક્યા ?
હરિકથા બિના ઔર સુનના ક્યા ? હરિનામ બિના૦

સુખસાગર શામળિયો ત્યાગી,
કૂપ ડાબમેં ડોલના ક્યા ? હરિનામ બિના૦

× × ×

ગૌરી બ્રહ્મ સકલ મેં જાન્યા !
જાન્યા તો પીછે બોલના ક્યા ? હરિનામ બિના૦

( સંતોની વાણી પૃ. ૧૨૭ )

## માતાજી રતનબાઇ

એમ કહેવાય છે કે પરમહંસ જીતા મુનિ નારાયણના ગુરુ પરમહંસ મહાત્મા હરિકૃષ્ણજી અમદાવાદમાં લાખા પટેલની પોળમાં રહેતા હતા. પાછળથી એમણે દૂધેશ્વરને આરે વાનપ્રસ્થ જીવન ગાળેલું. એમનાં પુત્રી તે **રતનબાઇ.** પોતાના પિતાને ભગવદ્ભક્તિનો રંગ લાગેલો જોઈ, રતનબાઇને પણ સંસાર ઉપર વૈરાગ્ય આવેલો અને એમણે એમના પતિને વિનન્તિ કરી કે, " મારા પિતાજી મહાત્મા છે અને મને પણ સંસારનો મોહ નથી, તો તમે બીજી સ્ત્રી પરણીને મને એમની સેવામાં રહેવા દેશો તો પ્રભુ તમારા ઉપર પ્રસન્ન રહેશે. " રતનબાઇના પતિએ રતનબાઇને તેની મરજી અનુસાર તેના પિતાની પાસે રહી, ભજનકીર્તન કરવાની રજા આપી. ત્યારથી, રતનબાઇએ પોતાનું જીવન, પોતાના પિતા પાસે રહીને પ્રભુભક્તિમાં ગાળ્યું. એમનાં બધાં ભજનોમાં ગુરુભક્તિ અને આત્મજ્ઞાન તરી આવે છે; એટલું

જ નહીં, પણ કોઇ કોઇ ભજનો જીવનની અતિ ઉચ્ચ કક્ષાએથી લખાયેલાં હોય એમ જરૂર પ્રતીત થાય છે.*

---

* એવું એક ભજન આ છેઃ—

તારી વાતોમાં મન મારૂં મોહ્યું રે !
નાગર નન્દલાલા !

કામ ન સૂઝે ને કાજ ન સૂઝે !
બુદ્ધિએ નિશ્ચે કરી જોયું રે !
નાગર નન્દલાલા !

અરૂપે રહો છો ને સ્વરૂપે કહો છો !
રોમે તે રોમે રમો છો રે !
નાગર નન્દલાલા !

પ્રણવમાં પોતે ! ૐકારમાં જ્યોતે !
સોહંગ શબ્દમાં પહોંચ્યે રે !
નાગર નન્દલાલા !

પરમહંસની રીતે ને શબ્દાતીતે,
જીત અજીતની પ્રીતે રે !
નાગર નન્દલાલા !

**બ્રહ્માસ્મિ** ને સર્વે તે બ્રહ્મ !
તેનાં તે સર્વે નાસે કર્મ રે !
નાગર નન્દલાલા !

જ્ઞાન રતન હરિકૃષ્ણની સંગે
આનંદ વાધ્યો છે અંગોઅંગે રે !
નાગર નન્દલાલા !

( સન્તોની વાણી પૃ. ૧૧૮ )

## પરમહંસ મહાત્મા હરિકૃષ્ણજી

પરમહંસ મહાત્મા હરિકૃષ્ણજી તે પરમહંસ જીતા મુનિ નારાયણના ગુરુ. એઓ અમદાવાદમાં લાખા પટેલની પોળમાં થયા. એમનાં ભજનોમાં અદ્વિતીય ગુરુભક્તિ, જ્ઞાન કરતાં ભક્તિ તત્ત્વનું પ્રાબલ્ય અને સ્વામીનારાયણ સંપ્રદાયના ભક્તોનાં ભજનોમાં જણાય છે એવી વાણીની સંજુલતા, ગેયતા અને જોસ – આટલાં તત્ત્વો ખાસ તરી આવે છે. સંત શ્રી અખાજીની માફક મહાત્મા હરિકૃષ્ણજી પોતાના ગુરુ પરમહંસ મહાત્મા લાલદાસજીને સાક્ષાત ગોવિંદરૂપ માનીને જ એમની ગુરુસ્તુતિ કરે છે. *

સંત સમાગમ વિષે એ કહે છે:—

સંત મળે તો મૂળ સંભાળે,
જ્ઞાન કસોટી આપું ટાળે,

---

* આદ્ય મૂર્ત ! અખંડ આપે ! લીલાકારણ પિંડધરં !
અસુર મારણ ! સુર તારણ ! ગુરુ લાલ ! આપ દિગંબરં !

× × ×

અષ્ટ કમલ પર સહસ્ર દલ છે, ત્યાં રહો આપે અદ્ધરં,
અખંડાનંદ અદ્વૈત મૂર્તિ ! ગુરુ લાલ ! આપ દિગંબરં !

ત્યાં પિંડ નહીં બ્રહ્માંડ નહીં, નહીં શશીને સૂર્યયં,
અનહદ રૂપે અબધૂત વેશે, ગુરુ લાલ ! આપ દિગંબરં !

× × ×

હરિકૃષ્ણ કહે તમે કાળના એ કાળ ! ગુરું ગોવિંદવરં !
નવ નાથ, ચોરાસી સિદ્ધ સેવે, ગુરુ લાલ ! આપ દિગંબરં !

( સન્તોની વાણી પૃ. ૫૭–૫૮ )

પ્રેમ ભક્તિની પલવટ વાળે—
તો ટાળે અંતરની આપદા રે!
( સન્તોની વાણી પૃ. ૬૩ )

હરિકૃષ્ણની વાણીમાં સુગેયતા, પ્રવાહિતા અને ઓજસ પણ છે. *

---

* જુઓ આ પદ—

હરિ ભજ રે તું પામર પ્રાણી
માન શિખામણ મ્હારી!
ઘર ધંધાને ઢાલે વળગ્યો,
શી ગત થાશે ત્હારી?
હરિ૦

ગુરુ ગોવિંદનો રંગ ન લાગ્યો,
માયા મદમાં મોહ્યો!
ધિક્ ધિક્ પ્રાણી! જીવતર ત્હારું!
એળે અવસર ખોયો!
હરિ૦

× × ×

કુળ કુટુંબને મારગ ચાલ્યો,
લોકડિયાંની લાજે!
જોબનિયાને મટકે ચડીઓ
વરણાગીને કાજે!
હરિ૦

સમજુને શિખામણ લાગે,
મૂરખને મન હાંસી!
કૃષ્ણજી કેવળ બ્રહ્મ ભજ્યા વિણ,
( સન્તોની વાણી પૃ. ૭૮–૭૯ )

પદલાલિત્યવાળાં આવાં ઘણાં પદ એમની વાણીમાં છે.

આત્મા પરમાત્માની એકતાનું નિરૂપણ કરતાં, ઉચ્ચ તત્ત્વજ્ઞાનથી ભરપૂર ભજનો પણ મહાત્મા હરિકૃષ્ણજીની વાણીમાં આપણને જડે છે. આ ભજનોમાં **આત્મતત્ત્વની અખંડ સમરૂપતા** જે આપણે મહાત્મા કલ્યાણદાસજીનાં ભજનોમાં જોઈ તે જ તાદૃશ થાય છે; એટલે આપણે અવતરણો દ્વારા એમાં વધારે ઊંડા નહીં ઉતરતાં, એમના ગુરુ અને શ્રી અખાજીના સીધા શિષ્ટ પરમહંસ મહાત્મા લાલદાસજી તરફ વળીશું.

## પરમહંસ મહાત્મા લાલદાસજી

મહાત્મા લાલદાસજી અઢારમા સૈકામાં વીરપુર તાબે વાડા-સીનોરમાં થયા. બ્રહ્માનંદ સ્વામીના ચાર શિષ્યોઃ—બૂટાજી, ગોપાળ, અખાજી અને નરહર. *

અખાજી પછી લાલદાસજી તેમ લાલદાસજીની સાથે વિદ્યાધર સ્વામી પણ અખાજીના શિષ્ય હતા અને લાલદાસજી પછી જેમ હરિકૃષ્ણજી એમ વિદ્યાધર સ્વામી પછી પણ એવા બીજા અનેક સંતો આવે છે. જીવણદાસજી પછી પણ વખતગિર અને પછી બીજા નામો આવે છે; પણ એ આખી પ્રણાલિકા અહીં અપ્રસ્તુત હોવાથી, આપણે અહીં તો મહાત્મા લાલદાસજીની વાણી વિષે જ વિચાર કરીશું.

મનુષ્ય પોતાની વાસનાએ કરીને જ જીવ, જગત અને ઇશ્વરની ત્રિપુટી રચે છે અને પોતાની ભેદદૃષ્ટિ વડે જ એક આત્મતત્ત્વના શુદ્ધ સ્વરૂપ ઉપર જાણે કે પડદો ઢાળી દે છે. એ મહાત્મા લાલદાસજી નીચેની પંક્તિઓમાં સ્પષ્ટ કરે છે:

* સંતોમાં આવી એક સાખી પણ પ્રચલિત છેઃ—

અખાએ કર્યો ડખો, ગોપાળે કરી ઘેંશ;
બૂટે કર્યો કૂટો, નરહરને રહે શીરાવા બેશ.

મ્હારી વિદ્યામાં હું અવરાણો !
 મ્હેં તન ધર્યું ત્રિગુણ રે !
ભાઈ ! જીવ, ઇશ્વર મ્હને માન્યા !
 નિશ્ચય હું ત્રિગુણ રે !

મારૂં શુદ્ધ આત્મસ્વરૂપ, શુદ્ધ સ્વરૂપ એટલે કે હું પોતે જ મારો નિયન્તા છું–એ, એ હવે કહે છે:—

મ્હારી ઇન્દ્રિનો હું અધિકારી !
 હું વિષયી હું દેવ રે !
ભાઇ ! હું જ સ્વામી ! હું જ સેવક !
 હું જ કરૂં મ્હારી સેવ રે !

અને આત્મજ્ઞાનની પરિપક્વતા થતાં આવી અદ્વૈત દૃષ્ટિ જન્મે છે:—

હું જ વિશ્વમાં, વિશ્વ મુજમાં,
 આદિ, મધ્ય ને અંત રે !
ભાઇ ! લાલદાસ કહે તે સાન સમશ્યા,
 કોઇક સમજ્યા સંત રે !

(સન્તોની વાણી પૃ. ૧૪–૧૫)

મહાત્મા લાલદાસજીની વાણીમાં સર્વોચ્ચ તત્ત્વજ્ઞાનનાં જ ભજનો છે, એમ નથી; સાથે સાથે આર્દ્ર ભક્તિથી ભરપૂર ગીતો પણ છે. *

---

* એમાંનું એક આ પ્રમાણે છે:

હરિ ! મ્હારે મંદિરે પધારજો !
 મોહન મોરલીવાળા રે !

મ્હારી વિદ્યામાં હું અવરાણો !
મ્હેં તન ધર્યું ત્રિગુણ રે !
ભાઇ ! જીવ, ઇશ્વર મ્હને માન્યા !
નિશ્ચય હું ત્રિગુણ રે !

મારૂં શુદ્ધ આત્મસ્વરૂપ, શુદ્ધ સ્વરૂપ એટલે કે હું પોતે જ મારો નિયન્તા છું-એ, એ હવે કહે છે:—

મ્હારી ઇન્દ્રિનો હું અધિકારી !
હું વિષયી હું દેવ રે !
ભાઇ ! હું જ સ્વામી ! હું જ સેવક !
હું જ કરૂં મ્હારી સેવ રે !

અને આત્મજ્ઞાનની પરિપક્વતા થતાં આવી અદ્વૈત દૃષ્ટિ જન્મે છે:—

હું જ વિશ્વમાં, વિશ્વ મુજમાં,
આદિ, મધ્ય ને અંત રે !
ભાઇ ! લાલદાસ કહે તે સાન સમશ્યા,
કોઇક સમજ્યા સંત રે !

( સન્તોની વાણી પૃ. ૧૪-૧૫ )

મહાત્મા લાલદાસજીની વાણીમાં સર્વોચ્ચ તત્ત્વજ્ઞાનનાં જ ભજનો છે, એમ નથી; સાથે સાથે આર્દ્ર ભક્તિથી ભરપૂર ગીતો પણ છે. *

---

* એમાંનું એક આ પ્રમાણે છે:

હરિ ! મ્હારે મંદિરે પધારજો !
મોહન મોરલીવાળા રે !

ઉપર ઉંડી અસર કરી છે. જેમ્સ એલનનાં પુસ્તકો જેઓએ વાંચ્યાં હશે તેઓને પૂરેપૂરો ખ્યાલ હશે કે એનાં લખાણો કેવાં હૃદયસ્પર્શી અને પ્રેરક છે. એનાં બધાં પુસ્તકોમાં એક જ વાત મુખ્ય તરી આવે છે; જે એ પોતે કહે છે તેમ " Self – perfection is the Highest Religion " – એટલે કે " પોતે પૂર્ણતા અનુભવવી એ ઊંચામાં ઊંચો ધર્મ છે. " પૂર્ણતા અને અપૂર્ણતાનો ભેદ સ્પષ્ટ કરતાં એ કહે છે કે ઐહિક સુખો માટે મથ્યાં કરવું અને નાનકડા હુંપણાના પોષણ માટે દુઃખી થયાં કરવું એ પૂર્ણતાની નહીં, પણ અપૂર્ણતાની નિશાની છે. આ પૂર્ણતા તે ધનની, વૈભવની કે માન આબરૂની નહીં; **પૂર્ણતા આત્માની.** એ કહે છે, પરમાત્મામાં પૂર્ણ શ્રદ્ધા, તેના કલ્યાણકારી નિયમોમાં અવિચલ આસ્થા, પ્રબળ મનોનિગ્રહ, બાહ્ય સુખો માટે બેપરવાઇ અને પૂર્ણ ક્ષાત્રબલથી સત્‌ના અનુસરણમાં દઢતા – આ અને આવાં લક્ષણો પૂર્ણતાનાં છે. એમાં પ્રમાદ અથવા અરુચિ એ અપૂર્ણતાનું લક્ષણ છે.

આવી આત્માની પૂર્ણતા સાધવા માટે એ શ્રદ્ધાને ખૂબ મહત્ત્વ આપે છે. એ કહે છે કે **સત્યના આત્યંતિક વિજયમાં પૂર્ણ શ્રદ્ધા** એ ઘણી મહત્વની વસ્તુ છે. એવી શ્રદ્ધા જો ખરેખરી અને પૂરેપૂરી હોય તો મનુષ્ય, જીવનના દુઃખદ પ્રસંગોમાં પણ અવશ્ય જ સમતા સાચવી શકે છે અને દુઃખી થતો નથી. **સત્યના અનુસરણમાં વીરતા** અને **જીવનની સચ્ચાઇ** પૂર્ણતા પામવા માટે અતિ અગત્યનાં છે. મનુષ્યના જીવનમાં રહેલી પાશવતા એને ઘણીવાર ઉચ્ચ જીવન જીવવામાં નડતરરૂપ થાય છે. એવે સમયે આત્માનો અવાજ સાંભળીને ગમે તે ભોગે એ અવાજને અનુસરવાનું બળ મનુષ્યે કેળવવું જોઇએ. બીજાઓના અભિપ્રાયો

ત્યાં તો સહજ સિંહાસન છે ભલાં,
સહજે વાજે છે વાજાં;
સહજ સ્વરૂપી ખ્યાલ છે,
ત્યાં અલખ બિરાજ્યાં.

ત્યાં તો અખંડ સૂરજ ઉગી રહ્યા,
અખંડ છે ચંદા;
અખંડ અમરાપુર ગામ છે,
ત્યાં તો સદા ચે આનંદા!

ત્યાં તો મરણ જીવન બે નહીં,
નહીં કાલની ફાંસી;
અખંડ સ્વરૂપી આત્મા,
ખેલે અવિનાશી!

× × ×

( સંતોની વાણી પૃ. ૨૯ )

મહાત્મા લાલદાસજીની વાણીનું અવલોકન અહીં સમાપ્ત થાય છે. સાથે સાથે, શ્રી અખાજીની પ્રણાલિકાના જે સંતોએ શ્રી 'સાગર'ના આન્તરજીવન ઉપર અસર કરી છે તે સંતોની વાણીનું નિરૂપણ પણ અહીં સમાપ્ત થાય છે. "જુગ જુગ જીવો! અખાજી!" નામના પોતાના ભજનમાં 'શ્રી અખાજી અને એમના શિષ્યોને પ્રેમાગ્જલિ અર્પી, ઋણ સ્વીકાર કર્યો છે. ( જુઓ પરિશિષ્ટ ૪ )

જેમ્સ એલનનાં પુસ્તકોએ પણ શ્રી 'સાગર'ના જીવન

સંયોગોમાં જ મનુષ્ય એ સદ્‌ગુણો આચરણમાં મૂકે એવું ન થવું જોઇએ. પ્રલોભનોને ઉત્તેજન મળે એવા સંયોગોમાં પણ એના સદ્‌ગુણો એવી જ દૃઢ રીતે ટકી રહેવા જોઇએ. આચરણમાં ન મૂકી શકાય એવા જ્ઞાનની કોડી જેટલી પણ કિંમત નથી. મનુષ્ય જીવનમાં ઉતારે તેટલું જ જ્ઞાન પ્રજ્ઞાન કહી શકાય. બાકીનું વ્યર્થ છે, બોજારૂપ છે.

જેમ્સ એલન એ પણ શીખવે છે કે મનુષ્ય જેમ જેમ આત્મનિગ્રહ કેળવે છે તેમ તેમ એ સનાતન શાન્તિનો અનુભવ કરે છે, સાચી મહત્તા પામે છે અને જીવનની પૂર્ણતાની નજીક આવે છે. પરમ સત્ય પરમ શાન્તિથી કદી ભિન્ન હોતું નથી. પરમ સત્યના આગ્રહી અનુસરણમાં જ પરમ શાન્તિનો નિવાસ છે. એવી પરમ શાન્તિનો અનુભવ કરનાર ક્ષણિક દુઃખ, મુશ્કેલી કે કટુ અનુભવોથી દુઃખી થતો નથી; આવી સનાતન શાન્તિ પૂરેપૂરા તપ પછી, આત્મનિગ્રહ પછી અને મનના શુદ્ધીકરણ પછી જ આવે છે. આવી સનાતન શાન્તિ આવ્યા પછી, એ મનુષ્યના અંતરમાં **પ્રજ્ઞાન** અને **સનાતન** સુખના ઝરા ફૂટે છે. કેવળ પોતાના સુખની ખાતર જીવનાર એક સામાન્ય મનુષ્ય મટી જઇને એ **વિરાટ વિશ્વનું -- મહાન સત્યનું** એક અંગ બની જાય છે. એની બુદ્ધિનું શુદ્ધીકરણ થાય છે, એનામાં સમતા આવે છે અને એની ઇચ્છા **વિરાટ ઇચ્છામાં** મળી જાય છે. એવી પરમ શાન્તિ ન મળી હોય ત્યાં સુધી એણે પૂર્ણતા પ્રાપ્ત કરી છે એમ ન કહી શકાય.

નિર્મળ બુદ્ધિ, અખૂટ આત્મબળ, હૃદયનું ઔદાર્ય અને વસ્તુમાત્રને એના ખરા સ્વરૂપમાં જોવાની વેધક દૃષ્ટિ (Insight) -- એ

અનુસાર નહીં પણ પોતાના અંતરના અવાજ મુજબ સાચું જીવન જીવવાનું જેમ્સ એલન શીખવે છે. આત્મબળનો અખૂટ ખજાનો મનુષ્યના અંતરમાં છે; આત્માનુભવ પામવાની અખૂટ શકિત એનામાં રહેલી છે. ખરૂં **જીવન** જીવીને અધ્યાત્મરાજ્યમાં વિજયવંત થવાનું એના ભાગ્યમાં છે જ. માત્ર, પોતાનામાં રહેલી શકિતની, જ્ઞાનની કે શકયતાની એને ખબર નથી. એ પોતાને પામર માને છે અને જગતનાં દુઃખદર્દોમાં સડયાં કરે છે. એની નિર્બળતા દુઃખને નમ્યું આપવામાં અને દુઃખથી ભયભીત થવામાં છે. પ્રભુમાં પૂર્ણ શ્રદ્ધા આત્મબલ જન્માવે છે અને આત્મબલ પામેલો મનુષ્ય કદી પણ ઐહિક દુઃખોથી ડરી જતો નથી. આત્યંતિક સુખ **આત્મનિગ્રહનું** પરિણામ છે. મનુષ્ય પોતાના મનોવિકારથી જેટલો દોરવાઇ જાય છે તેટલો જ દુઃખી થાય છે. તાત્કાલિક ઇન્દ્રિય સુખ એને મળે, પણ **પરમસુખ** તો એનાથી દૂર જ રહે છે. એ સમજાવે છે કે દરેક પ્રગતિ માટે કિંમત આપવી પડે છે. આત્યંતિક સુખ માટે તાત્કાલિક સુખો છોડવાં પડે છે. વિષયોનું સુખ મનુષ્યને કદી પણ કાયમની શાન્તિ આપી શકતું નથી. જે મનુષ્ય પોતાની ઉપર સત્તા ચલાવી શકતો નથી તે બીજાને કદી પણ દોરવાને શક્તિમાન થતો નથી. આત્મનિગ્રહનું થોડુંક જ આચરણ કરનારને એના બળનો ખ્યાલ આવી જાય છે અને જીવનમાં પૂરેપૂરૂં ઉતારનાર જરૂર જ આધ્યાત્મિક વિજય મેળવે છે. જેમ્સ એલન પૂર્ણતા મેળવવા માટે **શુદ્ધ, સરળ અને સમભાવભર્યા જીવનને** મહત્ત્વ આપે છે. સત્ય સરળ છે, સત્યમય જીવન પણ શુદ્ધ અને સરળ હોવું જોઇએ. જીવનને પ્રકાશ આપવા માટે એ **પ્રજ્ઞાનની** આવશ્યકતા સ્વીકારે છે. એ કહે છે કે અમુક સદ્ગુણોને જીવનના આદર્શ તરીકે સ્વીકાર્યા પછી માત્ર અનુકૂળ

આ અનાદિથી ચાલતા આવતા **ક્રમમાં** શ્રદ્ધાપૂર્વક ભળી જવું એ જ સૌ કોઈને કરવાનું છે. સંકલ્પવિકલ્પો એ જેમ શ્રદ્ધાના રાજ્યની વસ્તુઓ નથી તેમ જ્ઞાનના રાજ્યની વસ્તુઓ પણ નથી જ. "

જગતના મહાન્ અવતારી પુરુષોએ, પયગમ્બરોએ અને દ્રષ્ટાઓએ પણ આ જ વાત એક કે બીજે રૂપે કહી છે. જેમ્સ એલને અનુબોધેલા સિદ્ધાન્તો **સનાતન સત્યના** સિદ્ધાન્તો છે; અને આ જ સિદ્ધાન્તો આપણાં ઉપનિષદોએ અને આર્ય ધર્મશાસ્ત્રોએ એક કે બીજે સ્વરૂપે ઉદ્બોધ્યા છે. એ કહેવું ભાગ્યે જ જરૂરી છે કે શ્રી 'સાગરે' જેમ્સ એલનના સિદ્ધાન્તો સર્વાંશે સ્વીકાર્યાં હતા અને પોતાના જીવનમાં વણી લીધા હતા.

જેમ્સ એલનના જીવનસિદ્ધાન્તોના અવલોકનની સમાપ્તિની સાથે શ્રી 'સાગર'ના આન્તરજીવન ઉપર અસર કરનાર પ્રેરક બળોનું અવલોકન પણ પૂરું થાય છે.



આવા પૂર્ણ પુરુષનાં સ્વાભાવિક લક્ષણો હોય છે. જેમ સત્યની દષ્ટિથી એ પોતાનું આન્તર ઉકેલી શકે તેમ બીજાનું આન્તર પણ ઉકેલી શકે છે. જે સત્ય એના આન્તરનું નિયમન કરે છે તે જ સત્ય વિશ્વભરનાં આન્તરોનું નિયમન કરે છે. જગતમાં સર્વત્ર એ સત્યનું સામ્રાજ્ય પ્રવર્તતું એ જોઇ શકે છે. સત્યનું અનુસરણ ખુદ એનું જીવન બની રહે છે, પોતાના મન ઉપર જીત મેળવેલી હોવાથી એણે જગતમાત્રના પ્રપંચો ઉપર જીત મેળવી છે, પાપમાંથી બચેલો હોવાથી એ દુઃખથી પણ બચ્યો છે અને પવિત્ર થયેલો હોવાથી **પોતાના વિરાટ સ્વરૂપનું** એ જરૂર જ દર્શન કરે છે.

સ્વપણાનો વિલય થાય છે, સર્વાત્મભાવ જાગ્રત થાય છે. સ્વપણું જવાથી સ્વને લગતાં દુઃખો પણ દૂર થાય છે. પોતાને માટે જીવનાર મનુષ્ય હવે પરમ સત્યના નિયમનમાં જીવે છે. સંયોગો માત્રથી એ હવે પર છે. જીવનના બનાવોનો ભોક્તા મટી જઇને કેવળ નિરપેક્ષ દષ્ટા બની જાય છે અને આ આધ્યાત્મિક વિજેતા જન્મ અને મૃત્યુથી પણ પર છે.

આમ, જેમ્સ એલન આપણને પૂર્ણતાનો આદેશ આપે છે, કારણ કે પિંડ (Microcosm) અને બ્રહ્માંડ (Macrocosm) એ બન્નેને ચલાવનાર પરમ સત્ય એક જ હોવાથી પોતાની પૂર્ણતા પામનાર વિશ્વના સનાતન સત્યને ઉકેલી શકે છે. જેમ્સ એલનના તત્ત્વજ્ઞાનનો નીચોડ શ્રી 'સાગર' પોતાના શબ્દોમાં આ પ્રમાણે આપે છે :

"Self – perfection is the Highest Religion. પોતે પૂર્ણતા અનુભવવી એ સર્વોપરિ ધર્મ છે. દુઃખો અથવા અપૂર્ણતા જોનારી દષ્ટિને જ્ઞાનમાં ઓગાળી દેવી અને વિશ્વવ્યવસ્થાના

# વ્યક્તિત્વ અને સ્વભાવ

આ પ્રકરણમાં આપણે, શ્રી 'સાગર'ના જીવનનો આત્મિક પ્રવાહ કયા કયા રંગોએ રંગાયો, એમના આન્તરિક જીવન ઉપર કયાં કયાં તત્ત્વોએ પ્રબલ અસર કરી એ જોયું. મનુષ્ય-જીવનના આદર્શની સિદ્ધિની સફળતામાં સત્સંગ અને અભ્યાસ અલબત્ત, ઘણો ભાગ ભજવે છે. આમ છતાં પણ નિશ્ચિત કરેલા ધ્યેય તરફ આગળ વધવામાં અને માર્ગે પહોંચવામાં આ બે બળ ઉપરાંત એની નૈસર્ગિક શક્તિ – એનું મનોબળ – એના ઉપર પણ ઘણો આધાર રહેલો છે.

ઇ. સ. ૧૯૦૮ – ૦૯ માં શ્રી 'સાગર' "મોઢ બ્રાહ્મણ" નામે જ્ઞાતિનું માસિક કાઢતા. તે વખતે જ્ઞાતિના અનેક કુરિવાજો સામે એમણે સખત શબ્દોમાં ટીકા કરેલી. આને લીધે રૂઢિચુસ્ત ન્યાતીલાઓનો એક પક્ષ શ્રી 'સાગર' વિરુદ્ધ ઉભો થયો. શ્રી 'સાગર'ને આની ખબર પડતાં, તે પછીના "મોઢ બ્રાહ્મણ"ના બીજા જ અંકમાં મુખપૃષ્ટ ઉપર નીચેની પંક્તિઓ લખીને છપાવીઃ

છો ને અનેકાનેક તલ્વારો ઝઝૂમે શિર પરે,
છો ને બુરાઇ માનીને મિત્રો બધા વેરી બને;
છો ને દયાહીન દુશ્મનો બહુ ઝૂલ્મી લશ્કર મોકલે,
તો યે ડરે ના જે કલમ હિત, સત્ય, સ્નેહ અનુસરે.

( દીવાને સાગર : સત્ય વિજય )

આ પંક્તિઓ જે એમણે પોતે પોતાની નિષ્પક્ષપાતી અને દૃઢ કલમને માટે લખી છે તે એમના આગ્રહી અને દૃઢ સ્વભાવનું ચિત્ર પૂરેપૂરૂં નિરૂપે છે. '**वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि !**' વજ્રથી પણ કઠોર અને છતાં પુષ્પથી પણ કોમળ એવો એમનો સ્વભાવ હતો, એ એમના સંબંધમાં આવેલા એમના અનેક મિત્રોને અને ભક્તોને સુવિદિત છે. સિદ્ધાન્તના પાલનમાં એ કદી પણ નમ્યું ન આપતા. એવા આગ્રહી અને દૃઢ સ્વભાવને લીધે બે પરિણામ આવ્યાં. એક તો એ કે જગતના અનેક સુખોને ભોગે પણ જેઓ કેવળ સત્યને જ ચહાનારાં હૃદયો હતાં એવાં જ હૃદયો એમનો સ્નેહસંપર્ક ઠેઠ સુધી સાધી શક્યાં અને બાકીનાં હૃદયોને એમનાથી છૂટાં પડવું પડયું. એવા સંબંધો નિભાવી રાખવાની એમને તો પડી જ નહોતી: આવા સ્વભાવનું બીજું પરિણામ એ આવ્યું કે પોતે જીવનનું જે ધ્યેય નક્કી કર્યું તેને જ પોતે ઠેઠ સુધી વળગી રહ્યા અને એ ધ્યેયની સાધના પાછળ તમામ ઐહિક સુખોનો ખુશીથી ભોગ આપ્યો. ગ્રીક તત્ત્વવેત્તા સોક્રેટિસે કહ્યું છે: "Knowledge is Virtue" જેટલું જીવનમાં ઉતારી શકાય તેટલું જ જ્ઞાન પોતે મેળવ્યું કહી શકાય. શ્રી 'સાગર'નો પણ એ જ જીવનસિદ્ધાન્ત હતો. જેટલું પોતે માનતા તેટલું એ બેધડક આચરણમાં મૂકતા; અને તેથી જ એઓ પોતાનું જીવન તેજસ્વી અને પ્રભાવશાળી કરી શક્યા. એમનો આ સિદ્ધાન્ત એમણે એમના એક સ્વજનને પત્રદ્વારા આ પ્રમાણે વ્યક્ત કર્યો છે:

" જીવનને એટલે જિન્દગાનીને **ધર્મ**થી કે **સત્**થી હું કદી જુદી પાડી શકતો નથી – **જ્ઞાન** અને **અનુભવ** મને કહે છે કે કોઇ પણ સન્ત **જ્ઞાન** કે **સત્**થી જિન્દગીને જુદી રાખી શકે નહીં –

રખાય જ નહીં. માનવું એક અને કરવું બીજું એ જ લબાડીપણું કહેવાય – એ જ બાયલાપણું કહેવાય. એક વાત ચોક્કસ છે કે શરીરને મરવું છે. જિન્દગીને અવ્યભિચારિણી ભક્તિમાંથી એક તસુ પણ ચલિત થવા દેવી કે નહીં એ જીવાત્માની વીરતા ઉપર જ આધાર રાખે છે. * * * બે જાતનાં જીવન એટલે સિદ્ધાન્તમાં એક વાત અને પ્રેકટીકલ જીવવામાં બીજી વાત એને હું અસલથી જ વ્યભિચાર કહેતો આવ્યો છું. ભગવાન શ્રીકૃષ્ણ પણ જ્યાં 'અવ્યભિચારી ભક્તિ' જોઇએ એમ કહે છે ત્યાં એ જ વાત સ્પષ્ટ કરે છે કે દિલમાં દુનિયાદારી અને પ્રભુનો સ્નેહ એ બે વાત કદાપિ સાથે બની શકે નહીં. જે બનાવે એ કાં તો જીવન્મુક્ત કે કાં તો પરમાત્માને ઠગનાર. આ વાત બહુ જ સ્પષ્ટ સમજાય એવી નથી? પુરાણા આર્યોનું જ સમજવું આવું ચોકખું છે એમ નહીં, પણ પ્લેટો જેવા ગ્રીક ઋષિનું કહેવું પણ એવું જ છે કે **Philosophy is not for mere popular acceptance and aiming at display** – તત્ત્વજ્ઞાન માત્ર સાધારણ રીતે વાતચીતમાં જ માનવાની પણ વહેવારમાં ઉતારવાની નહીં અને ઠગવાની જ બાબત છે એવું બિલકુલ નહીં, હાં! પ્લેટોનું આ કહેવું કેવળ સાચું છે. **Words must be deeds, indeed.**"

કૌટુંબિક સંબંધોમાં પણ એમણે હરેક પ્રસંગે સત્યનું જ પાલન કરવાનો અને કરાવવાનો દૃઢ આગ્રહ હમેશાં વ્યક્ત કર્યો છે. જીવનના એક પ્રસંગે એમણે એમની પત્નીને ઉદ્દેશીને લખ્યું છે:

છે કામમાં ન પુરુષત્વ, અસુરતા છે:
ને, ભિન્ન વિશ્વથી થવું, મુજ કામના એ:

આ વિશ્વમાં તું વસજે ! મુજને ન પર્વા,
તારી ય, વિશ્વની, ન વિશ્વની કીર્તિની વા !

સાથે રહીશ, પણ હું ન હવે ભળીશ :
જૂઠાં પ્રલોભન વિષે ન હવે ડૂબીશ :
ધીમે ધીમે ગતિ હવે બદલી દઈશ :
ને કૈંક એમ જ જુદો હું થઈ જઈશ !

કર્તવ્ય એ જ મુજ નિશ્ચિત મેં કર્યું છે !
તારૂં તને ય બહુ વાર કહી દીધું છે :
શ્રદ્ધા હશે હૃદયમાં, સુખ તો ઘણું છે :
દુઃખી થવાની નહીં તો જ સ્વતંત્રતા છે !

બધાં છે તેમ તું યે છે : મારો પન્થ નહીં ફરે :
વાધવું હોય સાથે તો પોતાને પગ ચાલજે.

( દીવાને સાગર : પોતાને પગ ચાલજે )

સિદ્ધાન્તોના પાલનમાં દઢ આગ્રહ અને ગમે તે ભોગે પણ એ સિદ્ધાન્તોવડે નિશ્ચિત થયેલા માર્ગે ઝડપી ગતિ એ શ્રી 'સાગર'ના વ્યક્તિત્વનું પ્રધાન લક્ષણ ગણી શકાય. કોઇ પણ કામ શરૂ કરતા પહેલાં એ પૂરેપૂરો નિશ્ચય કરી લેતા અને કયે માર્ગે જવું છે એ નક્કી કર્યાં પછી હજારો વિઘ્નો આવે તો પણ કર્તવ્યમાંથી એ કદી પણ ચલાયમાન થતા નહીં. એમના સ્વભાવના આ લક્ષણે એમના જીવનને બહુ પ્રબળ વેગ આપ્યો છે. એટલું જ નહીં પણ પવનની ગતિ અને વેગ અનુસાર ઉડતા રૂની માફક જીવનના એકબીજાથી વિરુદ્ધ ધ્યેયોના બળ વચ્ચે દોલાયમાન થતા જીવનનાવને

રખાય જ નહીં. માનવું એક અને કરવું બીજું એ જ લબાડીપણું કહેવાય – એ જ બાયલાપણું કહેવાય. એક વાત ચોક્કસ છે કે શરીરને મરવું છે. જિન્દગીને અવ્યભિચારિણી ભક્તિમાંથી એક તસુ પણ ચલિત થવા દેવી કે નહીં એ જીવાત્માની વીરતા ઉપર જ આધાર રાખે છે. * * * બે જાતનાં જીવન એટલે સિદ્ધાન્તમાં એક વાત અને પ્રેકટીકલ જીવવામાં બીજી વાત એને હું અસલથી જ વ્યભિચાર કહેતો આવ્યો છું. ભગવાન શ્રીકૃષ્ણ પણ જ્યાં 'અવ્યભિચારી ભક્તિ' જોઇએ એમ કહે છે ત્યાં એ જ વાત સ્પષ્ટ કરે છે કે દિલમાં દુનિયાદારી અને પ્રભુનો સ્નેહ એ બે વાત કદાપિ સાથે બની શકે નહીં. જે બનાવે એ કાં તો જીવન્મુક્ત કે કાં તો પરમાત્માને ઠગનાર. આ વાત બહુ જ સ્પષ્ટ સમજાય એવી નથી ? પુરાણા આર્યોનું જ સમજવું આવું ચોકખું છે એમ નહીં, પણ પ્લેટો જેવા ગ્રીક ઋષિનું કહેવું પણ એવું જ છે કે Philosophy is not for mere popular acceptance and aiming at display – તત્ત્વજ્ઞાન માત્ર સાધારણ રીતે વાતચીતમાં જ માનવાની પણ વહેવારમાં ઉતારવાની નહીં અને ઠમવાની જ બાબત છે એવું બિલકુલ નહીં, હાં ! પ્લેટોનું આ કહેવું કેવળ સાચું છે. Words must be deeds, indeed."

કૌટુંબિક સંબંધોમાં પણ એમણે હરેક પ્રસંગે સત્યનું જ પાલન કરવાનો અને કરાવવાનો દૃઢ આગ્રહ હમેશાં વ્યકત કર્યો છે. જીવનના એક પ્રસંગે એમણે એમની પત્નીને ઉદ્દેશીને લખ્યું છે :

છે કામમાં ન પુરુષત્વ, અસુરતા છે :
ને, ભિન્ન વિશ્વથી થવું, મુજ કામના એ :

હંમેશાં રહે છે. આવો અનુભવ એ જ મોક્ષ અથવા મુક્તિ છે. આટલું ટૂંકું જ જ્ઞાન જીવને તરવા માટે બસ છે. બીજાં કશાં સાધનોની જરૂર નથી – જો આ પ્રમાણે મનને આત્મામાં જ શમાવી દેવાય અને લાગણી વગરના થવાય તો. ”

ઇ. સ. ૧૯૩૬ની સાલમાં ‘ સાગરે ’ એમના ગ્રેજ્યુએટ પુત્રને પણ હાલની કેળવણીની પોકળતા, દ્વિજજીવનની મહત્તા અને જીવનનું ખરૂં ધ્યેય સમજાવતાં લખ્યું છેઃ—

“ જે થોડો સમય ‘ સાગર ’ને આ વિશ્વમાં અને આ શરીરમાં રહેવાનો હજી યોગ છે, તે દરમ્યાન હવે જ એવી તક છે કે તારે મારી સાથે યા તો મારે તારી સાથે રહેવું એ સર્વોપરિ ઉપયોગનું છે; પણ હાલની કેળવણી, અને હાલનો યુગ એવો છે કે જે કેવળ અબ્રહ્મણ્યમ્; કારણ કે, હાલના બી. એ., એમ. એ., કે મેટ્રિકો જાતે બ્રહ્મણ જન્મેલા છતાં, અરણ્યમાં જીવી શકતા નથી અને શહેરોમાં જ જીવી શકે છે અને તેથી આ વાત અશક્ય જેવી થઇ છે. આત્માને આ બાધક અને માત્ર અનાત્મીયતાને જ આ ઉત્તેજક છે. પ્રબલ પુરુષાર્થ અને “ સ્ટ્રૉન્ગેસ્ટ પર્સનેલિટી ” જ આવા યુગને ચીરીને સાપાનું બ્રહ્મ બનાવી દે છે, અને જીવનમુક્ત જીવન જીવે છે ૐ.

વેદ, ઉપનિષદ્, પુરાણો અને આપણાં આર્યનાં પૌર્વાત્ય શાસ્ત્રો આપણને આધ્યાત્મિક મનુષ્ય એટલે બ્રહ્મસાક્ષાત્કારવાળા ‘ દ્વિજ ’ બનાવે છે પણ હાલનો યુગ અને હાલની વિદ્વાન બનાવતી કેળવણી આ આર્યત્વની વિરુદ્ધ મનુષ્યને માત્ર જૂઠું – દંભી – અનાત્મીય અને યાંત્રિક જીવન જીવતું નાસ્તિક પ્રાણી જ બનાવે છે. આટલા માટે જ આ આશ્રમ છોડીને, શહેરમાં રહેવાની શરતે, જો

આમથી તેમ ન રખડાવતાં એકધારી પ્રબળ મતિ અર્પીને ઠેઠ મુકામે પહોંચાડવામાં ઘણી મદદ કરી છે.

મનુષ્ય જીવનની ક્ષણિકતા અને પ્રભુને પામવાની આવશ્યકતા અને અનિવાર્યતા એમને પૂરેપૂરી લક્ષમાં આવ્યા પછી પ્રભુની ભક્તિદ્વારા પ્રભુની પ્રાપ્તિને એકને એમણે જીવન લક્ષ માન્યું અને એ એક જ મહાકર્તવ્ય તરફ પ્રેરાવા એમણે એમના સંપર્કમાં આવેલા સંબંધીઓને, મિત્રોને કે પ્રશંસકોને ઉદ્બોધન કર્યું છે.

દરેક પાત્રને એ પોતપોતાની યોગ્યતા અનુસાર બોધ આપતા, એ એમના પત્રોદ્વારા જણાય છે. એમની માતાને એ લખે છે:

" દુનિયાની માયામાં પકડાઇ જઇને શરીર છૂટી જાય અને પાછળથી પસ્તાવું પડે એવું ન બને એને માટે અત્યારથી તૈયારી કરી લેવી. માણસનું શરીર મોંઘું છે અને જીવ એવું મોંઘું શરીર મેળવીને માયામાં ગૂંચવાઈ જાય તો પસ્તાવાનો વખત આવે, માટે મનથી સમજીને પોતાનું અંતર પ્રભુનું કરવું અને પોતાના મનને એવું જ બનાવી દેવું કે પ્રભુ જે જે કરે તેમાં લગાર પણ શોકની કે મોહની લાગણી થાય નહીં. બસ, એ જ કરવાનું છે – એ જ આ શરીર ધારણનો હેતુ છે. દુનિયાની નિશાળમાં આવીને જીવને આટલું જ ભણવાનું છે કે:—હું શરીર નથી, કેમ કે શરીર તો ચેતન ગયા પછી જડ જ રહે છે અને એને બાળી નાખે છે એ જાણીતું છે. જે ચેતન એમાંથી ચાલ્યું છે તે હું છું એટલે હું આત્મા છું – અને શરીર તો નાશવંત છે. શોક કે મોહની લાગણી સાથે મારો કશો સંબંધ નથી, એ પળેપળે વિચારવાનું છે. એ આત્મા જ આપણું સૌનું સાચું રૂપ છે. એ કેવું છે ? કદાપિ મરે નહીં એવું અને પૂરેપૂરા આનંદથી ભરેલું – આનંદ સ્વરૂપ જ

આવતા. જેઓને માત્ર પ્રભુની જ પડી છે એઓને જગતની રાજશાહીની કે અમલદારશાહીની ભાગ્યે જ પડી હોય છે. શ્રી 'સાગર'ને પણ એવું હતું. અનેક પ્રકારના અમલદારો, લક્ષ્મીનંદનો અને રાજવીઓ એમને ત્યાં આવતા અને બધાંને પ્રભુભક્તિનો એક જ બોધ એ કરતા અને પોતાનાં તેમ જ શ્રી અખાજી વગેરે અન્ય સંતોનાં ભજનો પોતે તંબુરા ઉપર ગાઇ બતાવતા. એમની પાસે આવનારા શ્રીમંત ભાવિકજનો એમની પાસે ભેટ રૂપે કંઇ દ્રવ્ય મૂકતા તો એ સ્વીકારતા નહીં; કહેતા કે જ્યારે મને જરૂર પડશે ત્યારે ખાસ, લખીને મંગાવી લઇશ. એ પોતે માનતા કે પ્રભુનું રાજ્ય એ ઉપયોગોનું રાજ્ય છે. ("Kingdom of God is the Kingdom of Uses"—Swedenborg.) અને તેથી મનુષ્યને જ્યારે જ્યારે જે જે વસ્તુઓની જરૂર પડે ત્યારે ત્યારે તેને તે તે વસ્તુઓ મળી જ રહે છે. એથી વધારે એટલે કે જરૂરીઆતથી વધારે વસ્તુઓ કે મિલ્કત સંઘરવી કે સંઘરવા માટે પ્રયત્ન કરવો એ ગેરકાયદે છે; પાપ છે.

એમના જીવનનો એ પણ એક સિદ્ધાન્ત હતો કે સત્સંગ ભલે ન થાય; પણ કુસંગ તો ન જ થવા દેવો અને એટલા માટે એ અસંગ રહેવાનું પસંદ કરતા. એમની ઉત્તરાવસ્થામાં ગુજરાત-ભરમાં એક ઉચ્ચ કોટિના સંત તરીકે એમની કીર્તિ પ્રસરેલી હતી અને પાદરા તાલુકાના ચિત્રાલ ગામમાં જ્યાં એમનો આશ્રમ સ્થપાયો ત્યાં અનેક ભાવિકજનો એમને મળવા આવતા. ઉત્તરાવસ્થામાં દિવસરાત મળીને ચોવીસ કલાકમાંથી સહેજે બાર ચૌદ કલાક પોતે ભજનમાં ગાળતા અને વટેમાર્ગુઓ દર્શનાર્થે વારંવાર આશ્રમમાં આવીને ભજનમાં વિક્ષેપ ન પાડે તે માટે

અને કે મારા જેવા કોઇ પણ બ્રહ્મર્ષિને આ વડોદરા જેવાં કેટલાં યે રાજ્યો આપવામાં આવે તો યે કદાપિ પણ મંજૂર હોય નહીં. આ મનુષ્યજીવન આખું યે, ઉપર જે ' સ્ટ્રૅાન્ગેસ્ટ પર્સનાલિટી 'ની વાત કરી છે તેના ઉપર જ આધાર રાખીને અવલંબી રહ્યું છે, અને એ ' સ્ટ્રૅાન્ગેસ્ટ પર્સનાલિટી ' એટલે કંઇ બી. એ. કે એમ. એ. ની પદવીવાળી વિદ્વત્તા નહીં જ નહીં. એ ' સ્ટ્રૅાન્ગેસ્ટ પર્સનાલિટી ' એટલે જ પ્રબલ પુરુષાર્થ અને પ્રબલ પુરુષાર્થ એટલે જ તીવ્રમાં તીવ્ર અને સતત વેગવન્તી એવી આવેગી અભિરુચિ – સુંદર રસવૃત્તિ – તદાકાર વા તન્મયતાપૂર્ણ વૃત્તિ. એ જ પુરુષાર્થની પ્રબલતા અથવા ' યોગી ' વા ' ઉપાસક 'ની ' સ્ટ્રૅાન્ગેસ્ટ પર્સનાલિટી ' * * * આવું પ્રકટીકરણ જેને સહજ સ્વભાવે સિદ્ધ છે તેને કોઇ પણ પ્રકૃતિ કદાપિ પણ બાધક હોતી નથી, કારણ કે તે જ બ્રહ્મર્ષિ કિંવા અદ્વૈત બ્રહ્મરૂપ જ્ઞાની છે. આ જ અમારા લોકનું " અનલહક " છે; અને આપણા પૂર્વજનું એટલે આપણું **પૂર્ણબ્રહ્મ** છે. આ વિનાની બધી જ ઝિન્દગાનીની ધોલમાલ દુઃખ ટાળનારી નહીં, પણ દુઃખોને વધારનારી મનની રચેલી ભ્રમણાઓની ભૂલભૂલામણી એટલે જાળ છે. ૐ "

ઉપરના અવતરણમાં શ્રી ' સાગરે ' જે અસાધારણ વ્યક્તિત્વ – ' સ્ટ્રૅાન્ગેસ્ટ પર્સનાલિટી ' ઉપર ભાર મૂક્યો છે એ તદ્દન સુયોગ્ય રીતે એમનું પોતાનું જ વ્યક્તિત્વ દર્શાવે છે. જેટલું એમનું મનોબળ દૃઢ હતું તેટલા જ પોતે સ્વભાવમાં પણ કડક અને જુસ્સાવાળા હતા. ભલભલા રાજવીઓ અને મોટા બ્રિટિશ અને વડોદરા રાજ્યના અમલદારો એમની પુણ્યપ્રભામાં અંજાઇ જતા અને એમનું એપવો અને કડક વર્તન સહી લઇને પણ એમના દર્શન અને સત્સંગ માટે

આપી શ્રી ' સાગર ' પોતાના અદ્દ્ભુત વ્યક્તિત્વદ્વારા અને ભજન-કીર્તનદ્વારા એમનો વૈરાગ્ય દઢીભુત કરતા અને પ્રભુભક્તિને માર્ગે ઊંચકી લેતા. સાંસારિક પ્રસંગની કોઇક અથડામણમાંથી જન્મેલી વૈરાગ્યરૂપી ચિનગારીને પ્રજ્વલિત કરીને એમાંથી પ્રભુભક્તિથી પૂર્ણ નૂતન માનવીનું સર્જન કરતા.

આ પ્રમાણે અનેક મુમુક્ષુઓના જીવનને એમણે પ્રભુભક્તિનો ઓપ આપીને સંસ્કારી કર્યાં. પ્રભુભક્તિના રસાયણદ્વારા પાર્થિવ જીવનને દિવ્ય બનાવવામાં એ હંમેશાં એકસરખી રીતે સફળ થતા નહીં; કારણ કે એનો આધાર મુમુક્ષુના આન્તરજીવનની પાત્રતા ઉપર પણ ઘણે અંશે રહેલો છે. કોઇ કોઇ મુમુક્ષુઓની બાબત એવું પણ બનતું કે સંસારના કોઇ વિષમ પ્રસંગને લીધે તાત્કાલિક વૈરાગ્ય ઉત્પન્ન થઇ જતો અને એવા વૈરાગ્યની અસર નીચે એવો મુમુક્ષુ " સંસારમાં કંઇ સુખ નથી. " એમ માનીને શ્રી ' સાગર 'ના આશ્રમે આવતો. થોડો કાલ સત્સંગમાં રહ્યા પછી પેલો તીવ્ર વૈરાગ્ય શમી જતો અને ઘડીભર શુષ્ક અને નીરસ લાગેલો સંસાર એને યાદ આવતો. વૈરાગ્યજનિત ભક્તિનું મૂળ – એનું ગંગોત્રી – વૈરાગ્ય જતો રહેતાં ભક્તિ પણ શિથિલ થઇ જતી અને પરિણામે જીવાત્માનો આત્મિક પ્રવાહ આગળ વધવાને બદલે ત્યાં જ અટકી જતો. આવા પ્રસંગે મુમુક્ષુ જીવાત્માને અનેક પ્રકારે બોધ આપવા છતાં પણ જ્યારે એનામાં ભક્તિનું કે પુરુષાર્થનું બલ જોવામાં ન આવે ત્યારે શ્રી શ્રી ' સાગર ' ગુરુશિષ્યના કેવળ બાહ્ય સંબંધને કદી પણ ટકાવી રાખતા નહીં. એવા જ એક મુમુક્ષુને એવી પતિત દશા પ્રાપ્ત થતાં શ્રી ' સાગર 'ને આવું પણ લખવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો:

આશ્રમના કંપાઉંડના દરવાજાને પોતે અંદરથી તાળું વાસતા. આમ છતાં પણ લોકો દર્શનાર્થે આવવાની માગણી કરતા. આવું થતું ત્યારે પોતે જાતે જ કંપાઉંડના બારણા આગળ આવીને આગંતુકને પૂછતાં કે, “ ભાઇ, શું કામ છે ? ” “ અમારે સાગર મહારાજનાં દર્શન કરવાં છે. ” એમ જવાબ મળતો ત્યારે પોતે કહેતા, “ ભાઇ સાગર મહારાજ તો હું જ છું. દર્શન કરી કરી લ્યો. મને વધારે વખત નથી. ” આમ કહી પોતે પોતાના ભજનકાર્યમાં રોકાઇ જતા. લોકોની સાથે નાહક વખત બરબાદ ન કરવો પડે તે માટે પોતે આશ્રમના કંપાઉંડના બારણા આગળ અંગ્રેજીમાં સારા અક્ષરે લખેલું પાટિયું ચોઢી રાખતા કે, “ Entrance must be approved ” નીચે ગુજરાતીમાં લખેલું કે “ પૂછીને પછી જ પેસવું. ”

એક વાર એવું બન્યું કે સુરત જીલ્લાના તે સમયના એકઝીકયુટીવ એન્જીનીયર શ્રી. એમ. ટી. અડાલજાએ એક સારા સંત તરીકે શ્રી ‘ સાગર ’ની ખ્યાતિ સાંભળી અને એમને શ્રી ‘ સાગર ’નાં દર્શન કરવાનું મન થયું. એઓ આશ્રમે આવ્યા અને અંદર આવવાની પરવાનગી માગી. એમને, મુલાકાત માટે માત્ર પાંચ જ મિનિટનો સમય આપવામાં આવ્યો હતો, એ આ લખનારને હજી પણ યાદ આવે છે.

જીવનમાં કોઇ કરુણ બનાવ બની જવાથી સંસ્કારી જીવોનાં હૃદયો કાયમને માટે પ્રભુપ્રીતિમાં લાગી જાય છે, એવા અનેક દાખલાઓ આપણે જાણીએ છીએ. સંસારના દાવાનળમાં દાઝેલા એવા અનેક જીવાત્માઓ સાચી શન્તિની શોધમાં શ્રી ‘ સાગર ’ પાસે પ્રભુપ્રાપ્તિનો માર્ગ પામવાને આવતા. એવાઓને સાંત્વન

આપી શ્રી ' સાગર ' પોતાના અદ્દ્ભુત વ્યકિતત્વદ્વારા અને ભજન-કીર્તનદ્વારા એમનો વૈરાગ્ય દઢીભુત કરતા અને પ્રભુભક્તિને માર્ગે ઊંચકી લેતા. સાંસારિક પ્રસંગની કોઇક અથડામણમાંથી જન્મેલી વૈરાગ્યરૂપી ચિનગારીને પ્રજ્વલિત કરીને એમાંથી પ્રભુભક્તિથી પૂર્ણ નૂતન માનવીનું સર્જન કરતા.

આ પ્રમાણે અનેક મુમુક્ષુઓના જીવનને એમણે પ્રભુભક્તિનો ઓપ આપીને સંસ્કારી કર્યા. પ્રભુભક્તિના રસાયણદ્વારા પાર્થિવ જીવનને દિવ્ય બનાવવામાં એ હંમેશાં એકસરખી રીતે સફળ થતા નહીં; કારણ કે એનો આધાર મુમુક્ષુના આન્તરજીવનની પાત્રતા ઉપર પણ ઘણે અંશે રહેલો છે. કોઇ કોઇ મુમુક્ષુઓની બાબત એવું પણ બનતું કે સંસારના કોઇ વિષમ પ્રસંગને લીધે તાત્કાલિક વૈરાગ્ય ઉત્પન્ન થઇ જતો અને એવા વૈરાગ્યની અસર નીચે એવો મુમુક્ષુ " સંસારમાં કંઇ સુખ નથી. " એમ માનીને શ્રી ' સાગર 'ના આશ્રમે આવતો. થોડો કાલ સત્સંગમાં રહ્યા પછી પેલો તીવ્ર વૈરાગ્ય શમી જતો અને ઘડીભર શુષ્ક અને નીરસ લાગેલો સંસાર એને યાદ આવતો. વૈરાગ્યજનિત ભક્તિનું મૂળ – એનું ગંગોત્રી – વૈરાગ્ય જતો રહેતાં ભક્તિ પણ શિથિલ થઇ જતી અને પરિણામે જીવાત્માનો આત્મિક પ્રવાહ આગળ વધવાને બદલે ત્યાં જ અટકી જતો. આવા પ્રસંગે મુમુક્ષુ જીવાત્માને અનેક પ્રકારે બોધ આપવા છતાં પણ જ્યારે એનામાં ભક્તિનું કે પુરુષાર્થનું બલ જોવામાં ન આવે ત્યારે શ્રી શ્રી ' સાગર ' ગુરુશિષ્યના કેવળ બાહ્ય સંબંધને કદી પણ ટકાવી રાખતા નહીં. એવા જ એક મુમુક્ષુનો એવી પતિત દશા પ્રાપ્ત થતાં શ્રી ' સાગર 'ને આવું પણ લખવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો:

*" હવે તમને સ્પષ્ટ થયું હશે કે તમારે વિષેના આપણા આદર્શો વચ્ચે ઘણો જ મોટો મતભેદ છે. આપણે જ્યારે જાતીયતા,

---

* મૂળ પત્ર અંગ્રેજીમાં હોઈ અસલ આ પ્રમાણે છે:—

" Now, it has been duly revealed unto you that there is a vast and deepest gulf of difference between our ideals for your worthy self. *Impersonality* of the *Infinite-Eternal* can only be revealed unto us when we really are beyond sex and beyond time, Space and circumstances. This demands our complete evacuating of the Land Within and it's not possible without perfect study of a certain constant curriculum with concentrated meditation. You wanted to be not only a householder but a wifely man-we wanted you to be a pure forest-man. Both parallel never to meet. I am entitled to encourage and sympathize with your *vairagya* and therefore authoritatively help you in destructing each and every emotion of yours that drifts you against vairagya. The warmest welcome was paid to you, when you came here with *due-Vairagya* and only wanted to *disregard everthing material for the sake of God;* but sharpened axes and hatchets were pointed out for you when you were found with degrading emotions that are anti-vairagya and anti-path. This is the fundamental reason of your breaking off our regular Current. I am always against each and everything, either a visible or a non-visible element that helps the cause of *binding*

કાલ, હદમર્યાદા અને સંયોગોની પર ચાલ્યા જઇએ છીએ ત્યારે જ આપણને નિર્ગુણ, નિરંજન, શાશ્વત પરમાત્માના દર્શન થાય છે. આ દર્શનને પાત્ર થવા માટે આપણે આપણી અંદર રહેલી તમામ વાસનાઓનો ત્યાગ કરવો પડે છે અને પૂર્ણ એકચિત્તે આદરેલા યોગદ્વારા કરેલા સતત અભ્યાસ વિના આ બની શકતું જ નથી. માત્ર ગૃહસ્થ નહીં, પણ તમારે તો ગૃહિણીમય બનવું હતું. અમારે તમને પવિત્ર આરણ્યક બનાવવા હતા – બન્ને સમાન્તર – કદી મળે નહીં. તમારા વૈરાગ્યની કદર કરવાનો અને એને પ્રોત્સાહન આપવાનો મને અધિકાર છે અને તેથી એ અધિકારની રૂઇએ વૈરાગ્યથી તમને દૂર લઇ જતી પ્રત્યેક લાગણીનો ધ્વંસ કરવામાં તમને મદદ કરૂં છું. પ્રભુની ખાતર જગતની તમામ વસ્તુની અવગણના કરવાને જ્યારે તમે તૈયાર હતા અને વૈરાગ્યભર્યા અહીં

---

*you with material ties,* and in the same way, I am always in favour of all elments either visible or non-visible that *inspire you to the path towards the Almighty,* which is clearly seen within one's own self, when one is *Really beyond Sex and beyond time, beyond space and beyond circumstances.*

Needless it is to note that all of us have been left by you in deep feelings for yourself and all of us most sincerely pray to the almighty that *He may kindly bestow a rapid flow of most Violent Vairagya within you for manly treading upon the Heroic Path of the Saints, Sages and Devouts of our Eternal Line.*"

આવ્યા હતા ત્યારે તમારો પૂર્ણ સત્કાર કર્યો હતો; પરંતુ જ્યારે તમારામાં વૈરાગ્યની તેમ જ પ્રભુપ્રાપ્તિના માર્ગથી વિરુદ્ધ પ્રકારની હલકી વાસનાઓ જન્મી ત્યારે તમારી સામે ચળકતી કુહાડીઓ અને ભાલાઓ ધરવા પડ્યા. માર્ગમાંથી પતિત થવાનું આ જ મુખ્ય કારણ છે. જગતનાં બંધનોમાં તમને બાંધી રાખવામાં કારણભૂત બને એવાં પ્રત્યક્ષ કે પરોક્ષ ગમે તે તત્ત્વોની હું વિરુદ્ધ છું; તેવી જ રીતે મનુષ્ય જ્યારે જાતીયતા, કાલ, હદમર્યાદા અને સંયોગોથી પર થાય ત્યારે તેના અંતરમાં પ્રતીત થતા પ્રભુના માર્ગ તરફ દોરનાર પ્રત્યક્ષ કે પરોક્ષ તત્ત્વોની હું તરફેણમાં છું. તમારા જવાથી અમને બધાને ઘણું દુઃખ થયું છે અને અમે અંતઃકરણપૂર્વક પ્રભુને પ્રાર્થના કરીએ છીએ કે પરમ કૃપાળુ પરમાત્મા તમારા અંતરમાં પૂર્ણ વેગવન્તુ વૈરાગ્યનું ઝરણુ વહેવડાવે અને સંતો, ઋષિઓ અને ભક્તો જે શૂરવીરોના માર્ગે ગયા છે, તે માર્ગે ગતિ કરવાનું તમને બળ આપે, એવું કહેવું ભાગ્યે જ જરૂરી છે. ”

શ્રી સાગરનો સ્વભાવ સિદ્ધન્તપાલનમાં દઢ અને કડક હતો, એ ઉપરના પત્રના ઉતારા ઉપરથી સમજાશે. આવો આગ્રહી અને કડક સ્વભાવ હોવા છતાં પણ શ્રી ‘સાગર’નું હૃદય અત્યંત લાગણીવાળું હતું. પોતે કોઇપણ પ્રકારનું ખોટું તો સહી જ ન શકતા. જ્યાં મેળ ન ખાતો ત્યાં જુદા પડી જતા અને ભલે ને વર્ષોનો જૂનો સંબંધ હોય તો પણ એક પળમાં એ સંબંધ છોડી દેતા. આમ કરતાં એમને દુઃખ ઘણું થતું, પણ એ દુઃખ અને એ હૃદયનું દર્દ સહન કરતા, કારણ કે એ પૂરેપૂરું સમજતા કે, “ આત્માના રાજ્યમાં મહાલનારને હૃદયનો સુંદર અને કરુણ પ્રદેશ ઉલ્લંઘીને એની પેલી પાર વસવાનું નિર્માયલું હોય છે. ”

જેઓના જીવનમાં વ્યવહારદૃષ્ટિ પ્રધાનપણે હતી અને તેને લીધે જેઓ પૂર્ણ આત્મભોગ આપીને સત્યને માર્ગે વિચરવાનું બળ ન પ્રાપ્ત કરતા જેઓની સાથે જ શ્રી સાગરને વિરોધ થતો. કેવળ નિઃસ્વાર્થભાવે જે સજ્જનો એમની પાસે આત્મજ્ઞાનની આશાએ આવતા તેઓ તો એમના સત્સંગ પછી પોતાના જીવનમાં પણ એમના જેવી જ પવિત્રતા, સાધુતા અને ભજનમયતા કેળવવાનો જ આદર્શ રચી એવું જીવન જીવતા.

ઉચ્ચ કોટિના સંત તરીકે ગૂજરાતભરમાં પ્રતિષ્ઠિત થવા છતાં અને ઉચ્ચ પ્રકારના સાહિત્યકાર તરીકે સાહિત્ય જગતમાં એમની ગણના થવા છતાં પણ જાહેરમાં ભાષણો આપીને કે વિવેચનો લખીને સારા સાહિત્યકાર કે વિદ્વાન તરીકે બહાર આવવાની તૃષ્ણા એમણે કદીપણ સેવી જ નથી. તેવી જ રીતે શિષ્યોના ગુરુ થઈને ગુરુપદ ધારણ કરવાની પણ એમણે કદી પણ ઇચ્છા કરી નથી. ઉલટું, ઉપર નિર્દેશ કર્યા પ્રમાણે પોતે એકાન્તિક જીવન ગાળીને પ્રભુના ભજનકીર્તનમાં જ સમય ગાળવાનું પસંદ કરતા અને એટલા માટે જ નાતજાતથી દૂર નાનકડા ચિત્રાલ ગામને ગાંદરે આશ્રમ બાંધીને એકાન્તિક તપસ્વી જીવન ગાળતા. જેમ્સ એલનનું આપણે આગળ જોયેલું સૂત્ર "Self-perfection is the Highest Religion" "આત્માની પૂર્ણતા એ ઊંચામાં ઊંચો ધર્મ છે." – એ એમનું જીવનસૂત્ર હતું. પિંડ અને વિરાટ એ બન્નેમાં વસ્તુતઃ એક જ પ્રકારનું ચૈતન્ય કામ કરતું હોવાથી પિંડને જાણનાર વિરાટને પણ ઓળખે છે. એઓ માનતા કે પોતાની જાતમાં ખામી હોવાને પરિણામે જ આપણે વિશ્વમાં ખામી કે દૂષણો જોઈએ છીએ. અન્યથા, વિશ્વમાં દૂષણ છે જ નહીં. સુધારણાનો અવકાશ પોતામાં છે. પોતાની મલિન દૃષ્ટિ – વિકૃત

દૃષ્ટિ સંસ્કૃત થઇ, એટલે પછી વિશ્વમાં કંઇ જ દોષ દેખાશે નહીં. આમ સમાજસેવા કરતા આત્મસુધારણા તરફ એમનો ઝોક વિશેષ હતો. આ વિષે પોતે પોતાના એક મિત્ર શ્રી ચુનીલાલ મૂળજીભાઇને પત્રદ્વારા સ્પષ્ટ જ કહ્યું છે:—

" સોસાઇટી યાને સમાજની સેવા વિષે જે વિચારો જણાવો છો તે સુંદર જણાતા હોવા છતાં કેવળ પોલા છે – આભાસ માત્ર છે. વસ્તુતાએ સમાજ જાતે પૂર્ણ છે અને નારાયણસ્વરૂપ છે. નિર્ગુણ બ્રહ્મનું સગુણ સ્વરૂપ બધાં વિશ્વો છે અને એ સગુણ સ્વરૂપમાં ખામી અથવા સુધારાને અવકાશ લાગે છે એ ત્રીજી આંખ નહીં ઉઘડવાનું જ પરિણામ છે ગોયા વસ્તુને જેમ છે તેમ નહીં જોતાં અન્યથા આરોપીને જોવાનું પરિણામ છે. રાત્રે ઉંઘીએ છીએ ત્યારે સામાજિક વિશ્વ કયાં જતું રહે છે ? અહોનિશ એમ હોવું એ વસ્તુ સ્વરૂપની પિછાન માટે અતિશય આવશ્યક છે. સમાજ – સમાજની બૂમ બિલ્કૂલ ગલત છે, અને 'Self-perfection is the Highest Religion " એ વાસ્તવિક વિચારણા છે; અહિત, અસત્ અને અધર્મો જેને જણાતાં હોય તે ભલે તેને દૂર કરવાને મથ્યાં કરે, પણ સાચું તો તે જ કે ત્રીજી આંખે જ જોવું અને વસ્તુ સિવાય કશું વિદ્યમાન નથી એ સત્યમાં ભળી જવું અને પોતાના દેહ ઉપરાંત આખા વિશ્વને બ્રહ્માગ્નિથી ભડભડાટ બળતામાં ઝળકતું અનુભવવું.

પોતાને જાણવા મથનાર પરિણામે પોતાના સ્વરૂપ ઉપરાંત આખા વિશ્વને જાણે છે, અને નારાયણના ચિદાનંદ સ્વરૂપમાં – એની લીલામાં એને કશી ન્યૂનતા જ લાગતી નથી અને વસ્તુતઃ ન્યૂનતા છે જ નહીં તો પછી સેવા શી કરવાની અને કોની

કરવાની ? અંધારૂં હોય ત્યાં પ્રકાશ જોઇએ પણ ત્રિકાલાબાધિત બ્રહ્મસૂર્યનો પ્રકાશ જ અજવાળું ફેલાવ્યાં કરતો હોય ત્યાં દીવો લઇને ફરનાર તો હાસ્યને પાત્ર છે. માયાનો મહિમા એવો જ છે અને એ અધ્યારોપણોમાં જ જગતનું જીવન છે – વસ્તુસ્વરૂપ સ્થિતિમાં જગત અને બ્રહ્મ – એવા બે પદાર્થો નથી એમ વેદો અને ઉપનિષદો કહે છે.

" ઠગતો રે ત્રિકમ, જીવ થઇ પડયો જાળમાં,
હું કોને કહું કેમ, જો પોતાથી પર કો નહીં. "

ગુરુપદ ધારણ કરીને, પોતાનો સંપ્રદાય રચીને શિષ્યોને બોધ આપવાની કે જાહેર ભાષણો દ્વારા લોકોને જ્ઞાન આપવાની એ વિરુદ્ધ હતા અને એ બાબતમાં એમણે પોતાનું મંતવ્ય આ પ્રમાણે સ્પષ્ટ રીતે જાહેર કર્યું છેઃ—

" ખરા હરિજનની ગતિ હંમેશાં નદીની પેઠે ઇષ્ટની સંમુખ-વાહિની જ હોય છે અને તે જ્યાં જ્યાં વહે છે ત્યાં ત્યાં અનાયાસે સ્વભાવતઃ જ વહ્યાં કરે છે; માર્ગમાં જે જે એને મળે છે તે તે દરેકને એનો યથેચ્છ ઉપયોગ કે ઉપભોગ કરવાની પૂરી છૂટ છે. સુંદર પુષ્પો અને દધિ, દુગ્ધ ઘૃતાદિથી એનું પૂજન કરો કે એમાં મલ ધુવો એથી એની ગતિમાં કશો અન્યથા ફેરફાર થવાનો સંભવ નથી. પૂજન કરવાથી ખૂશ થઇને પોતાની ગતિ અટકાવીને કોઇ સ્થાને એ ઠરી જશે નહીં કે મલના ટોપલા ફેંકવાથી ગુસ્સે થઇને માર્ગ બદલશે નહીં. એ તો ઇષ્ટસ્મરણનું બ્રહ્મસંગીત ગાયાં જ કરતી હરદમ એ જ માર્ગે વહ્યાં કરશે. સંતજનો પણ એ જ મુતાબિક જગતને અને બ્રહ્મને અભિન્ન ઓળખવાની શ્રેણીએ વહ્યાં જનાર છે અને સ્વભાવતઃ એ શ્રેણીએ જે જે મળે તે તે ભલે

એમના આત્મસ્રોતનો યથેચ્છ ઉપયોગ કે ઉપભોગ કરે. એમ અજાણપણે જે થયાં કરે તે જ ખરી સેવા છે, કેમ કે એ ત્રિગુણતીત બ્રહ્મના સળંગ વહનમાંથી ઉદ્ભૂત થયેલી અને નિરંતરની પવિત્ર છે. વિશ્વમાં વિખ્યાતિ પામેલા પૂર્ણ પુરુષો જુવો અને તમે જોઇ શકશો કે એમણે કોઇએ માર્ગક્રમણના સ્વાભાવિક આત્મસ્રોત દ્વારા જે અનાયાસે થયું તે સિવાય અધિક કશું કર્યું નથી. પોતે દૃષ્ટાન્તરૂપ થવું અને પોતાને જ જાણવા મથ્યાં કરવું એ જ સર્વ ધર્મોનો મૂલધર્મ છે. કૃષ્ણ, જનક, રામ, હરિશ્ચન્દ્ર, વસિષ્ઠ, યાજ્ઞવલ્કય જેવા પૂર્ણપુરુષોએ નૈમિત્તિક કાર્યોમાં પણ સ્વભાવતઃ જ આત્મસ્રોતના ધોધ વહાવ્યા છે અને કોઇ પણ રીતે પાંડિત્ય કર્યું નથી. આચાર્યો અને ઉપદેશકો એથી નીચેની કોટિમાં વિરાજે છે અને મુક્તાત્માઓની લીલા તો ખુદ બ્રહ્મની જ લીલા છે એટલે એ વિષે **किं बहुना ?** ”

“ શ્રી ‘ સાગર ’ના હૃદયમાં જેમ જેમ ભક્તિનું તત્ત્વ ખીલતું ગયું તેમ તેમ એ બાહ્ય વૈભવથી ધીરે ધીરે બેદરકાર થવા લાગ્યા. ૧૯૦૮ માં આપણે શ્રી ‘ સાગર ’ને ખમીસ અને ધોતીઆમાં જોઇએ છીએ. દાઢી નથી. એ સમયનો એમનો ફોટોગ્રાફ જોતાં આપણે એમના વિષે, કોઇ પ્રભાવશાળી પાશ્ચાત્ય–જ્ઞાનસંપન્ન યુવક હોય એવો મત બાંધીએ છીએ. પણ તે પછી ક્રમે ક્રમે એમના અંતરમાં જે જે ફેરફારો થયા, પ્રેમયોગની અને વૈરાગ્યની જે જે ભાવનાઓ વિકસવા લાગી તેનાં બાહ્ય પ્રતીકો પણ એમના જીવનમાં જોવામાં આવે છે. ઇ. સ. ૧૯૦૮ થી ઇ. સ. ૧૯૧૦ સુધી એઓ વ્યાવહારિક કે જાહેર પ્રસંગોમાં ભાગ લેતાં માથે પાઘડી મૂકતા. પણ તે પછી પાઘડી મૂકવાનું એમને યોગ્ય ન લાગ્યું. માથે સાફો બાંધતા. પછી તો દાઢી પણ રાખવા માંડી અને



सागर — ઇ. સ. ૧૯૧૪

ગૃહસ્થજીવનને તિલાંજલિ

હાફકોટને બદલે લોંગકોટ પહેરતા અને હાથમાં સીસમની લાકડી રાખતા. આ સમયનો એમનો ફોટોગ્રાફ જોતાં આપણને એમ લાગ્યા વિના નથી રહેતું કે એઓ અત્યારે ગૃહસ્થજીવનને તિલાંજલિ આપીને વાનપ્રસ્થ જીવનમાં જવાનો જાણે કે ઉંબર ઓળંગતા હોય !

કેટલાક માણસો જન્મથી જ જાણે કે આધિપત્ય ભોગવવા સરજાયલા હોય છે. જ્યારે બીજાઓ ગુલામી સેવવા સરજાયલા હોય છે. પહેલા વર્ગના માણસો, એમના ઉપર કોઈ દાબ મૂકે કે એમની પાસે એમની ઇચ્છા વિરુદ્ધ કંઇ પણ કામ કરાવે તે સહન કરી શકતા નથી. ઇચ્છા વિરુદ્ધ કામ કરવું પડે એવી સ્થિતિમાં જો તેઓ મૂકાય તો કાં તો આ પ્રકારનાં મનુષ્યો બળવો કરીને પોતાના મનનું ધાર્યું કરી લે છે અથવા તો એમ ન બની શકે તો જે પરિસ્થિતિમાં આ પ્રમાણે ઇચ્છાવિરુદ્ધ કાર્ય કરવું પડે એ પરિસ્થિતિનો ત્યાગ કરે છે. એથી ઉલટું, જેઓ ગુલામી સેવવા જ સરજાયલા હોય છે તેઓના ઉપર ગમે તેટલો બોજો લાદવામાં આવે તો પણ તેઓ વગર ફરિયાદે કર્યે જ જાય છે. બળવો કરવાનું સ્વતંત્ર માનસ એમનું હોતું નથી. શ્રી ‘ સાગર ’ પ્રથમ દરજ્જાના પુરુષ હતા. શું વ્યાવહારિક કાર્યમાં કે શું નોકરીમાં, શું ભાઇભાંડુઓ સાથે કે એમના પ્રશંસકો અને ભક્તો સાથે—એમણે કદી પણ કોઇનું આધિપત્ય સ્વીકાર્યું નથી. એમના મંડળના એ સરમુખત્યાર હતા, એમના આશ્રમના એ અધિષ્ઠાતા હતા, એમના જીવનસિદ્ધાન્તોના એ ફૂલમાલેક હતા. પોતે સ્વતંત્ર વિચારક હતા અને પોતે પોતાના શોધનવિશોધનદ્વારા જીવનનાં જે મહામૂલાં સત્યો પૌર્વાત્ય તેમ જ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનના પરિશીલનમાંથી મેળવ્યાં તેને અનુસાર પોતે પોતાનું જીવન જીવ્યું. ન કરી નોકરી

કે ન વેઠી કોઇની ગુલામી. પોતે કોઇના વૈભવથી, ઠાઠમાઠથી, વાક્ચાતુરીથી કે વ્યવહાર પ્રતિષ્ઠાથી રંગાયા નહીં અને છતાં પોતાના ભક્તિના રંગવડે, રંગાવા ચહાનારને રંગ્યા અને એમની ઇચ્છા નહીં છતાં પણ એમને દેવ તરીકે પૂજનાર એક વિશાળ શિષ્યમંડળ એમની આસપાસ ઉભું થયું.

આપણે ઉપર જોયું કે ઉપદેશક કે આચાર્યને શ્રી 'સાગર' પોતાની પૂર્ણતા માટે મથનાર સાધક કરતાં ઉતરતે દરજ્જે મૂકે છે; એટલે એમણે પોતે કદી પણ ઉપદેશક કે આચાર્ય હોવાનો કે થવાનો દાવો કર્યો જ નથી. લોકો એમની ગુરુ તરીકે પૂજા કરતા એ એમને ગમતું જ નહીં. એ વારંવાર કહેતા કે, "હું કોઇનો ગુરુ નથી. ગુરુ એટલે ગધેડો." મતલબ કે જે પૂર્ણતાએ પહોંચ્યો છે તેને તો ગુરુશિષ્યનો ભેદભાવ હોય જ કયાંથી ? કરવું કરાવવું સંભવે જ શેનું ? શ્રી અખાજીએ યોગ્ય જ કહ્યું છે:

"ગુરુ થૈ બેઠો હોંશે કરી, કંઠે પાણ શકે ક્યમ તરી ?"

પોતાની અહંતા જ ગઇ ન હોય અને પોતે જ જો ઠેઠને ઘેર પહોંચ્યો ન હોય તો તે બીજાને શું માર્ગ બતાવે ? અને એટલા માટે જ એ આગળ કહે છે:—

"પહેલો તું ધરમારથ પ્રીછ, પછે ગુરુ થાવાને ઇછ."

પહેલું પોતે પૂર્ણ થવું જોઇએ, એમ એ માનતા. એઓ એમ પણ કહેતા કે આંબો કંઇ કોઇને ફળ આપવા જતો નથી. એ તો એની પાસે જાય તેને જ ફળ મળે છે; તેવી જ રીતે પૂર્ણ પુરુષો કંઇ જાહેરમાં ભટકીને શિષ્યોને કંઠી બાંધતા નથી કે સંપ્રદાય

ઉભો કરતા નથી. સહેજે સહેજે સેવા શુશ્રૂષા અને સમાગમદ્વારા જ મુમુક્ષુઓ સંતો પાસેથી માર્ગ પ્રાપ્ત કરે છે.

બાહ્યમાં તેમ જ આન્તરમાં એક જ પ્રકારનું સિદ્ધાન્તયુક્ત જીવન જીવતા હોવાથી શ્રી 'સાગર'ને કોઇ પણ દિવસ કોઇનું મોં રાખીને વાત કરવાનો પ્રસંગ આવ્યો નથી. પોતાને જે લાગે તે બેધડક સ્પષ્ટપણે કહી દેતા. વ્યાવહારિક મનુષ્યોને જીવનમાં પળે પળે જરૂર પડતી વાણીમાં કૃત્રિમ મીઠાશ લાવવાની એમને કદી જરૂર પડી નથી. એવી મીઠાશ લાવવી એ એમના સ્વભાવમાં પણ નહોતું. એનું પરિણામ એ આવ્યું કે વ્યવહારજીવનનું વાતાવરણ એમને પ્રતિકૂલ લાગ્યું અને ધીમે ધીમે ગૂજરાતની ભૂમિ ઉપરથી પણ એમનું દિલ ઉઠતું ગયું. એમની ત્યાગભાવના પોષાઇ અને વૈરાગ્ય હૃદયમાં દૃઢ થતો ગયો. આનું શું પરિણામ આવે છે તે આપણે હવેના પ્રકરણમાં જોઇશું.

એમને નસીબે સુંદર, શાન્તિમય ગૃહસ્થજીવન નહીં પણ ભેખની ઝોળી જ લખાયેલી હતી. વિવિધ પ્રકારની ભોજનની સ્વાદિષ્ટ વાનીઓ નહીં પણ બાવટો અને બંટી જ લખાયેલાં હતાં. રહેવાને આલેશાન મકાન તો નહીં પણ સાદું ઈંટોરી મકાન પણ લખાયેલું નહોતું. હિમાલયની ગુફાઓમાં ટાઢ, તડકો અને વરસાદની ઝડીઓ વેઠવાનું એમનું કિસ્મત હતું. પ્રભુપ્રાપ્તિના પરમ પ્રાપ્તવ્ય ખાતર એ બધાની એમણે કદી પર્વા કરી નથી.

શ્રી 'સાગર'ના સ્વભાવનું એક ઉચ્ચ તત્ત્વ તે એમનું આતિથ્ય. ગમે તે માણુસ એમને ત્યાં આવ્યો હશે તો પણ એમના આશ્રમની ચાની કટોરી પીધા વિના કદી પાછો ગયો નથી. એઓ કદી પણ એકલા ચા પીતા જ નહીં. કોઇ ન હોય અને પોતે

એકલા હોય તો કોઇને બોલાવીને પછી જ ચા પીતા. એમના આશ્રમમાં દિવસરાત મળીને ચોવીસ કલાકમાં કેટલી વાર ચા થતી એ ચોક્કસ તો કહી શકાય નહીં. પણ અતિશયોક્તિના આરોપના ડર સિવાય એટલું તો ચોક્કસ કહી શકાય કે પંદરેક વારથી ઓછી તો ભાગ્યે જ કોઇ દિવસ થઇ હોય ! આ લખતાં એમ થાય છે કે જો એ હાલના ખાંડની માપબંધીના યુગમાં વિદ્યમાન હોત તો એમની પરિસ્થિતિ કેવી હોત ? એ શું કરત ?

એમની ભોજનવ્યવસ્થા પણ એવી જ. એમને હાથે કોઇ ભૂખ્યો ઉઠે નહીં. એમના આશ્રમમાં બપોરના આશરે દોઢ બે વાગ્યાના શુમારે એક જ વાર બધા સાથે જમી લેતા. આશ્રમમાં જેટલાં મનુષ્યો હોય તે બધાંની પત્રાળીઓ પોતે જાતે જ, દરેકની જમવાની શકિત પારખીને, પીરસી દેતા. બસ–પછી ફરીથી પીરસવાનું રહેતું જ નહીં. એમનું પીરસવાનું જ એવું – દરેકને, પોતે ખાઇ શકે તેથી વધારે જ હોય; કોઇને ફરીથી લેવાની અપેક્ષા રહે જ નહી. દરેકની થાળીમાં થોડુંક તો વધ્યું જ હોય. જમવાનું પીરસાતા પહેલાં બધાંને પંગતે બોલાવી લેતા અને યથાસ્થાને ગોઠવી દેતા અને આશ્રમને અંદરથી તાળું મારી દેતા. પછી,

ગુરુ ગુરુ ગુરુ દેવકી જય—
જય જય ગુરુ દેવકી જય.

એ ધૂન ચાલતી. આખી યે પંગતની વચ્ચોવચ ફૂલની થાળી અને ધૂપદાની તો હોય જ. ફૂલ ને ધૂપ વિના તો ભજન કે ભોજનની શરૂઆત એમણે કદી કરી નથી. પીરસવાનું કાર્ય પૂરું થતાં ધૂનની સમાપ્તિ થતી અને બધા સાથે જ જમવા બેસી જતા.

હંમેશનો આ જ કાર્યક્રમ. એ પંક્તિભોજનનું રમ્ય ચિત્ર અને એનો અનેરો આનંદ આજે પણ વિસરી શકાય એમ નથી.

પોતે સમર્થ શિક્ષક પણ હતા. જીવનના સિદ્ધાન્તો સમજાવવામાં દૃષ્ટાંન્તશૈલીનો એ બહુ સફળ રીતે ઉપયોગ કરી જાણતા. પોતે નક્કી કરેલા જીવનસિદ્ધાન્તોનું પાલન કરવામાં મનુષ્યે જરા પણ ગફલત ન કરવી જોઇએ, એ એ વારંવાર કહેતા અને દાખલો આપતા કે સાઇકલની ટયુબમાં ફક્ત જરા જેટલું કાણું પડે કે તરત જ ધીમે ધીમે બધી હવા નીકળી જાય છે અને સાઇકલ નકામી પડે છે, તેવી જ રીતે જીવનસિદ્ધાન્તોના પાલનમાં જરા પણ ગફલત થાય તો મનુષ્યનું આખું યે જીવન રદ્દ થઇ જાય છે; આટલા માટે મનુષ્યે જીવનના સિદ્ધન્તોનું બરાબર ચોકસાઇથી પાલન કરવું જોઇએ. આ ઉપરાન્ત મનુષ્યે જગતમાં જન્મ લઇને પ્રભુને પ્રાપ્ત કરવાના પોતાના જીવનધ્યેયની વિસ્મૃતિ ન કરવી જોઇએ, એ પણ પોતે વારંવાર કહેતા અને દૃષ્ટાન્ત આપતા કે આપણી પાસે એક રૂપીઓ હોય અને આપણે ઘી લાવવાનું હોય. રસ્તામાં આપણે સિનેમાના થિયેટર આગળથી પસાર થઇએ અને આપણું મન સિનેમા જોવા તરફ પ્રેરાય અને આપણે સિનેમા જોવા જઇએ તો આપણા પૈસા એમાં ખર્ચાઇ જાય અને ઘી લાવવાનું કાર્ય બાજુ પર જ રહી જાય. એવી રીતે જગતમાં મનુષ્યની આગળ સત્તાની, ધનની, સૌંદર્યની, કીર્તિની, સમાજસેવાની ને એવી અનેક લાલચો ખડી છે અને એ લાલચોમાંથી ગમે તે એકનો ભોગ બનીને મનુષ્ય પોનાનું જીવન એમાં વેડફી ન દે અને પ્રભુને પ્રાપ્ત કરવાના પરમ જીવનધ્યેયની સિદ્ધિ અર્થે જ પરમ પુરુષાર્થ આદરે એ એણે હમેશાં લક્ષમાં રાખવું જોઇએ. પોતે કહેતા: Life is a regular office [ જીવન એક નિયમિત

કચેરી છે. ] મતલબ કે કચેરીનું કામ જેવું નિયમિત થાય છે [ થવું જોઇએ એ એનું આદર્શ છે; બધી જ કચેરીઓમાં બધું જ કામ નિયમિત થતું નથી; અલબત્ત થવું જોઇએ ખરૂં. ] તેવું જ જીવનનું કામકાજ પણ નિયમિત થવું જોઇએ. આખું જીવન એક નિયમબદ્ધ સંસ્થાની માફક જ નિયંત્રિત ચાલ્યા કરવું જોઇએ.

એમના તપસ્વી અને એકાન્તિક જીવને એમનામાં ઋષિજીવનની સાદાઇ, પવિત્રતા અને ગંભીરતા આણ્યાં એ સાચું; પણ એથી કંઇ એઓ હાસ્યરસિક નહોતા એમ કહી શકાય એવું નથી. હિમાચલની નગ્ન કુદરત સાથે એ ખૂબ ખેલ્યાં. એમનાં સ્વજનોના સ્નેહસંબંધોમાં એમનું હૃદય ન રાચ્યું તો ઉત્તરાખંડનાં હવા, પાણી, આકાશ અને પર્ણપલ્લવોને એમણે પોતાનાં કર્યાં અને એમનું હૃદય એ સ્વર્ગસમી દિવ્ય ભૂમિમાં નાચી ઊઠ્યું. એમના હૃદયમાં દબાઇ ગયેલી કવિત્વવૃત્તિ, પ્રેમવૃત્તિ અને હાસ્યવૃત્તિ એ ભૂમિમાં ખૂબ ખીલ્યાં. હિમાચલની ભૂમિમાં તો પોતે એકલા જ વિચરતા. જીવનના કૂટ પ્રશ્નોની વિચારણામાં પણ શ્રી 'સાગર' કેવું હાસ્યજનક, હળવું વાતાવરણ ઉત્પન્ન કરી શકતા અને વાચકને હસાવી શકતા, તેનો ખ્યાલ નીચે આપેલા શ્રી 'સાગર'ના લખાણ ઉપરથી વાચકને આવી શકશેઃ—

"ધર્મ એટલે શું ? ધાર્મિક જીવન એટલે શું ? જીવનની સાર્થકતા તે શું ? જ્ઞાન એટલે શું ? અજ્ઞાન એટલે શું ? મુક્તિ એટલે શું ? પ્રવૃત્તિ એટલે શું ? આયુષ્ય એટલે શું ? આયુષ્ય પૂરૂં થાય તે પૂર્વે કયા પ્રકારનો અનુભવ મનુષ્યને થયેલો હોવો જોઇએ ? પૂર્ણ સંતોષ – પૂર્ણ તૃપ્તિ પામવાને શું કરવું જોઇએ ? 'ખટદર્શનનાં જુજવાં મતાં' – તેમાં કયું મતુ મંજૂર કરવું ?

આવા આવા પ્રશ્નો મનુષ્યને કોઇ કોઇ વાર આવ્યાં કરે એ શું સંભવિત નથી ? પ્રશ્નો ઘણા મહત્ત્વના છે અને એના જવાબો મેળવવાને માટે અનાદિકાળથી મનુષ્યે મથ્યાં કર્યું છે – એ મન્થનના પરિણામમાં જ જગતને શાસ્ત્રો, સન્તો અને કવિતા તથા ફિલસુફીની સુંદર વસ્તુઓ પ્રાપ્ત થઇ છે. દરેક દેશમાં દરેક પ્રજાએ કાલાન્તરે આવા પ્રશ્નોની સ્વતંત્ર વિચારણા ચલાવેલી છે કેમકે માત્ર બહારની જ ઝિન્દગાનીથી મનુષ્ય સંતુષ્ટ થઇ શકતું નથી – થઇ શકે નહીં. મનુષ્યની લાખો ઝિન્દગાનીઓ ચાલી ગઇ છે અને તેમાં કોઇ સુભાગી ઝિન્દગીમાં જ તેને આ પ્રશ્નો હલાવે છે. હલાવ્યા પછી પણ મન્થનનું પુરુષાર્થ અને પરિશ્રમની દૃઢતા કોઇ વિરલ ઝિન્દગીમાં જ બની શકે છે. આમ છતાં પણ નિરાશ થવાની કોઇને જરૂર નથી. જેને આવા પ્રશ્નો આવતા જ નથી તેને આ પ્રશ્નો વારંવાર આપવા અને તેણે વારંવાર એનું મનન કરવું એ આવશ્યક છે. જેને આ પ્રશ્નોનું સ્ફુરણ થાય છે તેને એનું વિસ્મરણ થાય નહીં એ તેણે સંભાળવું અને મન્થનમાં પ્રેરાવું. જેણે મન્થન આરભ્યું છે તેણે સતત પરિશ્રમ કર્યાં કરવો અને અસુરોની સામે કમર કસીને લઢવું, કેમકે તે વિના અમૃતપ્રાપ્તિ થતી નથી. જેને મન્થનદ્વારા અમૃતપ્રાપ્તિ થયેલી છે, તેણે ખૂબ સાચવું કે દૈત્યો ધસી આવીને તે લઇ જાય નહીં, કેમકે અસુરો મહા બળવાન હોય છે. જેણે અમૃત પાન કરેલું છે તેમણે પચાવવાને મથવું, કેમકે અમૃત ભારેમાં ભારે વસ્તુ છે, અને તે પચાવવાને પણ ઘણા પ્રકારની પથ્યાપથ્ય પાળવી પડે છે. જેણે એની પ્રાપ્તિ કરેલી છે અને હજમ સુદ્ધાં કરેલું છે તે નિર્ભય છે, અમર છે, અને તેણે અમૃતના બીજા શોધકોને – ઉમેદવારોને શોધનવિધિ બતાવવાને કૃપા કરવી જોઇએ; અને વિશ્વનો ક્રમ જ આ નિયમન

પ્રમાણે વ્યવસ્થિત રીતે ચાલ્યાં જાય છે. સૌ કોઇ પોતપોતાના અધિકાર અનુસાર પ્રવૃત્ત થઇ રહેલું છે. કેવળ સુસ્ત છે તે જાગશે, ઊંઘ પૂરી થશે એટલે જાગશે; જાગેલા મુસાફિરીની તૈયારી કરે છે; મુસાફિરો કૂચ કરે છે; કૂચ કરનારાઓ આરામ લેતા લેતો – મુકામ કરતા કરતાં આગળ વધે છે, આગળ વધેલાઓ છેવટને મુકામે પહોંચે છે. અને છેવટને મુકામે પહોંચેલાઓની તો બલિહારી છે ! એમાનાં કોઇ કોઇ નવા અવનારાઓનું બહુ સુંદર સ્વાગત કરે છે; કોઇ કોઇ ઉલ્લાસનું મધુરૂં સંગીત ગાતા આનંદ પી રહે છે અને પાઇ રહે છે અને કોઇ કોઇ પાછા ફરીને બીજા આવનારાઓના ભોમીઆ બની રહે છે. આ આખા જગતની આવી ઘટમાળ અનાદિ કાળથી ચાલ્યાં કરે છે ! શી મઝા છે નારાયણના આ જાદુ ભરેલા નાટકની ! આહા ! અદ્દ્ભુત છે ઓ ધણી ! તારી મહિમાવન્તી આ વિરાટ છબિ !

કોઇ કહે છે કે એકાન્તસેવન કરો અને તો જ વસ્તુપ્રાપ્તિ થશે; કોઇ કહે છે કે સત્સમાગમ કરો; કોઇ કહે છે કે, બધું છોડી દો અને ફકીર થાવ, સંન્યાસી થાવ – તો જ પ્રભુ મળશે; કોઇ કહે છે કે યોગસાધન કરો; કોઇ કહે છે કે ફલાણા મહાત્મા બહુ સારા છે – એમનાં દર્શન કરવા જાવ; કોઇ કહે છે, ફલાણું પુસ્તક બહુ સારૂં છે, એ વાંચો; કોઇ કહે છે કે દુનિયા એ માયા છે અને એની પર્વા બિલ્કુલ કરો નહીં; કોઇ કહે છે, કે દુનિયા એ હરિનું સ્વરૂપ છે; કોઇ કહે છે કે ભક્તિ વિના મુક્તિ છે જ નહીં; કોઇ કહે છે, કે જ્ઞાન વિના મુક્તિ છે જ નહીં; કોઇ કહે છે, કે અહીં આવો અને કોઇ કહે છે, કે તહીં જાવ: આવું બહુરંગી અને બહુમુખી વાજું આસપાસ બજ્યાં જાય ત્યાં શું કરવું અને શું ન કરવું ? કોનું માનવું અને કોનું ના માનવું ? કોને સાચું

કહેવું અને કોને જૂઠું કહેવું ? શું આ હસવું આવે એવી વાત નથી ? ત્યારે શું હસ્યાં જ કરવું ? હું તો કહું છું કે – હા – હસ્યાં જ કરવું. ગમે તે થાય અને ગમે તેવું કહેવાય તો યે હસવું. બ્રહ્મ આનંદસ્વરૂપ છે તો શું કરવા ના હસવું ? ખૂબ હસવું, આ જગત એ બ્રહ્મનું મલકતું મુખ છે – હસતું વદન છે – માશૂકનું વિલસતું જોબન એટલે જગત અને જોબન તો ખુશખુશાલ હોય – મલકતું હોય અને આનંદે છલકાતું હોય – ખેલતું હોય – મહાલતું હોય ! અને શ્રુતિ ભગવતી પણ કહે છે કે **एकोऽहं बहुस्याम्** । હું એક છું તે બહુ થાઉં, એવો સંકલ્પ બ્રહ્મને થયો અને એ અને એ બ્રહ્મ વિલસ્યું – વિલાસ – ઉલ્લાસ – તે આ બધું દેખાય છે તે – કૃષ્ણની બાલ કથામાં કહે છે કે જશોદાને બાલકૃષ્ણના મુખમાં આ બધું બ્રહ્માંડ દેખાયું હતું. હસીએ ને મોં પહોળું થાય એટલે બ્રહ્માંડ દેખાય, હોં ! ચાલો ત્યારે હસીએ. ॐ ”

[ શ્રી. ‘ સાગર ’ના અપ્રસિદ્ધ પત્રોમાંથી ]

એ હાસ્યરસના ઉલ્લાસભર્યા વાતાવરણમાંથી આ ગઝલ દ્રવી ગઇ !

હા ! હા ! હા !

અહા ! હસવું જ બસ હરદમ ! હસો ! દિલજાન ! હા ! હા ! હા !
ધરમ–અધરમથી પર આશ્રમ ! સદા ગુલતાન ! હા ! હા ! હા !

ખુદા હસતા ! સનમ હસતી !
જહાં સારી ય ઉલ્લસતી !
નથી નેસ્તી ! નથી હસ્તી ! અનામી ઇશ્ક ! હા ! હા ! હા !
અહા !૦

ન પ્રવૃત્તિ – ન નિવૃત્તિ !
બધે સત્તા છતી – અછતી !
શાહનશાહી ચકરવર્તી ! ઉડાવો મોજ ! હા ! હા ! હા !
અહો !૦

ઉજવીએ અશ્વમેધ જગન !
મચી રહ્યું વેદનું ગર્જન !
રસે વિલસે – હસે બ્રહ્મન્ ! હરિ હોમાય ! હા ! હા ! હા !
અહો !૦

× × ×

[ દીવાને સાગર : હા ! હા ! હા ! ]

એમનો સ્વભાવ સદા યે પ્રવૃત્તિમય હતો. નવરા બેસી રહેવું એમને કદી પણ પસંદ પડતું નહીં. કશું કામ ન હોય તો છેવટે એક સુંદર કોરો કાગળ લઈને ઉપર લાલ પેન્સીલથી એક મોટો ૐકાર કાઢે. પછી એની પશ્ચાદ્ભૂમિકા (background) વાદળી પેન્સીલ વડે વાદળી કરી નાખે અને એમ સુંદર રંગબેરંગી ચિત્ર બનાવે. આટલું કાર્ય પૂરું થતાં જો વખત બચે અને બીજું કંઈ અગત્યનું કામ ન આવી પડે તો આ કાગળ ઉપર સારા અક્ષરે સાહીથી **ગુરુ ગુરુ** લખે. આ બધું થઈ જાય પછી એવી બીજી નકલ કરે જેમાં પશ્ચાદ્ભૂમિકા લાલ બનાવે અને ૐકાર વાદળી બનાવે – વળી પાછું એમાં **ગુરુ ગુરુ** સાહીથી લખે. એક વાર આવી રીતે સુંદર બે નકલો કર્યા પછી રાતના પોતે બેઠા હતા. ભક્તમંડળી પણ હતી જ. પોતે વિનોદમાં હતા. પોતે કહે – "અલ્યા કાળા ભગત ! [ કાળા ભગત ચિત્રાલની બાજુ લોલા કરીને

ગામ છે ત્યાંના વૃદ્ધ ભગત હતા. લગભગ દરરોજ આશ્રમે આવતા. ] આજ તો આખો દિવસ ધોળા પર કાળું કર્યું. લોકો કેટલાં ય કાળાંધોળાં કરે છે અને આપણે ક્યાં નથી કરતા? આખો જન્મારો કાળાંધોળાં કરવામાં જ ગયો. [ કારણ કે પોતે લેખક હતા; એટલે વારંવાર ધોળા પર કાળું જ કરવાનું ને ! ] મારા તો દાઢીના કાળા વાળ પણ ધોળા થઇ ગયા, તો પણ કાળાંધોળાં કરવાનું ન ગયું ! હવે આપણે કયાં સુધી કાળાંધોળાં કરીશું ? " કાળા ભગત પછી પોતાની લાક્ષણિક ઢબે જવાબ દે: " હરે! હરે ! ખરું કહ્યું, મારા પરભુ ! " આવા આવા વિનોદના અનેક પ્રસંગો શ્રી 'સાગર'નો વિનોદી અને હાસ્યરસિક સ્વભાવ વ્યક્ત કરવા માટે ગણાવી શકાય. કાળા ભગત, છોટા ભગત, દેસાઇ ભગત એ તો બધા જાણે શિવજીના ગણો ! જ્યારે બોલાવો ત્યારે હાજર !

નૈસર્ગિક ઉદારતા એ શ્રી ' સાગર 'ના સ્વભાવનું લક્ષણ હતું. કોઇ પણ કાર્ય કરતી વખતે, દ્રવ્ય ખર્ચતી વખતે એ જરા ય કરકસર ન કરતા. નોકરી એમણે જીવનભર ન કરી તે ન જ કરી; તેમ જ બીજે કોઇ રસ્તે પણ દ્રવ્યનું ઉપાર્જન ન કર્યું. આમ છતાં, જાણે કે શ્રી કૃષ્ણનું ગીતાનું વચન:

अनन्यांश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

ફલિત થતું હોય એવી રીતે એમને કદી પણ પૈસાની ખોટ પડી નથી. જ્યારે જ્યારે જેટલા જેટલા દ્રવ્યની એમને જરૂર પડતી તેટલું દ્રવ્ય એમને ગમે તે રીતે પણ મળી રહેતું. દ્રવ્યનો એ કદી પણ સંગ્રહ કરતા નહીં. એમણે જો ધાર્યું હોત તો પાછળ હજારો

રૂપીઆની મિલ્કત મૂકી જઇ શકયા હોત. એમનો આશ્રમ જે માત્ર એક કેવળ માટીનું જ કોટડું છે તે, વધારે નહીં તો ઇંટેરી કરાવી શકયા હોત; અને એની આજુબાજુ જે અત્યારે માત્ર કાંટાની જ વાડ છે તેને બદલે સારો પાકો કંપાઉંડ કરાવી શકયા હોત. પરંતુ, કોઇ પણ પાર્થિક વસ્તુનો કે મિલકતનો એમને મોહ હતો જ નહીં. પોતાના પુત્ર માટે એમણે વારસામાં મૂક્યા એમના ભજનગ્રન્થો, એમનું અપ્રસિદ્ધ સાહિત્ય, એઓએ જ્યાં રહીને વીસ વર્ષ સુધી ભજનકીર્તન કીર્તન કર્યું એ એમની માટીની પર્ણકુટી અને એમણે જેના ઉપર કેટલાં ય વર્ષો ભજન કર્યું એ એમનો તંબુરો ! નાણું તો એ રામનામનું જ માનતા. એમણે તો ગાયું છે:—

રામનામનું નાણું ! સંતો ! રામનામનું નાણું !
ધનદોલતમાં અમે કમાયા ગુરુ ગોવિંદનું ગાણું.
સન્તો ! રામનામનું.

દુઃખ, ચિન્તા કે શોક, મોહને શું કરવાને જાણું ? !
રામનામથી સભર ભર્યાં સૌ ઉભરે અણુ પરમાણું !
સંતો ! રામનામનું.

જોગ, જગન, તપ, તીરથ, સૌમાં નહીં કોઇ નામ સમાણું;
રામ ગુરુ ગુરુ રામ મંત્રને અનભે કરી વખાણું.
સંતો ! રામનામનું.

ભૂત, ભવિષ જ્યાં છતે નથી ત્યાં જીવતાં થાપ્યું થાણું !
મરણ વિના મરણું માણ્યું ! ભાઇ ! ઉકલી ગયું ઉખાણું.
સંતો ! રામનામનું.

ॐ એક્વીસ હજાર છસોનું વ્યસન પડ્યું હંસાનું;
વાસ વસ્યો મોટે ઘર સાગર! જીવતાં જીવિત મુવાનું.
સંતો! રામનામનું...

[ દીવાને સાગર દફતર બીજું : રામનામનું નાણું ]

ઉપરના ભજનમાં કહ્યું છે તે પ્રમાણે શ્રી 'સાગરે' ભૂત અને ભવિષ્ય જ્યાં નથી એવાં દેશમાં – પ્રભુના ઘરમાં પોતાનું 'થાણું' કેવી રીતે સ્થાપ્યું અને પોતાનું જીવનધ્યેય – પ્રભુપ્રાપ્તિ – કેવી રીતે સિદ્ધ કર્યું એ આપણા હવે પછીના પ્રકરણનો વિષય બનશે.



લાલદાસજી, જીવણદાસ વગેરેનાં ભજનો અને તદુપરાન્ત વેદાન્તના સર્વમાન્ય શ્રેષ્ઠ ગ્રન્થોના પ્રણેતાઓ શ્રી શંકરાચાર્ય અને શ્રી વસિષ્ઠ — આ સર્વનો બહુ ઝીણવટથી શ્રી 'સાગર' આ સમયે અભ્યાસ કરતા. સ્વામી રામતીર્થ અને સ્વામી વિવેકાનંદ પણ એમના આ કાળના વાચનમાં હતા.

એઓ જેમ જેમ જંગલમાં દૂર જતા ગયા તેમ તેમ નિયમિત ભોજન ને નિયમિત વાચન ઓછું થતું ગયું. વાચન ઓછું પણ જે જે પોતે વાંચેલું તેનું મનન તે સમયે વિશેષ હતું. આ સમય માટે એઓ લખે છે:—

" વાંચવાનું બહુ ઓછું બને છે. સ્વામી રામનું ચોથું વૉલ્યુમ અને યોગવાસિષ્ઠ, અખો અને બીજાં અદ્વૈત પ્રબોધનો ક્વચિત જોવાયાં કરે છે – બાકી તો ચિન્તન અને મનન જ ચાલ્યાં કરે છે અને કરવાનું પણ એ જ.

**સોઽહં સ્વરૂપ**ની વ્યાપ્તિ વિચારાય છે અને કાં તો બ્રહ્મપુરી અરણ્યમાં અથવા મણિકૂટ પહાડના જંગલોમાં ( જે અહીંથી નિદાન દસેક માઇલ્સ ઘીચ ઝાડી ને કેટલાક માઇલ્સની ઉંચાઇએ છે ત્યાં ) એકાન્તમાં શરીરને રાખવા યોજના ચાલે છે. દાળ અને રોટી સિવાય બીજું ખાવાનું બંધ છે. હજી એ તરફ આવવાનું મનમાં આવતું જ નથી. શું કરવા આવે ? શરીર તો ચાલે છે ને તેનું ગમે તે થાય એની ચિન્તા શી ? હજી ટપાલ લખાયાં કરે છે પણ જ્યારે એકાન્તસેવન થશે ત્યારે ટપાલ લખી કે મેળવી શકાશે નહીં કેમ કે પહાડ ઉપર ટપાલ નથી. માણસો જ નથી રહેતાં ત્યા ટપાલ કેવી ?

ફક્ત સૂકી લૂખી રોટી ને દાળનું પાણી ખાવામાં અહીં જે

મઝા છે તે કુટુંબનાં બંધનોમાં રહીને પકવાન જમવામાં કદી યે લાગી નહોતી. "

હિમાલયનાં પહાડી ગામડાંમાં કળથી નામનું બંટી જેવું હલકું અનાજ મળતું, તે પણ ખાવાનો પ્રસંગ આવતો. પોતે ગાયું પણ છે:—

કળથી હમારે કબૂલ !
સાંઇ ! તોરી કળથી હમારે કબૂલ !
સ્વાદ ન લાગત ભાત કમોદનો ! બંટી તિહારી અમૂલ ! સાંઇ !૦
હમ બડભાગીને ખુદ તું ખવાડે, કાંગની કોળી અતુલ ! સાંઇ !૦
માયા જલાવી ને ભસમ લગાવી ! ભ્રમણાની ભાગી ભૂલ ! સાંઇ !૦
મ્હેલી હવેલી હિમાચલ ભાળ્યો ! ધન્ય આ ધૂણીની ધૂલ ! સાંઇ !૦
છબિયાં વિલોકી, સાંઇયા ! વારી જાઉં ! તનમન સાગર ડૂલ !
સાંઇ !૦

( દીવાને સાગર : કૂલથનું ગીત )

કોઇ માણસને કદી પણ ઘરની બહાર નીકળવાનો પ્રસંગ ન આવ્યો હોય અને કોઇ વાર પરદેશ જવાનો પ્રસંગ આવે ત્યારે એને પરદેશી વાતાવરણ વચ્ચે કેવી મૂંઝવણ થાય ? ભાતભાતનાં ભોજનો હોય, સૂવાને છત્રપલંગ હોય અને સેવામાં અનેક દાસદાસીઓ હોય છતાં પણ આવા પરદેશી વાતાવરણમાં એને તો અતડું જ લાગ્યા કરે. એને તો હંમેશાં એ જ વિચાર મનમાં ઘોળાયાં કરતો હોય કે અહીંથી છૂટીને હું ક્યારે મારા દેશમાં જાઉં ! પછી ભલે ને એના ઘરમાં માત્ર સૂકો રોટલો જ હોય ! એવી રીતે દૈવી સંપત્તિઓયુક્ત જીવાત્માને જગતના પ્રપંચી અને

કલુષિત વાતાવરણમાં રૂચતું જ નથી. એને હંમેશાં એમ થયાં જ કરે છે કે હું કયારે અહીંથી જાઉં ? ઇ. સ. ૧૯૦૮ માં શ્રી ' સાગર 'ને પણ એવું જ થયું હતું. એમને વારંવાર તે સમયે લાગતું કે ' મારું જીવનધ્યેય હાલના મારા પ્રાપ્તજીવનથી ભિન્ન અને ઉચ્ચ છે અને ગમે તે ભોગે પણ મારા જીવનને એ આત્મપ્રાપ્તિના ધ્યેય તરફ પલટો આપવો જોઇએ. ' એ જ સાલમાં લખાયેલા ' દ્વિજજીવનની દશા ' નામક કાવ્યમાં એમણે પોતાનાં એ સ્ફુરણો સ્પષ્ટ રીતે રજૂ કર્યાં છે, એ આપણે પાછળ બીજા પ્રકરણમાં જોઈ ગયા છીએ. જુઓ ' દ્વિજજીવનની દિશા ' એ કાવ્યમાંથી લીધેલાં અવતરણો. આ પુસ્તકનાં પૃષ્ટ ૩૪–૩૫.

શ્રી ' સાગરે ' ઇ. સ. ૧૯૦૮માં વ્યકત કરેલી આધ્યાત્મિક જીવન જીવવાની આ મહેચ્છા એમણે ઇ. સ. ૧૯૧૩ માં સફલ કરી; અને એમનું આખું આન્તરિક જીવન જ લપટાઇ ગયું. એમના સ્થૂલ અને સૂક્ષ્મ જીવનમાં એટલા અદ્‌ભુત ફેરફારો થયા કે જેથી આપણે સ્પષ્ટપણે બેધડક કહી શકીએ કે શ્રી ' સાગર 'નું નવસર્જન થયું.

શ્રી ' સાગર 'ના જીવનનો આ કાળ બહુ ઊચ્ચ કોટિનો છે. પ્રભુ સાથેનું તાદાત્મ્ય એમણે આ કાળમાં જ અનુભવ્યું; પરમ આર્ય ઋષિજીવન એટલે કે બ્રાહ્મીજીવનનો અનુભવ એમણે આ કાળમાં જ કર્યો. બ્રહ્મર્ષિ વસિષ્ઠ, રાજર્ષિ વિશ્વામિત્ર અને બીજા સમર્થ ઋષિઓ જેવા પ્રકારનું નિષ્કામ જીવન ગાળતા તેવા પ્રકારનું નિષ્કામ સાધુજીવન શ્રી ' સાગરે ' આ કાળમાં હિમાલયની ગુફાઓમાં અનુભવ્યું. એઓ ગુફામાં રહેતા અને ભિક્ષા માગીને જીવનનિર્વાહ કરતા. આ સમયનું એમનું સાહિત્ય આત્માનાં

ઉચ્ચ ઉડ્ડયનોના વિહારમાંથી આવે છે અને વસ્તુની દૃષ્ટિએ પણ જીજ્ઞાસુને, એમનાં ભજનોમાં અનેરૂં આત્મજ્ઞાન આપે છે. હવે નથી છંદો કે નથી વૃત્તો; નથી તાલ કે નથી મિલાપ; નથી રાગ – રાગિણીઓની જમાવટ કે શબ્દોનું લાલિત્ય. હવેનું શ્રી 'સાગર'નું સાહિત્ય ભારોભાર આત્મજ્ઞાન અને અનુભવબલ આપતું ભજન સાહિત્ય છે. એ સાક્ષરની વાણી નથી. કવિનું કાલ્પનિક ઉડ્ડયન કે દર્દના ઉભરા નથી. આર્ય બ્રાહ્મણ હૃદય ઉગ્ર તપશ્ચર્યા વડે અહંપણું ઓગાળી નાખીને જે શુદ્ધ સાત્ત્વિકભાવે સર્વત્ર આત્મભાવની સમરૂપતા જોતાં શીખે છે અને પ્રભુપ્રેમ અનુભવે છે – એ આર્ય બ્રહ્મીજીવનની અનુભવગીતા શ્રી 'સાગર'ની હવે પછીની તમામ વાણીમાં ઉભરાય છે ને ઓતપ્રોત થઈ જાય છે. આપણે એમના ઇ. સ. ૧૯૧૩ અને તે પછીના સાહિત્યમાં આ બ્રાહ્મીજીવનની દૃષ્ટિ – અદ્વૈતજીવનની દૃષ્ટિ અને પરમ પ્રભુભક્તિમય જીવનની દૃષ્ટિ અને પ્રભુભક્તિનાં ગુણગાન જોઈ શકીએ છીએ.

સ્વીડનબૉર્ગે કહ્યું છે: The Native Place of the Soul is in the Spiritual World (જીવાત્માની જન્મભૂમિ આધ્યાત્મિક વિશ્વમાં છે.) જીવાત્મા જ્યારે પોતાની આ જન્મભૂમિમાં – પોતાના અસલ વતનમાં આવે ત્યારે એ બેહદ આનંદમાં નાચી ઊઠે એ સ્વાભાવિક છે. શ્રી 'સાગર'ને પણ હિમાચલની તપોભૂમિનું આહ્લાદક અને પૂર્ણ પવિત્ર વાતાવરણ મળતાં એમનો આત્મા પણ નાચી ઊઠયો. એ આનંદ – પરમાનંદ એમણે પોતાના પત્રમાં આ પ્રમાણે વ્યક્ત કર્યો છે:

"જંગલોમેં ઔર પહાડોમેં ઘૂમતે હય ઔર હથ્થી, બાઘ

ઔર નદી – પર્વત – ઝરન ઇન સબ સ્વરૂપોંમેં બ્રહ્મલીલા દેખતે હય ઔર આનંદ પીતે હય.

આપકો આનંદ પીના હય ? તૃષાતુરકો જબ અચ્છી તરહસેં તૃષા લગતી હય તબ હૃદય સરોવરમેં ભરા હુઆ આત્મજલ વો જુરૂર પીનેકો મથતા હય. ઔર

'यं यं चिन्तयति मनो तं तं प्राप्नोति निश्चितम् ॥

ઐસા કાલાબાધિત નિયમકે મુતાબિક વોહિ ચૈતન્યજલ ઉસ્કો મિલતા હિ હય. ઔર સચ્ચા આત્મજલ મિલનેકે પીછે મૃગજલકી તરહ દૌડે ઐસા મૂરખ કૌન હય ?

દુનિયા કે સબ પદાર્થોંકો બચ્ચોંકી પૂતલીઓંકી માફક સમજ લો ઔર સચ્ચા સ્વરૂપ સેં દિલકી યારી ઠહરા દો, મેરે પ્યારેં ! વો હિ કરના કે જિસસેં કાયમકા આરામ મિલ જાય, ભૈયા !

ખાતેં, પીતેં, ફરતેં, બોલતેં ચાલતેં ઔર સબ કુછ કામ કરનેકી બખ્ત ભી અન્દરકા નૂર સ્વરૂપમેં હિ મિલા પિછાના જાય ઐસા સાવધાન રહના ઔર મનકો ખૂદ આત્મા મેં ડૂબા દેના ક્યોં કિં મન એક હિ જગતકા મૂલ હય ઔર મન આત્મલીન હુવા તો સારા જગત, જગત નહીં રહેગા ॥ * હરિ ૐ ॥

---

* **અનાદિ અનન્ત અદ્વૈત** એ નામના પોતાના એક ભજનમાં શ્રી 'સાગરે' એ જ અનુભવ ગાયો છે, કે જગતના આવિર્ભાવનું મૂલ **મન** અથવા **વૃત્તિ** એ એક જ છે. જુવો:—

ના થા – ના થા – ના થા—
મૈં તો તીનું કાલ મેં ના થા.
ના થા – ના થા – નાથા રે !૦

ધૂન મચાના ઔર કીસકી ભી ખાતર સતકો ભૂલના મત ॥ સતકો ભૂલના ઔર લુભાના વો હિ આત્મહત્યા હય વો ખૂબ ખયાલમેં રખના ॥ ”

હિમાલયમાં પોતે મણિકૂટના પહાડ ઉપર રહેતા. એ સ્થળ પર્વત ઉપર ઉંચાઇએ આવેલું અને છેક નિર્જન હતું. વનચર પશુઓની ધાસ્તી પણ આ સ્થળે વધારે હતી, અને આમ છતાં પણ કેવળ એકાન્તની શોધમાં નીકળેલા શ્રી ‘ સાગર ’ને આ સ્થળ ઘણું જ ગમ્યું. પોતે વારંવાર મોટેથી ૐ ૐ બોલતા અને

---

આપ હિ ‘ વૃત્તિ ’ કરિ કે બનાયા—
જીવ, જગત્, જગન્નાથા ! !
ના થા – ના થા – નાથા રે !૦

ના થા બ્રહ્મા, ના થા વિષ્ણુ,
ના થા – લલ્લા – ભૂત ના થા !
ના થા – ના થા – ના થા રે !૦

ના થા ‘પુરુષ’ અરુ ‘પ્રકૃતિ’ ના થી–
વા ઘરકી રસ – ગાથા.
ના થા – ના થા – ના થા રે !૦

વિગતાવિગત પૂરન પરિબ્રહ્મન્—
આપે અનન્ત અજાતા.
ના થા – ના થા – ના થા રે !૦

સચ્ચિદ્દઘન સાગર પરમાત્મન—
વૃત્તિ કે પૂરવે વહાં થા.
ના થા – ના થા – ના થા રે !૦

( દીવાને સાગર : દફતર બીજું )

ત્યાંનાં વિકટ જંગલોમાં કશા પણ ભય વિના વિચરતા. ત્યાંના પહાડી લોકોમાં પોતે "ૐવાલા બાવાજી" તરીકે ઓળખાતા. ૐકાર તો એમને જીવનભર બહુ જ પ્રિય હતો. પોતાના દરેક પુસ્તક ઉપર એઓ બેઠે બેઠે અનેક ૐ ચીતરતા. એમણે પોતે જ ૐકાર મંત્રની મહત્તા સમજાવતાં લખ્યું છે:

"ૐકારનો મંત્ર વિશ્વવ્યાપી છે. ૐ એટલે પ્રેમનું ઊંચામાં ઊંચું સ્વરૂપ – જ્ઞાનનું ઊંચામાં ઊંચું સ્વરૂપ – આત્માપરમાત્માની એકતાનું સ્વરૂપ – જે વાણીમાં આવી શકે નહીં એવું પ્રેમના અનુભવનું – જ્ઞાનબ્રહ્મનું સ્વરૂપ."

છેવટે કશું જ ન બને તો પોતે એકચિત્તે ૐકારનો જપ કરતા. એકચિત્તે પૂરેપૂરી લગનીથી કરેલા જપને એઓ બેશુમાર મહત્ત્વ આપતા; અને તેમાં યે ૐકારનો જપ એમને સૌથી વધારે પ્રિય હતો. એમણે લખ્યું છે:

"હકીકતમાં નામોની કશી વજુદ નથી, ગમે તે એકની જરૂર છે અને તે ભલે રામ હો કે ભીમ હો; કૃષ્ણ હો કે કેદાર હો; અલ્લાહ હો કે ખુદા હો; મહમ્મદ હો કે માશૂક હો; દેવ હો કે દિલબર હો–ગમે તે હો પણ તેમાં અનન્ત રૂપની અને અનન્ત નામોની અનન્તગણી એકીકૃત ભાવના જામેલી હોય અને ક્ષણ ક્ષણ એના જ ચિન્તનમાં આત્માનુભવ રહે તો બસ છે–બેડો પાર છે. એવા ચિન્તનની સહજ સફલતા માટે જ પ્રણવમંત્ર ૐકારને વેદો વધારે પ્રાધાન્ય આપે છે, યોગીઓ સોહંને વધારે પ્રાધાન્ય આપે છે, ભક્તો રામનામને મહત્ત્વ આપે છે. **यज्ञानां जपयज्ञोऽस्मि ।** એમ કહેવામાં એ જ હેતુ છે કે આઠે પહોર સોહંકારનો વા ૐકારનો અજપા જાપ અંદર અનુભવાયાં કરે અને વૃત્તિનું

તાદાત્મ્ય જામી જતાં પરિણામે ધ્યાતા ધ્યેયરૂપતામાં લીનતા પામે."

ઇ. સ. ૧૯૧૩માં શ્રી 'સાગરે' આ જ સમયમાં પ્રણવ-મંત્રની ધૂનનું ભજન મણિકૂટ પહાડમાં લખ્યું છે, તે આ જ મસ્ત હાલતનું સ્પષ્ટ નિરૂપણ કરે છે:—

ધૂન

ધૂન પ્રણવની જગાઓ:

જગાવો જી ! ૐ ।। ધૂન પ્રણવની જગાવો !

પ્રણવપ્રભુ નથી ભિન્ન પ્રણયથી, એ અનુભવથી બતાવો !
જગાવો૦

ખોળે ચઢીને હિમાલયને, અહા ! મણિકૂટગિરિને ગજાવો !
જગાવો૦

હાથી ને વાઘ રૂપી હરિહરશું સોહંગસૂર મીલાવો !
જગાવો૦

જલચર, થલચર, ખેચર સબમેં, આપ હિ આપ ફેલાવો !
જગાવો૦

ચહુદિશ બહુરૂપી સાગરરાજ હિ ! યે હિ અનુભવ ગાવો !
જગાવો૦

( દીવાને સાગર : ધૂન )

ઇ. સ. ૧૯૧૩ના આખરમાં શ્રી 'સાગરે' મણિકૂટ પહાડ ઉપરનું સ્થાન છોડ્યું અને ઇ. સ. ૧૯૧૪ના નવેંબર માસમાં એઓ લેન્સડાઉન થઈને ગઢવાલ જીલ્લામાં આવેલા ડાંગર

ગામથી થોડેક દૂર શ્રી નીલકંઠ મહાદેવ આગળ રહેવા ગયા. આ સ્થળ પણ ઘીચ જંગલમાં આવેલું હતું અને છેક નિર્જન હતું. ભિક્ષા માગવા જવું હોય તો પણ પાંચસાત માઇલ નીચે ઉતરીએ ત્યારે જ ઢાંગર જેવા પહાડી ગામડામાં આવી શકાય. અહીંના પહાડી જીવનના વસવાટ દરમિયાન શ્રી 'સાગરે' લખેલા પત્રમાંથી નીચે ઉતારેલા ભાગ ઉપરથી એમના ત્યાંના જીવન વિષે તેમજ વાતાવરણ વિષે ખ્યાલ આવશેઃ—

" વારંવાર અહીંથી લખી શકાય એવો યોગ નથી, કારણ એ છે કે, ટપાલની સોઇ નથી અને જંગલમાં નિવાસ હોવાથી દિવસનો કેટલોક ભાગ લક્કડ લાવવાને જંગલમાં કુહાડી લઇને ભટકવામાં જાય છે, કેટલોક ભાગ ભિક્ષા લેવાને આસપાસના ગામોમાં જવામાં થાય છે અને કેટલોક ભાગ રોટી બનાવવામાં અને એની પછીના વિધિમાં જાય છે. રાત્રિએ કામ કરવું મુશ્કેલ પડે છે કેમકે બત્તીનું સાધન મુશ્કેલીથી મળે છે. પાસે પૈસા પણ નથી. ભિક્ષામાં બાવટાનો આટો, અડદ અને કાંગ મળે છે. ધૂણી તો ચોવીસે કલ્લાક રાખવી પડે છે. ઠંડી બેશુમાર છે. વાદળાં વચ્ચે ચાલવાનું પણ કોઇ કોઇ વાર બને છે. સવારના દસ વાગ્યા પછી સાંજના ચાર વાગ્યા સુધીમાં ઠંડી કમી હોય છે; બાકીના વખતમાં તો ઝાકળ પડવું ચાલુ જ હોય છે અને કામ કરવું કઠિન પડે એવી ઠંડી વર્ષા કરે છે.

આટલું છતાં અહીંનું વાતાવરણ એટલું પવિત્ર, એટલું શાન્ત એટલું સત્ત્વગુણી અલૌકિક છે કે અહીં કશું વંચાય નહીં કે પોથાંથોથાં ઉથાડાય નહીં તો યે આસપાસની પ્રકૃતિ એની મેળે જ બ્રહ્મવિદ્યાના મંત્રોનું ગાન બહારથી અને અંદરથી એક સ્વરૂપે

ચલાવ્યાં જ કરે છે. જળનાં બે સુંદર ઝરણાંનો અહીં સંગમ થાય છે અને દિનરાત્રિ એ ઝરણાં "સોઽહં સોઽહં"નું સંગીત દિવ્યતાથી આલાપ્યાં કરે છે. બહારની મુશ્કેલીઓ અને દૈહિક વાગ-જનાઓને ભૂલાવી દઈને પ્રકૃતિ દેવી પૂર્ણસ્વરૂપ પુરુષમાં જીવને અને જગતને ઓગાળી દે છે અને જે સુખ માટે મનુષ્ય લાખો પ્રકારના પ્રયત્નો કર્યાં કરે છે તે સુખનો મૂળ ખઝાનો આપોઆપ આવીને પગ આગળ હાજર થાય છે.

ખરેખર! સુખ અને દુઃખ બન્ને મનની નિશ્ચિત અને અનિશ્ચિત વૃત્તિ ઉપર જ અવલંબી રહ્યાં છે. અમુક બાહ્ય સ્થિતિ એ સુખ કે દુઃખનું કારણ છે જ નહીં, પણ એ બાહ્ય સ્થિતિથી પર આત્મામાં મનનો મુકામ થતાં અને જામી જતાં સુખ સિવાય અંદર કે બહાર કશું જ અન્ય દેખાતું નથી, અનુભવાતું નથી. આખું જગત – અરે – અગણિત બ્રહ્માંડો બધાં મળીને – મૂળમાં એક જ શરીર છે અને વહાલું અજ્ઞાન દૂર થતાં – જ્ઞાનની પ્રીતિ પાકી જામતાં આશા નિરાશા બન્નેથી ઉપરનો અનુભવ આવીને જીવની દૃષ્ટિને શિવના નેત્રમાં ભેળવી દે છે. કામના માત્ર બળી જાય છે – હળાહળ પીવાઈ જાય છે – 'વિશ્વ'નો સંહાર થાય છે અને બ્રહ્મની જ્યોતમાં 'વિશ્વ' લય પામે છે.

લખવાનું અહીં કશું યે બનતું નથી. અહીં તો ઝાડ પાન, પાણી, પહાડ, આકાશ અને હવાની હર લહરીમાં વેદની ઋચાઓ લખેલી વંચાય છે ત્યાં પોથાંથોથાં ઉઘાડવાની કડાકૂટ કોને ગમે? આવું છતાં યે કોઈ પ્રેરણા કરે તો, બેશક, જવાબ લખવાને કલમ તૈયાર છે, પણ **फरज** જેવું કશું બન્ધન સેવક માનતો નથી–

He is as free as air and has no personal

duty. He does not work at all, and in case, if he is found working, his work is Universal just like that of the Sun and the Moon and the running Waters of the Ganges. Aum ! Love ! Bliss ! Peace to all ! "

ઇ. સ. ૧૯૧૩ અને ૧૯૧૪નાં વર્ષો શ્રી 'સાગરે' હિમાચલની તપોભૂમિમાં ગાળ્યાં. ત્યાંનું વાતાવરણ બહુ જ પવિત્ર અને આહ્લાદજનક હતું એ આપણે ઉપર આપેલા વિસ્તારી અવતરણ ઉપરથી જોઇ શકીએ છીએ. હવે વાચકને એ પ્રશ્ન થશે કે હિમાલયમાં જઇને શ્રી 'સાગરે' એવું શું કર્યું કે જેથી એમને આત્મપ્રાપ્તિ થઇ. આ પુસ્તકના લેખનનો, શ્રી 'સાગર'ની જીવન સિદ્ધિનો તેમ જ પ્રત્યેક સુજ્ઞ વાચકના આત્મિક જીવનની સફલતાનો આ મૂલ પ્રશ્ન છે તેથી હવે આપણે એ પ્રશ્ન ઉપર આવીશું.

बन्धो हि वासनाबन्धो मोक्षः स्याद् वासनाक्षयः ।

મનુષ્યને જન્મમરણના ચક્રમાં ભ્રમણ કરાવનાર, આત્માના પ્રત્યક્ષ અનુભવમાં આડે આવનાર વાસના જ છે. વાસના એટલે અંદર રહેનારી. જે સૌથી લાંબામાં લાંબો કાળ જીવાત્માને વળગી રહે છે એ મનોવૃત્તિનું નામ વાસના. જે મનોવૃત્તિ પ્રભુની અનન્ય પ્રીતિભક્તિને જાગવા દે નહીં એનું નામ વાસના.

'આર્યોનું વેદાન્ત આત્મસાક્ષાત્કાર માટે પૂરેપૂરો **વાસનાક્ષય** અને **મનોનાશ** કરવાનું કહે છે. શ્રી 'સાગરે' પણ મનોનાશ અને વાસનાક્ષય ઉપર ખૂબ ભાર મૂકયો છે. જ્યાં સુધી 'મન' મરતું નથી એટલે કે વૃત્તિ સંકલ્પવિકલ્પથી રહિત થતી નથી, ત્યાં સુધી બ્રહ્માનંદનો સ્વાનુભવ થતો નથી. મનનો સંપૂર્ણ વિલય

એ જ બ્રહ્મદર્શન અથવા મોક્ષ. ભિન્ન ભિન્ન ધર્મશાસ્ત્રો અને ભિન્ન ભિન્ન માર્ગોનું આ જ અન્તિમ નિશાન છે. એમણે ઉદ્બોધ્યું છે:—

જ્યાં સુધી વાસનાબીજ બળતું નથી–
ત્યાં સુધી જીવપણું ના ત્યજાતું,
જેમ છે તેમ નિજ રૂપ અવલોકવા–
નેત્ર નવ સ્થૂલની પાર જાતું.

( દીવાને સાગરઃ સનમના ઘરનું પ્રભાત )

તેમ જ અન્યત્ર પણ એ જ કહ્યું છે:

મન મર્યું એ જ દ્વિજ, એ જ છે પૂર્ણતા–
તન મુવે મુક્તિ નથી પામવાની !

( દીવાને સાગરઃ સવિતાનું પ્રભાત )

હિમાચલના પવિત્ર વાતાવરણે શ્રી ‘ સાગર ’ ઉપર અદ્‌ભુત અસર કરી. હૃદયમાં વૈરાગ્ય ભરીને તો પોતે આવેલા જ હતા. ભગવાન શંકરે સાધનચતુષ્ટયમાં દર્શાવેલા ત્રીજા સાધન ષડ્‌સંપત્તિઓ ( જુવો સાથેનો નકશો **પરિશિષ્ટ ૨** )નો વારંવાર ઉપયોગ કરીને એમણે વૈરાગ્ય અને અભ્યાસના બળવડે મનશમન કર્યું. જુવો એમણે આ સમયે જ હિમાચલમાંથી લખેલાં ‘ લડવૂં તો ’ અને ‘ દમવૂં તો ’ એ ભજનો ( પરિશિષ્ટ ૫ અને ૬ ). એવું જ એમનું ભજન ‘ ભોજન ’ ( પરિશિષ્ટ ૭ ) ‘ આત્મવિચારે જ્ઞાનસુધા પીવાનો, ’ મનને ‘ ભસમ ’ કરવાનો અને અન્તર્દષ્ટિથી જગતનો લય કરવાનો બોધ કરે છે.

એઓ કહે છે:—

" આપણે પ્રથમ તો સત્સંગ અને સત્શાસ્ત્રોના વાચનવડે હૃદયમાં સારી વાસનાઓ ઉત્પન્ન કરવી જોઇએ. હૃદય આ પ્રમાણે સારી વાસનાઓથી રોકાયેલું રહે ત્યારે દુષ્ટ વાસનાઓને રહેવાને એમાં સ્થાન મળતું નથી. આવો અભ્યાસ, પૂર્ણ વૈરાગ્યને બળે અંદર જામી જવો જોઇએ. એ જામી ગયા પછી શુભ અને અશુભ બન્ને પ્રકારની વાસનાઓથી પર થવાને મથવું જોઇએ.

ઉપર પ્રમાણે શુભ અને અશુભ બન્ને પ્રકારની વાસનાઓ જ્યારે બળી જાય ત્યારે જ હુંપણાનો પૂરો વિલય થાય છે. હુંપણાનો વિલય એટલે જ જીવન્મુક્તિ. નઠારી વાસનાઓ દૂર થતાં જ પશ્ચાત્તાપ જન્મે છે અને શુભેચ્છા પ્રગટે છે. ( શુભેચ્છા, વિચારણા વગેરે જ્ઞાનની સાત ભૂમિકાઓ માટે જુઓ પરિશિષ્ટ ૩ તેમ જ આ ભૂમિકાઓના સ્પષ્ટીકરણરૂપે શ્રી ' સાગરે ' લખેલાં ભજનો જુઓ: – જ્ઞાનનિસરણી – પરિશિષ્ટ ૮, વિચારણા – પરિશિષ્ટ ૯, તનુમાનસા – પરિશિષ્ટ ૧૦, સત્ત્વાપત્તિ – પરિશિષ્ટ ૧૧, અસંસક્તિ – પરિશિષ્ટ ૧૨. ) આ દશા પૂર્ણતાની નહીં પણ પૂર્ણતાનું પહેલું પગથિયું છે. અહંકાર એટલે હુંપણાની તામસી અને રાજસી વૃત્તિ છૂટવા માંડે છે અને સાત્ત્વિક અહંકારમાં જીવનો પ્રવેશ થાય છે – અને તે પશ્ચાત્તાપ શરૂ કરે છે. પશ્ચાત્તાપથી ભક્તિ જન્મે છે, અને એ સાત્ત્વિક અહંકાર પણ છેવટે લય થઇ જતાં, ત્રિગુણાતીત સ્થિતિ અનુભવાય છે.

કોઇ સંતે યોગ્ય જ કહ્યું છે:

ઇચ્છા ઉઠી જો શમે તો આત્મા નથી અળગો,
પરમહંસ મુનિ એમ કહે છે, એ કોને નથી વળગ્યો ?

સંસારની લાલસાના અનેકાનેક જન્મોના દૃઢ થઇ ગયેલા અભ્યાસોને વિસ્મૃત કરવા એ પ્રબલ પુરુષાર્થ વિના બનતું નથી અને પ્રેમભક્તિના યોગમાં લીન રહેવાથી જ એ પુરુષાર્થની ખરી દિશા મુમુક્ષુ મેળવી શકે છે. એકીકૃત થયેલી હૃદયભાવના વડે ઉત્પન્ન થયેલી એક જ ઇચ્છા – પૂરેપૂરી ઇચ્છા એ જ ઠેઠ સુધીનો માર્ગ કાપી આપે છે.

અબ તો મેરા રામનામ, દૂસરા ન કોઇ.

એ ભાવના બધી ઇચ્છાઓને ભોગે હૃદયમાં ઉત્પન્ન થવી જોઇએ. આ ભાવનાની સિદ્ધિ માટે કેટલોક કાલ એકાન્તસેવન પણ જરૂરી છે. જે જે સંબંધો હૃદયને મોહ પમાડે યા બાંધી રાખવા જેવું કરે તે તે સંબંધો ખાસ કરીને છોડવા જોઇએ; કેમ કે એનું જ નામ મોહ છે. હૃદયને તો નિર્ગુણની પ્રભુતા સિવાય કશું જ બાંધી રાખનારૂં ન હોવું જોઇએ. બાંધી રાખનારી અને જીવનને ઉડવામાં અંતરાય કરનારી તે માયા જ છે. માયા કોઇ વાર સ્નેહનું કે મિત્રતાનું રૂપ ધારણ કરીને આવે છે ત્યારે એને છોડવી બહુ મુશ્કેલ પડે છે, પણ આખરે તો ગૌતમ બુદ્ધની વીરતા વિના સિદ્ધિ નથી જ નથી.

આત્મા ઉંચે ઉડવાને એટલે ઉંચી ભૂમિકામાં કાયમનો રહેવાને નિર્મીયલો છે. એ ભૂમિકા **सत्य**, **कल्याण**, **आनन्द** અને **शान्ति**ની બનેલી છે; અને એમાં જ્યાં સુધી કાયમનો નિવાસ મળે નહીં ત્યાં સુધી ચિન્તન, મનન અને નિદિધ્યાસની, શમ, દમ, અને તિતિક્ષા તથા ઉપરામવૃત્તિ અને શ્રદ્ધાની બહુ જ જરૂર છે. આત્માના વિકાસમાં પૂરેપૂરા પ્રબળ વેગથી રોકાઇ જવું એ પરમ પુરુષાર્થ.

આપણાં બધાં attachments ( વળગણો ) આપણી રુચિ – આપણા taste ( ભાવ ) ઉપર અવલંબી રહ્યાં હોય છે. એ આપણો taste ( ભાવ ) આપણી પ્રકૃતિ અનુસાર ઘડાયેલો હોય છે. અનેક જન્મોના સંસ્કારે આપણી એ પ્રકૃતિ આપણે પોતે જ ઘડેલી હોય છે – ચંચળ મનનો સ્વભાવ જ અસ્થિરતાનો હોવાથી એ અનેક પ્રકારના સંસ્કારો હૃદયમાં છાપતું જાય, ભૂંસતું જાય અને વળી લાખો વાર છાપતું જાય – આવો એનો વ્યાપાર જ મનુષ્યના જન્મમૃત્યુનું અને ક્લેશનું કારણ છે – એ મનને એક જ સર્વોપરિ સત્યમાં લગાડવું, કેદ કરવું, શમાવવું અને બ્રહ્મરૂપે વિસ્તારવું એ જ જીવાત્માનો પુરુષાર્થ છે.

સન્તસેવા, સન્તસમાગમ અને ભાવભરૂંસો તથા મુમુક્ષુતા એ જીવાત્માના પુરુષાર્થનાં ક્રમિક લક્ષણો છે. વૈરાગ્ય અને અભ્યાસદ્વારા જ્યારે મનુષ્યનું પ્રાકૃત જીવન સંસ્કૃતિ પામવા માંડે ત્યારે જ એને સન્તસમાગમની – સદ્દગુરુની અપેક્ષા થવા માંડે છે. યોગ્ય, બ્રહ્મનિષ્ઠ સદ્દગુરુ પાસેથી એણે શ્રવણ કરવું જોઇએ; ત્યાર પછી મનન પૂરૂં થયા પછી નિદિધ્યાસ એટલે વસ્તુનો નિશ્ચય થાય છે. એ નિશ્ચય પોપટિયો નહીં પણ જેમ અગ્નિમાં દઝાડવાની શક્તિની અને લાલ રંગમાં રતાશની જેમ પ્રતીતિ છે તેમ સ્વાનુભવ – સાક્ષાત્કારની જે ઝાંખી વિચારણાદ્વારા થાય છે તેની જ હરદમ એવી જ પ્રતીતિ રહે એનું નામ નિદિધ્યાસ. તે પછી અપરોક્ષ અનુભવ આવે છે. ”

શ્રી ‘ સાગરે ’ પોતે આ પ્રમાણે પૂર્ણ વૈરાગ્ય અને સતત અભ્યાસદ્વારા હિમગિરિના તપોવનમાં, પૂર્ણ કષ્ટ વેઠીને, તપોમય જીવન ગાળીને હૃદયની સારીમાઠી બધી જ વાસનાઓ શ્રી હરિ–

નામમાં ઓગાળી દીધી. સંસારના ઉદ્ભવનું મૂળ – મનની વૃત્તિઓ – તેનું હરિનામના સતત જપદ્વારા સમૂળું ઉચ્છેદન કર્યું. પોતાની રગેરગમાં શ્રી હરિનામનું અમૃત ભરી દીધું. એ જ એમની જીવનસિદ્ધિનો માર્ગ. એ જ એમનો પરમ પુરુષાર્થ અને એ જ આપણા બધાનું – મનુષ્યમાત્રનું પરમ પ્રાપ્તવ્ય. પૂર્ણતાનો મુલક અને પૂર્ણતાનો અનુભવ કાગળ ઉપર કોણ ચીતરી શક્યું છે ?

આમ છતાં યે શ્રી ' સાગરે ' પોતે જીવનસિદ્ધિના માર્ગે પ્રયાણ કર્યું અને અંતિમ લક્ષ્ય સિદ્ધ કર્યું, તેથી એ પોતે પોતાનો અનુભવ અને માર્ગનિદર્શન આ પ્રમાણે ઉદ્બોધે છે:—

" લીનતા અને જગતના શમણા તરફ અરુચિ ઉત્પન્ન થતાં જ મુમુક્ષુને કુદરત જાતે જ માર્ગ આપે છે એવો સાગર-રાજનો અનુભવ છે. ભજનોનું મનન કરવાથી વસ્તુનું પિછાન અને નિદિધ્યાસન થાય છે; અને, અસત્‌ને અસત્ તથા સત્‌ને 'સત્ સમજીને બુદ્ધિ સ્થિર થાય છે. આટલા માટે જ શાસ્ત્રકારોએ શ્રવણ નન અને નિદિધ્યાસનને મહત્ત્વ આપ્યું છે. વૈરાગ્ય એટલે પરમાત્મા પ્રાપ્ત કરવાની તીવ્રતમ ઇચ્છા – સાચામાં સાચી લગની–બધાને અભાવે એક જ પ્રાપ્તવ્ય – એવો વૈરાગ્ય એ બધાનો શિરોમણિ છે. જ્ઞાનના સમબાજુ ત્રિકોણની ભક્તિ, કર્મ અને યોગ એ ત્રણ બાજુઓ છે. બધા જ માર્ગો છેવટે જ્ઞાનના શિરો-બિન્દુમાં સંક્રાન્ત થાય છે.

પરન્તુ, શરૂઆતમાં સૌથી પહેલું આવશ્યક એ છે કે ચાલતી ઝિન્દગાનીમાં ખારાશ લાગવી જોઇએ. કૃત્રિમ જીવનમાં સંતોષ માની લેતાં અટકવું જોઇએ અને ખરૂં શું છે, એ શોધવાને બહુ જ તીવ્ર ઉત્કંઠા થવી જોઇએ. ' મારે સાચું જીવન જીવવું જોઇએ '

અને ' ગમે તે થાય તો પણ આવી કૃત્રિમ, ઝિન્દગાનીમાં તો આ શરીર 'પૂરૂં થવા દઈશ નહીં જ. એવો દૃઢ સંકલ્પ જોઈએ. આવી તીવ્ર ઇચ્છા અને દૃઢ સંકલ્પ પછી કુદરતની તાકાત જ નથી કે, એ માર્ગ આપ્યા વિના મૂંગી બેસી રહી શકે. ઇચ્છાની અપૂર્ણતા એ જ મોટામાં મોટો વાંધો સંસારીને આડે આવે છે અને કારણ એ છે કે અસત્ વસ્તુઓને અસત્ જેવી જોવા છતાં એમાંથી રાગબુદ્ધિનો ત્યાગ થતો નથી અને પરમ સત્ તરફ આસ્થા કે પ્રીતિ ઉદ્‌ભૂત થતાં નથી. સાપને સાપ જાણ્યા છતાં પણ કોણ જાણે શી યે મોહકતાને લીધે સંસારી એની સોડમાં સૂવાને મથ્યાં જ કરે છે ! શંકર ખરૂં જ કહે છે કેઃ—

पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूतं जगत् ।

સંસાર આખો પ્રપંચમય છે અને સંસારી ગમે તેવું પ્રાણી છે, પણ જેને વસ્તુ પ્રાપ્ત કરવું છે તેને એ શા કામનું છે ? એને માટે તો એટલું જ બસ છે કે–સંસાર જ્યારે એવો છકેલો છે ત્યારે એ સંસારનાં બંધનો અને સંસારની માયાના કેફમાં જેટલું બળ હોય તે કરતાં અનેકગણું વધારે બળ મેળવીને **માર્ગે પ્રયાણ કરવું**. દુશ્મન જેટલો વધારે બલવાન હોય તેટલું સામે લડનારે વધારે જોરથી તૈયાર થવું જોઈએ, એ સ્પષ્ટ છે. દુનિયા અને એનાં બન્ધનો જેટલાં વધારે મોહક અને પ્રલોભક હોય તેટલી વધારે તૈયારી મુમુક્ષુએ વૈરાગ્ય, સત્સમાગમ અને દૃઢ નિશ્ચયનાં શસ્ત્રો સજીને કરવી મુનાસિબ છે. લેહ લગાડી દેવી જોઈએ અને પૂર્ણ મસ્ત થવું જોઈએ–સિવાય બીજો ઇલાજ નથી. આટલું થતાં તો ખુદ પરમાત્મા જાતે જ માર્ગરૂપ બને છે અને તમારા આ સેવકનો એ સ્વાનુભવ છે.

' તુજે હય શૉક મિલનેકા તો હરદમ લો લગાતા જા. '

એ મંત્ર આગ્રહપૂર્વક આચરવા યોગ્ય છે – અને લેહ લગાડી દેવી એમ કહેવામાં વાણીનું અને મનનું તપ ખાસ કરીને આવી જાય છે. ઉદરને માટે પસંદ કરાયલા ધંધા નિમિત્તે મનસા, વાચા, કર્મણા જેટલી પ્રવૃત્તિ ઉચિત હોય તેટલી ભલે થાય પણ તે ય એક જ દૃષ્ટિથી અને તદુપરાન્ત ઝિન્દગાની તમામ ભજન અને મનનમાં વહેવી જોઇએ. આમ સાચું શોધનારને શું પ્રભુ પોતે પૂજતો નથી ? ”

હમણાં જ આપણે પ્રભુપ્રાપ્તિ પામવા માટે શ્રી શંકરાચાર્યજીએ દર્શાવેલાં ચાર સાધનો વૈરાગ્ય, વિવેક, ષડ્સંપત્તિ અને વિષે ઉલ્લેખ કર્યો હતો. ( જુઓ નકશો પરિશિષ્ટ ૨ ) રે ' ઇ. સ. ૧૯૧૩ ને ઇ. સ. ૧૯૧૪ ના હિમગિરિનિવાસ આ સાધનચતુષ્ટય દ્વારા પૂર્ણતા પ્રાપ્ત કરી અને તેથી ા સાધનો શા શા કાર્ય માટે ઉપયોગનાં છે તેમ જ મુમુક્ષુ ાને કયે કયે પ્રસંગે કેવા પ્રકારના આંતરિક યુદ્ધમાંથી પસાર પડે છે એ એમને અનુભવગમ્ય થયું. ઇ. સ. ૧૯૧૬ માં ાતે, પ્રભુપ્રાપ્તિ માટે મથનાર એક પ્રબળ જીવાત્મા અને પોતાનાં શિષ્યા લલિતાબેન – માતાજી ૐકારેશ્વરીને આ સાધનો વિષે આ પ્રમાણે સ્પષ્ટીકરણ કર્યું છેઃ—

“ ઉત્તમ મુમુક્ષુ માટે એટલે પૂર્વના ઉચ્ચ સંસ્કારી માટે વૈરાગ્ય, વિવેક, ષડ્સંપત્તિ ( શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન ) અને મુમુક્ષુતા ( જુઓ નકશો પરિશિષ્ટ ૨. ) – આ ચાર સાધનો દ્વારા જ્ઞાનનો અપરોક્ષાનુભવ મુમુક્ષુને થાય, એવો ક્રમ વેદાન્ત જણાવે છે, અને લીન હૃદયથી – પૂરી આતુર-

તાથી અને ખંતથી એ વિચારવા ને આચારવા યોગ્ય છે. હાલનો જમાનો એવો છે કે આપણાં જુવાન અને અનુભવ વિનાનાં મગઝો દુનિયાથી જરાક અગવડમાં મૂકાય કે થોડાંક વર્ષોની કફોડી હાલતમાં આવે એટલે સ્વામી વિવેકાનંદ અને રામતીર્થનાં પુસ્તકો જ શોધીને એમાંથી પરમાત્માને મેળવવાને મથે છે – કંઇક આરામ મળતો લાગે છે એટલે જાણે કૃતકૃત્યતા માની લે છે અથવા તો થાકી જાય છે. **વસ્તુમાં પૂરેપૂરા હોમાવું** એ શી સ્થિતિ છે એની ખબર કોઇ વિરલ આત્મા જ પામી શકે છે. **સારાથી જુદું જગતમાં કશું નથી એવો અનુભવ હરદમ રહેવો એ પ્રબલ પુરુષાર્થ વિના કદાપિ બનતું નથી.** જો બનતું હોત તો દુઃખ દુઃખની બૂમો કોઇ પાડત જ નહીં. એ પુરુષાર્થનો ખરો ક્રમ શો છે? ભગવાન શંકરાચાર્ય अपरोक्षानुभूति નામે એમના મનનયોગ્ય ગ્રન્થમાં ઉપરનો ક્રમ બતાવે છે અને એમાં લક્ષમાં રાખવા જેવી વાત એ છે કે જ્ઞાનને બેશુમાર મહત્ત્વ આપનાર એ જગદ્‌ગુરુ જ્ઞાનના માર્ગનો આરંભ વૈરાગ્યથી કરે છે. એ વૈરાગ્ય શું છે? વૈરાગ્ય આવ્યો ક્યારે કહેવાય? સૌથી પહેલું જ પગથિયું એ वैराग्यનું છે.

પરમાત્માને પામવા સૌથી વધારે અગત્ય જો કોઇ પણ સ્થિતિને આપવી હોય તો તે वैराग्यની દશા છે. પ્રભુના અનુભવ વિનાની પોતાની જિન્દગાની બેશુમાર ખારી લાગવી જોઇએ; અને એટલી બધી ખારી કે એ અનુભવ જ્યાં સુધી થવા માંડે નહીં ત્યાં સુધી બીજી બધી વાતો તેને રસભરી લાગે જ નહીં. પ્રભુ તરફની જીવાત્માની પ્રીતિ, જીવાત્માનો પરમાત્માના અનુભવ માટેનો તરફડાટ એ જ विराग. મોટા મોટા રાજવીઓનામાં એ विराग જન્મ્યો છે ત્યારે એમને છત્રપલંગોની પુષ્પશય્યા હોવા છતાં એમાં

હજારો વીંછીની વેદના થઇ છે. પ્રભુ તરફની પ્રીતિની તીવ્ર અભિલાષા, અને તેનાથી વિરુદ્ધની બીજી બધી બાબતો તરફ – એ ગમે તેટલી સુખ આપનારી હોય છતાં પણ તે તરફ – પ્રબળ અરુચિ એ **પ્રેમનું** અથવા **વિરાગનું** મુખ્ય લક્ષણ છે. આવો વિરાગ અથવા **પ્રભુપ્રેમ** જેનામાં પ્રકટે છે તેને તો એનો પરિપાક થઇને એનું પરિણામ જાતે અનુભવાય નહીં ત્યાં સુધી કદાપિ તૃપ્તિ થતી નથી. શંકર ભગવાન આ વૈરાગ્યનું લક્ષણ કહે છે:

ब्रह्मादि स्थावरान्तेषु वैराग्यं विषयेष्वनु ।
यथैव काकविष्टायां वैराग्यं तद्धि निर्मलम् ॥

अपरोक्षानुभूतिः

બ્રહ્માદિ સ્થાવરો સુધી વૈરાગ્ય વિષયો વિષે;
જાણે કે કાગવિષ્ટા છે: શુદ્ધ વૈરાગ્ય એ જ છે.

શંકરાચાર્ય : અપરોક્ષાનુભૂતિ.

અને હૃદયવૃત્તિને જ્યારે ખરો વિરાગ એટલે સાચી પ્રભુપ્રીતિ આવે છે ત્યારે સ્વાનુભવ કહે છે કે એવી સ્થિતિ જરૂર જ થાય છે. એવા વૈરાગ્યને અભાવે જ લાંબાં લાંબાં વર્ષો સુધી તપ અને અભ્યાસમાં ગળેલાં જીવનો પણ કલુષિત થઇ ગયાં છે જેમકે મચ્છેન્દર. જોગી – જ્ઞાની નહીં, પૂર્ણ નહીં; અને એવા વૈરાગ્યથી જેનું જીવન શુદ્ધ થયું છે તેને થોડામાં થોડા અભ્યાસે પણ પરમાનંદ પ્રાપ્ત થયો છે. **વૈરાગ્ય** એટલે સાચી પ્રભુપ્રીતિ જીવાત્માની કુલ મુસાફરીમાં પોણો ભાગ કાપી આપે છે; અને એની ગેરહાજરીમાં તો પોણો ભાગ મુસાફરી કાપી હોય તો પણ જીવાત્માને એકદમ નીચે ગબડાવી પાડે છે. વૈરાગ્ય એ જ હૃદયની

ખરી તૈયારી છે; એમાં બીજાની દલાલી ચાલી શકતી નથી. વૈરાગ્ય એટલે ખરેખરી લગની; ખરેખરી લગની **પ્રીતિ** વિના હોઇ શકે નહીં અને એ પ્રીતિની વ્યાખ્યા કરવાને તો હરકોઇ કલમ પ્રવૃત્ત થાય તો પણ પ્રીતિનું નિરૂપણ પૂરેપૂરૂં તો કરી શકે જ નહીં. પ્રીતિ બનાવી બનતી નથી. જો બનાવી બનતી હોત તો 'એ આંખે જોયેલી બધી વસ્તુ નાશવંત છે અને શરીર મરવાનું છે' એ વાતની કોને ખબર નથી? આ જાણીતી વાત છતાં પણ પ્રભુપ્રીતિ બનતી નથી, એ જગજાહેર બાબત છે. ક્ષણિક વૈરાગ્ય તો માનવજીવનમાં ઘણી ઘણી વાર આવે અને એ ક્ષણિક વિરાગની લાગણીને જ જો ઘનીભૂત કરવાનો ઠરાવ મનુષ્ય કરે – ટેવ પાડે તો એ ક્ષણિક વિરાગમાંથી વિરાગનો પરિપાક થઇને ખરી પ્રભુપ્રીતિ પ્રકટ થાય – ભગવાન શંકરાચાર્ય **વૈરાગ્ય જ સૌથી પ્રથમ પગલા તરીકે** જણાવે છે એનું કારણ જ એ છે કે વૈરાગ્ય એ જ પરમાત્માના અનુભવમાં અસાધારણ કારણ છે. જો રુચિપૂર્વક વિચાર કરવામાં આવે તો વિવેકબુદ્ધિ ઉઘડયા વગર રહેતી જ નથી અને તેથી વૈરાગ્યની સાથે જ શંકર ભગવાન **વિવેકને** બીજા સાધન તરીકે મૂકે છે. તેઓ કહે છેઃ—

नित्यमात्मस्वरूपं हि दृश्यं तद्विपरीतगम् ।
एवं यो निश्चयः सम्यग् विवेको वस्तुनः स वै ॥

अपरोक्षानुभूतिः

આત્માનું રૂપ છે નિત્ય, દૃશ્ય છે તેથી ઉલટું,
એવો નિશ્ચય પાકો જે તે વસ્તુનો વિવેક છે.

(શંકરાચાર્ય : અપરોક્ષાનુભૂતિ.)

આવો વિવેક જ ક્ષણિક વિરાગમાંથી
સાધી આપે છે. એ વિરાગની લાગણી ધીમે ધીરે
પ્રભુપ્રીતિ પ્રકટાવે છે. બે આંખે દેખાતી તમામ
રંગ જેવી ચલિત પ્રકૃતિવાળી છે; અને એથી ર
થઇ શકતી નથી, એ વાત વસ્તુવિવેકના વિચાર
થયાં કરે છે; અને હૃદય વિરાગી બન્યાં જાય
ચલિત બાબતો કરતાં કોઇ અદ્ભુતતાની જિજ્ઞાસા
અને એ અદ્ભુતતાની શોધ માટે જીવાત્મા ચ
કરે છે. એ તરફડાટ તે ભક્તિ એ પણ ખ્યાલ
વૈરાગ્ય અને વિવેક એ બે સાધનો સુધી જ્ઞા
માર્ગમાં એકતા આવે છે. બહુ જોતાં તો બા
કે પ્રેમ હો પણ વૈરાગ્ય અને વિવેક એ બે
માર્ગમાં અતિ આવશ્યક છે જ. જેનામાં
એ બે સાધનો દ્વારા અંદરનો પ્રવેશ શરૂ થઇ
ટે કાવ્યમાં કહ્યું છે તેમ:—

પોતાની દુનિયાદારીની વૃત્તિને લીધે જ છે. દુનિયા ક્યાં રહે છે? પોતાની વૃત્તિમાં જ જગત છે; અને તે પોતાની વૃત્તિ નો પ્રેમાકાર બનવા માંડે છે, ત્યાં જગતનું ભાન ઘટતું જ જાય છે; અને જેમ જેમ એ વૃત્તિ વધારે ને વધારે પ્રેમાકાર બનતી જાય છે, તેમ તેમ જગતના જગતપણાનું ભાન વધારે ને વધારે ભૂંસાતું જ જાય છે. **વિવેક ને વૈરાગ્યનો** ઉદય થઇ ચૂક્યો એટલે જીવાત્મા, પરમાત્મા તરફનો પ્રવાસી જરૂર થઇ ચૂક્યો સમજવો. આત્મ અને અનાત્મ વસ્તુઓનો વિવેક અને આત્મામાં વૃત્તિઓને રોકવાની તીવ્ર લાગણી – એ બે વાતો પ્રવાસી જીવાત્માનો પહેલો અને સૌથી મહત્ત્વનો મુકામ છે. વેદોમાં **कर्म, उपासना** ने ज्ञान એ ત્રણ વિભાગો છે તેમાં જે કર્મની લાખ વાતો જુદે જુદે રૂપે ફરમાવવામાં આવી છે, તે જીવાત્માને વિવેક અને વૈરાગ્યનો મુકામ મેળવી આપવા માટે જ છે. જ્યાં સધી જીવાત્માને વિવેક ને વૈરાગ્યનો મુકામ પ્રાપ્ત થયો ન હોય ત્યાં સુધી એ મુકામ પ્રાપ્ત થવા માટે એણે વર્ણાશ્રમધર્મને અનુસરીને, દેશકાળને અનુસરીને, અનુભવીઓએ જે ધર્મ બતાવ્યો હોય તે આગ્રહથી પાળવો જોઇએ, એટલું અહીં નોંધવાની જરૂર છે. પ્રેમ અથવા **વિરાગને** તો કોઇ કાયદો છે જ નહીં; કેમ કે એ સ્થિતિ તો પોતે પોતાનું નિયમન રચી લે છે; અને તે મુજબ વર્ત્યાં કરે છે; અને પ્રભુપ્રીતિના માર્ગમાં તો સ્પષ્ટ જ છે કે —

तत्र वेदा अवेदा भवन्ति ।

ત્યાં તો વેદો પણ અવેદો થાય છે. **પ્રેમવેદ** એ ચારે વેદનો મૂલવેદ છે, પણ એવું થવું એ બહુ વિરલ છે અને તેથી એવી લીનતાનું બળ ન મળ્યું હોય ત્યાં સુધી તો અલબત્ત, આશ્રમધર્મને

આવો વિવેક જ ક્ષણિક વિરાગમાંથી વિરાગનો પરિપાક સાધી આપે છે. એ વિરાગની લાગણી ધીમે ધીમે ઘનીભૂત થઇને પ્રભુપ્રીતિ પ્રકટાવે છે. બે આંખે દેખાતી તમામ વસ્તુઓ સંધ્યાના રંગ જેવી ચલિત પ્રકૃતિવાળી છે; અને એથી સ્થાયી તૃપ્તિ કદાપિ થઇ શકતી નથી, એ વાત વસ્તુવિવેકના વિચારથી વારંવાર તાજી થયાં કરે છે; અને હૃદય વિરાગી બન્યાં જાય છે. એ આંખની ચલિત બાબતો કરતાં કોઇ અદ્‌ભુતતાની જીજ્ઞાસા થવા માંડે છે; અને એ અદ્‌ભુતતાની શોધ માટે જીવાત્મા અતિશય જ તડપ્યાં કરે છે. એ તરફડાટ તે **ભક્તિ** એ પણ ખ્યાલમાં આવી જાય છે. **વૈરાગ્ય** અને **વિવેક** એ બે સાધનો સુધી **જ્ઞાન** અને **ભક્તિ**ના માર્ગમાં એકતા આવે છે. ખરૂં જોતાં તો ભક્તિ હો, જ્ઞાન હો, કે યોગ હો પણ **વૈરાગ્ય** અને વિવેક એ બે સાધનો તો દરેક માર્ગમાં અતિ આવશ્યક છે જ. જેનામાં **વિવેક ને વૈરાગ્ય** એ બે સાધનો દ્વારા અંદરનો પ્રવેશ શરૂ થઇ ગયો છે તેને તો એક ભજનમાં કહ્યું છે તેમઃ—

'ખબરવાળાને ખાવું ન ભાવે'

એવું થયા વિના રહેતું જ નથી; અને શ્મશાનમાં ,શબને બાળ્યા પછી વિરાગની જે લાગણી થાય છે અથવા ભોજન જમ્યા પછી અન્ન ખાવાની જે અરૂચિ થાય છે તે જ વૃત્તિ અહર્નિશ રહ્યા કરે છે; અને એ દર્દમાં જ એને અહર્નિશ રસ પડયાં કરે છે. એ દર્દને વેઠવામાં અને ગાવામાં અને એનું જ ચિન્તન કરવામાં એના દિલનું એવું અનાયાસે રોકાણ થઇ જાય છે કે **એના** વિનાની બીજી દુનિયાનું એને સાધારણ રીતે જ વિસ્મરણ રહ્યાં કરે છે. દુનિયાનું અસ્તિત્વ પણ જો વાસ્તવિક રીતે જોઇએ તો

પોતાની દુનિયાદારીની વૃત્તિને લીધે જ છે. દુનિયા ક્યાં રહે છે? પોતાની વૃત્તિમાં જ જગત છે; અને તે પોતાની વૃત્તિ તો પ્રેમાકાર બનવા માંડે છે, ત્યાં જગતનું ભાન ઘટતું જ જાય છે; અને જેમ જેમ એ વૃત્તિ વધારે ને વધારે પ્રેમાકાર બનતી જાય છે, તેમ તેમ જગતના જગતપણાનું ભાન વધારે ને વધારે ભૂલાતું જ જાય છે. **વિવેક ને વૈરાગ્યનો** ઉદય થઇ ચૂક્યો એટલે જીવાત્મા, પરમાત્મા તરફનો પ્રવાસી જરૂર થઇ ચૂક્યો સમજવો. આત્મ અને અનાત્મ વસ્તુઓનો વિવેક અને આત્મામાં વૃત્તિઓને રોકવાની તીવ્ર લાગણી – એ બે વાતો પ્રવાસી જીવાત્માનો પહેલો અને સૌથી મહત્ત્વનો મુકામ છે. વેદોમાં **કર્મ, ઉપાસના** ને **જ્ઞાન** એ ત્રણ વિભાગો છે તેમાં જે કર્મની લાખ વાતો જુદે જુદે રૂપે ફરમાવવામાં આવી છે, તે જીવાત્માને વિવેક અને વૈરાગ્યનો મુકામ મેળવી આપવા માટે જ છે. જ્યાં સુધી જીવાત્માને વિવેક ને વૈરાગ્યનો મુકામ પ્રાપ્ત થયો ન હોય ત્યાં સુધી એ મુકામ પ્રાપ્ત થવા માટે એણે વર્ણાશ્રમધર્મને અનુસરીને, દેશકાળને અનુસરીને, અનુભવીઓએ જે ધર્મ બતાવ્યો હોય તે આગ્રહથી પાળવો જોઇએ, એટલું અહીં નોંધવાની જરૂર છે. પ્રેમ અથવા **વિરાગને** તો કોઇ કાયદો છે જ નહીં; કેમ કે એ સ્થિતિ તો પોતે પોતાનું નિયમન રચી લે છે; અને તે મુજબ વર્ત્યાં કરે છે; અને પ્રભુપ્રીતિના માર્ગમાં તો સ્પષ્ટ જ છે કે —

तत्र वेदा अवेदा भवन्ति ।

ત્યાં તો વેદો પણ અવેદો થાય છે. **પ્રેમવેદ** એ ચારે વેદનો મૂલવેદ છે, પણ એવું થવું એ બહુ વિરલ છે અને તેથી એવી લીનતાનું બળ ન મળ્યું હોય ત્યાં સુધી તો અધ્યયન, આશ્રમધર્મનું

અનુસરીને કર્મમાં પ્રવૃત્ત થવું જરૂરનું છે. લૌકિક નીતિને અને લૌકિક નિયમનોને સામાન્ય રીતે આદર આપવાની અગત્ય છે. એ નીતિ અને એ નિયમનોને વળગી રહેતાં રહેતાં ચિત્તની શુદ્ધિ મોડી-વહેલી પણ થાય છે અને કાળે કરીને કોઇ પ્રસંગે વિવેક અને વૈરાગ્યનો ઉદય થાય છે. ૐ.

કર્મ અને જ્ઞાન એ બન્નેની વચમાં **ઉપાસનાનો** એક બહુ જ મહત્ત્વનો મુકામ છે અને આ વાત ખ્યાલમાં એટલી બધી પ્રબળ રીતે નહીં રહેવાથી જ શુષ્ક જ્ઞાનને **જ્ઞાન** માનીને પ્રવાસીઓ બ્રહ્માનંદથી વિમુખ રહે છે અથવા તો કર્મકાંડને જ મહત્ત્વ આપ્યાં કરીને આગળ વધવાનો પુરુષાર્થ કરતા નથી. **વૈરાગ્ય** અને **વિવેક** એ બન્ને સાધનોનો સંબંધ કર્મકાંડની આખરે અને **ઉપાસનાના** આરંભમાં છે. ખરે: **ઉપાસના** એટલે જ હૃદયવૃત્તિનો તીવ્રમાં તીવ્ર સંવેગ અને લક્ષ્ય પરમાત્મા તરફ–વૃત્તિનું અવિરામ ગતિથી દોડયાં જવું.

જ્ઞાનની લાંબી લાંબી ચર્ચાઓ કરવાની કે જ્ઞાનનાં મોટાં મોટાં પુસ્તકો વાંચવાની ટેવ પડે તેના કરતાં જો વારંવાર શ્રી હરિને ગાયાં કરવાની જ ટેવ પડે અને એમાં રસ અનુભવાય તો એ હજાર દરજ્જે વધારે બહેતર છે અને વધારે સરળતા કરી આપનાર છે. **પ્રેમધર્મનો** પ્રભુની સાથે જેટલો અને જે પ્રકારનો સંબંધ છે તેટલો અને તે પ્રકારનો સંબંધ બીજા કોઇ પણ ધર્મમાર્ગનો છે જ નહીં; અને કારણ એ છે કે પ્રભુ પોતે પ્રેમસ્વરૂપ છે. **પ્રેમ** એટલે ચૌદે બ્રહ્માંડ જેનાથી વ્યાપ્ત હોવા છતાં પણ જે ઉભરાતો અને રેલાતો વિલસ્યાં જ કરે અને જેને વર્ણી ન શકાય એવો પ્રભુ. ૐ.

કરીને અમુક કર્મ અમુક કાળ સુધી કરાવવું એટલું જ કંઇક બની શકે છે, પણ જ્યારે તામસી મટીને એ રાજસી પ્રદેશમાં આવે છે અને વિક્ષેપો જ નાખ્યા કરે છે ત્યારે તો એની સામે લડાઇ કરીને એને વશ કરવું જોઇએ અને દૈવી સંપત્તિઓનાં સાધનો વડે એના ઉપર વિજય મેળવીને એને સાત્ત્વિકતાના પ્રદેશમાં લઇ જવું જોઇએ. આટલા માટે શંકર ભગવાન ષડ્સંપત્તિના સાધનને ત્રીજા સાધન તરીકે જણાવે છે. એ છ સાધનોમાં શમ અને દમ એ બે પ્રથમ આવે છે. તેઓ કહે છે કે:—

सदैव वासनात्यागः शमोऽयमिति शब्दितः ।
निग्रहो बाह्यवृत्तीनां दम इत्यभिधीयते ॥

अपरोक्षानुभूतिः

સર્વદા વાસનાત્યાગ, શમ એને પિછાનવો;
નિગ્રહ બાહ્યવૃત્તિનો, દમ એને જ જાણવો.

શંકરાચાર્ય : અપરોક્ષાનુભૂતિ.

અને આ શમદમનાં તીક્ષ્ણ શસ્ત્રો વડે જ આન્તરયુદ્ધમાં પ્રવાસી વૈરાગ્ય અને વિવેકનું રક્ષણ કરી શકે છે. શમ એટલે સર્વદા વાસનાત્યાગ એમ કહેવામાં આશય એવો છે કે

“ મનને પકડવું ને વાળવું પાછું શુદ્ધ સ્વરૂપે ઠરવવું:
આસમના ઓ જોગી! ઝીણું ઝીણું મન કરવું.

( જુઓ તનુમાનસા-પરિશિષ્ટ ૧૦ )

શુદ્ધ સ્વરૂપમાંથી, ઇષ્ટ મૂર્તિના ધ્યાનમાંથી એટલે યોગમાંથી

છે કેમ કે શરીરની બાહ્ય કૃતિમાત્ર આન્તરસ્થિતિને જ વશવર્તિની છે એવો નિયમ છે. આ બધી મીમાંસા સમજનાર આર્ય દ્રષ્ટાઓએ એટલા માટે એકલા બાહ્ય નિયમનને મહત્ત્વ ન આપતાં બાહ્ય અને આન્તર બન્ને નિયમનો સાથે જ વ્યવસ્થ કરવાની ચાવી બતાવી છે; અને તેથી ષડ્સાધનસંપત્તિઓ ઉપદેશી છે. **શમની સાથે જ દમ અને તિતિક્ષા તથા ઉપરતિ અને શ્રદ્ધા, સમાધાન** બતાવવામાં આવ્યાં છે. ૐ

અન્તઃકરણની વૃત્તિઓ વિરાગ અને વિવેકને નહીં ગણકારતાં જ્યારે અનાત્મ પદાર્થોમાં રુચિવન્ત થવા માંડે અને વિક્ષેપ કરે ત્યારે તેને આત્મામાં વાળવી એતું નામ **શમ**, એ તો આપણે જોયું. પણ, એમાં એક મહત્ત્વની વાત તાઝી કરવી જોઇએ. કશા અવલમ્બન વિના, કશા આધાર વિના ચિત્તની વૃત્તિઓ બાહ્યમાંથી આન્તરમાં વળે ખરી? બાહ્યમાં તો એને સુંદરમાં સુંદર ઉપભોગો સ્પષ્ટ દેખાય છે અને તેથી જે વાત એ જુવે છે અને સ્થૂલમાં અનુભવે છે – અનુભવી શકે છે તેમાં એને જતાં કશી વાર નથી, પણ જોયેલા અને જાણેલા – માણેલામાંથી ઉઠાવીને અણદીઠા, અણજાણેલા અને અણમાણેલામાં એને ઠરાવવી, એ બહુ જ મુશ્કેલ છે અને એ શી રીતે બને? આમ, ષડ્સંપત્તિમાં પહેલી જ સંપત્તિ પ્રાપ્ત કરવામાં વાંધો આવે છે અને ચિત્ત આત્મામાં વળવાની ચોખ્ખી ના કહે છે – સામે થાય છે અને ઘણી ઘણી વાર પ્રવારીને જીતી જાય છે. આ અનુભવ કોને નહીં હોય? આનો શો ઉપાય? **શમ** એ જ ઉપાય છે એ વાત ખરી, પણ શી રીતે ઉભરો શમે? આપણે વિચારીએ:—

એક ભક્ત કહે છે કેઃ—

અહોતેરો સમજાયો – લાખનવાર – વાકો, યાર !

લાખ બાતકી એક ન માની ! સમજ સમજ પછતાય !
અહોતેરો સમજાયો !—

આણી તીરે ગંગા, પેલી તીરે જમુના ! બીચમેં ઝઘરો મચાયો !
અહોતેરો સમજાયો !—

અને, પતંગીઆને લાખ વાર વારો છતાં પણ એ દીવામાં ઝંપલાતું કદાપિ અટકવાનું નહીં. ભક્તનું મન એના ઉપાસ્યમાં જતું કદાપિ અટકવાનું નહીં – એના પર લાખો ઝુલમ કરો, એને લાખો લાલચોમાં મૂકો યા એને લાખો ડર બતાવો પણ એ તો એના ઉપાસ્યના વિના બીજામાં વળવાનું જ નહીં. એથી ઉલટું વિષયી મન ગમે તેવા સત્સંગમાં કે ઉંચા ગ્રન્થોના સંગમાં રાખો પણ એ ત્યાંથી છટકીને વિષયોના ચિન્તનમાં જ રોકાવાને મથવાનું. આવી સ્થિતિમાં અભક્ત મનને ભક્ત બનાવવાનો, વિરાગ અને વિવેકના કબજામાંથી વારે વારે છટકી જનાર વિક્ષિપ્ત ચિત્તનો શો આબાદ ઇલાજ છે ? આબાદ ઇલાજ એ જ કે એને છટકી જવાની તક મળે નહીં એવી રીતે એને રોકી દેવું જોઇએ. ગમે તે પ્રકારે એ વિક્ષિપ્ત ચિત્તને એકાગ્ર કરવું જોઇએ અને વિક્ષિપ્ત ચિત્ત એકાગ્ર થાય નહીં ત્યાં સુધી એ પૂર્ણ નિરુદ્ધ થઇ શકે નહીં એવો ચિત્તની અવસ્થાનો ક્રમ છે. પ્રથમ દશામાં એટલે ચિત્તની મૂઢ અવસ્થામાં તો એ એટલું બધું બેભાન હોય છે કે **લાંબા કાળના શ્રવણમનન વિના** એને કશી ચેતના પ્રાપ્ત થતી જ નથી, અને એથી આગળ વધે છે ત્યારે પણ ક્ષિપ્તાવસ્થા પ્રાપ્ત કરીને પડયું જ રહે છે. આ બન્ને દશા પામરની છે. પામર

જીવ જ્યારે શ્રવણમનનના ક્રમે કરીને આગળ વધે છે ત્યારે **વિષયી** જીવની કોટિમાં આવે છે, અને વિષયી જીવ જ્યારે **જિજ્ઞાસુ** થવા માંડે છે ત્યારે એના ચિત્તની દશા વિક્ષિપ્ત થાય છે. એ વિક્ષિપ્ત ચિત્તની અવસ્થા જ્યારે **એકાગ્ર** થાય ત્યારે જ ચિત્ત ખરેખર **જિજ્ઞાસુ** થયું ગણાય. અને **મુક્ત** અવસ્થાનો અનુભવ પ્રાપ્ત કરવાને એ લાયક ગણાય. અનાત્મ પદાર્થોમાં પ્રીતિ કરનારું વિક્ષિપ્ત ચિત્ત તે વિષયી ચિત્ત છે અને તેને આપણે જિજ્ઞાસુ બનાવવું હોય તો પહેલું એને **એકાગ્ર** બનાવવું જોઇએ. જ્યાં કોઇના તરફ પણ ખરેખરી **પ્રીતિ** જાગી હોય છે ત્યાં એ પ્રીતિ તરફ ચિત્ત એકાગ્ર બનેલું જ હોય છે – અનાયાસે એ એકાગ્ર થયેલું હોય છે. તુલસીદાસ, સુરદાસ, મજનૂં, ફર્હાદ, ઋતુધ્વજ અને એવા કેટલાક જીવો વિષયી ચિત્તમાંથી **એકાગ્ર** ચિત્ત કરીને **નિરુદ્ધ** દશામાં ઝડપથી જનારા આપણને જાણીતા છે; પણ એવી અલૌકિક આકર્ષણની સ્થિતિ કંઇ દરેકને પ્રાપ્ય હોતી નથી અને દરેક ચિત્ત એટલી બધી દૃઢ પ્રીતિવાળું નથી હોતું કે મજનૂંની પેઠે ઝાડમાં સુકાઇ સુકાઇને ખાક થઇ જાય અથવા તો તુલસીદાસ કે સુરદાસની પેઠે નદીના પૂરમાં મુડદા ઉપર બેસીને તરી જાય અને આટલા માટે **માર્ગ તરીકે** એવી સ્થૂલ પ્રીતિને કદાપિ ઉત્તેજન આપી શકાય નહીં. એ પ્રબલ પ્રીતિનાં દૃષ્ટાન્તો તો અપવાદો છે અને **પ્રેમ** જાતે જેમ અસામાન્ય લાગણી છે તેમ એ પણ અસામાન્ય – અલૌકિક ચિત્તની જ વાત છે. મનુષ્યમનુષ્યનો પ્રેમ હૃદયવૃત્તિઓને એકાગ્ર કરવામાં બેશુમાર ઉપયોગી છે એમાં કશો શક નથી.

'અલ ઇન્સાનો મીર અતુલ ઇન્સાન
અલ મિઝાજો કન્તર તુલ હકીકતે.'

એટલે—

'મનુષ્ય મનુષ્યને માટેનું દર્પણ છે અને માનવપ્રેમ એ દૈવી પ્રેમ વા આધ્યાત્મિક પ્રેમની નિસરણી છે.' એવું એક ઇસ્લામી પુરાણનું કહેવું કેવળ સાચું છે. પરંતુ, માનવપ્રેમ આટલો અદ્‌ભુત હોવો જોઇએ કેઃ—

'અલ્ ઇશ્કો જુનોનુન્ રફ્દો બીના ઉલ અક્‌લે,
અલ્ ઇશ્કો નારૂન તહર્રરકો મા સેવલ્લ મેહબૂબે.'

(હદીસ શરીફ)

એટલે—

'પ્રેમનો ઉન્માદ એટલો બધો પ્રબળ જોઇએ કે જે અક્‌લની બધી વાતો રદ્ કરે અને મેહબૂબ એટલે પ્રિયતમ–ઉપાસ્ય વિના બીજી બધી બાબતોને કેવળ ભસ્મ કરી દે.'

આવી લીનતા વિનાના માનવપ્રેમનો કશો અર્થ નથી. માનવપ્રેમ એટલી બધી હદ સુધી અંદર સંવેગી થયો હોય કે જગતના જગતપણાને તેમ જ શરીરના શરીરપણાને ચહાવાની ચહાનારને જગા જ ન મળે તો એ માનવપ્રેમ, અલબત્ત, ઉપયોગી છે, ઉત્તેજનપાત્ર છે અને ચહાનારની વૃત્તિઓને એકાગ્ર કરીને બહુ સરળતાથી આત્મામાં લઇ જનાર છે. એવો પ્રેમ હમેશાં જ પ્રભુનાં ખુદનાં દર્શનની ઝાંખી છે અને ઝાંખીનું લક્ષ્યબિન્દુ સૂક્ષ્મમાં સૂક્ષ્મ થતાં થતાં એ ઝાંખી પથરાવા માંડે છે અને તે વિરાટ સ્વરૂપ બને છે. પણ આ વાત અતિશય મુશ્કેલ છે અને બહુ જ વિરલ છે. માનવપ્રેમમાં જ્યારે ઉપાસ્યમાં ખુદ પ્રભુનું જ દર્શન થતું હોય અને એના શરીરને તેમ જ આપણા મનને બન્નેને આપણે પ્રેમના પ્રકાશને લીધે જોઇ જ ન શકીએ એવી દિવ્યતાનો અનુભવ થતો

હોય, એ **પ્રેમ**ના પ્રકાશમાં આપણી પોતાની મનોબુદ્ધિ છેક જ ગળી જતી હોય અને પૂર્ણ અધીન બની જતી હોય અને વિકારોને સ્વાભાવિક રીતે જ વિસરી જવાતું હોય તો જ એ **માનવપ્રેમ** ચિત્તને **એકાગ્ર** કરી શકે છે અને તેના વિના પણ જો માનવપ્રેમનો નિભાવ કર્યાં જ કરવામાં આવે તો **ચિત્તની વિક્ષિપ્ત અવ્યવસ્થા મટતી નથી** પણ ઉલટી અવ્યવસ્થા કરે છે. માનવપ્રેમ જેમ અદ્ભુત હોય તો બહુ સરળતા કરી આપે છે તેમ એ અદ્ભુતતા વિનાનો માનવપ્રેમ બહુ અવ્યવસ્થા ઉપજાવે છે અને અતિશય ભયંકર છે. એટલી મૂલતત્ત્વની વાત સાવધાની માટે અહીં નોંધીને ચિત્તની એકાગ્રતા માટેના બીજા ઉપાયો આપણે વિચારીશું. ૐ

અલૌકિક **પ્રીતિયોગનું** બળ તો અતિ અદ્ભુત છે અને એને કોઇ કાયદાકાનૂનની જરૂર નથી; કેમ કે પોતાનો માર્ગ પોતે જ રચીને એ આગળ વધ્યાં કરે છે. બહારની દુનિયાની તેમ જ અંદરના માનસિક વિકારોની માયાને એ **પ્રીતિયોગ** એટલે એ **ભક્તિયોગ** બાળતો જ જાય છે. પણ, એવી પૂરેપૂરી પ્રીતિ એ કેવળ હૃદયનું જ લક્ષણ છે. હૃદયપ્રધાન વૃત્તિને જ એ પ્રેમશ્રદ્ધા અનુભવાય છે, બુદ્ધિપ્રધાન પ્રકૃતિને એવો પ્રીતિયોગ ટકાવવાનું બહુ જ કઠિન પડે છે. એવી પ્રકૃતિને તો **વૈરાગ્યનો** દીવો બિલકુલ સ્થિર રહેતો નથી, વિક્ષિપ્ત ચિત્ત વારંવાર એને ઓલવી નાખવાને મથે છે. અર્જુનની આ જ ફિર્યાદ છે અને એટલા માટે શ્રી કૃષ્ણે એને **વૈરાગ્યની** સાથે **વૈરાગ્યને** સાચવનાર મહાન સાધન **અભ્યાસનું** શસ્ત્ર બતાવ્યું છે. **અભ્યાસ** વડે **વૈરાગ્ય** અને **વૈરાગ્યવૃત્તિ** વડે **અભ્યાસ** એમ પરસ્પર બન્નેનું જોડું ચિત્તના વિક્ષેપને અટકાવી શકે છે અને એ જ પ્રબલ પુરુષાર્થની પરમા-

ત્માના અનુભવ માટે અલબત્ત ગરજ છે. ચિત્તને ગમે તે પ્રકારે પણ **એકાગ્ર** બનાવવું જોઇએ, અને **ભક્તિ** એટલે **ઉપાસનાનો** ચિત્તની એકાગ્રતા વિના કશો વિશેષ અર્થ છે જ નહીં એ ખાસ કરીને યાદ રાખવું જોઇએ. ત્યારે અલૌકિક પ્રીતિભક્તિનો યોગ એ એક જુદી વાત છે અને એને બાજુ ઉપર જ મૂકીને, હવે આપણે ચિત્તને એકાગ્ર કરવા માટે બુદ્ધિપ્રધાન પ્રકૃતિએ શું કરવું જોઇએ એ વિચારીએ. ગમે તે માર્ગે એને **એકાગ્ર** તો કરવું જ જોઇએ, કેમ કે એક કેન્દ્રમાં જ્યાં સુધી હૃદયની બધી વિવિધ-વાહિનીઓ સંક્રાન્ત થાય નહીં ત્યાં સુધી પ્રબલ **ઉષ્માનો** અને **तत्सवितुर्वरेण्यंभर्गोदेवस्यनो** ખરો અનુભવ જીવાત્માને થાય નહીં. આર્ય ઋષિઓ અને મન્ત્રદષ્ટાઓ આ વાત બરાબર સમજે છે અને તેથી તેમણે ચિત્તને એકાગ્ર કરવા માટે અનેક માર્ગો દર્શાવ્યા છે. **મૂર્તિપૂજા** અને **ગુરુભક્તિ** એ પણ ચિત્તને એકાગ્ર કરવા માટે જ ઠરાવવામાં આવ્યાં છે. પશ્ચિમની પ્રજામાં મૂર્તિપૂજા કે ગુરુભક્તિની જગા પ્રકૃતિના દર્શને લીધી છે અને ત્યાંના કવિઓ અને સન્તો તથા તત્ત્વવેત્તાઓનો અનુભવ એ પ્રકૃતિજન્ય દર્શનની અદ્ભુતતાની સાથે રમણીય એકતા બોલી રહ્યાં છે. (૧) અલૌકિક પ્રીતિભક્તિનો યોગ (૨) સાંપ્રદાયિક મૂર્તિપૂજા અથવા (૩) ગુરુ-ભક્તિ; અથવા (૪) પ્રકૃતિમાં થતા પરમાત્માના દર્શનની સાથે હૃદયની લગની; એમાંથી ગમે તે લક્ષ્ય કરીને ચિત્તની એકાગ્રતા સિદ્ધ થાય એ ઉત્તમ પ્રકારના અધિકારીને માટે છે; એથી ઉતરતી કોટિના ચિત્ત માટે **યોગ** એ જ માર્ગ ચિત્તને એકાગ્ર બનાવવા માટે છે. **યોગના** બે પ્રકાર છેઃ – હઠયોગ અને રાજયોગ. ઉપરના કોઇ પણ દર્શનને મન ગણકારતું ન હોય, કોઇનું જ એને ગ્રહણ લાગતું ન હોય અને અને એ અક્કડ ને અક્કડ જ રહેતું હોય તો

એને માટે **યોગ** વિના બીજો કોઇ માર્ગ નથી. **યોગમાં** પણ શ્રીમાન શંકરાચાર્યજી **હઠયોગને** પ્રાધાન્ય આપતા નથી. હઠયોગ **પ્રાણવાયુ** દ્વારા ચિત્તવૃત્તિનો નિરોધ કરાવે છે અને **રાજયોગ** **વૃત્તિ** વડે જ **વૃત્તિનો** નિરોધ કરાવે છે.

ગમે તે પ્રકારે પણ **ચિત્તની પૂર્ણ એકાગ્રતા*** પ્રાપ્ત કરવાની પુરુષોની ખરેખરી ગરજ છે. ગમે તે માર્ગે–હૃદયની સ્થિતિ અને સંપત્તિ અનુસાર ગમે તે રસ્તે – પણ ચિત્તની એકાગ્રતા સાધ્ય કરવી જ જોઇએ, અને પરમાત્માનો સ્વાનુભવ થવાને જે કર્તવ્ય છે તેમાં એ **એકાગ્રતા સર્વથી મુખ્ય** છે.

અલૌકિક પ્રીતિયોગની ઘેલછા એવા ઉંચા પ્રકારની હોય છે કે કોઇ પણ ડહાપણમાં ડૂબેલી કલમ એનું બયાન કરી શકે નહીં. [ જુઓ શ્રી 'સાગર'નું અલૌકિક પ્રીતિયોગ નિરૂપતું કાવ્ય 'મારી સનમ' પરિશિષ્ટ ૧૩ ] પરંતુ, એવાં એવાં ઇશ્કનાં ઘેલાં પુસ્તકો વાંચીને કોઇએ ઇશ્કનો અખતરો કરવાની જરૂર નથી કેમ કે હૃદયને સ્વાભાવિક રીતે જ લગની લાગી જાય એ એક જુદી ખાસ વાત છે; અને આવા ઇશ્કને જોઇને અનુકરણ કરવું એ જુદી વાત છે. એવા બેવકૂફી ભરેલા અનુકરણનું પરિણામ તન, અને ધનની કશા જ અર્થ વગરની પાયમાલી જ આવે છે અને ચિત્તની એકાગ્રતા લગારે થતી નથી – થયા જેવી લાગે છે પણ થતી તો નથી જ **પૂર્ણ અધીનતા** અને **સ્વાભાવિક અધીનતા** એજ **પ્રેમનું** લક્ષણ છે અને **અનિવાર્ય લક્ષણ** છે. એવું

---

* ચિત્તને એકાગ્ર કરવા માટે શ્રી 'સાગરે' જે ભિન્ન ભિન્ન માર્ગોની ઉપર ચર્ચા કરી છે તે માર્ગોનું નકશારૂપે સ્પષ્ટીકરણ સાથેના નકશામાં કરવામાં આવ્યું છે. જુઓ સાથેનો નકશો.

કર્મ – ક્ષિપ્ત અને મૂઢ ચિત્તને ઉપાસનાને યોગ્ય બનાવવા માટે ખાસ કરીને નિત્ય અને નૈમિત્તિક કર્મો અતિશય આવશ્યક છે.




[ ભક્તિ અને જ્ઞાનની એકવાક્યતા – પૂર્ણ જીવન – બ્રહ્માનન્દ – નિસ્ત્રૈગુણ્યાનુભવ – મનોનાશ – વાસનાક્ષય ] ૐ

આ નકશાની સમજૂતી માટે જુઓ
આ પુસ્તકનાં પૃ. ૨૨૮ થી ૨૩૯.

નથી હોતું ત્યાં પ્રેમ નહીં પણ પ્રેમનો આભાસ જ હોય છે; અને આભાસ કેટલો કાલ ટકે ? પ્રેમનો સાચો અગ્નિ એ જ એવો પ્રબળ ભડકો છે કે જગતના જગતપણાને અને શરીરના શરીરપણાને ધીમે ધીમે ભસ્મ કરી નાખે છે અને એમાંથી નવું જીવન – બ્રાહ્મી જીવન પેદા કરે છે. ”

ઇ. સ. ૧૯૧૪ અને તે પછીના શ્રી ‘ સાગર ’ના ગદ્યમય અને પદ્યમય, બન્ને પ્રકારના ઉદ્‌ગારોમાં **આત્માનુભવ** સ્પષ્ટપણે પ્રતીત થાય છે. એઓ લખે છે:

“ બીજી બધી ઇચ્છાઓને હોમી દઇને આત્માનુભવની એક જ ઇચ્છા જ્યારે કેન્દ્રમાં આવે છે ત્યારે જગત તરફ એની મેળે જ આંખો મીંચાઇ જાય છે, અને બાપુ ! એનું જ નામ યોગ છે – ભક્તિ છે અને સ્થિતિના પરિણામને જ્ઞાન અથવા અનુભવ કહીએ છીએ. યોગી હૃદય અથવા ભક્ત હૃદય જાતે જ જો પૂરેપૂરી ઇચ્છાથી વસ્તુમાં જ લીન રહે – પોતાની ધૂનમાં જ જાગૃત રહે તો એને એમાંથી ચલિત કરવાને બ્રહ્મા પણ સમર્થ નથી. એવો તમારા આ ભાઇનો જાતનો અનુભવ છે. તમે જુઓ છો કે બહારનો કશો ત્યાગ એણે કર્યો નથી; પણ ભાઇપણું, પતિપણું, પુત્રપણું, પિતાપણું અને એવાં જે બધાં “ પણાં ” ફિટંગ ઊભાં કર્યાં હતાં તે અંધારાં જ જ્ઞાનનો સૂરજ ઊગતાં એકદમ ઊડી ગયાં **અને હવે તો જગત જેવું કશું જ વસ્તુમાં જણાતું નથી.** વ્યવહારો લગભગ બધા થયાં કરે છે પણ દુનિયાને માનનારું મન મૃગજલ વહેલાવે છે એવું બનતું નથી. ”

“ હિમગિરિ દ્વારા પ્રેમસ્વરૂપ માશૂકે કોઇ અદ્‌ભુત સુવર્ણ-કાલની બક્ષિશસ નવાઝી કે જેનું સ્થિત્યન્તર નથી જ થતું. ”

અનેક મુશ્કેલીઓ વેઠીને, દુઃખો ખમીને અને મુકામે પહોંચાશે કે નહીં એવી આશાનિરાશાના સાગરમાં ઝોલાં ખાતો ખાતો મનુષ્ય આખરે જ્યારે એનું જીવનધ્યેય સિદ્ધ છે ત્યારે જ ધ્યેયની દુષ્પ્રાપ્યતાની અને માર્ગની કઠિનતાની તેમજ પોતાની જે ત્રુટિઓને લીધે પોતાને દુઃખ ખમવું પડયું અને મુશ્કેલીઓ વેઠવી પડી એ ત્રુટિઓની પૂરેપૂરી કદર કરી શકે છે. પૂર્ણતાની સર્વોચ્ચ કોટિએ પહોંચ્યા પછી શ્રી 'સાગર' એમના સૂક્ષ્મ શરીરનું પૂર્વજીવન કેવું હતું અને અપૂર્ણતાની અધુરી અને સકામ દ્વૈતદૃષ્ટિના અધ્યાસને લીધે એમને શાં શાં દુઃખો ખમવાં પડયાં અને તે પછી કેવી રીતે એમનું દૃષ્ટિપરિવર્તન થયું એનો એ આ પ્રમાણે અહેવાલ આપે છેઃ—

"પરમાત્મા પોતે અનન્ત દયા છે, અનન્ત વાત્સલ્ય છે, અનન્ત પ્રેમ છે, અનન્ત પ્રજ્ઞાન છે અને એમાં એ જ અનન્ત દયા અને એ જ અનન્ત પ્રજ્ઞાનથી ખડું થયેલું આ શરીર જાણે કંઇ છે જ નહીં. હું તું તે વગેરે સર્વનામો એ અનન્ત દયા અને એ અનન્ત પ્રજ્ઞાનનાં વિશેષણો ગણો કે એ અનન્ત દયા અને અનન્ત જ્ઞાનની છાયા ગણો, પણ એ અનન્ત વાત્સલ્યથી વિમુખ એવું કશું જ નથી અને હોઇ શકે નહીં.

આ મૂલ વાતનું જ વિસ્મરણ થવાને લીધે મેં કેટકેટલું વેઠયું છે ! એ વેદનાઓ મારા અજ્ઞાનનું પરિણામ અથવા તો એ અનન્ત દયા અને એ અનન્ત વાત્સલ્યની કદર નહીં કરવાનું પરિણામ. એમાં પણ એ **અનન્ત પ્રેમનું** તો અનન્ત દાક્ષિણ્ય જ હતું. પણ તે વખતે એ વાત કોણ સમજતું હતું ? ઓ પ્રભો ! તારા પ્રજ્ઞાનસાગરનું અવગાહન કેટલું બધું ગહન છે !

અને ઓ મારા ધણી ! તારી અનન્ત દયા – અરે ! તું **અનન્ત દયા** છે એ જાણતાં, એ અનુભવતાં જ ભીતિ અને શંકા સમૂળાં જ નાશ પામે એ દેખીતું નથી ? તું અનન્ત દયા છે, તું અનન્ત વાત્સલ્ય છે, તું અનન્ત પ્રેમ છે, તું અનન્ત પ્રજ્ઞાન છે અને તું સચ્ચિદાનંદઘન છે એવી તારી ઝાંખી થયા પછી બીજો વિચાર શો આવે ? ચિત્તને બીજો વિચાર રૂચે જ શી રીતે રીતે ? તારા મહિમા વિના બીજું વિચારવું બની શકે જ શી રીતે ?

એક વાર હું એ વાત ભૂલી ગયો હતો અને તેથી જ વર્ષોનાં વર્ષો મેં વેદનામાં ગાળ્યાં – હું ઠપકાને પાત્ર હતો – શિક્ષાને પાત્ર હતો – દુઃખ ખમવાને પાત્ર હતો – હું કામલોકનું જન્તુ હતો, કામને તૃપ્ત કરવામાં જ સુખ સમજતો, મન અને ઇન્દ્રિયોના તાબામાં જ મારૂં જીવન હતું અને હું તરફડાટમાં હતો; કામી કોણ તરફડયું નથી ? સુખની આશાના ઠગારા દેખાવ નીચે હું રોતો રોતો સડતો હતો ને સુખ મેળવવાના ઉધામા કરતો હતોઃ પણ, કામનાઓ રાખીને કોણ સુખી થઇ શકયું છે ? હું વર્ષો સુધી રોતો રહ્યો. આ સ્થૂલ ભૂમિકાને જ હું સર્વસ્વ માનતો હતો. ધણીની અનન્ત દયા તો આસપાસ ને અંદર સુદ્ધાં મોજુદ હતી પણ મેં કામલોક બનાવીને એમાં રહેવું શરૂ કર્યું હતું. ધણીએ પોતે મને એ સ્વપ્નું આપ્યું હતું. એ સ્વપ્નાને મેં સાચું માન્યું હતું અને તેથી મારાં પૂતળાંમાં હું જીવ લાવવા મથતો હતો ! એ બધી સ્થૂલ શરીરની ખેલબાજી ! લાલસા અને લોલુપતા અથવા ઇચ્છા અને આશાએ કોને સુખવિમુખ નથી રાખ્યા ? હું સુખવિમુખ હતો.

પણ વર્ષો વીત્યાં; અને એ અનન્ત દયાએ, એ અનન્ત પ્રેમે

એક પડદો ઊંચો કર્યો ! એ સ્થૂલ શરીરની પારની ભૂમિકા હતી. એ હિમાચલ અને એ જાહ્નવી ! સ્થૂલને જ જોનારી આંખને માટે એ નવી ભૂમિકા કેવળ નવીન જ હતી ! સ્ત્રીને સ્ત્રી અને પુરુષને પુરુષ જોનારી દૃષ્ટિને એ દર્શન પચાવવું બહુ મુશ્કેલ હતું. એ સૂક્ષ્મ શરીરની ભૂમિકા ઉપર વિહરવું બહુ વિકટ હતું. અહીં કામલોક ન હતો. અહીં જગતની ભિન્ન ભિન્ન આકર્ષક આકૃતિઓ ન હતી. અહીં તો પ્રેમ અને શ્રદ્ધાની મૂર્તિઓ હતી. ભાવનામય આકૃતિઓ હતી. વિશ્વ સૂક્ષ્મ હતું અને નવા જન્મેલા બાલક જેવું રૂપાળું હતું. **જ્ઞાનની વિષમતાઓ બધી અહીં તો પ્રેમની સરળતા બની જતી.** વર્ષો પાછાં વીત્યાં ! દૃષ્ટિ ટેવાવા લાગી અને ઝઘડા લય થતા ગયા. યુદ્ધો આળસી જવા લાગ્યાં અને એ અનન્ત દયાનું, એ અનન્ત વાત્સલ્યનું, એ અનન્ત પ્રેમનું અંદર ને આસપાસ બધે ય તન્નિત્વ અનુભવાવા લાગ્યું – પણ બસ – બસ. એ અનન્ત દયાને નિરૂપવાને કોઇ સમર્થ નથી. વેદો પણ ભાષા બદલી બદલીને બોલે છે તો યે પૂરું બોલી શક્યા નથી.

એવામાં એક દરવાજો ઊઘડવા લાગ્યો. એમાં કારણ શરીરનું સ્પષ્ટ દર્શન હતું. ત્યાં મૂર્તિઓ ન હતી. ભાવનાઓ ન હતી. પણ કૈંક હોય એવું દેખાવા લાગ્યું અને એણે મને બોલતો બંધ કર્યો – મુનિવ્રત આપ્યું."

આ જ **દૃષ્ટિપરિવર્તન** અને **અદ્વૈતાનુભવ** એમણે બીજી રીતે આ પ્રમાણે વ્યક્ત કર્યો છે:

" ચારેક વર્ષ જેટલી મુદત એક સ્થૂલ ભૂમિકા ઉપર આંસુ, જખ્મ અને દર્દની પારાવાર વેદના ગયા જન્મમાં વેઠી હતી. એ ઝેર ઉપભોગની ઇચ્છાનું હતું, અને કેમે કર્યું એ ઝેર ઉતરતું ન

હતું. સ્ત્રીનું શરીર તે સ્ત્રીનું જ શરીર દેખાતું હતું. હું મારું પોતાનું શરીર પોતાનું જ માનતો હતો. એ મહાન ભૂલ ઉપરાન્ત બીજી એથી પણ વધારે મહાન ભૂલ અથવા ભ્રમ એ હતો કે મારું શરીર હું પુરુષનું માનતો હતો. આ બન્ને ગંભીરમાં ગંભીર ભ્રમો રગે રગે ઝેર ભરી ચૂકયા હતા; અને એ ઝેરની અસર નીચે હું ખાતો, પીતો, ગાતો, રોતો, લખતો, વાંચતો અને બીજાને પણ બોધ કરતો ! જગત બીચારું શું જાણે કે મારી દૃષ્ટિમાં સ્ત્રી તે સ્ત્રી, અને પુરુષ તે પુરુષ જ હતાં ! ! છતાં, ગુરુ મહારાજની પરમ કૃપાથી હું ચાર વર્ષના સખ્ત તરફડાટ પછી, સખ્ત વેદના અને સખ્ત રુદનો પછી જોઇ શકયો કે હું સ્થૂલ ભૂમિકા ઉપર જ છું અને ત્યાંથી મારે **બાહ્યની ઉપેક્ષાને માર્ગે અંદરની સૂક્ષ્મ ભૂમિકા** જોવી જોઇએ.

હું બાહ્યની બધી ઉપેક્ષા કરીને ચાર વર્ષનાં સતત ઝુરમી દર્દો પછી બળતે હૈયે અને રોતી આંખે હિમાલય ગયો. આવ્યો – ગયો અને આવ્યો – ગયો – એમ ચારે વર્ષો મેં કેતનું સન્થન **કરીને સૂક્ષ્મ શરીરને જોયું.** આખું જગત મને ત્યાં દેખાયું – પણ એનું સ્વરૂપ સ્થૂલ આંખે દેખાય છે. તેવું ન હતું. ત્યાં સ્ત્રી પુરુષનો ભેદ જ ન હતો. બધું ભાવનામય જણાતું અને સૂક્ષ્મ વિચારમય આકારનું બનેલું એ વિશ્વ હતું. **બેશુમાર શ્રદ્ધા** અને **બેશુમાર પ્રેમ** એ બે મૂર્તિઓ આ સૂક્ષ્મ શરીરનું તંત્ર ચલાવવામાં અગ્ર ભાગ લેતી મેં જોઇ અને એ બન્નેને હું ભેટી પડયો. **પ્રેમ અને શ્રદ્ધા એ બે પ્રભુમૂર્તિઓ કોઇ એવી જ કામણગારી** – જાદૂ કરનારી કે સૂક્ષ્મ શરીરની ભૂમિકા ઉપર આવતાં જ એમણે મને પોતારૂપ બનાવવા માંડયો. મારી જૂની આંખો જ કોણ જાણે કયાં જતી રહી ! અને આખું જગત મને

નવા અવતરેલા બાળક જેવું દેખાવા લાગ્યું. આ દૃષ્ટિનું વર્ણન કરવાને ભાષા ને શબ્દો અધૂરા પડે છે. હું એ નહીં કહી શકું; પણ એક વાત મને સ્મરણમાં આવે છે કે સ્થૂલ ભૂમિકાના ક્રમમાં બાળક ઉત્તરોત્તર વૃદ્ધિ પામતું જાય છે, પણ એથી ઉલટું, સૂક્ષ્મ શરીરની ભૂમિકા ઉપર જોયેલું જગતરૂપી આ નવું અવતરેલું બાળક ધીમે ધીમે વરસો જતાં ગયાં તેમ તેમ નાનું નાનું થતું જાય છે; અને એ સ્થિતિએ મને ધીમે ધીમે સૂક્ષ્મ ભૂમિકામાંથી લાગણીની અન્તરંગ ભૂમિકાનો માર્ગ બતાવ્યો.

અને આ ભૂમિકા ! જ્યાં જાતિ જ નથી ત્યાં સ્ત્રી અને પુરુષનું તો હોવું જ સંભવે શી રીતે ? પણ બસ ! મારાથી નથી લખાતું – નથી બોલાતું – નથી બતાવાતું એ અનુભવનેત્ર ! ૐ तत्सत् ॥

ભક્તિની જ ભાષા મને તો ગમે છે ને તેથી ધણીની દયા સિવાય બીજું કશું વિચારવાનું કે બોલવાનું કે લખવાનું મારું કામ નથી. ધણીની દયા ઉપર મેં મારું બધું તંત્ર છૂટું મૂકી દીધું છે, ને એ દયામાં જ આ બધું બ્રહ્માંડ વસેલું હું જોઉં છું ને આનન્દમાં ઓગળી જાઉં છું. ૐ तत्सत् ॥ ”

પ્રભુપ્રાપ્તિમાં પુરુષાર્થને શ્રી ‘ સાગરે ’ ઘણું મહત્ત્વ આપ્યું છે. આમ છતાં પણ જે ‘ ધણીની દયા ’ વિષે ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેની પૂર્ણ કૃપા વિના કશું જ બનતું નથી અને તેથી પોતાના આત્મસાક્ષાત્કારના કારણરૂપે તો એમણે શ્રી હરિની કૃપા જ ગણી છે અને ઇ. સ. ૧૯૧૪ માં હિમાલય-માંથી લખેલા એક ભજનમાં એનો મહિમા આ પ્રમાણે ગાયો છેઃ

મહિમા અનિર્વાચ્ય દીઠો !
સૈયાં ! તારો મહિમા અનિર્વાચ્ય દીઠો !

આપે અચાનક પાસ પ્રકટ થઇ !
દાસ ગોદે રાખી દીધો ! સૈયાં !૦

હું નહીં જ્ઞાની ! નહીં વા તપસ્વી !
જોગ જગન નથી કીધો ! સૈયાં !૦

ધીખાવી ન ધૂણી ! ન ચોળી ભભૂતિ !
ભગવો નથી વેષ લીધો ! સૈયાં !૦

નેહ થતાં પ્રકટયો વિરહાગ્નિ !
ઝંખ્યો અધરરસ પીધો ! સૈયાં !૦

સેવક સાગર ! કારજ તારો,
ધન્ય ! જતન વિણ સિદ્ધયો ! સૈયાં !૦

( દીવાને સાગર : તારો મહિમા )

પોતાના જીવનસિદ્ધાન્તનો નીચોડ પોતે બહુ જ સ્પષ્ટ શબ્દોમાં આ પ્રમાણે આપી દીધો છે:

" પ્રભુને પામવા માટે લાંબી લાંબી ચર્ચાઓની કે લાંબા લાંબા ગ્રન્થોના અભ્યાસની કંઇ જરૂર નથી. સાગરની પ્રકૃતિ અસલથી જ શ્રદ્ધાશીલ છે અને ગુરુ મહારાજ દ્વારા માત્ર એક મંત્ર મળ્યો અને તેને એણે અમલમાં મૂકવા માંડયો. એ મંત્ર તે આ:

' તુઝે હય શૌક મિલનેકા તો હરદમ લૌ લગાતા જા. '

બસ હડે લગાડી દેવી અને બેડો પાર છે. ભગવદ્‌ગીતામાં અને બાઇબલમાં પણ આ જ મંત્રને સમરૂપ મંત્રો સાગરે ઉકેલ્યા હતા અને તેથી શ્રદ્ધાને વધારીને એમાં ને એમાં જ ' સાગરે ' લીન રહ્યાં કર્યું. એ લીનતાને જ ગીતા આ પ્રમાણે નિરૂપે છે:—

अनन्यांश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

અને

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥

ચિન્તન અનન્ય, એ એક વાત; ઉપાસના, બાહ્ય અને આન્તર, બીજી વાત; એમાં ને એમાં જ અભિયુક્ત ચિત્ત, એ ત્રીજી વાત; હરદમ એટલે બધાં કામ કરતાં એ જ કામને સર્વથી વધારે મહત્ત્વ આપવાનું એ ચોથી વાત; બીજી બધી ફરજો કેવળ જ ગૌણ ગણવાની, એ પાંચમી વાત અને **પરમાત્મા** વિના બીજા કોઇના ઉપર કશો જ આધાર નહીં, એ છઠ્ઠી વાત, પ્રભુમાં પૂર્ણ ભરૂંસો એ સાતમી વાત. ૐ

' સાગરે ' આ ઇ. સ. ૧૯૦૯ માં વિચાર્યું હતું અને બાઇબલમાં પણ એણે જોયું કે – God and Mamon – ધણીને ને ધનને બેને નહીં ચાહી શકાય અને તેથી **ધણીને જ એણે સર્વોપરિ ધન ગણ્યું અને બીજા બધાની ઉપેક્ષા એની મેળે થઇ ગઇ. ત્યાગ કર્યા વિના હૃદયવૃત્તિ બીજામાં ચોંટી જ નહીં.** ઓ પ્રભો ! આ તો આમ થઇ ગયું ! અને એ જ ગુરુમહારાજની પ્રબલ કૃપાનો પ્રેમપ્રસાદ. ''

ઈ. સ. ૧૯૧૪ પછીના શ્રી ‘ સાગર ’ના કાવ્યોદ્‌ગારોમાં પણ પ્રભુકૃપાનું દિવ્ય બલ, છલકાતી અને ઉભરાતી પ્રભુભક્તિ અને આત્મસાક્ષાત્કારની ખુમારી જ જોવામાં આવે છે. એ સિવાય અન્ય કશું જ નથી. આત્માપરમાત્માની એકતા એ પ્રેમી હૃદય પૂરેપૂરી ખુમારીથી અને આત્મવિશ્વાસજન્ય દૃઢતાથી આ પ્રમાણે વ્યક્ત કરે છેઃ

ઠેઠ જઈને બેઠો – બાવા !
ઠેઠ જઈને બેઠો ! બાવા ! ઠેઠ૦

કલા કારમી ! સબ સંપૂરન !
હરિથી જરી ન હેઠો ! બાવા ! ઠેઠ૦

ચતુરાતીત ચિહ્નિન્યો ચિદ્‌ઘનમાં–
પુરી બ્રહ્મમાં પેઠો ! બાવા ! ઠેઠ૦

સેવા સુમરન સદ્‌ગુરુ સેના !
ભાવે ભૂધર ભેટ્યો ! બાવા ! ઠેઠ૦

ઝાકમઝોળ રસબતલવી ઝીલે !
થયો હરિશું ઠેઠો ! બાવા ! ઠેઠ૦

બ્રહ્માનંદલહર – મહા સાગર–
આજ઼ેઓ આજ઼ેઓ ‘હું’ મેટ્યો ! બાવા ! ઠેઠ૦

( દીવાને સાગર કલતર બીજું: ઠેઠ જઈને બેઠો ! )

હુંપણાનો વિલય થયો, જીવભાવનો નાશ થયો અને સર્વાત્મભાવ હૃદયમાં પ્રકટ્યો. પ્રભુનો આવિર્ભાવ થતાં, એ પોતાનો

**બ્રહ્માનુભવ** ગાય છે અને એમના હૃદયમાં શાશ્વત સુખનાં ઝરણ ઉમટે છે. એમને પૂરી ખાત્રી થઇ જાય છે કે, ' જગતમાં મારા જેવું કોઇ સુખી નથી. ' નીચેના એમના ભજનમાં એ જ દિવ્ય અનુભવ એ વ્યક્ત કરે છે.

મો સમ સુખી કોઉ નાહીં–
જગતમેં મો સમ સુખી કોઉ નાહીં.

હરિ જૈસો હરિ મેરો મિત્ર ભયો હૈ,
આપે કરત વિભુ છાંહિ ! જગતમેં૦

મન, બુદ્ધિ, ચિત્ત સુચેતન કીન્હો–
સ્નેહે વસ્યા પ્રભુ આઇ ! જગતમેં૦

આદિ અનાદિ હૈ અલખ નિરંજન–
અનભે અનન્ત રહાઇ ! જગતમેં૦

મૈં મોહે દેખું તો પ્રભુજીકો નિરખું !–
બ્રહ્મકી ચહી બ્રહ્માઇ ! જગતમેં૦

ધન્ય હિ દરશન દીન્હો દિગમ્બર–
સાગર સમરથ સાંઇ ! જગતમેં૦

[ દીવાને સાગર દફતર બીજું: સાગર સમરથ સાંઇ ! ]

આખું દૃષ્ટિપરિવર્તન જ થઇ ગયું, આખું અન્તર્ચક્ર જ બદલાઇ ગયું, હૃદય સર્વાત્મભાવથી રેલાઇ ગયું, ભેદદૃષ્ટિ લય પામી ગઇ અને શ્રી ' સાગર ' સર્વત્ર – જગતની વ્યક્તિમાત્રમાં,

વસ્તુમાત્રમાં – પોતાનું જ આત્મતત્ત્વ વિલસતું અનુભવવા લાગ્યા. જુવો:—

અનુભવ બ્રહ્મ હમારો:
હો સન્તો ! અનુભવ બ્રહ્મ હમારો !
એક અલિંગી, અનામી નિજાત્મા !
ફેલ રહ્યો ઉજિયારો ! હો સન્તો !૦
કિસીકો ન નિન્દું: મૈં બન્દું કિસીકો ?
કોઉ નહીં મોસે ન્યારો ! હો સન્તો !૦
નિશદિન નિરખત રસબસ અખિયાં,
બિલસત સબ પ્યારો પ્યારો ! હો સન્તો !૦
ગગનગુફામેં અગમ ગુરુ ઘેરો !
પાયો પ્રીતમ મતવારો ! હો સન્તો !૦
ઉષ્મા, પ્રકાશ સ્વભાવ હમારો !
સાગરશાહી પસારો ! હો સન્તો !૦

( દીવાને સાગર: અનુભવ બ્રહ્મ હમારો )

આવો પૂર્ણ બ્રહ્માનુભવ થતાં જીવાત્માની ભેદદષ્ટિ ટળી જાય છે, વિષમતામાત્ર સરળતા બની જાય છે, દુ:ખમાત્રનો વિલય થઇ જાય છે અને જગતની અનેક ભિન્નતાઓમાં અને વિષમતાઓમાં એક જ ચેતનતત્ત્વ – અચલતત્ત્વનું દર્શન થાય છે. આ દિવ્ય દૃષ્ટિ વિષે સાધુપુરુષ જેમ્સ એલન લખે છે:*

* જેમ્સ એલનનાં અસલ અંગ્રેજી વચનો આ પ્રમાણે છે:—
" When insight is born in the mind, Reality

" જ્યારે અંતર્દષ્ટિ ઉઘડે છે ત્યારે પરમ સત્યનું દર્શન થાય છે – જગતથી ભિન્ન બીજું કોઇ આધિભૌતિક સત્ય નહીં; જીવનમાં અનુભવાતી ભિન્ન ભિન્ન વસ્તુઓથી કોઇ જુદું તાર્કિક સત્ય નહીં પરંતુ અનેક વસ્તુઓમાં દશ્ય થતું જગતનું આન્તરિક અદ્વૈતદર્શન. પરિવર્તન અને નાશ ઉપર આ અન્તર્દષ્ટિ વિજય મેળવે છે; કારણ કે એ દષ્ટિ જગતનાં અનેક પરિવર્તનોમાં માત્ર સ્થાયી હોય તે જ નિરખે છે, નાશવન્ત તત્ત્વોમાં માત્ર સ્થાયી હોય તે જ નિહાળે છે છે અને ચલાયમાન જગતમાં માત્ર એક અચલને જ જુવે છે.

જગતના આ મહાન શિક્ષકો છે – એમના સર્વોચ્ચ ચારિ-

---

stands revealed; not a metaphysical reality distinct from the universe; not a speculative reality other than the things of life, but The Reality of the universe itself, the Reality of ' things-in-themselves. ' Insight is triumphant over change and decay, for it perceives the abiding in change, the eternal in the transient, the immortal in the things which pass away.

And herein is the meaning of that fixed nobility of character of the saints and sages, and superlatively, of the Great Teachers of the Race – that they perceive and abide in Reality; they know life as it is in its completion; they understand and obey the Righteous Law. Having conquered self, they have conquered all delusions; having triumphed over sin, they have triumphed over sorrow, having purified themselvers, they see the Perfect cosmos. "

—*James Allen.*

અની મહત્તા શેમાં છે? એમનું જીવનદર્શન શું છે? એ જ કે એઓ કેવળ સત્યનું જ દર્શન કરે છે; સત્યમાં જ જીવે છે; જીવનની પૂર્ણતા એઓ અનુભવે છે; કુદરતનું શાશ્વત નિયમન એઓ સમજે છે અને સ્વીકારે છે. પોતાની ઇન્દ્રિયો જીતી હોવાથી એઓએ માયા ઉપર પણ જીત મેળવી છે; પાપથી એઓ દૂર હોવાથી દુઃખથી પણ દૂર રહે છે; પોતાના આત્માનું એમણે શુદ્ધીકરણ કર્યું હોવાથી, એઓ જગતની પૂર્ણતાનો અનુભવ કરે છે."

જેનાં પ્રજ્ઞાનચક્ષુ ખુલી ગયાં છે એવા અનુભવસિદ્ધ પુરુષ વિષે અષ્ટાવક્રગીતામાં આ પ્રમાણે કહેવામાં આવ્યું છે:

क्व शास्त्रं क्वात्मविज्ञानं क्व वा निर्विषयं मनः ।
क्व तृप्तिः क्व वितृष्णत्वं गतद्वन्द्वस्य मे सदा ॥

क्व माया क्व च संसारः क्व प्रीतिर्विरतिः क्व वा ।
क्व जीवः क्व च तद् ब्रह्म सर्वदा विमलस्य मे ॥

क्व प्रवृत्तिर्निवृत्तिर्वा क्व मुक्तिः क्व च बन्धनम् ।
कूटस्थ निर्विभागस्य स्वस्थस्य मम सर्वदा ॥

क्व चास्ति क्व च वा नास्ति क्वास्ति चैकं क्व च द्वयम् ।
बहुनाऽत्र किमुक्तेन किञ्चिन्नोत्तिष्ठते मम ॥

ભાવાર્થ કેઃ—

" શાસ્ત્રનો અભ્યાસ કરવો, આત્મજ્ઞાનનો વિચાર કરવો, મનને જીતવું, મનમાં તૃપ્તિ અનુભવવી કે તૃષ્ણાને દૂર કરવી – એ કશું મારામાં નથી, કારણ કે હું દ્વન્દ્વરહિત છું.

હું સદા શુદ્ધ, ઉપાધિરહિત, આત્મસ્વરૂપ છું, તેથી મારામાં માયા નથી, સંસાર નથી, પ્રીતિ નથી, વૈરાગ્ય નથી, જીવભાવ નથી તેમ જ બ્રહ્મભાવ પણ નથી.

નિર્વિકાર, ભેદરહિત, કૂટસ્થ અને સર્વદા સ્વસ્થ, આત્મસ્વરૂપ એવો હું છું ને તેથી મારામાં પ્રવૃત્તિ નથી, નિવૃત્તિ નથી, મુક્તિ નથી ને બંધન પણ સંભવતું નથી.

હું આત્મસ્વરૂપ છું તેથી મારામાં હોવાપણું પણ નથી, ન હોવાપણું પણ નથી, અદ્વૈત પણ નથી, દ્વૈત પણ નથી. આ પ્રમાણે અનેક વિષયો વિષે હું કહું તો પણ પાર ન આવે; તેથી બહુ જ ટૂંકાણમાં હું કહું છું કે મારામાં કોઇ પણ વિષયની કલ્પનાનો આભાસ પણ થતો નથી, કારણ કે હું એકરસ ચૈતન્યસ્વરૂપ છું."

શ્રી 'સાગરે' પણ એ જ પૂર્ણાનુભવ પોતાનાં વિવિધ ભજનોમાં આ પ્રમાણે ગાયો છે:—

રટ – રટ રે નિજ નામ!
હંસા! રટ – રટ – રટ નિજ નામ! હંસા!૦

આપ ઉછાંહિમેં હિલકા ન લગના!
બૈઠા અગોચરી ધામ! હંસા!૦

બિન ચંદા! બિન સૂરજ જ્યોતિ!
વોહિ તુમારા મુકામ! હંસા!૦

વાસી સાત સમન્દર પરકે!
નહીં સેવક નહીં સ્વામ! હંસા!૦

મત સોચો કછુ સીધા – ટેઢા !
સોતે રહો આઠે યામ ! હંસા !૦

સાગર જા ઘરસેં ખુદ આયે !–
વોહિ ભુવન ! વોહિ ગામ ! હંસા !૦

( દીવાને સાગર દફ્તર બીજું. ૨૮ – ૨૮ – ૨૮ નિજ નામ )

× × ×

એક દેશ દેખા ઐસા !–
સન્તો ! દેશ દેખા ઐસા !

હરખ, સોક, સુખ, દુઃખ ના કછુ જ્યાં,
કાલ કરમ નહીં લેસા ! !
સન્તો ! દેશ દેખા ઐસા ! એક દેશ૦

ધરમ, નિયમ જ્યાં પર નહીં બિલ્કુલ ! !
નહીં વરણ ! ! નહીં વેષા ! !
સન્તો ! દેશ દેખા ઐસા ! એક દેશ૦

× × ×

( દીવાને સાગર દફ્તર બીજું : સ્વદેશનું ભજન )

× × ×

માંહ્યલે મંદિરિયે મ્હાવ – રે–
બાવા ! માંહ્યલે મંદિરિયે મ્હાવ ! માંહ્યલે૦

ચૌદે બ્રહ્માંડે છચોક પૂરાવ્યા–
નિત્યે દિવાળીનો લ્હાવ રે–
બાવા ! માંહ્યલે મંદિરિયે મ્હાવ ! માંહ્યલે૦

× × ×

માયા અમાયાથી આઘા સમાયા—
પૂરણ બ્રહ્મ પડાવ રે—
બાવા ! માંહ્યલે મંદિરિયે મ્હાવ ! માંહ્યલે૦

× × ×

બ્રહ્માનંદલહર – સુખસાગર–
આઝખો અલખનો જમાવ રે–
બાવા ! માંહ્યલે મંદિરિયે મ્હાવ ! માંહ્યલે૦

( દીવાને સાગર દફ્તર બીજું : માંહ્યલે મંદિરિયે મ્હાવ ! )

× × ×

બ્રહ્મદેશકે બાસી–
બાબા બ્રહ્મદેશકે બાસી, બાબા૦

નામ, રૂપ, ગુન, દેશ કાલસેં–
બાબા સદા ઉદાસી. બાબા૦

આશ, નિરાશ અતીત ઉભયસેં–
નાહીં ઉપાસ્ય ઉપાસી. બાબા૦

જિત જિત નઝર ઠરે તિત સાંઇયા–
નિત મથુરા ! નિત કાસી ! બાબા૦

ભોગ, અભોગસેં અલગ નિબાસા !
અબધૂત રૂપ અકાસી ! બાબા૦

× × ×

( દીવાને સાગર દફતર બીજું: બાબા બ્રહ્મબિલાસી )

આ પ્રમાણે સહજનું ઘર એ જ શ્રી ‘ સાગર ’નું ઘર છે; અને એનું સ્પષ્ટ દર્શન આપણે ઉપર આપેલા શ્રી ‘ સાગર ’ના ઉદ્દ્ગારોમાં કર્યું છે. શ્રી ‘ સાગર ’ની જીવનસિદ્ધિના ઇતિહાસમાં આપણને ઉપયોગી થાય એવી બે વાતો એમની વાણીમાંથી સ્પષ્ટ રીતે મળી આવે છે.

એક તો એ કે મનનું શમન અથવા વાસનાઓનો ક્ષય થયા વિના સંસારબીજનું હૃદયમાંથી ઉચ્છેદન થતું નથી. શ્રી ‘ સાગરે ’ નીચેની ચાર લીટીમાં આ વાત સ્પષ્ટ કરી છે:—

ચિત્ત વિકલ્પ જ હસ્તી જગતની !
છેદવી જડ નિજ હૈયે !
મુમુક્ષુ હો ! બીજાને દોષ ન દઈએ !

ત્રિગુણી જગત નિજ ચિત્તનો પડઘો,
ચિત્તે સમાધિસ્થ થઈએ !
મુમુક્ષુ હો ! બીજાને દોષ ન દઈએ !

( દીવાને સાગર દફતર બીજું : ભેદ પડી ભોંઠા રહીએ. )

બીજી વાત એ કે પ્રભુની સાથે પૂરેપૂરી દિલની લગની લાગ્યા વગરની ભક્તિ કે ભક્તિનો દાદ કશા જ અર્થ વગરનાં છે. તીર્થ સ્થળોનાં દર્શન કરો કે વેદ મંત્રોના ઉચ્ચાર કરો, પણ

જ્યાં સુધી હૃદયમાં રગે રગે પ્રભુનું નામ ભરી દેવાયું નથી ત્યાં સુધી ભક્તિનો કશો જ અર્થ નથી. એ પરમાત્માના પ્રેમ વિષે, ઇશ્ક વિષે, દિલની લગની વિષે પોતે ગાયું છે :

લાગી લગન ! બસ ! હાં લગન ! છોડાવનારૂં કોણ છે ?
લાખો વિઘન ! ચહુદિશ અગન ! પણ છોડનારૂ કોણ છે ?

બીજી અને ત્રીજી બેતમાં એમણે ભક્તિનાં બાહ્ય સ્વરૂપોને ઇન્કાર્યાં છે:

આશક જુવે ના દુનિયા !
મસ્જિદ, ઇદ મહીં જડયાં !
અય આવી લ્યો ! હાજી મિયા ! પણ, સુણનારૂં કોણ છે ?

હિન્દુ કહે: "મારો ધરમ !—
છે વેદમાં છૂપ્યા ભરમ !"
અજી ! તું જ કર તારૂં કરમ–'બામણ થનારૂં કોણ છે ?'

અને છેલ્લી મુદ્દાની વાત:

બસ – ઇશ્ક એક જ બાદશાહ !
પૂરો ખરો આલમપનાહ !
આમીન કદમ જે ઇશ્કરાહ ! પણ, કત્લ થાતું કોણ છે ?

એવી પ્રભુભક્તિ આગળ સ્વર્ગના વિભવો પણ તુચ્છ છે:

ખુદ સ્વર્ગથી આવ્યું લખતઃ—
"સાગર ! ઇજન સો સો વખત"
અજી ! કિસ્મતે કાયમ તખત ! ત્યાં તે જનારૂં કોણ છે ?

( દીવાને સાગર દફતર બીજું : કોણ છે ? )

અન્યત્ર પણ પોતે એ જ વાત બહુ જુસ્સાથી કહી છે:

× × ×

આશક થવું નથી મશ્કરી—
દિલ્દારથી ખરી દિલ્બરી:
આ ખલ્કને ખારી કરી, મર્દાનગી બતલાવવી.

શી પ્રીત ચીજ, અહો ! બડી !
ન ટકે બીજી જ્યાં વાતડી !
બપ્પ હોય તેણે અબઘડી સારી જહાંને પી જવી !

સાગર જીતી લીધી ઝિન્દગી !
અવ્વલથી, હાં ! આખર લગી !
બસ હોય સાચ્ચી દિલ્લગી તો મુફ્તમાં લ્યો લઇ જવી.

( દીવાને સાગર દફતર બીજું : જ્યમ જ્યમ દરદ આવ્યાં કરે. )

ગૂજરાતમાં તો શ્રી 'સાગરે' નિયમિત ગૃહસ્થજીવન ગુજારેલું. પોતે હાફકોટ પહેરતા, જરૂર પ્રસંગે પાટલૂન પણ પહેરતા. નિયમિત ચા પીવાની ટેવ તો પહેલેથી જ હતી; અને હિમાચલની ખૂબ ઊંચાઇએ તો ચા કયાંથી ? ત્યાં તો પહાડી લોકો, અને ભિક્ષાનો લોટ પણ મળે કે ન મળે. ઉપવાસ કરવાનો ય પ્રસંગ આવે ! પોતાની એ હાલતનું પોતે સુંદર નિરૂપણ નીચેના "એક ગમ્મત" નામક હાસ્યરસિક કાવ્યમાં કર્યું છે:

ગમ્મત કરને, સાગરિયા !
અલ્યા ! ઘડી ગમ્મત કરને, સાગરિયા !

ગૂજરાતમાં પોતે જે આત્મમંથન અને હૃદયદર્દ અનુભવ્યું હતું તે સંભારીને પોતે કહે છે:

રોવાનું આવ્યું તો રોતા હતા, ભાઇ! ભરીયા ઉના ઉના દરિયા:
હિમગિરિચરણે દેહીરામશર્મા ધીમે ધીમે હવે ઠરીઆ!
અલ્યા! ઘડી ગમ્મત કરને, સાગરિયા!

ત્યાંના પહાડી લોકો સાથેના વસવાટ વિષે કહે છે:

'સિવિલિઝેશન' નકલી ફેના કરી જંગલીમાં જઇ ભળીઆ!
'શૂં-શાં'ની ભાષાને પાણીચું આપી 'કૈસો' ને 'ઐસો' ઉચ્ચારીઆ!
અલ્યા! ઘડી ગમ્મત કરને, સાગરિયા!

ત્યાંના પોતાના પહેરવેશ વિષે કહે છે:

જામો અને સરબન્દને જકડી જેલમાં કેદી જ કરીઆં!
ભગવો રૂમાલ, રૂદ્રાક્ષની માળા હિમાળામાં સહેજ જ મળીઆં!
અલ્યા! ઘડી ગમ્મત કરને, સાગરિયા!

પોતાની ચા પીવાની ટેવનું સ્મરણ થતાં એ લખે છે:

ઘરને આંગણુલે શું બર્ફ જ શીતલ જાહ્નવીનાં જળ ભરીઆં!
'નીલગિરિ' યા 'બ્રુકબોન્ડ' વિસરીએ! ઉકાળીએ આદુ ને મરીઆં!
અલ્યા! ઘડી ગમ્મત કરને, સાગરિયા!

( દીવાને સાગર : એક ગમ્મત )

તે સમયે તો પોતે દાઢી રાખતા અને માથે લાંબા વાળ રાખતા. પોતે અંગ્રેજી બહુ સારૂં બોલી શકતા. એમની ગુફાથી

થોડે દૂર લેન્સડાઉનમાં બ્રિટિશ લશ્કરી કેમ્પ હતો. એક વાર પોતે કોઇ પહાડી ગામડામાંથી સીગારેટ ખરીદી અને સીગારેટ સળગાવતાં, ઉપર અંગ્રેજીમાં લખેલું, “ Made in England ” વાંચ્યું. ઇ. સ. ૧૯૧૪ ની લડાઇનો જમાનો હતો. બાજુ પર થઇને જતા કોઇ અંગ્રેજ અમલદારને શંકા પડી કે આ કોઇ સાધુ નથી, પણ બંગાળી જાસુસ છે. તરત જ એમને ગિરફતાર કરવામાં આવ્યા અને લેન્સડાઉન લઇ જવામાં આવ્યા. ત્યાં એમને વડા લશ્કરી અમલદાર પાસે તપાસ માટે રજૂ કરવામાં આવ્યા. એ વડા અમલદાર અને શ્રી ‘ સાગર ’ વચ્ચેની થોડીક જ વાતચીત ઉપરથી એ અમલદારને ખાત્રી થઇ કે આ કોઇ જાસુસ નથી, પણ સન્તપુરુષ છે. પછી તો એમને સન્ત તરીકે યોગ્ય માન આપવામાં આવ્યું અને છૂટા કરવામાં આવ્યા. આવા આવા ગમ્મતના પ્રસંગો પણ શ્રી ‘ સાગર ’ના ત્યાંના જીવનમાં આવતા. આ પ્રસંગને પોતે “ એક ફારસ ” નામના કાવ્યમાં વણીને ચિરસ્મરણીય કર્યો છે:

ફારસ હસવાનું ભારી !
અહા ! જરા સુણીએ ! ફારસ હસવાનું ભારી !

ગંગાની ગોદે વિલોકી પથારી, વાતો ઉડે શી હમારી !
અહા !૦

કોઇ કહે કે ‘ એ ખુફિયા પુલિસ છે – યા અફસર સરકારી !’
અહા !૦

કોઇ કહે છે ‘ એ સન્ત મહાત્મા !’ કોઇ કહે ‘ બ્રહ્મચારી !’
અહા !૦

' બાબુ બંગાળી હશે ' કોઇ બોલે ! કોઇ કહે ' રાજદ્વારી ! '
અહો !૦

સાગર ! નિજરૂપ દુનિયાની લીલા ! બલિહારી, સૈયાં ! તમારી !
અહો !૦

ઇ. સ. ૧૯૧૫ ના મધ્યકાલ સુધીનું જીવન શ્રી ' સાગરે ' હિમાચલમાં જ ગુજાર્યું. તે જ સાલના જૂન માસમાં પોતે હિમાચલ છોડીને ગૂજરાતમાં પાછા ફર્યા. તપસ્વીનું તપ સિદ્ધ થયું, યોગીનો યોગ ફલિત થયો અને હૃદયની જે તીવ્ર ભાવના ફલિત કરવાને બળતા હૃદયે પોતે ગૂજરાત છોડ્યું હતું તે ભાવના – પરમ તત્ત્વની શોધ – સિદ્ધ થઇ. જીવનસિદ્ધિના શાસ્ત્રનો અભ્યાસ પૂર્ણ થયો. ઇ. સ. ૧૯૧૫ સુધીના શ્રી ' સાગર 'ના આન્તરિક જીવનના ઇતિહાસનું તેમ જ સ્થૂલ જીવનના સ્થૂલ બનાવોનું નિરૂપણ અહીં પૂરૂં થાય છે. શ્રી ' સાગર 'ના જીવનસિદ્ધાન્તો અને પ્રભુપ્રાપ્તિના માર્ગ વિષેનાં એમનાં મન્તવ્યો હવે અનુભવસિદ્ધ થઇ ચૂક્યાં હતાં, એટલે એ વિષેનું નિરૂપણ હવે પછીના પ્રકરણમાં કરીશું.



# શ્રી 'સાગર'નું તત્ત્વજ્ઞાન

હિમાચલનિવાસના વિસ્તીર્ણ પ્રકરણના વાચન પછી વાચકને એટલું તો સ્પષ્ટ થયું જ હશે કે શ્રી 'સાગરે' પૌર્વાત્ય અને પાશ્ચાત્ય સાહિત્યના તેમ જ તત્ત્વજ્ઞાનના અભ્યાસ ઉપરથી તેમ જ પોતાના સૂક્ષ્મ શરીરના શોધનવિશોધન ઉપરથી પૂર્ણ એટલે કે બ્રાહ્મી જીવન અનુભવવા માટેના કેટલાક જીવન સિદ્ધાન્તો નક્કી કર્યા હતા. આ પ્રકરણમાં શ્રી 'સાગરે' હિમાચલનિવાસ દરમિયાન અને તે પછી હિમાચલમાંથી પાછા ફર્યા બાદ પોતાના શિષ્યોને પત્રોદ્વારા કે વાતચીતદ્વારા પ્રભુનો માર્ગ પામવાને માટે જે પ્રાસંગિક ઉલ્લેખો કરીને તત્ત્વદર્શન કરાવ્યું તેનું યથાવિધિ નિરૂપણ અને સ્પષ્ટીકરણ કરવા અત્રે યત્ન કર્યો છે.

વસ્તુતઃ બ્રહ્માનુભવને કાગળ ઉપર ચીતરી બતાવાતો જ નથી. ચિત્તની પૂર્ણ નિરુદ્ધ દશા પછી જ સગુણનિર્ગુણ અને નિર્ગુણસગુણ એવો સમાન એકરસ બ્રહ્માનુભવ થાય છે; અને છતાં યે શ્રી 'સાગર'ના મુખમાંથી અને કલમમાંથી જે બ્રહ્મામૃતના સ્રોત ઉપર સ્રોત વહ્યા છે તેનું વિહંગાવલોકન કરીને એક અભ્યાસી તરીકે અહીં **સાગરધર્મમીમાંસા** અથવા **સાગરબ્રહ્મમીમાંસા** કરવા યત્ન કર્યો છે.

શ્રી 'સાગર' પોતાને આશ્રમે આવતા મુમુક્ષુઓને કહેતા કે હું તો વિશ્વવિદ્યાલયનો પ્રિન્સિપાલ છું. જે બડભાગીનો આ

છેલ્લો જન્મ હોય તે જ અહીં આવી શકે છે. આ જગતને જુઠું કરીને આવે તેનો જ અહીં પ્રવેશ છે અને જીવનો શિવ કરવો એ મારૂં ગુરુકાર્ય છે. સંસાર ક્ષણભંગુર છે અને જગત તો માત્ર આપણા મનની કલ્પના અનુસાર ઉભું થયેલું એક ઉટંગ ચિત્ર છે; અને ખરૂં સુખ તો આધ્યાત્મિક વિશ્વમાં અથવા અક્ષરના દેશમાં જ છે. આ સંસારનું આવું અલ્પકાલિત્વ – માયાનું પોલ જીવાત્માના લક્ષમાં જ્યાં સુધી પૂરેપૂરૂં ઉતરતું નથી ત્યાં સુધી તેના અંતઃકરણમાં બ્રહ્મરવિનો ઉદ્યોત કદાપિ થતો નથી – માયાને ઓળખ્યા સિવાય બ્રહ્મજ્ઞાન થતું જ નથી. બધી વૃત્તિઓને અન્તે ( Tired ) એક ઉપરામવૃત્તિ ( Retirement ) જે રામને પામવાને પાત્ર છે; અને તેથી શુભેચ્છામાંથી જન્મેલો વૈરાગ્ય અને તીવ્ર મુમુક્ષુતાથી જ ' સાગરધર્મ 'નો પ્રારંભ થાય છે. બધી ઇચ્છાઓને અન્તે જ્યારે શ્રી હરિને મળવાની એક જ મહાન ઇચ્છા અન્તરમાં ઉદય પામે છે ત્યારે શ્રી સદ્દગુરુ મળે છે અને જીવને સચરાચર વ્યાપ્ત શ્રી હરિનો સ્વાનુભવ થાય છે. જેટલી ઉત્કટ ઇચ્છા એટલી જ મુમુક્ષુ તરીકે વધારે લાયકાત. ઇચ્છા પ્રબળ તો માર્ગ સામો, અને ઇચ્છા નિર્બળ તો માર્ગ લાંબો. ' એકીકૃત થએલી હૃદયભાવનાવડે ઉત્પન્ન થયેલી એક જ ઇચ્છા – પૂરેપૂરી ઇચ્છા – એ જ ઠેઠ સુધીનો માર્ગ કાપી આપે છે. ' મહારસ – બ્રહ્મરસ – આત્મસાક્ષાત્કારની આ પ્રબળ ઇચ્છા એ જ મહાશક્તિ છે. આથી પોતે કહેતા કેઃ—

" Will is the law of life; and where there is Will, there is a way. "

આ ઇચ્છા એટલી બધી પ્રબળ હોવી જોઇએ કે ગમે તેટલાં

સંકટો આવે તો પણ પ્રવાસીએ હિમ્મત હારવી જોઇએ નહીં. પોતે લખ્યું છે:

" **જીવન**ની પૂર્ણતાનો ક્રમ કેટલો અટપટો છે; એનો રાહ કેવો ઘૂમરી છે અને એમાં કેવી કેવી ભૂલભૂલામણીઓ આવે છે, એ વાતોડીઆં મનુષ્યો સમજી શકે એવું નથી. મુશ્કેલીઓ બેશુમાર છે, કાંટાઓ કરોડો છે, પણ મુસાફિર બહાદૂર જોઇએ. બહાદૂર એટલે સાચો મુમુક્ષુ અને ઉગ્ર શ્રદ્ધાબળ તથા વીર પુરુષાર્થવાળો હોવો જોઇએ. જૂની જિન્દગીને એક રોગ સિસાબે દૂર કરવાને તીવ્ર ઇચ્છા થવી જોઇએ. "

પ્રભુને પામવાની ઇચ્છા તીવ્ર થતાં, મુમુક્ષુને કુદરત પણ અનેક પ્રકારે મદદ કરે છે; એમાં કશો શક નથી. માત્ર, માર્ગમાં પૂરેપૂરું મક્કમ રહેવું, એટલું જ કરવાનું છે અને દિશા બદલવાની છે. માયામાં ખેંચાઇ જતી મનોમુખી વૃત્તિને પરમાત્મા તરફ અભિમુખ કરવાની છે.

જે અલ્પદૃષ્ટિ જીવાત્મા આ માંડમાંડની દુનિયાને સાચી માનીને ઝિન્દગાની બરબાદ કરે છે એ ખરેખર મૂર્ખતામાં જ જીવે છે. શ્રી ‘ સાગરે ’ દીવાને સાગર દફ્તર બીજામાં યોગ્ય જ કહ્યું છે:—

કોઇ સુને યા ના સુને, હૈ બાત અપની મૌજકી;
બૈઠે યું સાગર જાન કે યે સરાહી હૈ દો રોજકી.

સાગર પીલા દું સુફત મેં બસ એક સચ્ચી બાત હૈ,
જૂઠી જહાંમેં જો ફૅંસા, ઉસ્કા જીના બરબાદ હૈ.

( દીવાને સાગર દફ્તર બીજું : રાઝે બકા ખોલું અગર )

છેલ્લો જન્મ હોય તે જ અહીં આવી શકે છે. આ જગતને જીતું કરીને આવે તેનો જ અહીં પ્રવેશ છે અને જીવનો શિવ કરવો એ મારૂં ગુરુકાર્ય છે. સંસાર ક્ષણભંગુર છે અને જગત તો માત્ર આપણા મનની કલ્પના અનુસાર ઉભું થયેલું એક ઉટંગ ચિત્ર છે; અને ખરૂં સુખ તો આધ્યાત્મિક વિશ્વમાં અથવા અલખના દેશમાં જ છે. આ સંસારનું આવું અલ્પકાલિત્વ – માયાનું પોલ જીવાત્માના લક્ષમાં જ્યાં સુધી પૂરેપૂરૂં ઉતરતું નથી ત્યાં સુધી તેના અંતઃકરણમાં બ્રહ્મરવિનો ઉદ્યોત કદાપિ થતો નથી – માયાને ઓળખ્યા સિવાય બ્રહ્મજ્ઞાન થતું જ નથી. બધી વૃત્તિઓને અન્તે ( Tired ) એક ઉપરામવૃત્તિ ( Retirement ) જે રામને પામવાને પાત્ર છે; અને તેથી શુભેચ્છામાંથી જન્મેલો વૈરાગ્ય અને તીવ્ર મુમુક્ષુતાથી જ ' સાગરધર્મ 'નો પ્રારંભ થાય છે. બધી ઇચ્છાઓને અન્તે જ્યારે શ્રી હરિને મળવાની એક જ મહાન ઇચ્છા અન્તરમાં ઉદય પામે છે ત્યારે શ્રી સદ્દગુરુ મળે છે અને જીવને સચરાચર વ્યાપ્ત શ્રી હરિનો સ્વાનુભવ થાય છે. જેટલી ઉત્કટ ઇચ્છા એટલી જ મુમુક્ષુ તરીકે વધારે લાયકાત. ઇચ્છા પ્રબળ તો માર્ગ સામો, અને ઇચ્છા નિર્બળ તો માર્ગ લાંબો. ' એકીકૃત થયેલી હૃદયભાવનાવડે ઉત્પન્ન થયેલી એક જ ઇચ્છા – પૂરેપૂરી ઇચ્છા – એ જ ઠેઠ સુધીનો માર્ગ કાપી આપે છે. ' મહારસ – બ્રહ્મરસ – આત્મસાક્ષાત્કારની આ પ્રબળ ઇચ્છા એ જ મહાશક્તિ છે. આથી પોતે કહેતા કેઃ—

" Will is the law of life; and where there is Will, there is a way. "

આ ઇચ્છા એટલી બધી પ્રબળ :હોવી જોઇએ કે ગમે તેટલાં

મતલબ કે, આ જગતના દશ્ય પદાર્થોનો સંબંધ અલ્પકાલનો, ક્ષણધ્વંસી અને આવરણરૂપ છે અને તેથી એનો ચિત્તમાંથી સંપૂર્ણ વિલય કરવો જોઇએ; કારણ કે આત્માનો આનંદ તે જ અનુભવી શકે છે કે જે આધિભૌતિક અને આધિદૈવિક આનંદોના રસને છોડી શકે છે, અને એ તરફ બેદરકાર રહીને આધ્યાત્મિકનો જ યોગી થાય છે.

मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।

મન એ જ મનુષ્યના સંસારબન્ધનનું કારણ છે, કારણ કે મન જ વાસના ઉત્પન્ન કરે છે અને એ વાસનાને લીધે જ ભવનું બન્ધન મનુષ્યને સાંપડે છે, એ આપણે ગયા પ્રકરણમાં વિસ્તારથી જોયું છે. વાસનાનો સમૂલો ઉચ્છેદ થતાં, આત્મા પરમાત્મામાં એકરૂપ થઇ જાય છે. ભવના બંધનનું કારણ અદશ્ય થતાં ત્રણે કાળમાં બંધન જેવું કશું જ રહેતું નથી.

પ્રભુને પામવા માટે મનુષ્યે શું શું કરવું જોઇએ તે મુમુક્ષુઓને સ્પષ્ટ રીતે સમજાવવા માટે શ્રી 'સાગરે' એક સુંદર **અપરિમિત ઘનચક્કરનો** નકશો તૈયાર કર્યો છે ( જુઓ સાથેનો ઘનચક્કરનો નકશો ). જેને માયાની મધલાળમાં જ ચોટી મરવું છે તે તો ભવરણમાં ભટકયા જ કરે છે. એવા પામર જીવાત્મા માટે તો કોઇ માર્ગ જ નથી.

પ્રભુનો માર્ગ વીર પ્રવાસીઓ માટે જ છે. અનેકાનેક જન્મોના દઢ થઇ ગયેલા અધ્યાસોને વિસ્મૃત કરવા એ પ્રબલમાં પ્રબલ પુરુષાર્થ વિના બનતું નથી અને પ્રેમભક્તિના યોગમાં લીન રહેવાથી

**પિંડને લેખે છે બ્રહ્માંડ, બ્રહ્મા આદ્યે કીટ ને અંડઃ**
**પ્રાક્રમ વિશે અધિક ન્યૂન હોય, કારણ પ્રત્યે સમતા સોય.**

(શ્રી અખાજીના છપ્પા)

દરેક જણ તેના અંતરમાં ખુદ પ્રભુનું બનેલું છે અને શરીર એ જીવનું બંધન નહીં પણ ધર્મનૌકા છે. વસ્તુતઃ જીવ શિવસ્વરૂપ છે અને માનવજીવન ત્રણ શરીરોનું બનેલું છેઃ—

(૧) સ્થૂલ શરીર, ચોવીસ તત્ત્વોનું બનેલું છે તે.

(૨) સૂક્ષ્મ શરીર, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર અથવા હુંપણાનું બન્યું છે તે.

(૩) કારણ શરીર અથવા ઇચ્છા શરીર અથવા લિંગ શરીર } જે પોતાની ઇચ્છામયતાના પ્રબળ બીજનું બનેલું છે તે.

સૂક્ષ્મ શરીર અને કારણ શરીરનું શોધનવિશોધન અને વિલય એ જ જીવને કરવાનું મહાકાર્ય છે. મનનો લય બુદ્ધિમાં, બુદ્ધિનો લય ચિત્તમાં, ચિત્તનો લય અહંકારમાં અને અહંકારનો લય વસ્તુમાં, બ્રહ્મમાં કરવાનો.

જીવને વસ્તુના અનુભવથી મોક્ષ અને અવસ્તુમાં મોહાસક્તિથી બંધન સાંપડે છે. પોતાની વાસનાએ કરીને જ પોતે પોતાનું બંધન રચે છેઃ—

આપ નિરંજન કહત પુરંજન—
જણસેં મેં ઇચ્છામેં આયોઃ

(દીવાને સાગર : મનન)

અખાજીએ પણ એ જ કહ્યું છે:

અનુભવ એવો કીજીએ,
જેણે મનની જડ જાયે;
મન મુવા વિના માનવી
વસ્તુરૂપ ન થાયે.

વાસનાના બંધનને કારણે જ જીવને ભવરણમાં ભટકવું પડે છે અને આપણા હિન્દુ ધર્મશાસ્ત્ર પ્રમાણે તો ચોરાશી લાખ અવતારો જીવાત્માની વાસનાને લીધે જ લેવા પડે છે.

ત્યારે આ ભવરણ ( જુઓ ઘનચક્કરનો નકશો – ભવરણ; નકશામાંનો પીળો પ્રદેશ )માંથી છૂટવાને મનુષ્યે શું કરવું જોઇએ ? આ પ્રશ્નના ઉત્તરમાં શ્રી 'સાગરે' મુમુક્ષુઓના ઉપયોગાર્થે પોતાના **અપરિમિત ઘનચક્કરના** નકશામાં વિશ્વના લક્ષાવધિ ધર્મોની સૂક્ષ્મ મીમાંસા કરીને, અંતઃકરણ ચતુષ્ટયને અનુસરીને, બધા ધર્મોનું ચતુર્વિધ વર્ગીકરણ કર્યું છે. અંતઃકરણચતુષ્ટય એટલે મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર. આ ચારમાંથી **યોગમાર્ગમાં મનને** પ્રાધાન્ય આપવામાં આવ્યું છે; **ભક્તિમાર્ગમાં ચિત્તને** મહત્ત્વ આપવામાં આવ્યું છે; **જ્ઞાનમાર્ગમાં બુદ્ધિને** પ્રાધાન્ય છે અને **સૂફીઇશ્કના** માર્ગમાં **અહંકારને** પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. [ જુઓ આ ચારે માર્ગ (૧) જ્ઞાનપ્રધાન (૨) ભક્તિપ્રધાન (૩) યોગપ્રધાન (૪) સૂફીઇશ્ક – ઘનચક્કરનો નકશો. ]

તત્ત્વદષ્ટિએ જોતાં તો બ્રહ્માથી માંડીને કીટ સુધી અંતરમાં સર્વ બ્રહ્મસ્વરૂપ જ છે. ફેર માત્ર નામરૂપ અથવા ગુણધાટના વૃદ્ધિસંકોચમાં છે:—

ભાવ, દેહભાવ અને દુનિયાદારીની દ્વૈતભાવનાના રજ્જુત્રયથી બંધાય છે અને ભવરણમાં ભ્રમણ કરે છે—

પરમાત્માને પુંઠ દઈને આત્મા ઇન્દ્રિ જુવે;
ઇન્દ્રિની દૃષ્ટિ વિષય સામી એમ આપોપું નર ખુવે.

( શ્રી અખાજીની અપ્રસિદ્ધ સાખીઓ )

પોતે જાતેકરીને જ જીવ પોતાનું બંધન રચે છે અને કામશોકનું જન્તુ બને છે અને પોતાના બનાવેલા ભવરણમાં અથવા ભવ-સાગરમાં ભટક્યાં કરે છે. આ ભવરણ આપણી પોતાની અંદર છે – જીવાત્માની અંધકારમય દશા છે અને એનો કર્તા " હું " ( એટલે અજ્ઞાન અને દેહાધ્યાસ )નું ઘર પણ આપણી અંદર જ છે. દરેક જણ પોતાને માટે કરોળિયાની માફક પોતે જ ભવરણ બનાવે છે અને પોતે પોતાને જિન્દગીઓની જિન્દગીઓ સુધી એમાં ભટકવા દે છે.

જે મનુષ્ય આ મનુષ્યદેહની સર્વોપરિ તક ઓળખી લઇને પશુર્વત્ જડ જીવનમાંથી જાગી ઉઠે છે. અને પુરુષાર્થની દિશા બદલે છે તેને જ પ્રભુનો માર્ગ મળે છે. શ્રી 'સાગર' યોગ્ય જ કહે છે:

" મનુષ્યના દુઃખનું કારણ ખરી રીતે અજ્ઞાનને લીધે એની અવળે માર્ગે વહી જતી શક્તિ જ છે. કામનાઓ તૃપ્ત કરવાને જે બળ મનુષ્ય વાપરે છે, તેનું તે જ પોતીકું બળ જો મનુષ્ય બધી રીતે અન્દરના પ્રેમ તરફ – વસ્તુનિદર્શન તરફ – સમજીને વાપરે, તો, એને જરૂર દુઃખનું કારણ અને નિવારણ બન્ને અંદરથી જડે."

" ખરું સુખ આત્માના અનુભવમાં છે – વાસના માત્રને

દેહભાવનાએ કરીને જીવ અને આત્મભાવનાએ શિવ. જુવો:—

નિજપણુની ભૂલે કરી જીવ, ભૂલ ટળી તો સદૈવ શિવ.

( શ્રી અખાજીના છપ્પા )

વસ્તુતઃ બ્રહ્મજ્યોતિ જરા યે આવૃત્ત થતી નથી; પરંતુ પોતાની રજોગુણી પ્રકૃતિ જ મોહનું આવરણ રચે છે. પોતાના સ્વરૂપના વિસ્મરણથી જીવ ભ્રમમાં પડે છે અને તેની અંતર્દષ્ટિ – આત્મદષ્ટિ આવૃત્ત થવાથી તે બહિર્મુખી થઇ, બહારના – સ્થૂલતા ઘાટોને જુવે છે. જુવો:—

ભ્રમ પડતે હરિદષ્ટિ ગઇ, નેત્રે માયા આવી રહી.

( શ્રી. અખાજીના છપ્પા )

જેની આત્મદષ્ટિ બંધ થયેલી છે એવો દેહાધ્યાસી જીવ દેહ અને દુનિયામાં આસક્ત થઇ માયાના સુખ માટે તલસે છે અને તેથી એ જગતની કામનાઓ પાછળ ભમ્યા જ કરે છે. જ્યાં સુધી એ કામનાઓ પાછળ ભમ્યા કરે ત્યાં સુધી એ દુઃખી જ રહેવાનો છે, કારણ કે કામનાઓનો સ્વભાવ જ અતૃપ્તિનો છે. એની દષ્ટિ જ અવળી છે. એ બધું અવળું જ જુએ છે:

બહાર બુદ્ધિ ચાલી ગઇ, અને ત્યાંહાં તો નાના રંગ;
અખા ! વસ્તુ રહી આપમાં, જ્યાંહાંથી સર્વ તરંગ.

( શ્રી અખાજીની અપ્રસિદ્ધ સાખીઓ )

માયાભિમુખી કૃપણ જીવ પરમાત્માને, જાણે કે, પૂંઠ દઇને ચેતનને બદલે જડને જ જુએ છે અને તેથી ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના વિષયો તરફ – માયાના પ્રવાહ તરફ ખેંચાય છે. પરિણામે, અહં-

કરવા માટે **આત્મસાક્ષાત્કાર** સિવાય બીજો કોઇ જ માર્ગ નથી. જીવ ટળી શિવ થવું જોઇએ; જેટલાં ડગલાં જગતના પ્રપંચ તરફ જીવાત્માએ ભર્યાં તેટલાં જ ડગલાં એણે હવે પ્રભુના માર્ગ તરફ પાછાં ભરવાં જોઇએ; તો જ એ મુકામે પહોંચે. શ્રી ' સાગર ' કહે છે:

**જાદુઇ ખેલ રચ્યા મન કરિકે, આપે આપ ફસાયા,**
**ઉલટ ચલાયા સો નર જીત્યા, અન્દર તખત બિછાયા.**

( દીવાને સાગર દફતર બીજું : હમ તો સચ્ચી બતલાવેં. )

**મનોનાશ** અને **વાસનાક્ષય** દ્વારા જીવે પોતાના નાના અહંનો પરમાત્મામાં પૂર્ણ વિલય કરીને, અણુલિંગી બ્રહ્મનો સ્વાનુભવ કરવો જોઇએ. શ્રી અખાજી યોગ્ય જ કહે છે:—

**જામ્યા સાગર બ્રહ્મકા બિચ પ્યાસા મરે સંસાર;**
**' આપા ' ફેડ પાણી પીએ, સો સદ્‌ગુરુ મિલે સોનાર.**

( શ્રી અખાજીની અપ્રસિદ્ધ સાખીઓ )

બ્રહ્મના સાગરમાં જગત આખું તરસે મરે છે, કારણ કે જીવાત્માની અહંતા ટળી નથી. એ ટળે તો જ તૃષિતાત્મા પરમાત્મજળ પી શકે, અને તો જ એના ભવરોગનો અન્ત આવે.

શ્રી ' સાગર ' પણ કહેતા: **The only medicine for the soul is God** – જીવનો ભવરોગ મટાડવા માટે આત્મસાક્ષાત્કાર સિવાય બીજો કોઇ માર્ગ નથી.

જે મુમુક્ષુઓને પ્રભુને પામવાની ખરી અને પૂરી ગરજ – તીવ્ર ઇચ્છા થાય એવા પ્રભુતરસ્યા જીવાત્માઓને માર્ગદર્શન થાય

પ્રેમના વિરાટસ્વરૂપ જ્યોતિમાં બાળી દીધા વિના – મનને આત્મામાં શમાવ્યા વિના કદાપિ પણ આત્માનો સ્વાનુભવ થતો નથી. ”

“ અને, મનુષ્યને આ આધ્યાત્મિક તત્ત્વ ગમ્ય થાય તો એ દુઃખી રહે જ નહીં – બાહ્ય સ્થિતિ ગમે તેવી હોય છતાં પણ એ સુખસ્વરૂપ જ હોય. એ જ અવિચલ સુખ અને સનાતન શાન્તિ. એના વિનાના બધા પ્રયત્નો એ **temporary** એટલે અલ્પકાળના ઉપરછલા સુખ માટેના. ”

ખરું તો, દરેક જણ પરમ સત્‌નું જ મૂર્ત સ્વરૂપ છે, તેથી દરેકે પોતામાં રહેલા આત્મારૂપી સૂર્યના ઉષ્માભર્યાનો – સ્વસ્વરૂપનો સ્વાનુભવ કરીને પરમાત્મરૂપ થવું એ જ એનું ઇતિકર્તવ્ય છે. નામ, રૂપ અને ગુણ ઉપર જ રમ્યા કરતું મન આત્મામાં શમાવી દેવું જોઇએ. શ્રી ‘ સાગરે ’ યોગ્ય જ કહ્યું છે:—

**સાગર ! જાદૂની જહાં ! જૂઠા પર શો રાગ ?**
**નામ, રૂપ, ગુણ સબ ગલત ! જાગ ! જાગ ! મન જાગ !**

( દીવાને સાગર દફતર બીજું : આરામની સાખીઓ. )

પરમાત્મદર્શનમાં આસુરી પ્રકૃતિ બાધક હોવાથી મુમુક્ષુએ પોતાની રસવૃત્તિ ફેરવીને ( **Turn back to God** ) દૈવી પ્રકૃતિથી આસુરી પ્રકૃતિને જીતવી જોઇએ. આ જ દેવાસુરસંગ્રામ. ( **War Within** ). દૈવી અને આસુરી બન્ને પ્રકૃતિઓ ઉપર મુમુક્ષુએ પૂર્ણ સ્વામિત્વ અનુભવી, દેશ, કાલ અને સ્થિતિથી પર નિરંતર પરમતત્ત્વમાં જીવવું એ જ એને કરવાનું છે. જીવનો ભવરોગ મટાડવા માટે, રણભ્રમણમાંથી મુક્ત થઇ માર્ગે ચઢવા માટે – એટલે કે સંસારવૃક્ષનું સબીજ અને સફલ, નિઃશેષ દહન

કરવા માટે **આત્મસાક્ષાત્કાર** સિવાય બીજો કોઇ જ માર્ગ નથી. જીવ ટળી શિવ થવું જોઇએ. જેટલાં ડગલાં જગતના પ્રપંચ તરફ જીવાત્માએ ભર્યાં તેટલાં જ ડગલાં એણે હવે પ્રભુના માર્ગ તરફ પાછાં ભરવાં જોઇએ; તો જ એ મુકામે પહોંચે. શ્રી 'સાગર' કહે છે:

**જાદુઇ ખેલ રચ્યા મન કરિકે, આપે આપ ફસાયા,**
**ઉલટ ચલાયા સો નર જીત્યા, અદ્ધર તખત બિછાયા.**

( દીવાને સાગર દફતર બીજું : હમ તો સચ્ચી બતલાવેં. )

**મનોનાશ** અને **વાસનાક્ષય** દ્વારા જીવે પોતાના નાના અહંનો પરમાત્મામાં પૂર્ણ વિલય કરીને, અણુલિંગી બ્રહ્મનો સ્વાનુભવ કરવો જોઇએ. શ્રી અખાજી યોગ્ય જ કહે છે:—

**જામ્યા સાગર બ્રહ્મકા બિચ પ્યાસા મરે સંસાર;**
**'આપા' ફેડ પાણી પીએ, સો સદ્‌ગુરુ મિલે સોનાર.**

( શ્રી અખાજીની અપ્રસિદ્ધ સાખીઓ )

બ્રહ્મના સાગરમાં જગત આખું તરસે મરે છે, કારણ કે જીવાત્માની અહંતા ટળી નથી. એ ટળે તો જ તૃષિતાત્મા પરમાત્મજળ પી શકે, અને તો જ એના ભવરોગનો અન્ત આવે.

શ્રી 'સાગર' પણ કહેતા: **The only medicine for the soul is God** – જીવનો ભવરોગ મટાડવા માટે આત્મસાક્ષાત્કાર સિવાય બીજો કોઇ માર્ગ નથી.

જે મુમુક્ષુઓને પ્રભુને પામવાની ખરી અને પૂરી ગરજ – તીવ્ર ઇચ્છા થાય એવા પ્રભુતરસ્યા જીવાત્માઓને માર્ગદર્શન થાય

એ હેતુથી શ્રી ‘ સાગરે ’ તૈયાર કરેલા, પ્રભુને પામવાના માર્ગોનું સ્પષ્ટ નિદર્શન કરાવતા, **અપરિમિત ધનચક્કરના** નકશા વિષે હવે આપણે સ્પષ્ટીકરણ કરીશું.

આ ધનચક્કરનો નકશો માત્ર તેને જ ઉપયોગી છે કે જે આ ભવરણના કર્તા મી. હુંની ( અહંમમત્વની – દેહાધ્યાસની ) બધી લાગણીઓને અને એમનાં કામકાજને રદ કરવા માટે તેમ જ બધા દશ્ય પદાર્થોનું તેમ જ પોતાની અંદરનાં એમનાં બધાં વળગણોનું રાજીખુશીથી બલિદાન કરવાને ખરેખર તૈયાર હોય. જે સુમુક્ષુ સ્વાનુભવવડે આત્મસાક્ષાત્કાર કરવા માટે પોતાની બધી શક્તિ ખરચી દેવાને અને તમામ જીવન એ માટે જ ગાળવાને હિમાચલ જેવી દઢ મરજીવાળો હોય તે જ આ માર્ગનો પ્રવાસી થઇ શકે છે.

આ ભયંકર ભવરણના ( જુઓ અપરિમિત ધનચક્કરનો નકશો ) બનાવનારને પકડવો, કેદ કરવો અને વિધિપૂર્વક એનો વિલય કરવો એ જ વીર પ્રવાસીને કરવાનું છે. આ નકશો માત્ર એવા વીર પ્રવાસીને જ ઉપયોગી થશે, કે જે પોતાની રાજીખુશીથી જ આ અપરિમિત ધનચક્કરની વચ્ચોવચ પોતે પોતાને જીવતાં જીવિત – સદેહે – દફનાવવાને **(to make a living burial)** તૈયાર હોય; એટલે કે જેનો આ જનમ ખરેખર જ છેલ્લો હોય. સરખાવો:—

**જન્મ છેલ્લો હોય જેહને, તેહને મળે પ્રસ્તાવ.**

( અખેગીતા )

શ્રી સાગરે પણ એમના છેલ્લા ભજનમાં ગાયું છે:—

છેલ્લા જનમની પ્રીતો – એની એંધાણીઓ રે–
સાગર ગરજે ગંભીરઃ—ગરજે ‘ ગુરુ ગુરુ ગુરુ ગુરુ ’ રે !

( દીવાને સાગર દફતર બીજું : મીરાંના ભજનનો લય )

આ ભવરણ આપણી બહારની કોઇ દશ્ય જમીન ઉપર નથી. આ રણ આપણી પોતાની અંદર છે. એ દિલની – જીવાત્માની અંધકારમય દશા છે.

જે પાંચ સડકો – રસ્તાઓ છે તે અપરિમિત પરમાત્માનું અંતરમાં પ્રકટીકરણ કરનારી દિલની – જીવાત્માની – આગળ વધતી દશાઓ નિરૂપે છે. આ રસ્તાઓ કોઇ દશ્ય જમીન ઉપર બનાવેલા નથી, કેમકે ભવરણ જાતે જ માણસની અંદર છે. જીવાત્મા પોતે પોતાને નિયમસર પ્રજ્ઞાનને રસ્તે વાળે ત્યારે એ જ્ઞાનમાર્ગનો પ્રવાસી થયો કહેવાય. એ પ્રમાણે બીજા માર્ગોનું સમજવું.

આ રસ્તાનો મનુષ્યની અંદરની એના દિલની દશાઓ નિરૂપે છે, એટલે અંતર ( Distance ) માપી શકાય નહીં, તેમ દર્શાવી શકાય પણ નહીં. અંતર એટલે ન તો માઇલ કે ન તો કાલ. અંતર એટલે અહીં તો મનુષ્યના પોતાના પ્રજ્ઞાનાનુભવને અનુસરીને, એની અંદરના ફેરફારોની સ્થિતિ.

રસ્તાઓની દરેક બાજુએ ભ્રમણના ખોટા ચીલાઓ અને પ્રલોભનોના ભય ઉપર ભય આવે છે, કેમ કે, દિલ – જીવાત્મા આ શરીરમાં પાછલી ઝિન્દગીઓની અસરો અને છાપો (સંસ્કારો) લઇને આવે છે. પૂર્વના મંત્રદષ્ટાઓ, જેઓ જાતે પૂરેપૂરા આ સર્વવ્યાપક અપરિમિત ધનચક્કરમાં – પ્રભુમાં – ખોવાઇ ગયા છે તેમણે ત્રણ મુખ્ય સડકો અથવા રસ્તાઓ, આ રણમાંથી, જીવા-

ત્માને, કાયમને ઘેર જવા માટે બનાવ્યા છે. મુમુક્ષુ, વેદોના જ્ઞાનના પ્રકારોને અનુસરીને, પોતે પોતાનું દર્શન કરી શકે, પોતે પોતાનો અભ્યાસ કરી શકે અને પોતે પોતાને પૂરેપૂરું ઉકેલી શકે અને ઉપનિષદોના અપરોક્ષ પ્રજ્ઞાનને અનુસરીને પોતાની જાતના અનુભવ સાથે આધ્યાત્મિક વિશ્વમાં આગળ વધી શકે. આ પ્રમાણે માણસનો જીવાત્મા તેના પરમ આદિ કારણને ભેટી શકે; વેદોનું અસલ વતન અને દશ્યાદશ્ય દરેક પદાર્થનું સાચું કાયમનું ઘર પામી શકે. આ ઘનચકકરનો નકશો એટલા માટે જ યોજ્યો છે.

આપણે જોયું કે આ રણ કોઇ બે આંખે દેખાતી જમીન ઉપર તો નથી. એ તો દિલની યાને જીવાત્માની દશાનું જ નામ છે. આ રણ એટલે એવી એક ભૂમિ કે જે એક જણની – એક સર્વનામની આઠ વિભક્તિઓ અને એના સંબંધીઓએ બનાવેલી ભૂમિ અને એક જ જણ તે " હું " ( Mr. I. )

આ નકશામાં દરેક જણ એ " હું " ( Mr. I. ) એ એટલે કે જીવાત્માએ બનાવેલા ભવરણને અને એમાં પોતાના સ્થાનને જોઇ શકે. ભ્રમણના ખોટા ચીલાઓ અને પ્રલોભનો પણ આ નકશામાં બહુ જ સ્પષ્ટ બતાવવામાં આવ્યાં છે.

આ ભવરણના બનાવનાર " હું "નું ઘર આપણી અંદર છે. આ " હું " પોતે પોતાને બનાવે છે અને દિલને માટે – જીવાત્માને માટે – આ ભવરણ બનાવવાને પોતાની વિભક્તિઓને અને પોતાનાં સંબંધીઓને પોતાની સાથે લાવે છે. દરેક જણ પોતાને માટે પોતે જ ભવરણ બનાવે છે અને પોતે પોતાને અનેક જીવનો સુધી એમાં ભટકવાં જ દે છે.

સૌથી પહેલાં આ ભવરણના કર્તા મી. હું ( Mr. I. )ને

સિત ચરમ શાશ્વત સૌંદર્ય ઉપર જાણીજોઈને આવરણ રચવાનો ભયંકર ગુનો આ મી. "હું" એ કર્યો છે. આ ભવરણના કર્તા, આ દુષ્ટ મી. "હું"ની પૂરેપૂરી તપાસ કરવામાં આવે અને એને પૂરેપૂરી નસીહત મળે, એ કરવાનું છે.

પ્રત્યેક મનુષ્ય પોતાની અંદર રહેલા આ મી. "હું"ને શોધી કાઢે અને એમાં એને સરળતા થાય એ જ આ નકશાનો હેતુ છે.

આટલા સ્પષ્ટીકરણ પછી હવે આપણે આ અપરિમિત ધનચક્કરના નકશામાં દર્શાવેલા પાંચે માર્ગ (૧) જ્ઞાનમાર્ગ (૨) ભક્તિમાર્ગ (૩) યોગમાર્ગ (૪) સૂફીઇશ્ક રાહ; અને (૫) સાગર-રાહનું વિહંગાવલોકન કરીશું.

## જ્ઞાનમાર્ગ

જ્ઞાનમાર્ગના પ્રણેતા ભગવાન શંકરાચાર્યજી છે. વેદાન્તના જ્ઞાનદ્વારા મુક્તિ આ માર્ગનું ધ્યેય છે. વૈરાગ્ય, વિવેક, ષડ્સંપત્તિ અને મુમુક્ષુતા ( જુઓ નકશો પરિશિષ્ટ ૨ ) આ ચાર સાધન-સંપન્ન હોય તે જ આ માર્ગનો અધિકારી. બ્રહ્મજ્ઞાનથી, જીવ માયામાંથી મુક્ત થાય છે અને બ્રહ્મરૂપ બને છે. સંન્યાસ એ આ માર્ગનું મુખ્ય મુદ્દાનું લક્ષણ છે. **अजातवाद – गौडीवाद**માં જ્ઞાનની પરાકાષ્ઠા અને પૂર્ણાહુતિ છે. જીવના ઊર્ધ્વારોહણ માટે સપ્તભૂમિકાનો ક્રમ નક્કી કરેલો છે. ( જુઓ પરિશિષ્ટ ૩ ). **ગુરુભક્તિ** દ્વારા ગુરુમંત્રની સાધનાથી જીવનસિદ્ધિ અનુભવાય છે. યાજ્ઞવલ્ક્ય, વસિષ્ઠ, કપિલ, વ્યાસ, શંકર અને ગુરુ દત્તાત્રેય જેવા મહા સમર્થ જ્ઞાનીઓ આ માર્ગમાં થયા છે. ઉપનિષદ, બ્રહ્મસૂત્ર

અને ગીતા આ પ્રસ્થાનત્રયી છે અને ૐ એ જ મહામંત્ર છે. ( જુઓ વનચક્કરનો નકશો જ્ઞાનમાર્ગ ).

## ભક્તિમાર્ગ

ભક્તિમાર્ગના પ્રણેતા ભગવાન નારદમુનિ છે. " નારદ ભક્તિસૂત્ર "માંથી ભક્તિમાર્ગનું હાર્દ સમજાય છે. નારદ ભક્તિસૂત્ર પ્રમાણે ભક્તિના અગિયાર પ્રકારો આ પ્રમાણે છે: (૧) ગુણ-માહાત્મ્ય આસક્તિ (૨) રૂપાસક્તિ (૩) પૂજાસક્તિ (૪) સ્મરણાસક્તિ (૫) દાસાસક્તિ (૬) સખ્યાસક્તિ (૭) કાન્તાસક્તિ (૮) વાત્સલ્યા-સક્તિ (૯) આત્મનિવેદનાસક્તિ (૧૦) તન્મયાસક્તિ (૧૧) પરમ-વિરહાસક્તિ. **અનન્યતાથી** આ માર્ગ શરૂ થાય છે. એમાં મૂર્તિપૂજાને સ્થાન છે. વલ્લભ, રામાનુજ અને મધ્વ જેવા આચાર્યો અને વાલ્મિક, પ્રહ્લાદ, નરસિંહ, મીરાં, તુકારામ, તુલસીદાસ, દાદુ, કબીર અને વ્રજની ગોપીઓ જેવા સમર્થ ભક્તો આ માર્ગમાં થયા છે. **પ્રેમ** એ જ આ માર્ગની ચાવી છે, અને પ્રેમપૂર્વક પ્રેમબ્રહ્મનું ભજન એ જ એનું ધ્યેય છે. રામ એ જ મહામંત્ર ( જુઓ વનચક્કરનો નકશો: ભક્તિમાર્ગ ).

## યોગમાર્ગ

આ માર્ગના પ્રણેતા ભગવાન પતંજલિ છે. એઓશ્રીએ યોગનાં અષ્ટાંગ – યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ – નું વિવરણ કર્યું છે. **યોગશ્ચિત્ત-વૃત્તિનિરોધઃ** । ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવો એ જ યોગ. નિર્વિકલ્પ સમાધિ એ આ માર્ગનું ધ્યેય છે. આ માર્ગમાં મચ્છેન્દરનાથ, ગોરખનાથ, ભર્તૃહરિ, જાલંધર અને ગોપીચંદ જેવા

હોય તેને સૌથી પહેલાં દૂર કરવી જોઇએ. તો જ એના ઉપર બીજા સારા સંસ્કારો પાડી શકાય. શ્રી ‘ સાગરે ’ ઉપદેશ્યું છે:

“ અહંતા – મમતાની અને રાગદ્વેષની તથા ષડ્રિપુઓની ભાવનાઓ એ હૃદયની ભૂમિકા ઉપર જંગલી ઝાડી છે અને સાચી ઇચ્છાથી આપણે એ દૂર ન કરીએ ત્યાં સુધી એ શી રીતે દૂર થાય ? પુસ્તકોનું વાચન અને મહાત્માઓની વાણીનું સેવન કરવાનું અત્યન્ત ઉપયોગી છે, પણ માત્ર એટલાથી જ મનુષ્ય ધર્મરૂપ બની શકતો નથી. ધર્મરૂપ થવા માટે તો મનુષ્યે પોતાની ખરી પરીક્ષા કરવાને લાયક થવું પડે છે અને જેવી રીતે દુશ્મન આપણી ભૂલો કહાડે તેવી રીતે આપણે પોતે પોતાની ભૂલો દરરોજ પળેપળે નોંધતા રહીને પોતાને સખ્ત શિક્ષા કરવી પડે છે. આટલા માટે જ સાધુસંતની સેવામાં રહીને, આજ્ઞાનુસારી થવાની અતિશય જરૂર આર્ય ઋષિઓ માને છે. વાચન એમાં કંઇ કરી શકતું નથી. માત્ર માર્ગ બતાવી શકે છે અને તે પણ પોતાની પાત્રતા અનુસાર જ માર્ગ જોઇ શકાય છે.

“ પ્રેમમંત્ર ભણવામાં સૌથી પહેલું તો બધું ભૂલવાનું જ ભણવું પડે છે. બધું ભૂલવાની પૂરેપૂરી તૈયારી એટલે જ પ્રેમમંત્ર ભણવાની ખરી તૈયારી છે. હકીકત એ છે કે લખેલા ઉપર લખી શકાતું નથી અને નાશવંત બાબતોનો સ્નેહ કાયમ રાખીને પરમાત્મ-પ્રેમનો મંત્ર ભણી શકાતો નથી. ”

આમ, શ્રી સાગરરાહનું પહેલું પગથિયું હૃદયશુદ્ધિનું છે, એ વાચકને હવે સ્પષ્ટ થશે. નકશામાં વાચક જોશે તો એને ખ્યાલ આવશે કે સાગરરાહની સડક સૌથી પહેલાં સૂફીઇસ્કના રાહને મળે છે – એની પાર થઇને ચાલી જાય છે. સૂફીઓનું સૂત્ર એ છે કે:

મહાસમર્થ યોગીઓ થયા છે. ભઁવરગુફામાં સગુણનિર્ગુણ – નિર્ગુણ-સગુણ – એવો એકરસ બ્રહ્માનુભવ થાય છે. ભઁવરગુફા એ જ ગુરુધર અને **સોઽહં** એ જ મહામંત્ર. ( જુઓ ધનચક્કરને નકશો – યોગમાર્ગ. )

## સૂફીઈશ્ક

મૌલાના જલાલુદ્દીન રૂમી આ સૂફીઇશ્કના રાહના મહાન આચાર્ય છે. તેઓશ્રીના ' મસ્નવી ' અને ' ગુલ્શને રાઝ 'ના ગ્રન્થો સૂફીઓમાં બહુ આદરપાત્ર છે. વેદાન્તના કર્મ, ઉપાસના, જ્ઞાન અને અનુભવને સમરૂપ શરીઅત, તરીકત, હકીકત અને મારીફત એવો આ માર્ગમાં ચતુર્વિધ ક્રમ છે. ફના ફિ શય, ફના ફિ શેખ, ફના ફિ રસૂલ, ફના ફિ લ્લાહ અને વાસિલે હક – આવો અનુભવનો માર્ગ છે. " હું "નો પરમાત્મામાં લય ( ફના ફિલ્લાહ ) કરીને આત્માપરમાત્માની અનંતકાળ માટે એકતા અનુભવવી એ આ માર્ગના સૂફીઓનું પરમ ધ્યેય છે. " અનલ હક " એવો સૂફીઓનો મહામંત્ર છે. ( જુઓ ધનચક્કરનો નકશો: સૂફીઇશ્ક. )

## ૐ સાગરરાહ

ઉપરના ચાર માર્ગોનું સ્પષ્ટીકરણ કર્યા પછી હવે આપણે સાગરરાહની નકશામાં દેખાતી પાંચમી સડક વિષે સ્પષ્ટીકરણ કરીશું. એ સડક સાગરરાહ દર્શાવે છે. ( જુઓ, ધનચક્કરનો નકશો – ઉપર દર્શાવેલા ચારે માર્ગોને ભેદીને જતી પાંચમી સડક.)

શ્રી સાગર પોતાના માર્ગમાં હૃદયશુદ્ધિને સૌથી પ્રથમ ગણે છે. મુમુક્ષુને એ સૌથી પહેલો મંત્ર **મૂલ જાપ**નો આપતા. નઠારી વાસનાઓને લીધે દિલ ઉપર જે ખોટી મોહક છાપો છપાઇ મા

હોય તેને સૌથી પહેલાં દૂર કરવી જોઇએ. તો જ એના ઉપર બીજા સારા સંસ્કારો પાડી શકાય. શ્રી ' સાગરે ' ઉપદેશ્યું છે:

" અહંતા – મમતાની અને રાગદ્વેષની તથા ષડ્રિપુઓની ભાવનાઓ એ હૃદયની ભૂમિકા ઉપર જંગલી ઝાડી છે અને સાચી ઇચ્છાથી આપણે એ દૂર ન કરીએ ત્યાં સુધી એ શી રીતે દૂર થાય ? પુસ્તકોનું વાચન અને મહાત્માઓની વાણીનું સેવન કરવાનું અલબત્ત ઉપયોગી છે, પણ માત્ર એટલાથી જ મનુષ્ય ધર્મરૂપ બની શકતો નથી. ધર્મરૂપ થવા માટે તો મનુષ્યે પોતાની ખરી પરીક્ષા કરવાને લાયક થવું પડે છે અને જેવી રીતે દુશ્મન આપણી ભૂલો કહાડે તેવી રીતે આપણે પોતે પોતાની ભૂલો દરરોજ પળેપળે નોંધતા રહીને પોતાને સખ્ત શિક્ષા કરવી પડે છે. આટલા માટે જ સાધુસંતની સેવામાં રહીને, આજ્ઞાનુસારી થવાની અતિશય જરૂર આર્ય ઋષિઓ માને છે. વાચન એમાં કંઇ કરી શકતું નથી. માત્ર માર્ગ બતાવી શકે છે અને તે પણ પોતાની પાત્રતા અનુસાર જ માર્ગ જોઇ શકાય છે.

" **પ્રેમમંત્ર** ભણવામાં સૌથી પહેલું તો બધું ભૂલવાનું જ ભણવું પડે છે. બધું ભૂલવાની પૂરેપૂરી તૈયારી એટલે જ પ્રેમમંત્ર ભણવાની ખરી તૈયારી છે. હકીકત એ છે કે લખેલા ઉપર લખી શકાતું નથી અને નાશવંત બાબતોનો સ્નેહ કાયમ રાખીને પરમાત્મ-પ્રેમનો મંત્ર ભણી શકાતો નથી. "

આમ, શ્રી સાગરરાહનું પહેલું પગથિયું 'હૃદયશુદ્ધિનું' છે, એ વાચકને હવે સ્પષ્ટ થશે. નકશામાં વાચક જોશે તો એને ખ્યાલ આવશે કે સાગરરાહની સડક સૌથી પહેલાં સૂફીઇશ્કના રાહને મળે છે – એની પાર થઇને ચાલી જાય છે. સૂફીઓનું સૂત્ર એ છે કે:

## દિલ સફા તો દેદારકા નફા.

મનુષ્યનું દિલ સાફ હોય, પૂર્ણ પવિત્ર હોય તો જ એને પ્રભુનું દર્શન થઇ શકે. એ સૂત્ર મુતાબિક હૃદયની શુદ્ધિ એ શ્રી સાગરરાહનું પ્રથમનું જ પગથિયું છે, પહેલો મુકામ છે.

આ પછી **અનન્યતા** આવે છે. એઓ કહેતા કે સંત અને સંસારીનો માર્ગ એકબીજાથી ઉલટો છે; કારણ કે હંસ અને બગલાની માફક બન્નેના લક્ષ્યમાં ફેર છે. સંત આત્મદર્શી હોય છે, જ્યારે સંસારી દેહદર્શી હોય છે. શ્રી સાગરરાહ આપણને ઠેઠ વતન અથવા આત્માનુભવ સુધી લઇ જાય છે. તેઓ આત્માનુભવને માટે સ્વભાવતઃ સમર્પિત થઇને સતત વહતી ગોપીની **પ્રેમભાવનાને** પ્રાધાન્ય આપે છે. ગમે તે પ્રકારે ચિત્તની પૂર્ણ એકાગ્રતા પ્રાપ્ત કરવી જોઇએ. પાતંજલયોગ કરતાં પણ શ્રી ' સાગર 'ને નરસિંહ, મીરાં અને વ્રજની ગોપબાલાઓએ શીખવેલો **પ્રેમભક્તિયોગ** વધારે કીમતી લાગે છે, કારણ કે મનને પકડવાનો એ આબાદ ઇલાજ છે. એમણે ગાયું છેઃ—

પ્રીતિ એ જ ભક્તિ અને પ્રીતિ એ જ જ્યોતિ !
પ્રીતિમાં મુક્તિનો મુકામ છે રે—
મારી સનમનું ૐ ૐ નામ છે.

( દીવાને સાગર – સનમનું નામ. )

અત્રે મહર્ષિ નારદમુનિનું ભક્તિસૂત્ર ( Code of Love ) મુમુક્ષુનું નિયામક શાસ્ત્ર છે. મહર્ષિ નારદ ' ભક્તિયોગ 'નું સ્પષ્ટીકરણ નીચેનાં સૂત્રોમાં કરે છેઃ—

सा न कामयमाना निरोधरूपात् ।
परमप्रेमरूपत्वात् ।
निरोधस्तु लोकवेदव्यापार स न्यासः ।
तस्मै अनन्यतातद्विरोधेषूदासीनता च ।
अन्याश्रयाणां त्यागो अनन्यता ।
लोकवेदेषु तदनुकूलाचरण तद्विरोधिषूदासीनता च।
भवतु निश्चयदाढर्यादूर्ध्वंशास्त्ररक्षणम् ।
अन्यथा पातित्याशंकया ।
नारदस्तु तदार्पिताखिलाचारता ।
तद्विस्मरणे परमव्याकुलतेति ।
अस्त्येवमेवम् ।
यथा व्रजगोपीकानाम् ।

ભાવાર્થ કે:—

" ભક્તિ કામના સિવાયની હોવી જોઇએ, ( નિરુદ્ધ ચિત્તે કરેલી તેથી ) નિરોધરૂપા હોવી જોઇએ, ભક્તિ પરમપ્રેમરૂપા એટલે પોતાનું ભાન ભૂલી જઇને લીન અને ઉન્મત્ત ભાવનાથી થયેલી હોવી જોઇએ. લોક, વેદ અને વ્યવહારનો ત્યાગ અને ઇષ્ટ પ્રેમ-મૂર્તિમાં અનન્યતા અને તદ્વિરોધી બાબતોમાં ઉદાસીનતા એ પ્રેમીનો નિરોધ છે. ઇષ્ટ સિવાયના અન્યાશ્રયનો ત્યાગ કરીને ભક્તિ અનન્ય થવી જોઇએ. લોક અને વેદમાં જે ઇષ્ટ પ્રેમને અનુકૂલ હોય તે જ કરવું – તદ્વિરોધી બાબતો તરફ ઉદાસીનતા રાખવી: પરંતુ

ભક્તિમાં નિશ્ચયની દૃઢતા થયા પહેલાં શાસ્ત્રનું રક્ષણ ( પાલન ) કરવું જોઇએ: અન્યથા પતિત થવાની શંકા છે. નારદનું કહેવું એવું છે કે કર્મ માત્ર તદર્પિત કરવાં અને તેના વિસ્મરણથી પરમ વ્યાકુલ થવું, ( એ ભક્તિ છે ). એ એવું જ છે – વ્રજ-ગોપિકાઓના પ્રેમ જેવો પ્રેમ – તે ભક્તિ. "

શ્રી ' સાગર ' કહે છે:

" ઇશ્કનું જ ચિન્તન, મનન, અને નિદિધ્યાસન ભક્તિયોગદ્વારા કરવામાં આવે તો ચોરાશી લાખ જનમનું ઉઠેલું દિલ અને આ મોહક દુનિયાનો લય જરૂર જ થાય છે. "

આ ઉપરથી એટલું સ્પષ્ટ ફલિત થાય છે કે શ્રી ' સાગર ' આત્માનુભવ માટે સ્વભાવત: **સમર્પિત થઇને સતત વહતી ગોપી**ની ભાવનાને જ પ્રાધાન્ય આપે છે; માટે પરમાત્માનુભવ માટે મુમુક્ષુએ ગોપી બનવું જોઇએ; એટલે કે ભક્તિ એ જ મનનું કાર્ય, ભક્તિ એ જ બુદ્ધિનું કાર્ય, ભક્તિ એ જ ચિત્તની બધી લાગણીઓનું કાર્ય – આવી અવ્યભિચારિણી ભક્તિદ્વારા જ મુમુક્ષુનું દિલ પ્રાકૃત મટીને સંસ્કૃત થાય છે. પોતે કહે છે કે:—

રોપી દ્યેય ઉરે ગોપી, જાણે સંસાર વ્યર્થ છે;
એવું ' ગોપી ' બન્યા વિના કૃષ્ણભક્તિ નિરર્થ છે.

જનોની, જનસ્નેહોની, મર્યાદા સર્વ લોપીને,
એકમાં સૌ જુવે વિશ્વો, એનું નામ જ ગોપી છે.

( દીવાને સાગર : એક મહાન ભૂલ. )

અંદરની ખરી લગની વગરના ભક્તિના બાહ્ય આડંબર ઉપર શ્રી ' સાગર 'ને ખૂબ તિરસ્કાર છે; અને એ વાત એમણે એકથી

અનેકવાર ભિન્ન ભિન્ન પ્રસંગે એમનાં ભજનોમાં અને ગઝલોમાં બહુ ભારપૂર્વક કહી છે. જુઓ:—

કર્યું ટીલું પણ ઢીલું જ મન !
ચંદન ઉપર ! મહીં ધન અગન !
તુંહી તુંહી ના લાગી લગન ! બામણ બન્યા ! અભિમાન શો !

( દીવાને સાગર દફતર બીજું : છે મુલ્ક હિન્દુસ્તાન શો ! )

પ્રભુપ્રેમની આબાદ લગની લાગી જતાં, એની આગળ કર્મકાંડ કે બાહ્ય આચારોની કશી જ કિંમત નથી એ પણ શ્રી ' સાગરે ' સ્પષ્ટ કર્યું જ છે:—

છલક છલક છલકે ઉર પાત્રે, પ્રેમ મહા બ્રહ્માંડ;
જેને પચે નહીં પ્રેમરસાયન, છો એ કૂટે કર્મકાણ્ડ !—
લોકડિયાંનાં મહેણાં સુખે સુખે સહીએ !

( દીવાને સાગર. દફતર બીજું : ચાલો વૃંદાવન વસીએ. )

એવી આબાદ લગની વિષે પોતે ' મારી સનમ 'ના દર્દ-ગીતમાં પૂકાર્યું છે !

આબાદ લગની લાગતી,
તેને, સનમ ! તું તારતી:
જડ ચેતના ભેદો નથી—
જોતી ફનાં મારી સનમ !

છો હોય જડ યા ચેતના:
દિલ એકમાં હો પૂર ફના:
તો ખુદ ખુદાની કશી તમા ?
શું છે ખુદા ? મારી સનમ !

( દીવાને સાગર : મારી સનમ )

આ આખી ભવ્ય ગઝલ માટે જુઓ છેલ્લે પરિશિષ્ટ ૧૩.

શ્રી 'સાગર' પોતાના રાહમાં આત્માનુભવ માટે **અંદરની** જ યાત્રાને મહત્ત્વ આપે છે; તેથી મુમુક્ષુએ દિલદરિયામાં (Ocean Within) સફર કરવી જોઇએ. પોતાના સૂક્ષ્મ શરીરનું અંતરવલોકન (Self – introspection) કરીને, તેનું પૃથક્કરણ કરીને શુદ્ધીકરણ કરવું જોઇએ; કારણ કે જીવનું જીવપણું ગયા વિના તો પરમાત્માનુભવ થાય જ ક્યાંથી ?

આ સૂક્ષ્મ શરીરનાં ચાર મુખ્ય અંગ છે – મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર. આ ચારેના બબ્બે પ્રકાર છે. મન બે પ્રકારનું છે. એક અસલ બ્રહ્મરૂપ અને બીજું માયાવી. બુદ્ધિ પણ બે પ્રકારની છે. એક તો બ્રહ્માભિમુખી અને બીજી માયાવી. ચિત્ત અથવા હૃદય એ પણ બે પ્રકારનું છે. એક તો શુદ્ધ પરમાત્મરૂપ અને બીજું માયાવી. અહંકાર પણ બે પ્રકારના હોય છે. એક તો **सोहं** રૂપ – **शिवोहम्** રૂપ અને બીજો જીવનો અહંકાર. કોનામાં કોણ કેવે રૂપે ખેલ કરી રહ્યું છે એ આ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારના દ્વિમુખી તંત્રના પૃથક્કરણ ઉપરથી સમજી શકાય છે.

મુમુક્ષુએ આ દ્વૈતનું મન્થન કરીને પોતાના સૂક્ષ્મ શરીરને જોવું જોઇએ – ઉકેલવું જોઇએ – સંસ્કૃત કરવું જોઇએ. પોતે જ પોતાના ઇન્સ્પેક્ટર અને પોતે જ પોતાના શિક્ષક. આ ભૂમિકામાં જ દૈવી અને આસુરી વૃત્તિઓનો સંગ્રામ (War within) થાય છે. મુમુક્ષુએ આ દેવાસુર સંગ્રામમાં આશા, તૃષ્ણા, મનોવિકાર અને સ્થૂલૈષણા માત્રનું આ બ્રહ્મયજ્ઞમાં બલિદાન આપવું પડશે. આ પ્રમાણે એષણા માત્રનો (પુત્રૈષણા, દારૈષણા, વિત્તૈષણા, લોકૈષણા, શાસ્ત્રૈષણા અને મોક્ષૈષણા – આ છ પ્રકાર) ચિત્તમાંથી

સંપૂર્ણ પરિત્યાગ કર્યા વિના પરમાત્મયોગ માટે અંતઃકરણ પાત્ર જ થતું નથી.

અહીં એક વાત એ પણ વિચારણીય છે કે પ્રભુના સ્વાનુભવ માટે શ્રી ' સાગર ' બુદ્ધિ અને હૃદય બન્નેની જીવનમાં વિધિપૂર્વક એકવાક્યતા કરવાનું કહે છે. એકલું હૃદય પોચું, નબળું અને જલ્દી વ્યામોહમાં પડી જાય એવું છે. એકલી બુદ્ધિ અક્કડ, ફાંકા-વાળી અને નાસ્તિકતાને એટલે કે વિનાશને માર્ગે લઇ જનારી છે. હૃદયની મુલાયમ અને મૃદુતાભરેલી કાલી કાલી વાતોથી પ્રેમને નામે મનુષ્ય મોહ પામે છે અને ફસાય છે તેમ બુદ્ધિની જબરી વાતો મનને જીતી લે છે અને માણસ પ્રભુના અનુભવ વગર જ પોતાને મહાન માની લે છે. આમ ન થવું જોઇએ.

**સાગરરાહ**માં સ્નેહ અને સગપણ બન્ને માયા છે અને તેથી બન્ને ત્યાજ્ય છે. એઓ કહેતા કે સંબંધ એટલે પાપ અને ફરજ એટલે ફાંફાં. બધી વાસનાઓને અન્તે એક જ વાસના હૃદયમાં જામવી જોઇએઃ એટલે કે એક મન, એક બુદ્ધિ, એક ચિત્ત અને એક અહંકાર. પરાત્પર પ્રેમની આવી પરાકાષ્ટાનું નિરૂપણ કરતાં શ્રી અખાજી કહે છેઃ

**કંઠ હાથ હૈ પરસ્પરે મૈં ઔર મેરા ન્હાવ;**
**આકાર, અખા ! જાવો રહો, તૂટત ન અંતર ભાવ.**

( શ્રી અખાજીની અપ્રસિદ્ધ સાખીઓ )

આ વેદવચનઃ

**गर्भध्यानेन पश्यन्ति ज्ञानिनां मन उच्यते ।**

શ્રી ' સાગર ' પણ આ સ્થિતિ નિરૂપતાં કહે છેઃ—

હો તેને વિશ્વ હો: અસ્તુ ! મારે તો વિશ્વ છે નહીં:
પ્રભો ! આ આપણી સૃષ્ટિ, હું – તું એની બની કહી.

જોગીના બ્રહ્મસામ્રાજ્યે ટૂંકો છેક હિસાબ છે:
મીચી નેત્રો સદા શૂન્યે, અહાલ્લેક જ જાપ છે.

( દીવાને સાગર : એક મહાન ભૂલ. )

મુમુક્ષુએ હવે પોતાના **મૂલ** તરફ વળવું જોઇએ અને કારણ શરીરને ઉકેલવું જોઇએ. જેમ સ્થૂલનો સંબંધ સૂક્ષ્મ સાથે છે તેમ કારણશરીરનો સંબંધ સહાકારણ સાથે છે. મુમુક્ષુએ હવે નિરંજન આત્માને પુરંજન બનાવનાર મૂલવૃત્તિના બીજને ઓળખીને પકડવું જોઇએ, બાળવું જોઇએ; એટલે કે વાસનાનો સમૂલ ઉચ્છેદ કરવો જોઇએ. પોતાની અવળી સમજણ પિછાનીને સમ્યક્દર્શન કરી, પોતાના સ્વરૂપની પિછાન કરવી જોઇએ. પ્રેમપ્રીછથી આ ભૂમિકા સિદ્ધ કરી શકાય છે. દેહાધ્યાસનું નાનકડું " હું " અહીં ઓગાળવાનું છે અને એમ થતાં સ્વયંભુ – **अहं ब्रह्मास्मि** । નું મોટું " હું " સર્વત્ર અને સર્વકાલ જાગતું જ અનુભવાય છે. આ જ મુદ્દાની વાત છે. જગતને જોવાની ખરી દૃષ્ટિ જ એ છે કે તેને નિર્ગુણ બ્રહ્મનું સગુણ સ્વરૂપ જોવું. શ્રી ' સાગર ' નીચેની લીટીઓમાં આ જ સ્પષ્ટ કરે છે:—

" દુનિયા ફરી નથી અને ફરવાની નથી. દુનિયાને જોવાની દૃષ્ટિ જ જ્ઞાનમાં ગાળી દેવાની છે અને એટલું બન્યું એટલે પછી તો કાર્ય માત્ર હરિરૂપ છે. વિશ્વવ્યવસ્થા હરિનું સુંદરમાં સુંદર કાયમનું સ્વરૂપ છે અને તેમાં અભ્યાસવડે – જ્ઞાનવડે ભળી જવું એ જ ઇતિકર્તવ્યતા છે. "

શ્રી અખાજી પણ આ જ કહે છેઃ

જબ લગ અહંતા ઉલટી તબ લગ સત સંસાર,
અખા ! જબ સુલટી ભયી, તબ તેં પાયા પાર.

( શ્રી અખાજીની અપ્રસિદ્ધ સાખીઓ )

અહીં પ્રણય પ્રણવાકાર થાય છે અને ૐકારના અજપાજાપથી દેહાધ્યાસનું મૂલ બીજ લય પામે છે. અંતર્દષ્ટિ, એકાગ્રતા અને આત્મજ્ઞાનદ્વારા મુમુક્ષુના ‘ અહં ’નો ભગવાન શંકરાચાર્યના **શિવોઽહમ્**માં લય થઇ જાય છે. આ અનુભવ ભક્તિ અને જ્ઞાનની દ્વિમુખી કસોટીવડે સિદ્ધ થવો જોઇએ. પ્રેમ અને જ્ઞાન, એક જ તત્ત્વ છતાં અવસ્થાન્તરભેદે કરીને જ તેનાં બે જુદાં જુદાં નામ છે. આવા ભક્તજ્ઞાની મુમુક્ષુનાં મન, બુદ્ધિ અને ચિત્તમાં આધિભૌતિક “ હું ” રહેતું જ નથી. મુમુક્ષુ હવે આધ્યાત્મિક વિશ્વમાં પ્રવેશ કરે છે અને આવા આધ્યાત્મિક પુરુષહંસની તો પળેપળ એક જ ધૂન હોયઃ—

ब्रह्मैवाहं ब्रह्मैवाहम् ।
मनबुद्धिनाहं नाहम् ॥

( સંતોની વાણી )

આઠે પહોર ૐકારનો અજપાજાપ અંદર અનુભવાયાં કરે અને વૃત્તિનું તાદાત્મ્ય જામી જતાં પરિણામે ધ્યાતા ધ્યેયરૂપતામાં લીનતા પામે – ૐ થઇ જાય.

શ્રી ‘ સાગરે ’ ‘ નિદિધ્યાસન ’ નામના પોતાના એક ભજનમાં આ વાત બહુ સુંદર રીતે આ પ્રમાણે સમજાવી છેઃ—

દેહ અધ્યાસ છુડાના:
પિયારેં ! દેહ અધ્યાસ છુડાના.
યે હિ સબ એક કી અદ્ભુત લીલા–
તાહિમેં હોના વિલીના. પિયારેં !૦
જાવન આવન ના કછુ કારન–
મનુવાકો મનન કરાના. પિયારેં !૦
જપતપતીરથ કૌન અરથકે ?
તનકી ત્રિબેણીમેં નહાના. પિયારેં !૦
જય હરિહર ! તું હિ આતમરામા !
ઓહંગ સોહંગ ગાના. પિયારેં !૦
બ્રહ્મસનમ ! તોરે શૂન્ય નગરમેં–
સાગર અલખ જગાના ! પિયારેં !૦

( દીવાને સાગર : નિદિધ્યાસન )

પરંતુ આટલેથી જ બસ નથી. હવે **सोऽहम्**નો અનુભવ: नाहम्માં આગળ વધે છે; એટલે કે હું – તું – તે – એ સર્વનો પૂર્ણ વિલય થઇને પરાત્પર પરબ્રહ્મ જ અવશેષ રહે છે. ત્રિગુણાતીત **शेषस्वयंभू** બ્રહ્મનું રસબસ **महापद** અનુભવાય છે. આ જ પૂર્ણતા. જુવો:—

" सोऽहं सोऽहम् " – સૌ જપે ! ભજે ચામ ને દામ !
" नाहं नाहम् " મન્ત્રથી, સાગર ઉર આરામ !

( દીવાને સાગર દફતર બીજું : આરામની સાખીઓ )

**નાહમ્** આ શ્રી સાગરના તત્ત્વજ્ઞાનાનુભવનો મહામંત્ર છે, એ આ ઉપરથી સ્પષ્ટ થશે. આ દશામાં જગતનું અસ્તિત્વ જ અનુભવાતું નથી.

શ્રી યોગવાસિષ્ઠ, શ્રી અવધૂતગીતા અને શ્રુતિઓમાં **अजातवाद** અથવા **प्रौढीवाद**માં આને જ દૃષ્ટિસૃષ્ટિવાદ કહેલો છે.

મુક્ત પુરુષના સ્વાનુભવે કરીને જ આ સિદ્ધાન્ત સમજાય છે. **વૃત્તિવિલય** અને **મનોનાશ** દ્વારા સ્વરૂપસંસ્થિતિ જ્યારે અનુભવાય ત્યારે તેના લક્ષણ તરીકે જ આ **अजातवाद** અથવા **પ્રૌઢીવાદ** પ્રત્યક્ષ અનુભવાય છે. શ્રી અખાજીએ નીચેની બે લીટીમાં આ જ અનુભવ ગાયો છે:—

જ્યાંહાં રહી જોતાં જગત ન દીસે, સ્વે સર્વ ગગનાકાર;
સચ્ચિદાનંદ સમરસ સાગરમાં, લહેરી અખો અવતાર.
આ વાર ઓળખો રે આત્મા તમ માંહે.

(અપ્રસિદ્ધ અક્ષયવાણી : શ્રી અખાજીના સાત વાર)

न त्वं नाहं जगन्नेदं सर्वमात्मैव केवलम् ।

એવો અપરોક્ષ અનુભવ સિદ્ધ કરનારને જ આ અદ્વૈતબ્રહ્મનો અંતિમ સિદ્ધાન્ત સહજ ગમ્ય થાય છે; કેમ કે તુરિયાવસ્થાનો એટલે સાતમી ભૂમિકાનો અથવા તેથી પણ પર તુરિયાતીત અવસ્થાનો આ સ્વાનુભવ છે.

અહીં તો જગત જેવું ત્રણે કાળમાં પણ સંભવતું જ નથી. માયા જેવું કશું વસ્તુતાએ વિદ્યમાન જ નથી. આ વેદવચન:—

सर्वं खल्विदं ब्रह्म नेह नानास्ति किंचन ।

સદોદિત બ્રહ્માનુભવ જાગતો જ રહે છે ત્યાં બીજું ભાસતું જ નથી. શ્રી અખાજી કહે છે તેમ:—

કર્મ કર્તા ને ફલ અખા ! એ જ માયાનું જાળ;
આત્મજલમાં મલ નથી, એ તો દ્વૈતમલે સેવાલ.

( શ્રી અખાજીની અપ્રસિદ્ધ સાખીઓ )

પાણીનો જેમ બરફ થાય તેમ સ્વસ્વરૂપે અવિકૃત રહી અરૂપી બ્રહ્મ જ સ્વયંભૂ સગુણરૂપે – અનંત નામરૂપ ધારણ કરી વિશ્વરૂપે દૃશ્ય અને પ્રતીત થાય છે. વસ્તુ જ વિશ્વરૂપે દર્શન દે છે; તેથી બ્રહ્મ જ જગતનું અવલ – આખરનું સત છે. આ ખલક અલખની મૌજ છે ! અગ્નિદીપકવત્ ચિત્ અને જડ એ એક જ તત્ત્વનાં અવસ્થાન્તરભેદે કરીને બે જુદાં જુદાં નામ માત્ર છે. વસ્તુ એક જ છે:—

ખાલેક ખલક આપે હિ !
અખા ! અગ્નિ સો હિ દીપક દીઠા.

( શ્રી અખાજીના ઝૂલણા )

અખા ! આલમઆતમા નામ ધરનકુ હોય !
બરફ જ માયા બંધકા, તાહે પાલા કહો કોય તોય.

( શ્રી અખાજીની અપ્રસિદ્ધ સાખીઓ )

શ્રી ' સાગરે ' આ જ અનુભવ નીચેની લીટીઓમાં બહુ સ્પષ્ટ રીતે વ્યક્ત કર્યો છે:—

" જગતને જોવાની ખરી દૃષ્ટિ જ એ છે કે તેને નિર્ગુણ બ્રહ્મનું સગુણ સ્વરૂપ જોવું અને દેહાધ્યાસનું નાનકડું " હું " ઓગળી ગયા પછી, એની મેળે જ – આપોઆપ અચાનક જ –

अहं ब्रह्मास्मिનું મોટામાં મોટું " હું " સર્વત્ર અને સર્વકાલ જાગતું જ અનુભવાય છે. ત્યાં તો આખું જગત જ જગતરૂપે નહીં, પણ બ્રહ્મની સુંદરમાં સુંદર મૂર્તિ રૂપે પ્રત્યક્ષ થાય છે અને ખરી હકીકત પણ એ જ છે કે બે આંખે જણાતી વસ્તુ માત્ર બાહ્ય રૂપે ભ્રમ માત્ર છે, પણ ત્રીજી આંખે જોતાં બ્રહ્મ સિવાય કોઇ પણ ભિન્ન વસ્તુ વિદ્યમાન જ નથી. હું – તું – તે – એ બધાં સર્વનામો નારાયણના નામમાં ઓગળી જાય છે અને ત્યાં તો નારાયણ વગરનું કશું જ નથી. તમે પોતે વસ્તુતાએ નારાયણ સ્વરૂપ છો અને નારાયણથી ભિન્ન જણાઓ છો, એ **સ્વપ્નાની સૃષ્ટિ સાચી માનવાને લીધે જ છે.** ' ક્ષણે ક્ષણે સાચી જ, વાતનું સ્મરણ, મનન અને ચિન્તન થાય તેમ જ એના કીર્તનવડે એનો જ વિચાર અને અભ્યાસ રહ્યાં કરે તો ભ્રમણાનો લય થયા વિના રહે નહીં. "

શ્રી અખાજીએ યથાર્થ જ કહ્યું છે કેઃ—

" જાગ્યા વિના જાયે નહીં, એક સ્વપ્ન અને સંસાર. "

अजातवादમાં બ્રહ્મથી અતિરિકત માયા જેવું કશું વિદ્યમાન જ નથી. બ્રહ્મ જ એક સાચું અસ્તિત્વનું તત્ત્વ છે. બીજું બધું અવસ્તુ – છતમાં નથી. अजातवादમાં સૃષ્ટિની ઉત્પત્તિ જ નહીં ( No creation ). આ વિશ્વ – આ સૃષ્ટિ મનનું ઉટંગ છે અથવા તો અનુભવદૃષ્ટિએ બ્રહ્મનું પ્રકટીકરણ (Revelation) છે. જગત બ્રહ્મ જ છે. પોતાના લિંગશરીરમાં – કારણશરીરમાં રહેલી પ્રબળ ઇચ્છામયતાના બીજ અનુસાર જ બ્રહ્માંડમાં આ બધું દૃશ્ય અને પ્રતીત થાય છે. એનો લય થતાં મનુષ્યની દ્વૈતદૃષ્ટિનો પણ લય થાય છે અને એ બધું જ બ્રહ્મમય અનુભવે છે. જુઓઃ—

સદોદિત બ્રહ્માનુભવ જાગતો જ રહે છે ત્યાં બીજું ભાસતું જ નથી. શ્રી અખાજી કહે છે તેમ:—

કર્મ કર્તા ને ફલ અખા ! એ જ માયાનું જાળ;
આત્મજલમાં મલ નથી, એ તો દ્વૈતમલે સેવાલ.

( શ્રી અખાજીની અપ્રસિદ્ધ સાખીઓ )

પાણીનો જેમ બરફ થાય તેમ સ્વસ્વરૂપે અવિકૃત રહી અરૂપી બ્રહ્મ જ સ્વયંભૂ સગુણરૂપે – અનંત નામરૂપ ધારણ કરી વિશ્વરૂપે દૃશ્ય અને પ્રતીત થાય છે. વસ્તુ જ વિશ્વરૂપે દર્શન દે છે; તેથી બ્રહ્મ જ જગતનું અવલ – આખરનું સત છે. આ ખલક અલખની મોજ છે ! અગ્નિદીપકવત્ ચિત્ અને જડ એ એક જ તત્ત્વનાં અવસ્થાન્તરભેદે કરીને બે જુદાં જુદાં નામ માત્ર છે. વસ્તુ એક જ છે:—

ખાલેક ખલક આપે હિ !
અખા ! અગ્નિ સો હિ દીપક દીઠા.

( શ્રી અખાજીના ઝૂલણા )

અખા ! આલમઆતમા નામ ધરનકુ હોય !
બરફ જ માયા બંધકા, તાહે પાલા કહો કોય તોય.

( શ્રી અખાજીની અપ્રસિદ્ધ સાખીઓ )

શ્રી ' સાગરે ' આ જ અનુભવ નીચેની લીટીઓમાં બહુ સ્પષ્ટ રીતે વ્યક્ત કર્યો છે:—

" જગતને જોવાની ખરી દૃષ્ટિ જ એ છે કે તેને નિર્ગુણ બ્રહ્મનું સગુણ સ્વરૂપ જોવું અને દેહાધ્યાસનું નાનકડું " હું " ઓગળી ગયા પછી, એની મેળે જ – આપોઆપ અચાનક જ –

જુઓ આ શ્રુતિવચનઃ—

पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ।

આ **अनुभव** એ જ **ठेट वतन** – ગુરુ ચેલા વગરનો દેશ – અનાદિ અનન્ત અપરિમિત ધનચક્કર – આ જ ગોપીઓ અને મન્સુરનો રાસ ( જુઓ અપરિમિત ધનચક્કરનો નકશો ) – ગોરખ અને કબીરની એકતા – ભક્તિ, યોગ અને જ્ઞાનની ત્રિપુટીની એકતા – આત્માપરમાત્માનો સ્વાનુભવસાક્ષાત્કારવડે **अभेद**. શ્રી 'સાગરે' આ **अज्ञात अनुभव** ઠેઠ જઈને બેઠો ( પૃ. ૨૪૭ ) અને અનાદિ અનન્ત અદ્વૈત ( પૃ. ૨૦૯ ) એ બે ભજનોમાં બહુ સુંદર રીતે વ્યક્ત કર્યો છે. આ જ શ્રી સાગરના તત્ત્વજ્ઞાનનો મૂલ ( Fundamental ) સિદ્ધાંત છે.

આ જ **अज्ञात अनुभव**નું નિરૂપણ અધ્યાત્મરામાયણની ભાષામાં બોલીએ તો—

**राम** એટલે જીવનું અસલ સ્વરૂપ – સ્વસ્વરૂપ; **रावण** એટલે દશ ઇન્દ્રિયોમાં અધિષ્ઠાન કરીને રહેલું જીવાત્માનું કામરૂપ અજ્ઞાન અને દેહાધ્યાસ; શરીર એ લંકા; સીતા એટલે બ્રહ્મવિદ્યા; હનુમાન એટલે ખરો અધિકારી. વસ્ત્વનુભવ માટે અંદરના રાવણને ચૂરેચૂરો મારી નાખવો જોઈએ અને આ જ રામાયણ સૌએ પોતાની અંદર **ગુરુગમ**થી ઉકેલવાનું છે.

ટૂંકામાં, "હું" ને પાછો વાળીને હરિમાં તેનો સંપૂર્ણ વિલય કરવાનો – શમાવવાનો છે.

શ્રી 'સાગર'ના તત્ત્વજ્ઞાનનું દર્શન આ ટૂંકમાં છે. પ્રભુને પામવા માટે શ્રી 'સાગરે' એમના માર્ગમાં જે ક્રમિક પગથિયાં

વારક પ્રેરક કોઇ નહીં, એ સબ મનકી દોર;
મન સુને, મન કહે અખા ! નહીં કોઇ કર્તા ઔર.

( શ્રી અખાજીની અપ્રસિદ્ધ સાખીઓ )

બ્રહ્મ અને માયા એવા દ્વૈતનું અસ્તિત્વ જ અજાતવાદીઓ સ્વીકારતા નથી. એઓ તો કહે છે:—

વિશ્વ વસ્તુમાં શાનો ફેર, એક મણ ને ચાળીસ શેર.

( શ્રી અખાજીના છપ્પા )

માયાનું સ્વરૂપ સમજાવતાં શ્રી ' સાગરે ' આ જ સિદ્ધાન્ત આ પ્રમાણે સ્પષ્ટ કર્યો છે:—

" મન, માયા, અજ્ઞાન, દુનિયા અને સંસાર એ બધા શબ્દો એક જ અર્થના છે. માયા નામની કોઇ જુદી સત્તાધારી વસ્તુ નથી પણ માત્ર પોતાની અવસ્તુ તરફની મોહવૃત્તિનું નામ જ માયા છે. એ મોહવૃત્તિને બદલે પોતાની જ અંદર સત્ વસ્તુની પ્રીતિને જો પૂર્ણ બળથી અને સતત આગ્રહી અભ્યાસથી આપણે સ્થાપીએ તો માયા ઉપર આપણી સત્તા ચાલે છે. માયા કોઇ બળાત્કારે આવનારી ચીજ નથી; પણ, ક્ષણભંગુર દેહાદિને મહત્ત્વ આપનારી આપણી જ નિર્બળતાનું નામ માયા છે. "

ઉપર નિર્દેશ કરેલો **અજાત અનુભવ** થતાં જીવનું જીવપણું ઓગળી જાય છે અને એ ખુદ સચ્ચિદાનંદરૂપ બની જાય છે. શ્રી અખાજી કહે છે તેમ:

પૂર્ણ પરમેશ્વર નિહાળતાં, જીવ ફીટે તત્કાળ.

( શ્રી અખાજીની અપ્રસિદ્ધ સાખીઓ )

ભિન્નતા રહેતી જ નથી અને તેથી શ્રી ' સાગર 'ના **પરમાત્માનુભવ**માં ભક્તિ, જ્ઞાન અને યોગ ત્રણેનો સમન્વય છે.

આમ છતાં યે, માર્ગની શરૂઆતમાં તો પ્રવાસીને માર્ગમાં આગળ ધપાવનાર પરાત્પર-પરબ્રહ્મની ભક્તિના જેવું – પ્રભુ પ્રત્યેની દિલની ખરી અને પૂરી લગનીના જેવું – બીજું એકે બળ નથી, એવો એમનો સિદ્ધાન્ત હતો. પોતે અનેકવાર એવી તીવ્રતમ ભક્તિની શ્રેષ્ઠતા માઇ છેઃ—

(૧) જોગી, જતિ, મુનિ, પંડિત સબતેં–
આશકકી અધિકાઇ.

( દીવાને સાગરઃ દફતર બીજું : સમુઝન બિન સુખ નાહીં. )

× × ×

(૨) હો ! જી ! જેણે હોય ધણી સંગે વસવું–
ગોપીની પેઠે જગતલાજ લોપી, 'તું હિ તું હિ' હરિનામ જપવું.

( દીવાને સાગર – ધણી સંગે વસવું )

× × ×

(૩) મુક્તિ તે બીજી શી જોઇએ ?
ઉદ્ધવજી ! ભક્તિ અમારે તો જોઇએ.

× × ×

શીર ઢાળી ઢાળીને કેશકલાપે
પ્રભુચરણો બસ લોહીએ !
ઉદ્ધવજી ! ભક્તિ અમારે તો જોઇએ.

નક્કી કરેલાં તેનું દિગ્દર્શન અને સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે. આ માર્ગના અનુસરણમાં ઉદ્દ્ભૂત થતા તત્ત્વજ્ઞાનના કેટલાક આનુષંગિક મુદ્દાઓનું સ્પષ્ટીકરણ કરવું બાકી રહે છે. માર્ગના પ્રવાસીને એ ઉપયોગી હોવાથી એ મુદ્દાઓનું સ્પષ્ટીકરણ કરીને આપણે આ પ્રકરણ સમાપ્ત કરીશું.

શ્રી 'સાગર' **અનુભવમાં** ભક્તિ અને જ્ઞાનની એકતા સ્વીકારે છે. એઓ કહે છે:

"જ્ઞાનના અજવાળાથી જ ભક્તિને દેખવાનું છે અને ભક્તિના પગ ઉપર જ જ્ઞાનને ઉભા રહેવાનું છે."

ભક્તિ અને જ્ઞાન એ કોઇ બે જૂદી વસ્તુઓ નથી. એઓ વાણાતાણાની પેઠે જ્ઞાન અને ભક્તિની એકતા કરવાનું કહે છે; કારણ કે એકલું જ્ઞાન જેમ શુષ્કતામાં સરી પડે તેમ એકલી ભક્તિ દેહાદિકના મોહમાં સરકી જાય એ સંભવિત છે. પોતે કક્કામાં કહ્યું છે:—

ઢઢ્ઢા ! ઢીમર જીવ પ્રવીણ – જ્ઞાન ભયંકર ભક્તિવિહીન !
સારે જલમાં તરસે મીન ! – ઢઢ્ઢા ! ઢીમર જીવ પ્રવીણ !

[ દીવાને સાગર દફ્તર બીજું. ૐ પ્રભુજીના કક્કા (૩) ]

અને તેથી જ પોતે કહે છે:

જ્ઞાન રામજી, ભક્તિ સીતાજી !
ઇસી વિધિ એકીકરણી.

( દીવાને સાગર દફ્તર બીજું : આત્મજ્ઞાનનું ભજન. )

જીવાત્માને પરમાત્માનો અનુભવ થયા પછી તો માર્ગોની

આમ, શ્રી ‘ સાગર ’ની ભક્તિનું અધિષ્ઠાન ‘ ચોથા રામ ’ **નિર્ગુણ નિરંજનનાથનું** છે. ભક્તિ – પ્રેમભક્તિ – અને તે પણ નિર્ગુણનાથની જ, એ એમનું લક્ષ્ય છે. “ પ્રેમની સફળતા ” એ ભજનમાં એમણે પ્રેમપ્રજ્ઞાનના અભેદદ્વારા થતો પરમાત્માનો અનુભવ આ પ્રમાણે ગાયો છેઃ—

પ્રેમ સુફલ છે તે જીવનો, હાં ! જે બસ પ્રેમસ્વરૂપ બન્યોઃ
સંશય, શોક વિલાઇ ગયો, હાં ! ભક્તિપ્રજ્ઞાન અભેદ લહ્યો.

પ્રીતિ પરાત્પર બ્રહ્મ શું જોડી, તોડી તિમિરગઢ ન્યાલ થયો !
હરિ હરિ દેખે હું પણું છોડી, જીવિત અમરપુર વાસ વસ્યો.

સ્વાધીન કીધી બધી મનવૃત્તિ, તત્ત્વવિચાર નહીં વિસર્યોઃ
સમબુદ્ધિથી સાધી સમાધિ, જ્ઞાનગરીબ થઇ વિલસ્યો.

વિકટ પરીક્ષણ માંહી ડગ્યો ના, નિશ્ચલ બોધસ્વરૂપ ગ્રહ્યોઃ
વાદવિવાદ કદાપિ ગમ્યો ના, એક બધે સરખો નિરખ્યો.

સુખદુઃખ રાગવિરાગ પરો, હાં ! દેહાભિમાન તમામ ગળ્યોઃ
ભવસાગર તરી પાર ખડો, હાં ! મોજમઝા બસ માણી રહ્યો !

( દીવાને સાગર : પ્રેમની સફળતા )

રાજયોગ અને હઠયોગ એ પાતંજલયોગના બે પ્રસિદ્ધ પ્રકારો છે, તેમ મંત્રયોગ અને લયયોગ પણ યોગના પ્રકારો છે. શ્રી ‘ સાગર ’ લયયોગને પ્રાધાન્ય આપે છે. રાજયોગ જેમ માનસિક ધ્યાનધારણાદિને પ્રાધાન્ય આપે છે, હઠયોગ જેમ પંચપ્રાણનિરોધને પ્રાધાન્ય આપે છે તેમ લયયોગ ઘનીભૂત અને એકીકૃત ચિત્તવૃત્તિને જ પ્રાધાન્ય આપે છે.

વેલાં – છકેલાં છીએ, હાં ! હાં ! છબિલાં !
પાયો અગમ રસ રસીએ !
ઉદ્ધવજી ! ભકિત અમારે તો જોઇએ.

'જ્ઞાની' કરો, જાવ – કૂડા જગતને–
જોગી થવું જેણે જોઇએ
ઉદ્ધવજી ! ભકિત અમારે તો જોઇએ.

× × ×

( દીવાને સાગર : દફતર બીજું : ભક્તિ અમારે તો જોઇએ )

એવી દિલની લગની વિષે પોતે કહે છેઃ—

ચાલે ન ઇશ્ક ઉપરછલો–
દિલ સાત પડ ભેદી જળો–
દિલ્બર મળો યા ના મળો !
ના નાદ પણ "તું તું" વગર !

( દીવાને સાગર દફતર બીજું : દુલ્હન વગરનો માંડવો:)

વૈષ્ણવ પંથના આચાર્યો દ્વૈતવાદી છે અને તેથી સગુણ બ્રહ્મોપાસના એ જ એમનું લક્ષ્ય છે, પરંતુ શ્રી 'સાગર' પરાત્પર પરબ્રહ્મના ઉપાસક છે અને તેથી પોતે કહેતા કે, 'હું મહાવિષ્ણવ છું, મહાભક્ત છું. **अलख निरंजन राम** એ જ મારો રામ છે.' સરખાવોઃ—

એક રામ દશરથ ઘર ડોલે, દૂજા રામ ઘટોઘટ બોલે;
તીસરા રામકા સકલ પસારા, ચૌથા રામ સબનસેં ન્યારા !

વિના જો સહજ આવી મળે તેને સત્કારવું અને હરિરસનું તરસ્યું હોય તો જ્ઞાનામૃત આપવું.

રાગ અને ત્યાગ – બન્નેનો ત્યાગ એ અદ્વૈતવાદનું મુખ્ય લક્ષણ છે. વાસનાક્ષય અને મનોનાશદ્વારા પરમાત્માનુભવ – એમાં ઘરબારી કે ત્યાગી એવો કશો આગ્રહ નથી. પોતે ભજનોમાં પણ એ જ ગાયું છે:—

(૧.) નથી આવવું કે નથી જાવું રે !
નથી ત્યાગવું વા ન ત્યજાવું રે !
અજી ! પોતે પોતામાં સમાવું–
અલખ ગુરુધામ ! અહો ! જાદુવાળું રે !

( દીવાને સાગર : અલખ ગુરુધામ. )

× × ×

(૨) રાગ ને ત્યાગ બે રોગ મનના ત્યજી,
બ્રહ્મવિદ્યા મહા ધન કમાવું.

( દીવાને સાગર : હરિનું હેત )

× × ×

(૩) કોઈક તજતા ! કોઈક ભજતા ! વિધવિધ માયાવેશ !
સાધુને તજવું ભજવું ના, સર્વોપરિ સ્વદેશ–
મત હરિ ભજ રે !

( દીવાને સાગર દફતર બીજું : મન હરિ ભજ રે ! )

× × ×

સ્થૂલનો સૂક્ષ્મમાં, સૂક્ષ્મનો કારણમાં અને કારણનો મહાકારણમાં લય કરવો યાને મનનો લય બુદ્ધિમાં, બુદ્ધિનો લય ચિત્તમાં અને ચિત્તનો લય અહંકારમાં તથા અહંકારનો લય બ્રહ્મમાં કરવો. આ પ્રકારે ( **Through concentration** ) જીવાત્માએ પોતાના " હું " નો પૂરેપૂરો વિલય કરવો એ લયયોગનું લક્ષ્ય છે. શ્રી ' **સાગર** ' પ્રેમયોગી છે અને તેથી જ તેઓ **મહાયોગી** છે; કારણ કે સેશ્વર સાંખ્યનું અધિષ્ઠાન નિર્ગુણ બ્રહ્મ છે. ચિત્તવૃત્તિની એકાગ્રતા દ્વારાજ પોતે પ્રભુપ્રાપ્તિ ઉદ્‌બોધે છે. જુઓ ' પ્રેમયોગ ' પ્રકરણમાંનું શ્રી ' સાગર 'નું અવતરણ " પ્રીતિનો મામલો જ એવો છે કે......મન પકડાતું નથી એ જાણીતી વાત છે. " આ પુસ્તકનાં પૃ. ૫૯–૬૦

આમ, ચિત્તવૃત્તિની એકાગ્રતાદ્વારા પ્રભુપ્રાપ્તિનું ઉદ્‌બોધન કરનાર શ્રી ' સાગર ' બાહ્ય ત્યાગનો એટલે કે કપડાં રંગીને સંન્યાસી થવાનો બોધ ન આપે એ પણ સ્પષ્ટ જ છે. એઓ કોઇને ય ત્યાગની સલાહ કદાપિ આપતા નહીં. ત્યાગને બદલે વૈરાગ્ય ઉપર એઓ ખાસ ભાર મૂકતા; કારણ કે ઊંડામાં ઊંડી અને કાયમની લગની શ્રી હરિ સાથે લાગે છે એટલે બીજી બધી બાબતો તરફ સ્વાભાવિક રીતે જ મન બેદરકાર રહ્યાં કરે છે. આ બાબતમાં પોતે પોતાના મિત્ર શ્રી અદ્વૈતાનંદજીને સ્પષ્ટ જ લખ્યું છે, એ આપણે પાછળ જોયું છે. [ જુઓ ' એમના આન્તરજીવનનાં પ્રેરકબળો ' એ પ્રકરણનાં પૃ. ૧૪૮ થી ૧૫૦ ]

પોતે કહેતા કે કબીર લૂગડાં વણતા હતા અને રોહિદાસ ચમારનો ધંધો કરતા હતા. એમ છતાં, તેઓ પૂર્ણતા અનુભવતા હતા એની કોઇથી ના કહેવાય એવું નથી. અનાયાસે – ઇચ્છ

બીજે જન્મે એમનાં અધિષ્ઠાન માયાનાં હતાં, એમ ગુરુગમદ્વારા સ્વીકારીને, **शिवात्मकप्रवाह**ને શરણે જવા માટે એમનાં લક્ષ્ય જોડવાં જ પડવાનાં; કારણ કે પામર અને વિષયી એ બે પ્રકારો વટાવ્યા પછી જ મુમુક્ષુ થવાય છે. આટલા માટે અધિષ્ઠાન તો પરબ્રહ્મનું જ હોવું જોઇએ.

શ્રી ‘ સાગર ’ કહેતા કે Everything is ordained for The Best – એટલે કે સુંદરતા – કલ્યાણ સિવાય નિર્માણનો બીજો હેતુ જ હોતો નથી. બધું જ શ્રી હરિની ઇચ્છા મુજબ થયાં કરે છે, અકસ્માત જેવું કશું જ નથી. બધું જેમ છે તેમ બરાબર છે. સારો કે માઠો દરેક પ્રસંગ વસ્તુતાએ તો ભૂલની સુધારણા માટે અને માર્ગના પરિચય માટે શિક્ષક જ છે. જુઓ:—

બાહ્ય રૂપ બનાવોનું હૈયાની સૂક્ષ્મ ભાવના;
તેમાં યે પ્રભુનો હેતુ જીવાત્માની સુધારણા.

( દીવાને સાગર : એક મહાન ભૂલ. )

ક્રાઇસ્ટનો પ્રેમ, બુદ્ધની દયા, શંકરનું જ્ઞાન, શ્રી કૃષ્ણનો કર્મયોગ અને મહંમદનું શૌર્ય સ્પષ્ટ કરે છે કે જ્યારે જ્યારે જેની જેની અગત્ય ત્યારે ત્યારે હરિ તે તે રૂપે પધારે છે.

પોતે કહેતા કે ખરૂં સુખ બહારની સ્થિતિમાં નથી, તેમ મનના સ્નેહોમાં કે મનના વિચારોમાં પણ નથી. માત્ર, પ્રાપ્ત સ્થિતિમાં આત્મવિચારણા વડે સંતોષ અને શાન્તિ રગેરગે આનંદપૂર્વક ભરી લેવામાં જ છે. બાહ્યસ્થિતિ ગમે તેવી હોય છતાં આત્માનુભવ સુખરૂપ જ હોય છે. અલબત્ત, હુંપણાની ગંધ પણ પોતામાં હોવી જોઇએ નહીં. બધું જ બ્રહ્માર્પિત જીવન અનુભવાવું

(૪) રાગી ને ત્યાગી ઉભય છે અધુરા–
રગ રગ ભર્ગ એ ભરીએ–
ઓ અર્જુન ! ધર્મધનુષ કર ધરીએ.

( દીવાને સાગર – દફ્તર બીજું: ધર્મધનુષ કર ધરીએ )

આધ્યાત્મિક જીવનની સફળતા માટે **એકાન્ત સેવન**નું અને **તપ**નું મહત્ત્વ પણ શ્રી ' સાગર ' સ્વીકારે છે. એઓ કહેતા કે મનુષ્યને ઝિન્દગાની સફલ કરવા માટે અંદરના બધા સંબંધો થોડો કાલ છોડવા જરૂરી છે. બધા સંબંધોમાં જે જે સંબંધો હૃદયને મોહ પમાડે તે તે સંબંધો તો ખાસ કરીને છોડવા જ જોઇએ; કેમકે હૃદયને તો નિર્ગુણની પ્રભુતા સિવાય કશું જ બન્ધન ન હોવું જોઇએ. એઓ માનતા કે મનુષ્ય સત્ય અને જ્ઞાનના સિદ્ધાન્તો જીવનમાં યથાર્થ નથી મૂકી શકતો એનું કારણ તપનો અભાવ એટલે કે ભક્તિ કે યોગનો અભાવ જ છે એટલે કે પ્રલોભનો તરફ પ્રીતિ છે. આટલા માટે થોડો કાલ અસંગ રહેવું અને એવાં મોહક બલોનો ત્યાગ કરવો એ ખાસ જરૂરી છે.

શ્રી ' સાગર ' એ પણ કહેતા કે ગમે તેવા અધિષ્ઠાનને **લક્ષ્ય** કરીને જીવાત્મા જુગોના જુગો સુધી તપ્યાં કરે એથી જન્મમરણ કદાપિ છૂટે નહીં. એક ઋતુધ્વજ શ્મશાનમાં સૂકાઇ જાય, એક મજનૂં ઝાડમાં ઝાડ બની જાય કે એક સુરદાસ કે તુલસીદાસ મુડદા ઉપર બેસીને નદી પાર જાય – એમની ઝિન્દગી પામર જીવાત્મા કરતાં, અલબત્ત, ઊંચી ખરી; પરંતુ એમનું અધિષ્ઠાન લક્ષ્ય અમુક સ્ત્રીનું જ હોવાથી, એ વિષયી જીવાત્મા કરતાં જરા યે વધારે અધિકારી કહેવાય નહીં. આ જ પ્રમાણે દેવોની અને શક્તિની ઉપાસનાનું સમજી લેવું. એક જન્મે યા

સારાંશ કે, પ્રકૃતિની લીલા આત્માના રાજ્યની કેવળ રૈયત છે અને વશવર્તિની છે. આથી જ શ્રી 'સાગર'–કહે છેઃ—

પુરુષરાજ્ય હર જગાહ! પ્રકૃતિ તું વિલય થા!
મુનિ બની અભેદ ગા! અહલ્લેક લહે લગાઈ.

( દીવાને સાગર, દફ્તર બીજુંઃ રામસ્મરણ. )

શ્રી 'સાગર' પ્રત્યક્ષ અને પરોક્ષજ્ઞાન વચ્ચે વારંવાર ભેદ પાડીને સમજાવતા. પ્રત્યક્ષજ્ઞાન એટલે સદ્‌ગુરુને મુખે શ્રવણ કરીને, મનન અને નિદિધ્યાસપૂર્વક અભ્યાસવડે મુમુક્ષુને થયેલો પૂર્ણ સ્વાનુભવ. પરોક્ષજ્ઞાન એટલે માત્ર મન અને બુદ્ધિએ જ જાણેલું, પણ અન્તરંગે પૂર્ણ સ્વાનુભવ વિનાનું જ્ઞાન. પરોક્ષજ્ઞાનની કિંમત ૦×૦=૦=મોટું શૂન્ય એટલે કે 'નિહિલિઝમ'–શૂન્યવાદ–સાકૂટપણું. સાકૂટપણું એટલે માત્ર જાણેલું જ જ્ઞાન, માણેલું નહીં–અનુભવેલું નહીં. માત્ર આવી એક જાતની મગજની માન્યતા કેઃ—આત્માને પુણ્ય કે પાપ લાગે નહીં. પોતે પોતાને જીવ માનવો નહીં! પોતે જીવપણું સ્વીકારવું એ જ અજ્ઞાન! પોતે પોતાને શિવરૂપ એટલે પાપપુણ્યની અસરથી પર માનવો અને જ્ઞાનનાં પુસ્તકોનું વાચન, જ્ઞાનનાં ભજનોનું ગાણું અને જ્ઞાનની ચર્ચા એ જ જ્ઞાનપ્રાપ્તિ! આવું સમજી લેવાની મગજની સ્થિતિને પરોક્ષ જ્ઞાન કહેવાય. એનો કશો જ અર્થ નથી.

શ્રી 'સાગર' આત્મસાક્ષાત્કારમાં આત્મપરીક્ષા ઉપર ઘણો ભાર મૂકે છે. એ કહે છે કે ત્રીજો પુરુષ જુએ એમ જાતે પોતાની ભૂલોમાં પોતાને પકડીને શિક્ષા કરવી જોઇએ. જ્ઞાનનો ઉપયોગ જેમ પૂર્ણતા જોવામાં કરવાનો છે તેમ અપૂર્ણતાના દરેકે દરેક અંશ છેદીભેદીને જોવામાં પણ જરૂર જ કરવાનો છે; કેમ કે આવી રીતે

જોઇએ. જેટલી પ્રીતિ એટલી લગની, જેટલી લગની એટલી ભક્તિ, જેટલી ભક્તિ એટલું જ્ઞાન અને એટલો અનુભવ. બધું અંદરથી જ આવે છે; માટે બાહ્યાન્તર એકતા સાધવી જોઇએ. સિદ્ધાન્ત અને વર્તનનો વ્યભિચાર ન જોઇએ. પરમસુખ તો અંદરનું આંગણું કેવળ સ્વચ્છ રાખવામાં જ અનુભવાય છે. પોતે કહેતા કે – * **Names and forms are nothing but mere shadows.**

**अज्ञात अनुभवना** અવધૂતો માત્ર ચોવીસ અવતારો જ માનતા નથી. ' અણુ અણુ અવતાર ' માને છે. આથી જ શ્રી ' સાગર ' કહે છે:—

(૧) ગુરુ અણુ અણુ અવતાર ! લીલા બ્રહ્મ તણી !
કોઇ અવધૂ પામે પાર ! મૌજ બની ન બની !

( દીવાને સાગર દફતર બીજું: ઘનચક્કર અપરિમિત )

× × ×

(૨) અકકેકા અણુની ઓઠે અકકેકો અવતાર છે.

( દીવાને સાગર: એક મહાન ભૂલ )

પરાત્પર પરબ્રહ્મ પ્રકૃતિના પ્રભુ – સ્વામી છે; તેથી દમ બ દમ પરમાત્માની સાથે **अभेद** અનુભવાતાં જે પિંડમાં હોય તેનું જ દર્શન બ્રહ્માંડમાં થાય છે. સરખાવો:—

यत्पिंडे तद् ब्रह्मांडे ।

---

* નામ અને રૂપની માત્ર પડછાયા કરતાં કશી જ વધારે કિંમત નથી.

બ્રહ્મમાર્ગના પ્રવાસીએ ઉપર દર્શાવેલા અણુલિંગી અનુભવ-દર્શક અપરિમિત વનચક્કરના નકશામાં જણાવ્યા પ્રમાણે પોતાના દિલના સ્થૂલ, કારણ અને મહાકારણના પડદા ઉકેલીને ચીરવા જોઇએ એટલે એના દેહાધ્યાસનો બ્રહ્મમાં વિલય થશે અને સ્વયં બ્રહ્મરૂપ બની રહેશે. માત્ર શ્રી હરિનું નામ અને શ્રી હરિનો સમાગમ એ જ સૌથી મહત્ત્વની મૂલમુદ્દાની વાત છે. દેહ અને દુનિયાનાં સગપણસંબંધ જૂઠાં છે, માયિક છે અને ત્યાજ્ય છે એ શ્રી 'સાગર'ના તત્ત્વજ્ઞાનનું મુખ્ય વક્તવ્ય છે. સગપણને મહત્ત્વ આપનાર દુનિયાદારીના લોક જેમ માયિક જીવ-નમાં જીવે છે તેમ સ્નેહને મહત્ત્વ આપનાર હાલની કેળવણી અને અને હાલની કવિતા પણ માયાને જ પોષણ આપે છે. આ માયાની પેલી પાર **અણુલિંગી બ્રહ્મ** એ જ આપણું અસલ વતન હોવાથી આપણે માયિક પ્રવાહમાંથી પાછા ફરીએ અને ગુરુકૃપાથી ગુરુગમ પામીને જીવનસિદ્ધિ અનુભવીએ એ જ માનવજીવનનુ મહાકર્તવ્ય છે અને એ જ શ્રી 'સાગર'ના તત્ત્વજ્ઞાનનું દોહન છે. વિચારો આ શ્રુતિવચનઃ—

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।



દુશ્મનની આંખે, પોતાની અંદરનો મુલક — દરેક દરેક તસુ — જોવામાં આવે નહીં ત્યાં સુધી આત્મદર્શન જામતું નથી.

શ્રી ‘ સાગર ’ એ પણ કહેતા કે દરેક જીવાત્માને પોતાના તરફ ખેંચવા માટે પરમાત્મા લાખરૂપે ખુદ પોતે હાજર થાય છે, પણ જીવાત્મા લાખો દર્શનોમાંથી એકકે તક લેતો નથી; અને જે એ તક ઝડપી લે છે તે જીવ જીવ રહેતો નથી. આપણે સ્વભાવથી જ એવી ભૂલ કરવાને પાત્ર છીએ કે પરમાત્માની કોઇ વિભૂતિનું પ્રકટીકરણ પરિચિત જીવાત્માદ્વારા થાય ત્યારે આપણે તટસ્થ રીતે ઓછું જોઇ શકીએ છીએ. પરમાત્મા તક ઉપર તકનો વરસાદ આપણા ઉપર વર્ષાવ્યાં જ કરે છે. ચોરાશી લાખ યોનિઓમાં જીવાત્માનું દુઃખભર્યું ભ્રમણ એ આ તકોના અનાદરનું જ પરિણામ છે.

પ્રભુદર્શનમાં શ્રી ‘ સાગર ’ **ભાવ** અને **ભરૂંસો** એ બેને એટલે કે પ્રેમ ( LOVE ) અને શ્રદ્ધા ( FAITH )ને ખૂબ મહત્ત્વ આપે છે, એ પણ અત્રે નોંધવું જરૂરી છે.

**अज्ञातवाद**નો માર્ગ પરાત્પર પરબ્રહ્મમાંથી જ વહે છે, અને તેથી સંસારીઓના માર્ગથી ઉલટો છે. સંસારીઓનો પ્રવાહ માયિક છે, જ્યારે સંતનો પ્રવાહ બ્રાહ્મી છે — આત્મામાંથી વહે છે. શ્રી ‘ સાગર ’ યોગ્ય જ કહે છેઃ—

ઉલટા મારગ ચલે અસલસેં ! સું માલિકસેં મિલના !

( દીવાને સાગર દફતર બીજું; અગમ દેશકે જોગી. )

ધર્મ અને મોક્ષથી પર સ્વયંપ્રકાશ આત્મામાંથી — બ્રહ્મમાંથી આવા અવધૂતોનું પ્રેરિત જીવન વહે છે.

શ્રી ‘ સાગર ’નું તત્ત્વજ્ઞાન

બ્રહ્મમાર્ગના પ્રવાસીએ ઉપર દર્શાવેલા અણુલિંગી અનુભવ-દર્શક અપરિમિત ધનચક્કરના નકશામાં જણાવ્યા પ્રમાણે પોતાના દિલના સ્થૂલ, કારણ અને મહાકારણના પડદા ઉકેલીને ચીરવા જોઈએ એટલે એના દેહાધ્યાસનો બ્રહ્મમાં વિલય થશે અને સ્વયં બ્રહ્મરૂપ બની રહેશે. માત્ર શ્રી હરિનું નામ અને શ્રી હરિનો સમાગમ એ જ સૌથી મહત્ત્વની મૂલમુદ્દાની વાત છે. દેહ અને દુનિયાનાં સગપણસંબંધ જુઠ્ઠાં છે, માયિક છે અને ત્યાજ્ય છે એ શ્રી ‘ સાગર ’ના તત્ત્વજ્ઞાનનું મુખ્ય વક્તવ્ય છે. સગપણને મહત્ત્વ આપનાર દુનિયાદારીના લોક જેમ માયિક જીવનમાં જીવે છે તેમ સ્નેહને મહત્ત્વ આપનાર હાલની કેળવણી અને અને હાલની કવિતા પણ માયાને જ પોષણ આપે છે. આ માયાની પેલી પાર **અણુલિંગી બ્રહ્મ** એ જ આપણું અસલ વતન હોવાથી આપણે માયિક પ્રવાહમાંથી પાછા ફરીએ અને ગુરુકૃપાથી ગુરુગમ પામીને જીવનસિદ્ધિ અનુભવીએ એ જ માનવજીવનનુ મહાકર્તવ્ય છે અને એ જ શ્રી ‘ સાગર ’ના તત્ત્વજ્ઞાનનું દોહન છે. વિચારો આ શ્રુતિવચનઃ—

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।



૯

# વિચારક તરીકે શ્રી ' સાગર '

માત્ર પૌર્વાત્ય અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરીને તદનુસાર સાધુજીવન ગાળવામાં કે જીવનના ફૂટ આધ્યાત્મિક પ્રશ્નોનું નિરાકરણ કરવામાં જ શ્રી ' સાગર 'ના જીવનનું સમગ્ર દર્શન આપણને થઇ શકતું નથી. કેવળ આમુષ્મિક જીવન ઉપર જ એમણે વિચારણા ચલાવી નથી. ઐહિક જીવનના પ્રશ્નો ઉપર પણ શ્રી ' સાગરે ' સ્વતંત્ર વિચારો બહુ સ્પષ્ટ રીતે રજુ કર્યા છે. આર્ય ગૃહસ્થજીવન, બાળકોની કેળવણી, ન્યાતનાં બંધનોની યોગ્યાયોગ્યતા, સમાજસેવાની ભાવના વગેરે અનેક લોકહિતના પ્રશ્નોનું શ્રી ' સાગરે ' વિવેચન કર્યું છે અને એ વિષે જ્યારે જ્યારે પ્રસંગો ઉપસ્થિત થયા ત્યારે ત્યારે પોતાના પ્રશંસકોને અને મિત્રોને એમણે ઉપયોગી સલાહ આપી છે. આમાંના કેટલાક મહત્ત્વના પ્રશ્નો ઉપરના શ્રી ' સાગર 'ના વિચારોનું આપણે આ પ્રકરણમાં દિગ્દર્શન કરીશું.

પોતાના સંસર્ગમાં આવેલા ગૃહસ્થજીવન ગાળતા એમના મિત્રોને શ્રી ' સાગર ' હમેશ કહેતા કે દિવસરાત્રિ મળીને ચોવીસ કલાકમાંથી જેટલા કલાકો શ્રી હરિના સ્મરણમાં અને એના ચિન્તનમાં જાય એટલા જ સોનાના છે. ઇશ્વરનું રટણ મનુષ્યના દેહમાં જ બને છે. ઇતર દેહોમાં એ બની શકતું નથી. આ માટે જ હિન્દુ પુરાણોમાં કહેલું છે કે દેવો પણ મનુષ્યદેહ મેળવવાને ઇચ્છે



વિદ્યાર્થી તરીકે શ્રી સાગર

ઇ. સ. ૧૯૩૩

છે. એઓ કહેતા કે ખાવું, પીવું, પહેરવું અને શરીરનું સુખ ભોગવવું એ કંઇ સાચી તૃપ્તિ આપનાર નથી. ઇન્દ્રિયોનું દમન, બીજાને સુખી કરવાની વૃત્તિથી આપી દેવાની દાનવૃત્તિ, અને અજ્ઞાની તેમ જ નિરાધાર તરફ દયા એ ઘરબારીઓને વારંવાર આચરવાનો ધર્મ છે. એમ કરતાં સત્સંગ પ્રાપ્ત થાય છે અને સત્સંગને હિમ્મતથી અને દૃઢતાથી પચાવીએ અને વારે વારે સંસારની ક્ષણભંગુરતાનો એક જ વિચાર ગોખ્યાં કરીએ ત્યારે જ વૈરાગ્યનો ઉદય થાય છે. દુનિયા જાતે જ ક્ષણિક છે – થોડા કાળના સંબંધવાળી છે, ત્યાં કાયમનું સુખ કે કાયમની તૃપ્તિ શોધવી એ તો સસલાને શિંગડું શોધવા જેવું છે. એમાં બહુ મન રાખવું અને દુનિયાદારીના કીડા થઇને એમાં રચ્યાપચ્યા રહેવું એ સારા માણસનું લક્ષણ છે જ નહીં. સારા માણસનું લક્ષણ એ જ છે કે દુનિયાનાં લાભહાનિની બહુ પર્વા ન કરતાં એને સ્વપ્નવત્ જાણીને આત્માનાં લાભહાનિનો જ વિચાર કરવો. તો જ એ શાશ્વત સુખનો અધિકારી થાય. પોતાની અધ્યાત્મવિચારણા પોતાના મિત્રોને ઉપયોગી થાય અને ગૃહસ્થજીવનમાં રહીને પણ સાચું સુખ શોધનારાઓને માર્ગદર્શન મળે એ હેતુથી શ્રી ' સાગરે ' પોતાના એક મિત્રને જીવનના નિયમો ઘડી આપ્યા હતા. આ નિયમો માત્ર એમને જ નહીં પણ ગૃહસ્થમાત્રને જીવનમાં ઉપયોગી થઇ પડે એવા છે અને તેથી નીચે આપવામાં આવ્યા છેઃ—

૧. તમારી અંદરનું તેમ જ આસપાસનું વાતાવરણ તમારી આધ્યાત્મિક વિચારણાને વિઘાતક અથવા વિરોધ કરનારૂં કદાપિ ન હોય, એની ખૂબ સંભાળ રાખો. આસપાસ વિરુદ્ધ વાતાવરણ હોય તો તે દાબી દેવાને તમારાથી બનતું એકદમ કરો અને એ

તમારા હાથમાં ન જ હોય તો એવા વાતાવરણને છોડીને એકદમ દૂર ચાલ્યા જાય.

૨. અંદરના અને બહારના વાતાવરણનું પૃથક્કરણ વારંવાર કરો અને લક્ષમાં રાખો કે બન્ને પ્રકારના વાતાવરણની મુમુક્ષુની આધ્યાત્મિક ઉન્નતિ પર અસર થાય છે.

૩. તમારી રૂબરૂ, કોઇ પણ બે જણ વચ્ચે – તમારા સંબંધનાં – પરિચયનાં બે જણ વચ્ચે – પરસ્પર કડવાટ ભરેલું અથવા અસંતોષ ઉત્પન્ન કરનારૂં અપભાષણ થવું જોઇએ નહીં. વાતાવરણમાં એવી બદી તમે જુવો કે તરત જ દબાવી દો – ન્યાયપૂર્વક સમાધાન કરો – એ ન જ બને એવું હોય તો શાન્તિના સંકલ્પો પ્રેરતાં પ્રેરતાં તમે એ સ્થાનને છોડી દો.

૪. અંદર વિરાજતી અન્તરાત્માની ચિતિ શક્તિને હમેશ જ અનુસરો. એને અનુસરવામાં કોઇ પણ એક વ્યક્તિની અથવા ઘણી વ્યક્તિઓની – પછી તે ગમે તેવી મહાન હોય કે ગમે તેવી પ્રિયમાં પ્રિય હોય તો પણ તેની એક રતિ જેટલી પણ પર્વા કરો નહીં. સત્યને જ વળગી રહો, માણસોને નહીં.

૫. નિરંતર દિવ્યદૃષ્ટિથી – આત્મદૃષ્ટિથી જ બધાં કાર્યો કરો અને એવી દૃષ્ટિ વગરનું કંઇ પણ કાર્ય તમારે હાથે કદાપિ ન બને એ પળેપળ સંભાળો. કદાચ કોઇ વખતે દૃષ્ટિનું અવધાન ચૂકી જવાય અને આત્માની ઉન્નતિમાં પુરુષત્વ વગર પડયાં રહેવાનું લાગે તો એવા પ્રસંગોમાંથી શિક્ષણ લેયાં કરો.

૬. આધ્યાત્મિક વિચારણામાં સહાય ન કરે અથવા ધર્મ-માર્ગમાં અનુમોદન આપે નહીં એવું કશું પણ કોઇ પણ પ્રસંગે વાંચો જ નહીં – ન્યુસપેપરો કદાપિ નહીં – વાર્તાઓ કદાપિ

નહીં – મનોવિકાર ઉશ્કેરે એવાં કહેવાતાં પ્રેમનાં કાવ્યો કદાપિ નહીં – કોઇ પણ ધર્મની વિરુદ્ધમાં લખેલું હોય એવું પણ કદાપિ નહીં. ધંધાને અંગે જે વાંચવાની ફરજ હોય તે વાંચી જાવ અને તે સિવાયનું કંઇ નહીં.

૭. તમે બચરવાળ હો તો બચ્ચાંઓનાં સ્વાભાવિક અને નિર્દોષ લક્ષણો ઉપરથી સ્વરૂપનો બોધ લીધા કરો. બચ્ચાંઓ એ મનુષ્યજાતિના મહાન શિક્ષકો છે, એ સત્ય સ્વાનુભવવડે જોયાં કરો. નિર્દોષપણે ગમે તેટલું સ્થૂલ નુકસાન કરે તો પણ બચ્ચાંઓને ઊંચે સ્વરે કદાપિ ધમકી આપો નહીં; પણ પ્રેમથી બનાવનું ભાન કરાવો અને એમને પોતાને પોતાનો ઇન્સાફ કરતાં શીખવો. તમે પોતે પણ એમાંથી ઘણું શીખી શકશો. શિક્ષા કરવાનો પ્રસંગ આવે તો પણ શરીરશિક્ષા તો કદાપિ ન કરો. બાળકો માટે બીજી ઘણી શિક્ષાઓ છે, કે જે શરીરશિક્ષાની ગરજ સારી શકે. બાળકોને શરીરની શિક્ષા કરવાનું માત્ર તેના જ અધિકારમાં છે કે જેને ઘણા લાંબા કાળનો બાળકના સ્વભાવનો અભ્યાસપૂર્વક અનુભવ હોય.

૮. અખો, નરસિંહ, શંકરાચાર્ય, કબીર અને એવાં આત્માને ગાનારાં સ્વરૂપો હમેશ વાંચ્યા કરો. વાંચ્યા કરો એટલે એમના આત્મામાં આત્મા મેળવીને લીનતાવડે પોતાપણું ગુમાવી દો અને એકતા અનુભવાય ત્યાં સુધી એમાં રત રહો. વાંચ્યા પછી વ્યવહારમાં આવો ત્યારે તટસ્થ તરીકે, પોતાના ઇન્સ્પેક્ટર થઇને જોયાં કરો કે સિદ્ધાન્ત અને વર્તન એ બન્નેમાં તમે જુદા કયાં પડો છો અને શા માટે એવો ભેદ રહે છે ? ચેતજો કે, સિદ્ધાન્ત અને વર્તનનો વ્યભિચાર થાય નહીં. સંસારનાં કાર્ય કરનાર, દુનિયાની સાથે વાતો કરનાર અને મોક્ષના પ્રવાસી તરીકે તમે એકને એક જ

હોવા જોઇએ, એ તપાસજો. તમારી આસપાસનાંને તમારી નવીનતા આંજી નાંખે એવી ભવ્ય અને સતત હોવી જોઇએ. એવા વિશિષ્ટ ફેરફાર વિના મુક્તિ સંભવિત નથી.

૯. નાનું કામ હો કે મોટું હો, નિત્યનું હો કે નૈમિત્તિક હો, પણ તમારે તે માટે બીજા શરીર પર આધાર રાખવો પડે એવું કદાપિ થવું ના જોઇએ. બીજા પર આધાર રાખવા કરતાં પોતે જાતે જ કરી લેવું એ પ્રવાસીને વધારે ઉપયોગી છે. વહાલામાં વહાલું હોય તેના પર પણ તમારી સેવાનો કે તમારી મદદનો હક ન રાખો. ભરૂસો રાખીને ખોટી થાવ નહીં. કુદકે ને ભુસકે તમે તમારા આન્તરનો પ્રવાસ વધાર્યાં જાવ, કેમ કે, કાલમાયાનું નાટક તમને ઠગી જાય નહીં એ તમારે પ્રવાસીને વખતોવખત વિચારવું જોઇએ.

૧૦. તમને આત્માનુભવ પ્રાપ્ત કરાવી આપનારાં ભજનો અને બોધવચનોની ખાસ પસંદગી કરીને, ધીમે ધીમે તમારો આત્મા અંદર રેડીને એક જુદી પોથી બનાવો અને એવાં જ બીજાં કોઇ પુસ્તકો હોય તો તે પણ અંદર શામિલ કરીને એક જુદું જ દફતર બનાવો. જ્યારે શાન્તિ મેળવો ત્યારે તમારે એ દફતરની મુલાકાત લેવી. એકાન્તમાં એ ધર્મકાર્ય કરવું. ચોવીસ કલ્લાકમાં નિદાન એક બે કલ્લાક તમારે આવા અવશ્ય મેળવવા જ જોઇએ, કેમ કે, પરિસ્થિતિ તમને બનાવનારી નથી પણ તમે તેને બનાવનાર છો, એ સંશયરહિત છે.

૧૧. મનને બિલકુલ નવરૂં રહેવા દેવું નહીં. જ્યારે મન નવરૂં રહે અથવા તો દેહના અંગના અસત વિચારો કરવા માંડે ત્યારે એને પકડો અને ૐકારની મંત્રધૂનમાં એને કેદ કરો. એને

નિરન્તર પાઠ આપ્યાં કરો કે – તું આત્મા છે અને આ દેખીતું જગત કે આ માટીનું એક શરીર એ તારૂં ઘર નથી. તું અનાદિ અને અનન્ત છે, એટલું જ નહીં પણ, આ જે કંઇ દેખાય છે તે એક જ આત્મા સિવાય અન્ય કંઇ નથી. એથી જુદું તે ઝાંઝવાના પાણી જેવું – અને ખરૂં તો "તું હિ સત્ ૐ પ્રભુજી છે." ૐ एकमेवाद्वितीयम् ૐ

શ્રી 'સાગર' કહેતા કે આ વિશ્વ એક વિશ્વવિદ્યાલય ( University ) છે અને સંબંધમાં આવતાં બધાં મનુષ્યો જુદા જુદા વિષયોનો ઉસ્તાદો યાને પ્રોફેસરો છે. જે બનાવો બને છે તે જુદાં જુદાં ક્રમિક 'લેસનો'. છે. મનુષ્યના જીવનમાં જે જે બનાવો બને છે તે તમામ એને પ્રભુ તરફ અભિમુખ કરવાને જ બને છે. એટલા માટે, પ્રત્યેક બનાવ – સારો કે માઠો – આપણને સમજાય નહીં તો પણ આપણા **હિત માટે, कल्याण** માટે જ યોજાયો છે, પ્રભુ જે કંઇ કરે છે તે હિતરૂપ જ હોય – એવા અસીમ ભરૂંસા ઉપર જ મનુષ્યનું જીવન રચાવું જોઇએ. " મને આપેલી તમામ વસ્તુઓ ઉપર મારી નહીં પણ પ્રભુજીની જ સત્તા છે – બધું એનું જ છે એવી આત્મસમર્પણની ભાવના જેણે કેળવી હોય તેને જીવનના વિષમ પ્રસંગે પણ ખેદની લાગણી થતી નથી, કેમ કે તેનું હૃદય પોતાનું નહીં પણ પ્રભુને સમર્પિત જ હોય છે. શરીર જાતે જ નાશવંત હોવાથી જન્મ ને મરણ એના સ્વાભાવિક અને અનિવાર્ય ધર્મો છે. જગતના બધા પદાર્થો ક્રમાનુક્રમે રૂપાન્તર પામવાના જ છે. પદાર્થમાત્રનો એ ધર્મ છે અને જેનો ધર્મ જ નાશ પામવાનો છે, જેનું લક્ષણ જ સંયોગ અને વિયોગનું છે તેને માટે ખેદ થવો એ તો પરમાત્મા પ્રત્યે ઓછી શ્રદ્ધાનું પરિણામ છે. દરેક પ્રસંગે મનની સમતા ( Balance ),

બરાબર રાખવી અને મનને ક્ષુભિત ન થવા દેવું એ જ પરમાત્મા પ્રતિના પ્રેમનું અને શ્રદ્ધાનું પરિણામ છે. એમણે પોતાના પુત્રને જ્ઞાનનો અર્થ સમજાવતાં લખ્યું છેઃ

" જ્ઞાનનું એ જ પરિણામ હોવું જોઇએ કે જીવન આખું **શ્રદ્ધા** એટલે પરમાત્મા ઉપરના વિશ્વાસ ઉપર જ રચાય અને બાહ્યમાં નિષ્કામયોગસંપન્ન ઉલ્લાસ અને પરમાત્મમહિમા અનુભવાય."

મન હર્ષને પ્રસંગે ઉભરાઇ ન જાય અને ખેદને દુઃખદ પ્રસંગે ક્ષુભિત ન થાય એ જ મનુષ્યની ખરી કેળવણી છે. આટલા માટે જ શ્રી કૃષ્ણ એક પ્રસંગે અર્જુનને ઉદ્બોધે છે **समत्वं योग उच्यते** । ( Equilibrium is Yoga. )

સામાન્ય રીતે મનુષ્ય પ્રારબ્ધને ફેરવી ન શકે પણ પ્રારબ્ધ સંસ્કારે જે બનાવ બને તેની અસર પોતાના ઉપર કેટલી થવા દેવી એ બાબતમાં તે પોતાના મનને તો જરૂર જ કેળવી શકે અને મનને એવી કેળવણી મળે એટલા માટે જ દુઃખના અને મુશ્કેલીઓના પ્રસંગોની પણ મનુષ્યજીવનમાં જરૂર છે.

કેળવણીની બાબતમાં શ્રી ' સાગર ' લખવા – વાંચવાને હમેશાં ગૌણ સ્થાન આપતા. એ કહેતા કે નિશાળોની કેળવણી ગમે તેવી હોય તો પણ એ કેળવણી છે એવું માનવું જ શું કરવા ? એ તો ફક્ત લખતાં વાંચતાં શીખવવાના ચરખા જ છે. બાળકો ત્યાં તો માત્ર યાંત્રિક લેખનવાચન જ શીખે. એથી વધારેની અપેક્ષા ન રાખી શકાય. એમના ગુણસંસ્કાર ઘડવાનું કામ એમનાં માબાપોનું જ છે. એની જવાબદારી એમના સિવાય બીજા કોઇની જ નથી. નિશાળોના ચરખા બાળકોને લખતાંવાંચતાં શીખવે,

પણ વસ્તુવિચાર અને વસ્તુવિવેક શીખવવાનું કાર્ય એમના જન્મદાતાઓનું જ છે. બાળકોના આત્મામાં રહેલી દિવ્યતાનું પ્રકટીકરણ શી રીતે થાય, ઐહિક અને આમુષ્મિક હિત શી રીતે અનુભવાય, ખરું સુખ કેમ થાય અને મનુષ્યની ઝિન્દગાનીમાં આવીને શરીરયાત્રા સર્વોત્તમ રીતે શી રીતે પૂરી કરવી ? આ બધા પ્રશ્નો એનામાં ઉત્પન્ન થાય અને એ જાતે જ એ પ્રશ્નો ઉકેલવાની શક્તિ મેળવે એ માટેની બધી જ જવાબદારી બાળકોના માબાપોની છે.

હાલની કેળવણીની યાંત્રિકતા વિષે બોલતાં એમણે કહ્યું છેઃ—

“ હાલની કેળવણીમાં પ્રકૃતિને ઘડવાની જેટલી શક્તિ હોય તેના કરતાં મારામાં કંઇ ઓછી શક્તિ નથી. નિશાળોની કેળવણી ઉપર હું આધાર જ શું કરવા રાખું ? એ તો એક ‘ મશિન ’ છે–તે લખતાં, વાંચતાં ને વાતો કરતાં શીખવે – ભલે શીખવે – હું એથી હઝાર ઘણું ઉમદા શીખી શકું છું. એ કેળવણીની ખરાબ અસરો થવા ન પામે એ માબાપના હાથમાં છે – જો માબાપ પોતાની જાતને ચહાવાનું છોડી દે અને બાળકોને ખરી પ્રીતિથી ચાહી શકે તો. ”

ઇ. સ. ૧૯૧૬–૧૭ થી શ્રી લલિતજી શ્રી ‘ સાગર ’ના બહુ જ નિકટના પરિચયમાં હતા. લલિતજીને શ્રી ‘ સાગર ’ પ્રત્યે પૂર્ણ પ્રેમ અને માન બન્ને હતાં અને શ્રી લલિતજી શ્રી ‘ સાગર ’માં એક ભવ્ય અને પ્રતિભાશાળી સન્તનું દર્શન કરતા. શ્રી લલિતજીની જીવનભાવના – સમાજસેવાની; જ્યારે શ્રી ‘ સાગર ’નું હૃદય એકાન્તિક ભક્તિને ચાહનાર. આમ છતાં

એક લંબાણભર્યા પત્રદ્વારા, જનસેવાની શ્રી લલિતજીની ભાવનાનો પ્રશ્ન શ્રી 'સાગરે' એમની સાથે ચર્ચ્યો છે.

પોતે એ પત્રમાં શ્રી લલિતજીને જણાવ્યું છે કે સફલ લગ્ન-સ્નેહની સીતારામની, યાજ્ઞવલ્ક્યની અને મૈત્રેયીની તેમ જ વસિષ્ઠ અને અરુન્ધતીની ભાવના બેશક અતિ ઉચ્ચ છે. એ ભાવના કર્મયોગની છે. અને જેણે આ જીવનમાં જ જમાનાની સાથે ચાલીને પરમપદની પ્રાપ્તિ અનુભવવી છે તેને માટે આ ભાવના પરમ રમણીય છે; અને એ ભાવના જ્યાં સુધી પૂરામાં પૂરા બળથી, પૂરામાં પૂરી પવિત્રતાથી અને પૂરામાં પૂરા ઊંડાણમાંથી આવેલી નથી હોતી ત્યાં સુધી ભાવના ભાવના જ રહે છે અને એનું બાહ્યાંગ સુંદર દેખાવા છતાં એના અંતરંગનો કશો સ્વાનુભવ થતો નથી. જનસમાજની સેવા અને સંસારની સુધારણા ચહાનાર દરેકે નસેનસમાં ગીતાના જ્ઞાનને રેડી દેવું જોઇએ. માત્ર ભાષણો કરવાથી, કીર્તનો કરવાથી કે લેખો લખવાથી એ ભાવનાની સિદ્ધિ થતી નથી; કારણ કે, જનસમાજની સેવા કરવાની ભાવના જો સાચે-સાચી હોય તો એ ઊંડાણમાંથી આવેલી હોવી જોઇએ; એટલું જ નહીં પણ સ્વાર્પણનું તત્ત્વ જે એ ભાવનાનું જનક અને પોષક છે તે હૃદયમાં પૂરેપૂરું વણાઇ ગયેલું હોવું જોઇએ

આ ઉપરાન્ત, હાલનાં વર્ણસંકર લગ્નો અટકાવવાં જોઇએ. યાજ્ઞવલ્ક્ય ને મૈત્રેયી તથા સીતા ને રામ જેવાં દંપતીઓ હાલ કેમ નથી ? આર્યશાસ્ત્ર પ્રમાણે જ લગ્ન કરનારાઓ લગ્ન કરે એ પણ આ ભાવનાની સિદ્ધિ માટે જરૂરી છે. મૂળને પકડવું જોઇએ, તો જ કાર્યસિદ્ધિ થાય.

આ પ્રમાણે આ પ્રશ્ન ઉપર શ્રી સાગરે પોતાના વિચારો

દર્શાવ્યા છે. જનસેવાની ભાવના વિષે એમણે શ્રી લલિતજી સાથે આ પ્રમાણે ચર્ચા કરી છે એ ખરું; પણ પોતે તો કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ એ ત્રણેને એક જ બ્રહ્માનુભવનાં વિવિધ અંગો જ માને છે.

શ્રી સાગરના હૃદયનો ઝોક ભક્તિમાર્ગ તરફ વિશેષ ઢળેલો હતો. પોતે લખ્યું છે:

“ હું અસલમાં તિલક, પાલ, જિહના અને એવા ભાઇઓના દેશનો રહેવાસી નથી; પણ, કબીર, અખાજી, મીરાં, નરસિંહ, હાફિઝ અને એવાઓના દેશનો રહેવાસી છું. કર્મયોગ કરતાં ભક્તિયોગ તરફ મારા હૃદયનો ઝોક વધારે ઢળેલો છે, અને તેથી ડાહ્યાં અને શાણાં માણસોના કરતાં ઘેલાં માણસોની સાથે હું વધારે હળી જઇ શકું એવી ખાસીયત થઇ ગઇ છે. ”

દેશ સુધારક અને આત્મ સુધારક – એ બન્નેનાં નિશાન ભિન્ન હોવાથી એમના કર્તવ્યપંથ પણ જુદા જ હોઇ શકે એ વાતનું પણ શ્રી ‘ સાગરે ’ બહુ જ સ્પષ્ટ રીતે સ્પષ્ટીકરણ કર્યું છે. એઓ કહે છે કે:

“ દૃશ્ય સંસારને અને પરિવર્તનશીલ વ્યવહારોને મહત્ત્વ આપનાર સુધારકને દેશકાળને અને સ્થિતિને અનુરૂપ જ મર્યાદામાં રહીને જીવન ગોઠવવું જોઇએ અને અદૃશ્ય પણ અનુભવગમ્ય અને નિત્યના તેમ જ પ્રકૃતિ પરના પ્રદેશના નિવાસીને દેશ, કાળ અને સ્થિતિથી બેપર્વા રહીને, એમને પ્રલોભનો ગણીને, એમની અવગણના સુદ્ધાં કરીને અંદર ને અંદર આગળ વધવાનું બ્રાહ્મી બળ યાને બેશુમાર પુરુષાર્થ જોઇએ. એકમાં બહુમુખી દૃષ્ટિ જોઇએ; બીજામાં

તો બહુમુખી દૃષ્ટિનો લય કરીને કેવળ જ આન્તરમુખી દૃષ્ટિ જોઇએ. એકમાં મન, વાણી અને કર્મ સદા પ્રવૃત્ત જોઇએ અને બીજામાં મન, વાણી અને કર્મનો લય કરવાની મહાન વીરતા જોઇએ. ”

“ એક દેશ એવો પણ છે કે જ્યાં આ વીસમી સદીની બધી ચળકતી પ્રવૃત્તિઓ માત્ર બચ્ચાંના રમકડા જેવી જ લાગે છે અને ખરૂં તો એ છે કે એ સાચા દેશમાં કાયમનું ઘર સ્થાપ્યા વિના મનુષ્ય ખુદ પરમાત્માના ખોળામાં બેસવાને પાત્ર કદાપિ થઇ શકતું નથી. ”

એકવાર શ્રી ‘ સાગર ’ના એક મિત્રે એમને લખેલું કે દેશના ભણેલા ભાઇઓને બાવાઓ જ ભારે પડે છે. એના જવાબમાં શ્રી ‘ સાગરે ’ જણાવ્યું કે પશ્ચિમની જાદૂઇ કલા-કેળવણીએ જે દેહરખી દૃષ્ટિ આપી છે તેનું જ એ પરિણામ છે. આર્ય ગૃહસંસારને નિયમન આપનાર મનુ ભગવાન અને બ્રહ્મર્ષિ યાજ્ઞવલ્કય જેવા દૃષ્ટાઓ તો **अतिथि देवो भव** ! એ શ્રુતિ-વચનને અવલંબે છે. પ્રત્યેક આર્ય ગૃહસ્થાશ્રમીની ફરજ જ છે કે એણે નિત્ય કોઇ બ્રહ્મચારીને, વાનપ્રસ્થને કે સંન્યાસીને ભોજન જમાડીને પછી જ જમવું જોઇએ અને એવું આતિથ્ય પૂજન કર્યા વિના જે ગૃહસ્થાશ્રમી દંપતી માત્ર પોતે જ પેટ ભરે છે તે પશુઓ અને પંખીઓ કરતાં કશું વધારે કરતાં નથી. પશ્ચિમથી આવેલી કેળવણીએ દેશની આ આર્ય દૃષ્ટિ નાબૂદ કરીને તકલાદી અને દેહરખી દૃષ્ટિ આપણા દેશમાં દાખલ કરી છે અને તેને પરિણામે માત્ર સ્વઆનંદ અને જાતનું સુખ ને જાતની સગવડ જ આપણાં કુટુમ્બો જોઇ શકે છે અને એથી

આગળ વધે તો ઐહિક અને ભૌતિક બાબતોની જરા વધારે વિચારણા કરી શકે છે. આધ્યાત્મિક વિચારણા કરવાનું તો આ કલિયુગમાં કોઇ વિરલ આત્માને જ સૂઝે છે.

ઘોર કલિયુગનાં લક્ષણોની સમીક્ષા કરતાં શ્રી ' સાગરે ' ભવિષ્યમાં ભાખ્યું છે કેઃ

" હજી આથી પણ વિચિત્ર વખત આવશે અને નાશવંત પદાર્થો માટે જ લડી મરનારાઓને મહાત્માઓ કહેવામાં આવશે, એમનો મહિમા ગવાશે અને અદૃશ્ય પણ સ્વાનુભવગમ્ય આત્મતત્ત્વ માટે જીવન જીવનારાઓની ગણતરી બેવકૂફોમાં થશે અને ભૌતિક પદાર્થોને જ શ્રેષ્ઠ ગણાવનારાં શાસ્ત્રો રચાશે અને એવો પણ વખત આવશે કે મનુ ભગવાન જેવા દૃષ્ટાઓની ભૂલો કહાડીને તેના ઉપર ટીકાઓ થશે અને આંધળાઓ પોતાને દેખતાઓ કરતાં પણ વધારે ઉજ્જવલ દૃષ્ટિવાળા તરીકે સિદ્ધ કરવાને પ્રયત્ન કરશે અને એવો અંધકાર વ્યતીત થઇ ગયા પછી જ સાચો જ્ઞાનપ્રકાશ સ્વીકારાશે. "

શ્રી ' સાગરે ' ઐહિક તેમજ આમુષ્મિક જીવનના આવા અનેક અગત્યના પ્રશ્નો ઉપર વિચારણા ચલાવી છે એટલું જ નહીં પણ સૂક્ષ્મ જીવનદૃષ્ટિ સાંપડતાં, એમણે ગૃહજીવન, સમાજજીવન, ઐહિકજીવન, આધ્યાત્મિકજીવન તેમજ રાષ્ટ્રજીવન ઉપર સ્પષ્ટ વિચારો અને સિદ્ધાન્તો આપ્યા છે. શ્રી ' સાગર 'નું લગભગ તમામ પદ્યસાહિત્ય પ્રસિદ્ધ થઇ ચૂક્યું છે; પરંતુ એમનું ગદ્યસાહિત્ય જેમાં આ બધા પ્રશ્નોની વિચારણાઓ બહુ વિસ્તારથી કરવામાં આવી છે તે પ્રસિદ્ધ થયું નથી. શ્રી ' સાગર ' એક પ્રભાવશાળી

ગદ્યલેખક તેમજ સમર્થ વિચારક હતા એનો પણ સબળ પૂરાવો આ ગદ્યસાહિત્યના પ્રકાશન પછી ગૂજરાતને મળી રહેશે.

ઇ. સ. ૧૯૧૩ થી એમના જીવનના અન્ત સુધીના શ્રી ' સાગર 'ના પત્રો, પ્રભુકૃપાથી સાદ્યંત જળવાઇ રહ્યા છે, કારણ કે એઓ જે કંઇ પત્ર કોઇને લખતા તેની સાદ્યંત નકલ હમેશ અચૂક પત્રરેખા ( Letter – Book ) માં રાખતા. ઇ. સ. ૧૯૧૨ થી ઇ. સ. ૧૯૧૫ સુધી પોતે હિમાલયમાં રહ્યા ત્યાં પણ એઓ પોતાની પાસે ઑસ્ટ્રિયન ' લેટરબુક્સ ' અને નકલને માટે ખાસ શાહી ( Copying ink ) રાખતા; જેથી કરીને જ એમના જીવનપ્રસંગોના અંકોડાઓ યથાનુક્રમ ગોઠવી શકાય છે. એમના કેટલાક પત્રો તો ચાળીસ – પચાસ પાનાં સુધીનાં લાંબા છે અને જે જે વિષયો ઉપર લખાયા છે તે તે વિષયો ઉપર જાણે કે સ્વતંત્ર વાર્તિક લખાયું હોય એમ લાગે છે. ' મુમુક્ષુવિચારણા ', ' સ્ત્રીપુરુષવિચારણા ', અને ' સનાતન ધર્મવિચારણા ' મૂળમાં તો મુમુક્ષુજનોને ઉદ્દેશીને લખાયેલા પત્રો જ છે; પરંતુ પાછળથી આ પત્રો સ્વતંત્ર પુસ્તકો તરીકે છપાવવામાં આવ્યા હતા.

ટૂંકામાં, વાચકને શ્રી 'સાગર'ની વિચારક તરીકેની મહત્તાનો ખ્યાલ આ પ્રકરણમાં ચર્ચેલા પાંચસાત સામાન્ય મુદ્દાઓ ઉપરથી આછોઅધુરો જ આવી શકે. એમનું વિશાળ પત્રસાહિત્ય બહાર પડયા પછી જ ગદ્યલેખક તરીકેની તેમજ વિચારક તરીકેની એમની મહત્તાનો સંપૂર્ણ ખ્યાલ વાચકને આવી શકે. નજીકના ભવિષ્યમાં એ કાર્ય થાય અને શ્રી ' સાગર 'ની સળંગ અધ્યાત્મવિચારસરણી ગૂજરાત સમક્ષ સરળ ભાવવાહી ગદ્યમાં એમના જ શબ્દોમાં મૂકી

શકાય એવી ભાવના વ્યક્ત કરીને આપણે શ્રી હરિનામની મહત્તા દર્શાવતાં શ્રી 'સાગર'નાં દૃઢ આત્મવિશ્વાસયુક્ત વચનોમાં જ આ પ્રકરણ પૂરું કરીશું:

"શ્રી હરિ વિના બીજું કોઇ કંઇ કરી શકે એમ નથી, અને શ્રી હરિના નામમાં ઘેલાં થયેલાંને માયાનો વિચાર કરવાને પળની યે ફુરસદ નથી. કોઇ કોઇનું હિત કરી શકે એમ છે જ નહીં. આખી દુનિયા ભિખારી છે. માત્ર શ્રી હરિનું નામ જ મહા ધન છે અને જેણે સૂતાં, ઉઠતાં, બેસતાં ને હરદમ એના જ રટણની કમાણી કરી છે તે જ ધનવાન છે."



# શ્રી ' સાગર 'નું કાવ્યસાહિત્ય

जयन्ति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः ।
नास्ति येषां यशःकाये जरामरणजं भयम् ॥

भर्तृहरिः

દીવાને સાગર દફ્તર ૧ – ૨ ના કર્તા શ્રી ' **સાગર** ' કવિ તરીકે સુપ્રસિદ્ધ છે. સાક્ષર, વિવેચક કે ફિલસુફ તરીકે પણ સાહિત્યની આલમને તેમની સારી પિછાન છે; છતાં સમાજનો ઘણો મોટો ભાગ તેમને એક **સુફી સન્ત** કે મહાત્મા માને છે, અસ્તુ. જ્યારે એક જ વ્યક્તિની અનેક વિશિષ્ટતાઓ હોય ત્યારે એમ જ બને એ સ્વાભાવિક છે; પરંતુ જ્યારે વ્યક્તિના બાહ્યજીવન અને આન્તરજીવનની એકરૂપતા **ભક્તિ** જેવા સર્વોપરિ ધ્યેયમાં પરિણમે છે, **ભક્તિ** જ સમગ્ર જીવનનું કેન્દ્ર બને છે ત્યારે જીવન અને કવનની તદ્રૂપતા પણ જોઇ શકાય છે. " **मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम्** " એ કથન પ્રમાણે શ્રી ' સાગર 'ની ઉપર્યુક્ત વિશિષ્ટતાઓમાંથી એક સર્વાઙ્ગસુંદર, ભવ્ય વ્યક્તિત્વ ઉદ્‌ભૂત થાય છે, જે વ્યોમવિહારી ભાસ્કરની જેમ અખિલ જગતને અજવાળે છે. એમનું સર્વ સાહિત્ય ભાસ્વન્ત, ભવ્ય અને રમ્ય છે, અદ્‌ભુત અને અનેરું છે; કેમ કે એમાં કેવળ પાણ્ડિત્ય નથી, દંભ નથી, પણ **સ્વાનુભવના ઉદ્‌ગારો** છે, દર્દ છે, પ્રેમ છે, ભક્તિ

છે, આત્માનું ઊર્ધ્વપ્રયાણ અને પ્રગતિ છે, ધ્યેયપ્રાપ્તિનો આનંદ અને ઉલ્લાસ છે.

આપણા ગુર્જર સાહિત્યના નભોમંડળમાં અનેક ગ્રહો, ઉપગ્રહો અને નક્ષત્રો ચમકી રહ્યાં છે. તેમાં શ્રી 'સાગર'નું ચોક્કસ સ્થાન વાસ્તવિક રીતે તો કોઇ સમર્થ, **અન્તદ્દષ્ટા વિવેચકે** નિર્ણીત કરવું ઘટે, અને **અંદરથી** બોલનારની કવિતા માટે એવી **તાત્ત્વિક** કે **આધ્યાત્મિક** દૃષ્ટિની જ આવશ્યકતા છે, તથાપિ સાહિત્યની સર્વમાન્ય દૃષ્ટિએ – વિદ્વત્તાની કે કવિત્વની દૃષ્ટિએ પણ શ્રી 'સાગર'ના સહજ મન્થનમાંથી પણ અમૂલ્ય રત્નો સાંપડયા વિના રહે તેમ નથી. કારણ સ્પષ્ટ જ છે. શ્રી '**સાગર**'ની સાહિત્યસેવા – નિર્ઝરણીનું ઉદ્‌ભવસ્થાન તેમનું હૃદય છે – હૃદયના કોમળ ભાવો છે, **સમગ્ર જીવન** છે. આમ હોવાથી એમની કવિતા સ્વયંભૂ છે, સ્વાભાવિક છે, અને તેનું લક્ષ ક્રમિક **આત્મોન્નતિદ્વારા પરમાત્મપ્રાપ્તિ** છે. આમ છતાં, જીવનની યુવાવસ્થાના ક્રમમાં **સમાજસેવા – જનસેવાની** ઉચ્ચ ભાવના પણ શ્રી 'સાગર'ના હૃદયમાં ઉદ્‌ભવેલી, અને એ કર્તવ્ય પણ એમણે થોડો સમય કરેલું. તેનું નિરૂપણ પણ તેમની કવિતામાં સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે.

આપણા સાહિત્યમાં આદિ કવિ **નરસિંહ મહેતા** અને ભક્તિ-મૂર્તિ **મીરાંબાઈ** ભક્તકવિ તરીકે ખ્યાતિ પામ્યાં છે; દયારામે શ્રી કૃષ્ણભક્તિમાં વિહાર કર્યો છે; અખાજીએ વેદાન્તના ગૂઢ જ્ઞાનને કવિતામાં ઉતાર્યું અને ભક્તિના દંભી બાહ્યાચારો ઉપર પ્રબલ પ્રહારો કર્યા; તેમ જ ધીરા ભક્તે વૈરાગ્ય અને ભક્તિને પ્રાધાન્ય આપી ભજનો અને કાફી દ્વારા સમાજમાં ભક્તિનો પ્રચાર

કર્યો. એ પ્રાચીન યુગ ભક્તિનો યુગ હતો. તે પછી મસ્તકવિ **બાલાશંકર, મણિલાલ** નભુભાઇ અને ' **કલાપી** 'એ પ્રકારાન્તરે – સુફીઝમ દ્વારા એ જ ભક્તિમાર્ગે – સનમના રાહે પ્રયાણ કર્યું છે. શ્રી ' સાગર 'ની કવિતામાં પણ આ કવિત્રિપુટીનું ઘણું સામ્ય છે; કારણ એ એ જ સનમના રાહદારી છે, તથાપિ નરસિંહ – **મીરાં**ની પ્રેમભક્તિ, અખાજીનું વેદાન્તજ્ઞાન, **ધીરા**નો વૈરાગ્ય અને તેનું આત્મજ્ઞાન, કવિ **બાલા**ની મસ્તી અને મણિલાલનું તત્ત્વજ્ઞાન તથા ' કલાપી 'નો ઇશ્ક – એ સર્વનું યુગપદ્-દર્શન, જે શ્રી ' સાગર 'ની કવિતામાં સહજ થઇ શકે છે, તે વર્તમાન કવિતા સાહિત્યનો દરિયો ડહોળતાં, મહાશ્રમે પણ અન્યત્ર ક્યાં થઇ શકે તેમ છે ?

શ્રી ' સાગર 'ની કવિતા અને ભજનોમાં જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ છે, પણ તેમણે ભક્તિને જ પ્રાધાન્ય આપ્યું છે. તેમની સુફીઝમની ગઝલોમાં પરમાત્માનો વિરહ, પરમાત્મૈક્યની તીવ્ર પિપાસા, ક્વચિત સ્વાનુભવના આનંદની મસ્તીનું દિવ્ય ગાન છે. આમ, જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યનો ત્રિવેણીસંગમ એમની કવિતામાં દૃશ્યમાન થતો હોવાથી, શ્રી ' સાગર 'ને કવિ કહેવા કરતાં **સંત** અથવા **અવધૂત** કહેવામાં વધુ ઔચિત્ય છે. માત્ર સાહિત્યની જ દૃષ્ટિથી તેમના સમગ્ર સાહિત્યની વિસ્તૃત સમાલોચના આ સત્ય સ્પષ્ટ કરશે; પરંતુ આ જીવનચરિત્રના ગ્રન્થમાં તે માટે સંપૂર્ણ અવકાશ ન હોય, તેથી તેમના નીચેના કાવ્યગ્રન્થોનું વિહંગાવલોકન કરીને સંતોષ માનીશું:—

( ૧ ) થાકેલું હૃદય ( ખંડકાવ્ય )

( ૨ ) દીવાને સાગર

( ૩ ) દીવાને સાગર – દફતરે બીજું.

# શ્રી ' સાગર 'નું કાવ્યસાહિત્ય

કોઇ પણ સુંદર કાવ્યનો આત્મા રસ છે. છંદ, પ્રાસ, કલ્પના વગેરે તેનાં બાહ્ય વસનો છે – અલંકારો છે. શ્રેષ્ઠ કાવ્યમાં બાહ્યાભ્યંગ અને અન્તરંગ સર્વમાં ગુણવત્તા હોય છે. પ્રથમ આપણે બાહ્યાભ્યંગ – કવિત્વની દૃષ્ટિએ શ્રી ' સાગર 'ની કવિતા નિહાળીએ અને પછી તેમાં રહેલાં આધ્યાત્મિક તત્ત્વોમાં પ્રપાત કરીએ.

યુવાવસ્થાના આરંભમાં લખાયેલું પ્રથમ ખંડકાવ્ય તે **થાકેલું હૃદય.** આ ખંડકાવ્યમાં કવિતાનો ક્રમિક વિકાસ થતો જણાય છે. સ્થળે સ્થળે શ્રેષ્ઠતા પણ અવલોકી શકાય છે. એ કાવ્યના ધ્યેય – સ્નેહજીવન – વિષે ' પ્રેમયોગ ' પ્રકરણમાં કહેવાયું છે એટલે આપણે એમાં ઊંડા નહીં ઉતરીએ. માત્ર કાવ્યત્વની દૃષ્ટિએ જ એનું મૂલ્યાંકન કરીશું. કેટલાંક અવતરણો નીચે આપીએ છીએ:—

(૧) સંધ્યા સમે પશ્ચિમમાં ઓછી કરી રવિ ઉગ્રતા,
દેખાય થાકેલો ઉભો નગરાજ પર છેટે જઈ;
છાંટી જતો કંઇ કેસરી કંઇ રક્તરંગી કર થકી,
ને વ્યોમમાં ચળકાવતો મનહર ગુલાબી તેજને.

× × ×

(૨) બે બાજુ વિધ વૃક્ષ હાર દિસતી સંરક્ષવા પંથીઓ,
જાણે શસ્ત્ર સજી ઉભા કુદરતી કે દિવ્ય એ સૈનિકો.

( પૃ. ૧ )

× × ×

(૩) ઝિંદગી ! ઝેર ત્હને ભાવે !
દીપક શું બળતો બૂઝાવે ? ઝિંદગી૦

જે દીવો સહજે બળે, જેનું મૂલ્ય અમૂલ્ય,
તે ફુંકે બૂઝાવવો, એ ભયકારક ભૂલ ! ઝિંદગી૦

( પૃ. ૧૮ )

× × ×

પહેલાં બે અવતરણોમાં અનુક્રમે સૂર્યાસ્તનું તથા વૃક્ષોનું કલ્પનાયુક્ત વર્ણન છે. વૃક્ષોને સૈનિકો કલ્પવામાં સજીવારોપણ અલંકાર છે, ને કલ્પના સુસંગત છે. ત્રીજા અવતરણમાં કવિ ઝિન્દગીનું રહસ્ય ઉકેલવા મથે છે, અને પ્રૌઢ જ્ઞાનીનો નિર્ણય જાહેર કરે છે.

સરખાવો:—

જે દીવો નવ ઓલવાય કદિ તે ફૂંકે ન બૂઝાવવો.

[ મહાત્મા મૂળદાસ – ' કલાપી ' ]

આગળ વધતાં કવિ રાત્રિનું વર્ણન કરે છે:—

રે, શ્યામ તું તિમિર ઘોર તણી જનેતા !–
તેં પાથર્યો જગપરે ઘન મોહમાદ,
ઘેરાયું ઘેન મહીં વિશ્વ ધરી પ્રમાદ.

તથા

રે ! રાણી, શાણી બની, શાન્તિ ધરી નભે જો !
નાસે ફિકાં મુખ કરી તુજ સૈનિકો, જો !

( પૃ. ૨૭ )

ઉપરનાં અવતરણોમાં કલ્પનાનાં રુચિર ઉડ્ડયનો છે, તત્ત્વજ્ઞાનનો ઝોક છે, અલંકારો પણ છે; જે વાંચતાં જ સુગમ્ય થાય

છે, અને ભાષાની સરળતા ભાવને વિશદ કરે છે. "થાકેલું હૃદય" એ ખંડકાવ્યમાં કેટલાંક મનોરમ ગીતો પણ છે, જેમાંનું એક 'ચંદ્ર' વિષે છે, તેમાંથી નીચેની પંક્તિઓ ઉતારીએ છીએઃ—

ચંદ્રમા ! સરસ દીપ ગગનમંદિરે !
વિમલ, શાન્ત, શીતલ, રમ્ય, ધવલ શો ઉગે !
ઉંચે વ્યોમમાં વસે !

રજનીપતિ, નવલ નૃપતિ તિમિરને ચીરે !
વિધુ તિમિરને ચીરે !
વિમલ આછી નીલી નીલી સુદિર મંડળી દિસે !
અહા ! સત્સુધા ઝરે ! ચંદ્રમા૦

વિભાવરી ! દિવસ સમી, મધુર શી રમે !
રજની મધુર ઉજ્જવલે !
મન્દ મન્દ, સહ સુગન્ધ, સમીર લહરીઓ વહે !
અહા ! શ્રમ બધો હરે !
ઝંખી ઝંખી પંખી વિધુ ગાન શાં કરે !
મૃદુલ ગાન શાં કરે ! ચંદ્રમા૦

× × ×

આવાં અનેક રુચિર વર્ણનોથી આખું ખંડકાવ્ય વિભૂષિત થયેલું છે, તેમ જ કાવ્યના અંતરંગમાં પણ પ્રેમનો ઉચ્ચતમ ભાવ ભરેલો છે, જે આધ્યાત્મિક ઉન્નતિનો નિર્દેશ કરે છે. સમભાવ અને સહાનુકંપા – સાહાય્ય એ મનુષ્યમાત્રનો અનિવાર્ય ધર્મ છે;

એ કર્તવ્યનું ભાન કવિહૃદયમાં કેવું વિલસી રહ્યું છે! જુઓ: પૃ. ૫૩:—

આપત્કાલે મદદ કરવી અન્યને એ જ નીતિ,
એ મોટી છે ફરજ સહુ યે વિશ્વના માનવીની.

× × ×

પોતાનું છે જીવન સઘળું લોકકલ્યાણ કાર્યે,
એ મારાં છે પુનિત વચનો વારસામાં મળેલાં.

× × ×

પોતાનું જો કંઈ શુભ ચહો તો કરો અન્યનું કૈં,
એવું બોધે વિબુધ જન સૌ, એ જ છે શાસ્ત્ર – આજ્ઞા!
એ પહેલો છે પરમ જરૂરી, એ જ સિદ્ધાન્ત મારો–

× × ×

પ્રેમ એ જ ધર્મ છે, પ્રેમ એ જ સાચું જ્ઞાન છે, અને પ્રેમ એ જ પ્રભુ છે, પ્રેમથી મોક્ષપ્રાપ્તિ – ઇશ્વરપ્રાપ્તિ છે, પ્રેમથી કોઇ વસ્તુ મહાન નથી, એવો પ્રેમનો પ્રભાવ દર્શાવતી, પ્રેમમીમાંસાનું સ્પષ્ટ અને સરળ નિરૂપણ કરતી – ' સ્નેહ સત્યોનું પણ સત ' વગેરે પંક્તિઓ વાચકના હૃદયને કેટલું બધું હલાવી મૂકે છે? જુઓ આ પુસ્તકનું પૃષ્ટ ૫૧.

ભારતવર્ષની આધિદૈવિક સંપત્તિ નષ્ટ થવાથી જ આધુનિક અવનતિ થઇ છે, તે જોઇ કવિ વિલપે છે:—

સીતારામના સ્નેહસદનમાં હેત હૈયે ઉભરાય;
કાળ ગયો વહી: કૂહેણી થઈ રહી! શા વિપરીત પલટાય!
જગાવો જ્યોતિ ઓ મહારાય!

આખા કાવ્યમાં માનવહૃદયના વિવિધ ભાવોનું કલામય નિરૂપણ છે, પ્રસંગો અને સ્થળોનું આકર્ષક, રૂચિર વર્ણન છે, અને છંદો-વૈવિધ્યને લીધે એ રુચિરતા વૃદ્ધિ પામે છે. સ્નેહલગ્ન – આત્મલગ્નનો પ્રશ્ન મુખ્યત્વે કરીને સુંદર રીતે ચર્ચ્યો છે.

## દીવાને સાગર [ કાવ્યોનો સંગ્રહ ]

તેમાં ત્રણ તબક્કા છે. પ્રથમ તબક્કામાં સાહિત્ય, સમાજ અને રાષ્ટ્રની સેવાના યૌવનસુલભ ઉદ્દગારોનુ તેમ જ આત્મલક્ષી કાવ્યોમાં પ્રેમ અને સહન, શ્રદ્ધા અને સહન તથા પ્રકૃતિ-સૌન્દર્યના દર્શનથી આનંદ – વગેરે ભાવોનું કવિત્વમય નિરૂપણ છે. જુઓ:—

જ્યાં **નર્મદો** નિરખીઓ રસમસ્તરંગે,
જ્યાં **પાન્થ, કાન્ત, મ**કરન્દ ઘૂમે ઉમંગે;
આલાપી જ્યાં મધુર વાણી **કલાપી, કલાન્તે,**
જ્યાં સાક્ષરો **ધ્રુવ** સમા અચલિત રાજે!

જે વાણીમાં **મહિપતે** અતિ માન માન્યું,
તેને હું મંદમતિ કેમ કરી વખાણું?
જે વાણીમાં બુધજનો પ્રિયતા પ્રમાણે,
મ્હારી મતિ પરિમિતા તહીં શું વખાણે?

× × ×

પૂજોપહાર યદિ ષોડશ દિવ્ય લાવું!
પૂજા કરી નવલ પુષ્પ વડે વધાવું!

ઘું મન્દબુદ્ધિ ! ઉર બદ્ધિત આશપાશે !
છે હર્મ્યસ્વપ્ન ! પણ પર્ણકુટી ન પાસે !
× × ×

[ દીવાને સાગરઃ ગૂંજરાતી ભાષા પ્રત્યુક્તિ ]

ઉપરના અવતરણની પંક્તિઓમાં યુવાન કવિને ભારતીની સેવા કરવાના કેટલા બધા કોડ છે ! છતાં તે દર્શાવવામાં પણ કેટલી બધી વિનીતતા છે ? આ ઉદ્દગારો સાથે મહાકવિ કાલિદાસનો રઘુવંશ કાવ્યના આરંભે દર્શાવેલો વિનય સરખાવી શકાય તેવો છેઃ—

मन्दः कवियशः प्रार्थी गमिष्याम्युपहास्यताम् ।
प्रांशुलभ्ये फले लोभादुद्‌बाहुरिव वामनः ॥

[ रघुवंशः स. १ ]

‘ કુદરતનું શિક્ષણ ’ કાવ્યમાં કવિ કહે છેઃ—

ઉભા આ ઉચ્ચ સહ્યાદ્રિબાલ !
સૂચવે કાલ ભાવિ, ભૂત, હાલ !
× × ×
શૈલશૃંગે લીલુડા શૃંગાર !
દેવનો દિસે ગુપ્ત દરબાર !

પૃથિવી પર સ્વર્ગ સમા દેખાવ;
મનુજને દે મોંઘેરા લ્હાવ;
કુદરતે સત્ય, સ્નેહ ઉભરાય,
દયા, ઔદાર્ય, સમ્પ સૂચવાય !
× × ×

નીલું આ મૃદુતમ ચારુ ઘાસ,
વાસ મૃદુતાનો ચારે પાસ !

પંખીડાં કોમલ ખેલે ખેલ !
આર્દ્રતાની શી રેલારેલ !
કરુણતમ સુન્દર, દિવ્ય તમામ !
ક્લેશ, કાર્પણ્ય લેશ નહીં નામ !

પ્રભુ પ્રત્યક્ષ અહીં દેખાય !
પ્રકૃતિ – પુરુષ અભિન્ન જણાય !

× × ×

અને,

ધન્ય ! પ્રકૃતિ ! ધન્ય ! ઓ માત !
સ્નેહનું સત્ય સ્વરૂપ સાક્ષાત !
અમે સહુ જગજન્તુ બેભાન !
કુટિલ, ક્રૂર, મૂઢ, કૃપણ, નાદાન !

હૃદયના છેક જ શુષ્ક અજાણ !
કાષ્ટ કે લોહની મૂર્તિ સમાન !
સ્નેહ ચૈતન્ય પૂરો અમ પ્રાણ !
લગાડો આર્દ્ર તત્ત્વનું તાન !

× × ×

પ્રકૃતિસૌંદર્યના દિવ્ય દર્શનથી માનવજીવનના સ્વા
કાર્પણ્યાદિ ભાવોને વિસરી જઇને કવિ ઔદાર્ય, સંપ અને સ્નેહ

શિક્ષણ પામે છે, અને પરોક્ષ રીતે પ્રબોધે છે; અને એ જ ભાવ 'દ્વિજજીવનની દિશા'માં સત્વરે વિકાસ પામે છે:—

એ સૂચવે 'પરિઘને નહીં રાખ સીમા,
'વિસ્તૃત ખૂબ કરીને સહતાં ચહ્યો જા!
'પાડોશી જાગરણ રાત્રિ બધી કરે છે,
'તારે ન નિદ્રિત થઈ ઊંઘવું ઘટે છે.

ભૂખે મરે જન ન્હણે! તહીં જો જરાયે!
એને દીધા વિણ તને જમવું ન છાજે!
આ વિશ્વમાં સમજ તારૂં ન કાંઈ લેણું!
તારે સદા ય સહુને તુજ ઋણ દેવું!'

× × ×

કેવળ કર્તવ્યની ખાતર નિઃસ્વાર્થ સેવા તથા સ્વાર્પણમાં વિહરનાર કવિ 'જનસેવા એ જ પ્રભુસેવા છે – એ જ કર્તવ્ય છે.' એમ બીજાં કાવ્યોમાં પણ પ્રતિપાદન કરે છે. 'ચેતનની પૂજા' એ કાવ્યમાં પણ આ ભાવ ફલિત થાય છે. જુઓ આ પુસ્તકનું પૃષ્ઠ ૩૬. हरिरेव जगत् जगदेव हरिः વગેરે.

શ્રી 'સાગરે' બે વર્ષ સુધી 'મોઢ બ્રાહ્મણ' માસિકના તંત્રી તરીકે જ્ઞાતિસમાજની સેવા કરેલી, તે દરમિયાન તેમના માર્ગમાં વિષમતાઓ આવેલી, અનેક વિઘ્નો નડેલાં, છતાં એ પરિસ્થિતિમાં પણ એમણે દૃઢતાપૂર્વક ગાયેલું કે;—

હૃદયના લોહીથી પાકા અમર લેખો લખી જાવું:
વિકટ આ સ્નેહસેવાના સહુના ભોમિયા થાવું!

× × ×

ચઢાવું શિર સાટે છે, સહેવું એથી યે વસમું:
અને, એ બે બને ત્યાં તો પડે પ્રભુને ઝૂકી પડવું!

[ દીવાને સાગર : રસ્તો ]

સામાજિક સેવાનો માર્ગ હમેશાં કર્કશ અને વિષમ છે, એ સત્યનો અનુભવ સંસારસુધારકોને; સુધારક કવિઓને ભૂતકાળમાં થયેલો છે, અને વર્તમાનમાં પણ એ માર્ગ એવો ગહન છે. શ્રી ભર્તૃહરિએ યોગ્ય જ કહ્યું છે:—

सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ।

[ भर्तृहरिः ]

સ્વાનુભવરસિક કવિ હંમેશાં અન્તર્દૃષ્ટા હોય છે – આધ્યાત્મિક પ્રગતિનો વાંચ્છુ હોય છે. તેમનો માર્ગ જગજ્જનોથી ભિન્ન હોય છે. જગજ્જનો અને ભકતોનો સનાતન વિરોધ ક્યારે શમ્યો છે? ભકત નરસિંહ મહેતા અને મીરાંબાઇનાં દૃષ્ટાન્તો મોજૂદ છે. શ્રી 'સાગર' 'અશ્રુયોગ'ના કાવ્યમાં એવો જ વિરોધનો નિર્દેશ કરે છે:

સંસારની વિષમચી ઘટના જ કેવી!
તેમાં ઠરાવી ન ઠરે પ્રીતિદૃષ્ટિ એવી!
વેપારી આ સકલ વિશ્વ! શું સ્નેહ જાણે?
કે ગૂઢ સ્નેહતણી **ભક્તિ** શું એ પિછાને?

વૈરાગ્યની ભાવનાનાં બીજ શ્રી 'સાગર'ના હૃદયક્ષેત્રમાં છેક યૌવનના આરંભથી જ રોપાયેલાં હતાં, તેનો તેમના જીવનમાં ક્રમે

ક્રમે વિકાસ થતો ગયો છે એ એમની જ કવિતાના સૂક્ષ્મ અભ્યાસથી દૃષ્ટિગોચર થશે. જુઓઃ—

હું શિખ્યો કે અહીં અમરતા સ્થૂલને ક્યાં ય છે ના !
જ્યાં મૂર્તિ ત્યાં ક્ષણિક સ્થિરતા ! ત્યાં ઉધામા શું મિથ્યા ?
આ સંસારે જીવન જનનાં કાળ માપી રહ્યો છે,
સંસારીનાં સ્મિત, રુદનનું હાસ્ય કેવું કરે છે !

( દીવાને સાગર : અતિથિ દેવદૂતને )

આવાં અનેક અવતરણો સહજ મળી શકે તેમ છે, તે ઉપરથી પ્રતીતિ થાય છે કે વૈરાગ્યનું બીજ અભ્યાસ, ચિન્તન – મનન અને એકાન્તિક જીવને સાધેલી આધ્યાત્મિક પ્રગતિના જલસિંચનથી પોષાઈ, સંવૃદ્ધ થઈ, અન્તે ભક્તિના મહાવૃક્ષમાં પરિણમેલું છે, ને તે ત્રીજા તબક્કામાં આબેહૂબ જોઈ શકાય છે.

'દ્વિજજીવનને દ્વારે' – એ કાવ્યમાં બ્રાહ્મી સ્થિતિની પ્રાપ્તિ માટે કવિ નવજીવનને દ્વારે ઉભા રહી નવજીવનની ભાવનાનું સ્વાગત કરે છે – ચિરકાલની પોષેલી છતાં સુષુપ્ત ભાવનાને જાગ્રત કરે છે. જુઓઃ—

મૃદુ હૃદયની જાગો જાગો મીઠી નવભાવના !
હૃદુપવનની વાધો વાધો નવી કુમળી લતા !

× × ×

ઉરઅટવીમાં ઊંડું ઊંડું તપોવન સ્થાપવું,
અજબ ધૂનીએ છૂપું છૂપું નવું તપ તાપવું,

તિમિરગઢ આ તોડી તોડી નવું ડગ માપવું,
નવીન થઈ જ્યાં ઝાંખી ઝાંખી, તહીં જ પ્રયાણવું.

× × ×

સ્થલસમયનાં જૂઠાં જૂઠાં બધાં પડ ઊખડે,
નયનપડદા ભેદે ભેદે દીવાલ બધી પડે,
જગતભમતાં બૂઠાં બૂઠાં ન તીર કશાં નડે,
નવીન નૂર કૈં લાધે લાધે! નવી ગતિ સાંપડે!

હૃદયમાં પ્રેમ કે ભક્તિની નવીન ભાવનાનો ઉદય થતાં કવિ-હૃદયમાં આવું પરિવર્તન થાય છે. સ્વાર્થ અને કૃપણ ભાવો નષ્ટ થાય છે – જીર્ણ દિવાલો તૂટી જાય છે, અને પ્રગતિમાર્ગમાં આગળ વધવાની ઇચ્છા તથા પ્રયત્નો થાય છે.

'કલાપી'એ પણ એક સ્થળે સ્થૂલ બંધનની પાર આત્માના ઉડ્ડયનની ભાવના વ્યક્ત કરી છે:—

શરીરપટનાં આત્મા માટે ન આવરણો ઘટે,
રસમય થતાં, આડા સ્થૂલો તણા પડદા ચડે;
જગત સઘળું નાનું નાનું, અનન્ત વિહારને,
પણ - રમતમાં ટૂંકી વાડે, દડા અટકી પડે.

સ્થલ સમયને છોડી ક્યાંએ ન દેહ ઉડી શકે,
ફડફડ થતી પાંખો માટે ન દ્વાર મળી શકે.

શ્રી 'કલાપી' અને 'સાગર' ઉભય આત્મમાર્ગના પ્રવાસી છે; ઉભય સ્થૂલ બન્ધનો તોડી આત્મવિહાર કરવા ઉત્સુક છે. ઉભયને સ્થૂલથી તૃપ્તિ નથી – સૂક્ષ્મ આત્મોડ્ડયન ઉભયને ઇષ્ટ છે. શ્રી

કલાપીને એવી અતૃપ્તિથી નિરાશા થાય છે, પણ જ્ઞાનદષ્ટિથી તે સમાધાન કરી લે છે કે—

પણ અમરતા વિશ્વે સ્થૂલે કદિ નવ સંભવે,
ચપલ પલમાં આત્માને ના કશી ય મજા મળે.

( કલાપી : ભાવના અને વિશ્વ )

શ્રી ‘ સાગર ’ પ્રગતિમાર્ગમાં આવતાં વિઘ્નોને ઉલ્લંઘી, આગળ વધે છે, જગતનાં તીરોને એ બુઠ્ઠાં બનાવી દે છે, તે નિર્ભયતાથી ભાવના સિદ્ધ કરે છે. ઉપસંહારમાં તે કહે છે:—

દ્વિજજીવનના સાચા સાચા ઉરે અભિલાષ જ્યાં,
હૃદયરસ છે જ્યાં જ્યાં ત્યાં ત્યાં કહીં શમણાં ફળ્યાં.

× × ×

દીવાને સાગરમાં કેટલાંક જીવનને સ્પર્શતાં કાવ્યો છે, જેવાં કે ‘ વાનપ્રસ્થ અગ્નિહોત્રીને, ’ ‘ નંદનક્ષેત્ર, ’ ‘ જંગલનો મિજમાન, ’ ‘ ખોવાયલું બાલક, ’ ‘ દિવ્ય બાલકનો જન્મ દિવસ, ’ ‘ નિમજ્જન, ’ ‘ મૂર્છના ’ અને ‘ એક મહાન ભૂલ. ’ ‘ વાનપ્રસ્થ અગ્નિહોત્રીને ’ મહત્ત્વનું કાવ્ય છે, અને રૂપકોથી પૂર્ણ છે. પ્રેમરૂપી અગ્નિનું પ્રતિષ્ઠાપન એ જ અગ્નિહોત્ર. એ યજ્ઞ અપૂર્ણ રહેવાથી તેનું સતત સ્મરણ કવિને કાવ્યની પ્રેરણા અર્પે છે. વિસ્તારથી કાવ્યના દરેક રૂપકને સમજાવવાનો તેમજ ઉપરનાં સર્વ કાવ્યોની વિસ્તૃત સમાલોચના કરવાનો અત્રે અવકાશ નથી. એ કાર્ય ભવિષ્યને માટે રહેવા દઇ, આપણે બાકીનાં ઉત્તમ કાવ્યો તરફ દષ્ટિપાત કરીએ:—

'કલાપી' પ્રત્યે પ્રેમ અને માન વ્યક્ત કરતું "મહાત્મા કલાપીના પ્રેમયોગી હૃદયને" કાવ્ય કવિ શ્રી નાનાલાલની અપદ્યાગદ્ય શૈલીનો નમૂનો છે. [ જુઓ આ પુસ્તકનાં પૃષ્ઠ ૫૫–૫૭ ] "દ્વારામતીને" – કાવ્યમાં પ્રાચીન પુણ્યક્ષેત્ર દ્વારિકાની આધુનિક અવદશા જોઇ, આપણા સમાજની અવનતિથી કવિ ખિન્ન થાય છે. જુઓઃ—

દેવી ! અહો દ્વારામતિ ! હતી પ્રેમપુણ્યપ્રભાવતી !
શી આજ, હા ! સાગરતટે તુજ દામણી મૂર્તિ ખડી !

× × ×

શ્રી કૃષ્ણચંદ્ર તણાં, અહો !
એ પ્રેમધર્મ નિશાન ક્યાં ?
ક્યાં પ્રેમભીની ભૂમિ ક્યાં ?
ક્યાં આજ, હાય ગરીબડી !

ક્યાં સુરસરિત સમોવડી,
સ્રોતસ્વિની સખી ગોમતી ?
મેલી અહીં આ દિસતી,
સાગર તણી શી વીરડી ? !

× × ×

શું શારદા હજી છે અહીં ?
જહીં શ્વાનને ય ગમે નહીં !
શી હેતહીણી ઝૂંપડી !
શું એ વિભૂતિ વસે તહીં !

× × ×

માનવશરીરનું મન્દિર મળ્યું, અહા !
આતમને એણે ઉદ્ધારજો રે ! સહુ૦
માટીથી મોહી પડયાં લોહીનાં સંબંધી !
તેનાથી ચેતીને ચાલજો રે ! સહુ૦

× × ×

ઠાઠડીમાં ગાંઠડી બાંધી લે બાન્ધવા,
તેના પહેલાં મરી જાણજો રે ! સહુ૦
સોડમાં સૂનારી તે છોડી દેનારી !
આવે તો તેડીને લાવજો રે ! સહુ૦
છૈયાં છોકરડાં તો દોલત છે દેવની !
મૂકે નહીં તો મનાવજો રે ! સહુ૦
પ્રેમ એજ ધર્મ અને ધર્મ એજ પ્રેમ છેઃ
દમ બ દમ દીવાનાં પૂકારજો રે ! સહુ૦
દેહનો મોહ એ તો માયા જ, બાપલા !
સંસારીને એ સુણાવજો રે ! સહુ૦

× × ×

[ પ્રેમનું નિમંત્રણ ]

પ્રથમનાં બે અવતરણોમાં સકરંજનને જોઇને તેની લાલી, મૌન વગેરે માટે કવિએ કલ્પનાઓ કરી છે, અને ' જૂઠા જ આલંકારિકો ' એ કાવ્યમાં પરમાત્માનું અદ્દશ્ય સ્વરૂપ છતાં, તેના મુખ, હસ્ત, પાદ, નેત્ર વગેરેને કવિઓ વિવિધ ઉપમાઓ આપે છે,

'ગુરુદેવને ચરણે' એ કાવ્ય 'કલાપી'ને ઉદ્દેશીને લખાયેલું છે; 'કલાપી'ના ઇશ્ક, દર્દ અને પ્રેમમાંથી કવિને પ્રેમમાર્ગમાં નવી દૃષ્ટિ પ્રાપ્ત થઇ છે, અને શિષ્યનો આધ્યાત્મિક પ્રવાસ ગુરુ કરતાં ઘણો આગળ વધી ગયો છે, પણ ગુરુ પ્રત્યેની કૃતજ્ઞતા અને ભક્તિ સાચો શિષ્ય કેમ વિસારે ? એ ભાવો તો આત્મપ્રગતિમાં ઉપકારક છે, અમર છે. જુઓ:—

મ્હારાજ ! મારૂં જીવનજહાઝ આપ તારનાર છો:
ગુરુ દયાલ ! સુર કૃપાલ ! જીવ્યું જીતાડનાર છો. મહારાજ૦

× × ×

ખાક છાંટી પક્ષઘાતીને મટાડનાર છો:
જીવાડનાર શબસમાન ! અજબ મંત્રકાર છો: ગુરુ દયાલ૦

હૃદયવૈદ્ય ! આત્મવૈદ્ય ! પ્રેમશાસ્ત્રકાર છો:
માટીમાંથી માનવી નવીન બનાવનાર છો. મહારાજ૦

× × ×

અનન્ય ભક્તિ એકની ઉરે અપાવનાર છો:
પ્રેમબ્રહ્મજ્યોતિ હૃદયમાં બતાવનાર છો. મહારાજ૦

× × ×

આધુનિક કવિઓએ સંક્ષિપ્તતાની કલા સાધી મુક્તકો વેર્યાં છે, તેવી જ રીતે શ્રી 'સાગરે' પણ 'કાન્ત' અને 'કલાપી'ના જેવાં ભાવવાહી અનેક અંજની ગીતો પણ લખ્યાં છે:—

× × ×

(૧) વિશ્વવિહારી છું: બાંધી ન રાખો:
ખુલ્લી થતી મુજ આ મૃદુ પાંખો:

તોડીને આત્માકાશમાં વિહરવાની અને વસુધૈવ કુટુમ્બકમ્‌ની વિશાળ ભાવના સિદ્ધ કરવાના મનોરથ કવિ વ્યક્ત કરે છે. બીજા અવતરણમાં બુદ્ધિ જે અનેક તર્કો કરાવીને મનુષ્યના ચિત્તને પ્રભુને માર્ગે એકાગ્ર કરવામાં વિક્ષેપ કરાવે છે તેનો સંહાર કરવા – નાશ કરવા અને તેને બદલે હૃદયની પ્રત્યેક ઊર્મિ પ્રભુથી ભરી દેવા કવિ પ્રભુને વિનવે છે. ત્રીજા અવતરણમાં કવિ મનુષ્યદેહની નશ્વરતાનું સૂચન કરીને પોતાના મનને આશ્વાસન આપે છે અને આકાશના તારકગણમાં એક નાની 'તારકડી'નું સ્થાન અલ્પ જ હોય એમ મનુષ્યનું જીવન અલ્પ છે, વિશાળ માનવસમુદાયમાં એની કશી કિંમત નથી અને તેથી ખોટી મહત્તા માની – મનાવીને દુઃખી થવાનો બોધ સૂચવે છે.

હવે આપણે શ્રી 'સાગર'નું ગઝલસાહિત્ય જોઈએ. 'દીવાન'ના બીજા તબક્કામાં તેમ જ ત્રીજા તબક્કામાં ઘણો ભાગ ગઝલોનો છે. એમાં ઉચ્ચ કવિતા સાથે ભાવના અને રસિકતા ભળેલાં છે. એ ગઝલો ઉપરથી જ – તેમની ગુણવત્તા ઉપરથી જ 'સાગર' એક કામિલ શાયર છે, એમ સહજ સાબીત થઈ જાય છે. 'સાગર' કવિ છે, પણ તેથી વિશેષ તો એ ભક્ત છે, આશક છે – સૂફી સન્ત છે એમની ગઝલો દ્વારા સહજ લક્ષમાં આવી જાય છે. ઇશ્કે મિઝાજી અને ઇશ્કે હકીકીના ભેદ પ્રભેદો તે ઉકેલે છે. જુઓઃ—

(૧) ન ભર હાં! 'દારૂ અંગ્રેજી!' હસે સાકીની મયદારૂ
મને નથી કોઇ પરહેજી – મગર – એ માલ રદ્દ! પા

× × ×

તોડીને આત્માકાશમાં વિહરવાની અને वसुधैव कुटुम्बकम्‌ની વિશાળ ભાવના સિદ્ધ કરવાના મનોરથ કવિ વ્યક્ત કરે છે. બીજા અવતરણમાં બુદ્ધિ જે અનેક તર્કો કરાવીને મનુષ્યના ચિત્તને પ્રભુને માર્ગે એકાગ્ર કરવામાં વિક્ષેપ કરાવે છે તેનો સંહાર કરવા – નાશ કરવા અને તેને બદલે હૃદયની પ્રત્યેક ઊર્મિ પ્રભુથી ભરી દેવા કવિ પ્રભુને વિનવે છે. ત્રીજા અવતરણમાં કવિ મનુષ્યદેહની નશ્વરતાનું સૂચન કરીને પોતાના મનને આશ્વાસન આપે છે અને આકાશના તારકગણમાં એક નાની 'તારકડી'નું સ્થાન અલ્પ જ હોય એવું મનુષ્યનું જીવન અલ્પ છે, વિશાળ માનવસમુદાયમાં એની કશી જ કિંમત નથી અને તેથી ખોટી મહત્તા માની – મનાવીને દુઃખી ન થવાનો બોધ સૂચવે છે.

હવે આપણે શ્રી 'સાગર'નું ગઝલસાહિત્ય જોઈએ. 'દીવાન'ના બીજા તબક્કામાં તેમ જ ત્રીજા તબક્કામાં ઘણો ભાગ ગઝલોનો છે. એમાં ઉચ્ચ કવિતા સાથે ભાવના અને રસિકતા ભળેલાં છે. એ ગઝલો ઉપરથી જ – તેમની ગુણવત્તા ઉપરથી પણ 'સાગર' એક કામિલ શાયર છે, એમ સહજ સાબીત થઈ જાય છે. 'સાગર' કવિ છે, પણ તેથી વિશેષ તો એ ભક્ત છે – આશક છે – સૂફી સન્ત છે એમની ગઝલો દ્વારા સહજ લક્ષમાં આવી જાય છે. ઇશ્કે મિઝાજી અને ઇશ્કે હકીકીના ભેદ પ્રભેદોને તે ઉકેલે છે. જુઓઃ—

(૧) ન ભર હાં ! 'દારૂ અંગ્રેજી !' હસે સાકીની મયદાની !
મને નથી કોઇ પરહેજી – મગર – એ માલ રદ્દ ! પાણી !

× × ×

ન ગુસ્સે થા ! તું જા ઇરાન !
કરીશું ખાલી લાખ દુકાન !
' જુનો દારૂ ' અસલ દિલ્જાન !
શીરાઝી રંગ મસ્તાની !.

[ ન ભર, હાં દારૂ અંગ્રેજી ! ]

× × ×

(૨) સલામ છે – સલામ છે – સલામ છે રે–
પેલી ' અંગ્રેજી પ્યાલી 'ને સલામ છે !

શોખી પીનારો પૂરો છું છતાં ય હો–
' દારૂ વિલાયતી ' હરામ છે રે ! પેલી૦

મારી માશૂક મને પાતી ' દારૂડી '
અસલી ' ઇરાની 'નું જામ છે રે ! પેલી૦

[ સલામ છે ! ]

× × ×

ઉપરનાં બન્ને અવતરણોમાં – પહેલી ગઝલમાં અને બીજા ગેયકાવ્યમાં – ઇશ્કે મિઝાજી અને ઇશ્કે હકીકીનો ભેદ ' અંગ્રેજી દારૂ ', ' અંગ્રેજી પ્યાલી ' ' વિલાયતી દારૂ ' અને ' જુનો દારૂ ' – શીરાઝી દારૂ – ' અસલી ઇરાની જામ ' – એ રૂપકોથી સ્પષ્ટ કરવામાં આવ્યો છે.

શરીઅતથી સ્વાભાવિક રીતે આરંભીને, તરીકતને ઉલ્લંઘીને શ્રી ' સાગર ' હકીકત અને મારિફત સુધી પહોંચી જાય છે; આમ હોવાથી, સમગ્ર જીવનમાં અને તેથી જીવનના પ્રતિબિમ્બરૂપ

તેમની કવિતામાં પણ તે ઇશ્કને – પ્રભુપ્રેમને જ મહત્ત્વ આપે છે; એ એમની કવિતાના અભ્યાસીને પ્રતીત થાય છે. શ્રદ્ધાની અચલતા, સનમના વિરહની વ્યથા, ભક્તિમાં તન્મયતા અને ક્વચિત્ પ્રેમોન્માદઃ આ સર્વ ભાવો ' દીવાન 'ને પાને પાને, કાવ્યે કાવ્યે પ્રકાશી રહે છે. ભક્તો પ્રભુવિરહની વ્યાકુલતા – ' દર્દ ' સહે છે, પણ એ દિવ્ય સહનમાં તેઓ ઑર આનંદ અનુભવે છે. એ દુઃખ સાંસારિક દુઃખો જેવું નથી. એ દુઃખ પણ દિવ્ય છે ને એ સહન પણ દિવ્ય છે. એ દર્દની દવા કે આશ્વાસનની ભક્તોને કશી જ ગરજ નથી. તેઓ તો એ દુઃખે જ સુખી છે, ને પ્રભુનામ સ્મરણમાં ને ભજનમાં જ અહોનિશ તલ્લીન રહે છે. જુઓઃ—

હું છું બીમાર ! છતાં દવા કોઇ કશી કરશો નહીં !
મારી બીમારીથી જરી કોઇ તમે કરશો નહીં !

શીરીં વગર ફરહાદને બીજું અગર કથશો નહીં !
દિલ્દારની વાતો વગર બીજું કશું લવશો નહીં !

× × ×

યૂસૂફ વગર માંદી ઝૂલેખા ! સાજી કરી શકશો નહીં !
નાહક હકીમ તબીબને, બાપુ ! ઇજન કરશો નહીં !

× × ×

હું છો રડું ! મુજ ચશ્મ આ કોઇ તમે લૂછશો નહીં !
લ્હોનાર છે મુજ યાર ! જેનું નામ કો પૂછશો નહીં !

પ્યારી બીમારી મારી છે ! આહા ! ફિકર કરશો નહીં !
સાગર બીમારે ઇશ્ક છે એ વાત વિસરશો નહીં !

[ હું બીમાર ! ]

આ બીજા તબક્કામાં કેટલીક સુંદર ગઝલો છે:—

'ઇસા ! અર્ઝી કબૂલી લે !', 'હમારૂં જાહિરનામું', 'જોગીની ગઝલ' 'ફકીરી બાદશાહની ગઝલ', 'પધારો પાદરી બાવા !', 'કુલ ગઝલ મુશ્કિલ', 'ઇઝરાઇલ ફિરિશ્તાને', 'બીનને ફિર્યાદ', 'દર્ગાહ બસ મુજ કત્લગાહ', 'મારી સનમ', 'આઝીઝી' અને 'દિલને રજા.' આ સર્વ ગઝલોમાં પ્રભુપ્રેમની પ્રાપ્તિઅર્થે તન્મયતાના તથા વિરહના કરુણાર્દ્ર, સ્વયંભૂ ઉદ્દ્ગારો છે. તેમાં જ્ઞાન અને સાચી ભક્તિનું પણ નિરૂપણ છે. થોડાંક ઉદાહરણો:—

(૧) પધારો પાદરી બાવા ! પ્રભુની ભાખરી ખાવા:
શરાબો પી ભરી પાવા, નવી બેતો ગઝલ ગાવા !
× × ×
અનલહકના અનલભડકા ! જુઓ ! જ્યાં ત્યાં હવે જાગ્યા !
જવા ખપી ઝંપલાવા ત્યાં, પધારો પાદરી બાવા.

નવા યજ્ઞે નવી વેદી ! નવું નવું જાગતું જ્યોતિ !
ફરી ફરી ડૂબવું દરિયે ! નવું નવું લાધતું મોતી !
× × ×
પડ્યાં ભૂલાં બિચારાંને શીખવવા પૂર્ણ પસ્તાવા,
પ્રભુના નામ પર, બુઢ્ઢા ! પધારો પાદરી બાવા !

(પધારો પાદરી બાવા)

(૨) જનમના જોગીડા છઇએ: હમે તો જોગીડા છઇએ.
ખુદાના ખુદ બન્યા છઇએ: જનમના જોગીડા છઇએ.
× × ×

હમે જૂના ઝમાનાના – શરાબી આદમી છઈએ.
ડૂબેલા ઇશ્કને દરિયે – જનમના જોગીડા છઈએ.

× × ×

સનમના પ્રેમસાગરની હમે ગેબી લહર છઈએ:
સનમના મસ્ત કાયમના જનમના જોગીડા છઈએ.

( જોગીની ગઝલ )

(૩) ફકીરી બાદશાહ છઈએ: ફકીરી બાદશાહ છઈએ:
હમે તો બાદશાહ છઈએ: ફકીરી બાદશાહ છઈએ.

નહીં જાસો નહીં કફની! નહીં! નહીં ખાક નહીં ધરીએ:
અનલહક્ક બસ રહે હૈયે – ફકીરી બાદશાહ છઈએ.

× × ×

ફના કરીએ! ફના થઈએ! ફના કરવા હુકમ કરીએ!
ફનાની શહેનશાહીના – ફકીરી બાદશાહ છઈએ.

× × ×

( ફકીરી બાદશાહની ગઝલ )

(૪) ચોખ્ખું કહે ફિલ્સુફ કે આંસુ બધી માયા:
તો યે હરામી મન! તને ગમતું નથી મરવું.

× × ×

કાં દ્વૈતમાં દુઃખી કરૂં? અદ્વૈતને જપવું:
જા! જા! રઝા છે, દિલ! તને બસ બારતરફ કરવું:

× × ×

અલ્લાહના ફરમાનથી, દિલને જલાવી દઉં:
ગુમદિલ બની બ્રહ્માંડમાં બસ બેફિકર ફરવું.

( દિલને રઝા )

ઉપરનાં અવતરણોમાંના પ્રથમમાં પરમાત્માના પ્રેમમાં પ્રગતિ કરવાના સાચા રાહનું નિરૂપણ છે. સ્થૂલ પ્રેમનો માર્ગ સાચો નથી, આત્મપ્રેમ જ સાચો છે ને તે જ માર્ગે પ્રગતિ ઇષ્ટ છે. અનેક વિઘ્નો ઉલ્લંઘીને શ્રી ' સાગરે ' એ જ માર્ગે પ્રયાણ કર્યું છે એ બીજા અને ત્રીજા અવતરણમાં – ' જોગીની ગઝલ ' અને ' ફકીરી બાદશાહની ગઝલ ' – એ બે ગઝલોમાં સ્પષ્ટ કરવામાં આવ્યું છે. સ્વાર્પણ એ જ પ્રેમભક્તિનું લક્ષણ છે; બાહ્ય વેષાડંબરની કશી જ અગત્ય નથી; ગમે તે ભોગે પણ સાચો આશક પોતાનો માર્ગ કાપ્યે જ જાય છે – કાપ્યે જ જવો જોઇએ. એવી ઇસ્કની ખુમારી – નિજાનંદની મસ્તી આ ગઝલોમાં શબ્દે શબ્દે દેખાઇ આવે છે. ' દિલને રઝા ' એ ગઝલમાં સુખ અને દુઃખ, રાગદ્વેષ, હર્ષશોક વગેરે દ્વંદ્વો મનમાંથી જ ઉદ્ભૂત થાય છે, માટે સર્વ સુખદુઃખનું ઉત્પત્તિસ્થાન ' મન ' – એને દૂર કરવું, જેથી વિકારરહિત, નિર્લિપ્ત અવસ્થા પ્રાપ્ત થાય, એ વક્તવ્ય છે. આત્મોન્નતિના માર્ગમાં મનઃસંયમ અથવા ચિત્તક્ષય સર્વથી વધારે આવશ્યક છે, એ કહેવાની જરૂર નથી.

આધુનિક સાહિત્યમાં ' હાસ્યરસ 'ની એક વિશિષ્ટતા લેખવામાં આવે છે. કવિતા જેવા ગંભીર વિષયમાં એને સ્થાન ન હોય એ દેખીતું છે. આમ છતાં, ' સાગર 'ના રુદનપ્રિય અને ભક્તહૃદયમાં પણ કોઇ કોઇ વાર હાસ્યરસનો ઉદ્ભવ થયો છે:—

(૧) વગર તેડયા અહીં કયાંથી, અહો ! લુકમાનજી આવ્યા ?!
ભલે ! ભૂલા પડયા, આવો ! મગર, શી આ બલા લાવ્યા ?!

× × ×

અરે ! ઓ ! નાખી દો નશ્તર ! સીસા સૌ ફોડી ફેંકી દો !
ઇરાની દારૂની પ્યાલી હકીમજીને ભરીને દો !

તબીબજીના બદનમાં એ જલદ પીપો ભરી રેડો !
જનાબે આલી હજરતને નવેસર જિન્દગાની દો !

× × ×

[ લુકમાનજી આવ્યા ! ]

(૨) ઝીણું ઝીણું શું હસો ?
કુંવરજી ! ઝીણું ઝીણું હસો ?

બુઢ્ઢો થયો છું ને ઘોડે ચડયો છું,
તેમાં તમે શું હસો ? કુંવરજી !૦

× × ×

વીતી જવાની ને મસ્તી તુફાની છેઃ
તેમાં તમે શું હસો ? કુંવરજી !૦

× × ×

( ઝીણું ઝીણું શું હસો ? )

(૩) આણી કોર હાલો – એ – ગૌ !
હલો ! લો ! હે – ગૌ – હે – !
આણી કોર હાલો – એ – ગૌ !

આગળ ગૌઆં ને પાછળ ગૌઆં –
હાલો ! હું વચ્ચે થાઉં ! હલો !૦

× × ×

આવો છોકરડાં ! અલો ! લો ! ઉજાણી –
હે – પયસાગર પાઉં ! હલો !૦

[ ગોવાળનું ગીત ]

શ્રી 'સાગર'ની હાસ્યરસની વિશિષ્ટતાનો ખ્યાલ ઉપરનાં અવતરણો ઉપરથી આવી શકશે. કવિતા અને તત્ત્વજ્ઞાન જેવા શુષ્ક અને ગહન વિષયોમાં પણ તેનો ઔચિત્યથી પ્રયોગ કરવો એ હાસ્યરસની નિપુણતા વિના સાધ્ય નથી.

હવે આપણે દીવાને સાગરના ત્રીજા તબક્કામાં પ્રવેશીએ:– તેમાં ગઝલો તથા ભજનો છે. તે સર્વ પ્રાયઃ વેદાન્તના તત્ત્વજ્ઞાનથી પરિપૂર્ણ છે. તેમાં સુફીવાદનું અનન્ય આલંબન છે – સનમ સાથે તન્મયતાના ઉલ્લાસનાં તેમ જ વિરહનાં વિવિધ પ્રલપનો છે. એ સર્વની જુદી જુદી સમાલોચનાને વિસ્તારભયને લીધે અત્રે અવકાશ નથી; છતાં તેમાંનાં શ્રેષ્ઠ કાવ્યોનો માત્ર નામનિર્દેશ કરી સંતોષ પામીશું:—

'સનમ ! કાયમ સમર્પણ છે', 'બચ્ચાનો ગઝલ', 'ગઝલ આ રાંક નોકરનું', 'એક જાહેરખબર', 'સિલકમાં શૂન્ય', 'ન ભર હાં દારૂ અંગ્રેજી', 'પ્રલાપો પ્રેમીના દિલના', 'સનમને ઇજન', 'સાકીનો તાકીદ', 'ગુનેહગારી', 'ડિયર, ઓ, યસ – કમોન !', – ગઝલો સિવાયનાં બીજાં સારાં ભજનોમાં – 'સનમનું નામ', 'પિછાન છે', 'લડવું તો',

' દમવું તો ', ' શ્રવણ ', ' જ્ઞાનનિસરણી ', ઘેલું ગોકુલ, બેફિકર, ' નહીં રે ચૂકું ', ' ચેતવણી ', ' જીવને વિનન્તિ ', ' પ્રેમી અને લક્ષ્મી ', ' શિક્ષા ', ' ગુરુનામ ', ' નારાયણનામ ' અને ' હરિનામ. '

આ તબક્કામાં જે ખાસ વિશિષ્ટતા માલૂમ પડે છે તે નરસિંહ મહેતાની શૈલીનાં, તત્ત્વજ્ઞાનનાં, વૈરાગ્ય અને ભક્તિનાં સુન્દર પ્રભાતીઆંની છે. તેમાં વૈરાગ્ય અને ભક્તિની આવશ્યકતા, જ્ઞાન, યોગ અને ભક્તિ એ ત્રણ માર્ગોમાં ભક્તિના માર્ગની જ મહત્તા – વગેરેનું સરળ, સુંદર ભાષામાં આલેખન છે. માત્ર થોડાં જ અવતરણો ઉદાહરણ માટે આપીશું:—

(૧) સ્તવન કર – સ્તવન કર દેવ સવિતા તણું–
બુદ્ધિપ્રેરક મહાજ્યોતિ જાણી:

× × ×

મન મર્યું એ જ દ્વિજ, એ જ છે પૂર્ણતા–
તન મુવે મુક્તિ નથી પામવાની !
ભક્તિ ને જ્ઞાન અદ્વૈતમાં આચરી–
મુક્તિની મોજ લે રોજ માણી. સ્તવન૦
( સવિતાનું પ્રભાત. )

× × ×

(૨) દેહદેવળ વિશે દિવ્ય દરબાર છે,
બોલતો પુરુષ ઘટમાં જ ગાજે:
પરખજે અલખને પ્રેમીલાં લોચને,
જીરવી જ્યોત કૃતકૃત્ય થાજે.
( રામની રમ્યતા ક ' )

(૩) ભક્તિ કર, ભક્તિ કર, પ્રીત, આરત ધરી–
હરિ, ગુરુ, સન્ત પર ભાવ આણી;

× × ×

સન્તજન અનુભવે, ગાય રવ નવનવે,
પૂર્ણ ઉલ્લાસથી પ્રેમવાણી:
ભક્તિને બારણે જ્ઞાનને વાસણે–
મુક્તિદાસી ભરે રોજ પાણી! ભક્તિ૦

સુખ અને દુઃખ એ મન તણાં ભ્રમણ છે,
મનશમન એ ખરી ઝિન્દગાની:
સત – અસત ઉભયથી વસ્તુને પર જુવે–
સકલ સંશય ખુવે ભક્તજ્ઞાની. ભક્તિ૦

[ ભક્તિરાણી ]

શ્રી ' સાગર ' ભક્તિને જ પ્રાધાન્ય આપે છે. ભક્તિદ્વારા મુક્તિ સહજ છે. જ્ઞાન અને યોગના માર્ગો સર્વ ભક્તિમાં પરિણમે, સર્વની એકવાક્યતા થાય તો મુક્તિ દૂર નથી. વળી, સુખદુઃખ અને રાગદ્વેષાદિ દ્વંદ્વો સ્વપ્નવત છે, એ તો ભ્રમ છે, મનની કલ્પના છે; માટે જ સંસારની આસક્તિનું મૂળ જે મન તેને મારવાનું મુમુક્ષુનું કર્તવ્ય છે. નીચેની પંક્તિઓમાં પણ આ ભાવનું સમર્થન થાય છે:—

રાગ ને ત્યાગ બે રોગ મનના ત્યજી
બ્રહ્મવિદ્યા મહા ધન કમાવું:

સત્ત્વ, રજ, તમ થકી પર થવું જીવને,
વસ્તુમાં વસ્તુરૂપે સમાવું.

[ હરિનું હેત ]

શ્રી ‘ સાગર ’નાં પ્રભાતીઆં વાંચતાં આપણાં મનશ્ચક્ષુ આગળ જાણે નરસિંહ મહેતાની મૂર્તિ પ્રત્યક્ષ થાય છે. શબ્દમાધુર્ય, અલંકારાદિ બાહ્યાંગોની તત્ત્વજ્ઞાનના અંતરંગો સાથે એવી સરળ ભાષામાં ગૂંથણી થયેલી છે કે તે પ્રભાતીઆંની ઘણી પંક્તિઓ સ્હેજે જિહ્વાગ્રે થઇ જાય તેવી છે. બીજાં નાનાં ભજનોમાં એવી પંક્તિઓ સનાતન સત્યોની ઘોષણા કરે છેઃ—

(૧) સાચી તો પ્રભુની સગાઇ,
સુણીએ જી ! સાચી તો પ્રભુની સગાઇ.
જીવડા ને શમણાંનાં માતાપિતા સ્ત્રી !
શમણાંનાં ભાઇ ભોજાઇ. સુણીએ જી !૦

× × ×

પ્રારબ્ધયોગે મળ્યાં સહુ પંખી !
દુઃખી કરે મૂરખાઇ. સુણીએ જી !૦

[ શ્રવણ ]

(૨) નાણું ને નારી બે માનીતાં મનનાં ! ચેતીને એથી વિચરશો.
ઓ રાજન ! મનનો ભરૂંસો ન કરશો.

મન એ જ માયા, ને માયા એ મન છે, રગરગ મંત્ર એ ભરશો.
ઓ રાજન ! મનનો ભરૂંસો ન કરશો.

[ શિક્ષા. ]

આ સંસારનાં સર્વ સંબન્ધીઓ – માતા, પિતા, પુત્ર, સ્ત્રી વગેરેમાં આસક્તિ એ મોહ છે. એ સર્વ સંબન્ધ ક્ષણિક છે, અનિત્ય છે, તેથી ત્યાજ્ય છે. દરેક માણસ આ સત્ય જાણે છે, છતાં સ્મશાનવિરાગવત્ વિસરી જાય છે, તેથી આ સાદી અને સીધી, સરળ વાત વારંવાર, પ્રકારાન્તરે, પોતાને તેમ જ વાચકોને ગોખાવા માટે શ્રી ' સાગરે ' ભજનોમાં ગૂંથી લીધી છે, તેથી વાચકના મન પર કાયમની છાપ પડે છે. ધીરા ભકતની કાફી જેમ ' સઘળાં અંગોનું આળસ ઉડાડનાર અને રગેરગમાં જાગ્રતિ સારનાર ' છે, તેમ શ્રી ' સાગર 'નાં ભજનો, પ્રભાતીઆં પણ ભક્તિમાર્ગના પ્રવાસીને વૈરાગ્યમાં લીનતલ્લીન બનાવી, માયા તજાવનાર છે. માયાગ્રસ્ત મનને વૈરાગ્યમાં જાગ્રત કરવા માટે શ્રી ' સાગર 'ની ' ચેતવણી ' કેટલી બધી અસરકારક છે ? :—

પુરુષાર્થ વિના, માયામાં સૂતેલું મન નહીં જાગેઃ
વૈરાગ્ય વિના, સત્સંગતનો કાયમ રંગ ન લાગે.
પુરુષાર્થ વિના૦

× × ×

માયામાંથી મન ઊંચકજે, હરિસન્તગુરુચરણે ધરજે,
પુરુષાર્થ ખરું એ આદરજે ! પુરુષાર્થ વિના૦

મિથ્યા જગપણનું સગપણ છે, ભામા માત્ર જ માયા ગણજે,
ચેતવણી સાગરની સુણજે. પુરુષાર્થ વિના૦

[ ચેતવણી ]

દીવાને સાગરના અન્તભાગમાં ' ખેતાનો બગીચો ' આપેલો છે, તેમાં ૨૪ ખેતો છે તથા ઉર્દુ ઉપરથી સૂફીઓની શઅરોનું

ભાષાન્તર છે જે પ્રેમ અને ભક્તિના સર્વ ઉપાસકોને માર્ગદર્શક છે. જુઓ:—

‘ હું બ્રહ્મ છું હું બ્રહ્મ છું ’ એ બોલનારાઓ તમે !
કહેશો જરા કે બ્રહ્મ વિણ બીજું કશું છે આલમે ?

× × ×

ઓ જ્ઞાનીઓ ! કહો છો તમે કે બ્રહ્મ બાવન બહાર છેઃ
તો વિલસ્યું બાવન સહીં એ બ્રહ્મ નહીં તો કોણ છે ?

( બેતોનો બગીચો )

**દીવાને સાગર – દફ્તર બીજું**—એ ‘ સાગર ’નો બીજો અને મહત્ત્વનો કાવ્યસંગ્રહ છે. ઈ. સ. ૧૯૧૬ થી ૧૯૩૬ સુધીનાં વીસ વર્ષ સુધીનાં કાવ્યોનો એમાં સંગ્રહ છે. તેમાં પણ ત્રણ તબક્કા છે. તેમાં પ્રાર્થના, વૈરાગ્ય, ભક્તિ, તત્ત્વજ્ઞાન, ગુરુગમની આવશ્યકતા, બ્રહ્મસાક્ષાત્કારનો આનન્દોન્માદ ( ‘ મસ્તી ’ ) એ વિષયો પરત્વે સ્વાનુભવનાં પ્રલપનો છે. ‘ દીવાન ’ના પહેલા દફ્તરમાં આધ્યાત્મિક પ્રગતિ અર્થે – પરમાત્મૈક્ય માટે તલસતા હૃદયના ઉદ્‌ગારો – પ્રભુવિરહની વ્યથા વગેરે પ્રાગતિક ભાવોનું નિરૂપણ આપણે જોયું. હવે આ બીજા દફ્તરમાં ‘ સાગર ’ બ્રહ્મ સાક્ષાત્કારના સ્વાનુભવના મનોહારી ઉદ્‌ગારો કાઢે છે એ કેટલાંક અવતરણોથી આપણે જોઈશું. કેટલાંક કાવ્યોમાં શ્રીમદ્ ભગવદ્‌ગીતામાંના ઉપનિષદોના સિદ્ધાન્તોનું સમર્થન કરવામાં આવ્યું છે અને કેટલાંક કાવ્યોમાં સંતો, મહાત્માઓ તેમ જ આચાર્યોને અંજલિ આપવામાં આવી છે. આ ઉપરાન્ત કેટલાંક કાવ્યોમાં અગમ્યવાદ [ Mysticism – માત્ર ગુરુગમદ્વારા જ પ્રાપ્ત થતું જ્ઞાન ] જણાઈ આવે છે. આ ગ્રન્થની યથાયોગ્ય, વિસ્તૃત સમા-

સોચના એ ભવિષ્યનું કાર્ય છે. અત્રે તો માત્ર તેમાંનાં ઉત્તમ ભજનોમાંથી કેટલાંક અવતરણો આપીને, આ ગ્રન્થમાં તાદૃશ થતા ઉપર્યુક્ત ભિન્ન ભિન્ન પ્રવાહોનું સામાન્ય માર્ગદર્શન કરાવવાનું જ શક્ય છે.

ભક્તહૃદયને પ્રભુની ભક્તિ એ જ એનું મોક્ષધામ છે; એથી અધિક એ કશું જ ચહાતો નથી એ દર્શાવતાં શ્રી 'સાગર' ગાય છે:—

મુક્તિ તે બીજી શી જોઇએ ?!
ઉદ્ધવજી ! ભક્તિ અમારે તો જોઇએ. મુક્તિ તે૦
*[ ભક્તિ અમારે તો જોઇએ. ]

× × ×

આ ઉદ્ગારો ભક્તિની શ્રેષ્ઠતા પ્રતિપાદન કરે છે. ભક્તિની આવશ્યકતા દર્શાવતાં આવાં અનેક ભજનોમાં 'રામસ્મરણ', 'રામ તૂં હિ ગાવું', 'રામનામનું નાણું', 'શી રીતે ભક્તિ કરીએ રે', 'રામમંત્ર હૈ પ્યારા' અને 'કોઇ હરિજન હો તો આવો રે', વગેરે મુખ્ય છે.

(૧) રામ સુમર, રામ સુમર, રામ સુમર, ભાઇ !
મનુજ દેહ કેરી ખરી એજ છે કમાઇ !

નેન જુવો રામ રામ ! કાન સુણો રામનામ !
જીભ ! ગા તું ઠામ ઠામ રામની દુહાઇ ! રામ૦
[ રામસ્મરણ ]

× × ×

* આ ભજનની બીજી કડીઓ માટે જુઓ, આ પુસ્તકનાં પૃષ્ઠ ૨૯૫–૯૬.

(૨) રામ તું હિ રામ તું હિ ! રામ તું હિ ગાવું:
રામમાંથી જન્મી દેહ, રામમાં સમાવું.
રામ તું હિ૦

તુમ હિ રામ ! હમ હિ રામ ! સબ હિ રમે રામરામ !
ચલો ભાઇ !–સાધુ રામ ! નામતીરથ નહાવું.
રામ તું હિ૦

× × ×

દેહ, ગેહ કૈં ન નેહ ! નેહ નહીં તે વિદેહ !
અલખધૂન લાગી દેહ ! અજપનું જપાવું.
રામ તું હિ૦

× × ×

[ રામ તું હિ ગાવું. ]

અને ‘ રામ મંત્ર હૈ પ્યારા ’ એ ભજનમાંની નીચેની પંક્તિઓ:—

રામમંત્રસેં તર્યા કબીરા ! દુષ્ટ દશાનન માર્યા;
કૈસા દિલ વાલ્મિક થા ? સંતો ! બ્રહ્મઋષિ કહેલાયા !
હમારા રામમંત્ર હૈ પ્યારા !

રામમંત્ર તારક ગુરુવાચક ! દિલ જિન્ને ઠહરાયા;
રામ બરાબર રામ બના હૈ ! સાગર અનભે પાયા !
હમારા રામમંત્ર હૈ પ્યારા !

પ્રભુના નામસ્મરણનો પ્રભાવ અગાધ રીતે સમજાવે છે. ભક્ત વાલ્મીકિ ઋષિ તથા સંત કબીર વગેરેનાં દૃષ્ટાન્તોદ્વારા પ્રતીત

થાય છે કે – જેમ પારસમણિનો સ્પર્શ થતાં અન્ય કોઇ પણ ધાતુ કાઞ્ચન બને છે તેમ જે મનુષ્ય સંસારનો મોહ ત્યજી, સર્વત્ર આત્મદૃષ્ટિથી જુએ છે – નામસ્મરણમાં જ લીન રહે છે તે પરિણામે રામમય જ બની જાય છે. જ્ઞાન કે પાણ્ડિત્યનું પ્રદર્શન ન કરતાં 'સાગરે' આ ભજનોમાં સ્વાનુભવનું જ ગાન સાદી ભાષામાં કર્યું છે. એવા ભક્તોના – સંતોના હૃદયમાં ધન, કીર્તિ કે સાંસારિક સંબન્ધોનો મોહ વિલુપ્ત થયેલો જ હોય છે. એમણે તો 'રામનામનું નાણું' કમાઇ લીધેલું જ હોય છે, અને તેના અહોનિશ રટણમાં જ તેઓ મગ્ન હોય છે. જુઓ "રામનામનું નાણું" આ પુસ્તકનાં પૃષ્ઠ ૨૦૬–૨૦૭.

શ્રી કૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે કે – यज्ञानां जपयज्ञोऽस्मि । તે પ્રમાણે ઇશ્વરપ્રાપ્તિઅર્થે થતી તપ, દાન, યજ્ઞ, જપ – વિવિધ ધાર્મિક પ્રવૃત્તિઓમાં નામસ્મરણ સર્વથી સરળ અને શ્રેષ્ઠ છે. જપના મહત્ત્વ વિષે યોગ્ય જ કહેવાયું છે કેઃ—

जकारो जन्मविच्छेदः पकारः पापनाशनः ।
तस्माज्जप इति प्रोक्तो जन्मपापविनाशनः ॥

[ 'અગ્નિપુરાણ'

ઉપર અગ્નિપુરાણમાં કહેલા શ્લોકનો અર્થ એ છે કે જકાર જન્મનો તથા પકાર પાપનો નાશ કરે છે; તેથી જન્મમૃત્યુની ચકમાળમાંથી મુક્તિ મેળવવા માટે જપ જેવું કોઇ અગત્યનું સાધન નથી. જપ એ વૈરાગ્યને પોષક, ભક્તિનું અનન્ય સાધન છે.

"શી રીતે ભક્તિ કરીએ રે" – એ ભજનમાં વાસનાનો વિલય કરી, નરસિંહ મહેતા અને મીરાંબાઇની જેમ – પ્રેમભક્તિમાં

જ વિહરવાની ઊર્મિ શ્રી 'સાગરે' વ્યક્ત કરી છે. વળી, ઇશ્વરના અકલ્પ્ય સ્વરૂપની ચર્ચા ( સાકાર, નિરાકાર વગેરેની ) કરવામાં વ્યર્થ કાલક્ષેપ કરવા કરતાં ભક્તિમાં લીન થઇ જવું, એ જ કર્તવ્ય છે, એવો ભાવ છે:—

કરશું વાતો ક્યાં સુધી ?
જ્યાં ના પહોંચે મનબુદ્ધિ !
ભાસ રગે રગે ભરૂં ભક્તિ રે ! સા................ચી પ્રીતે.
શી રીતે ભક્તિ કરીએ રે ! સા....ચી પ્રીતે. શી રીતે૦

હાં ! હાં ! હરિઘેલાં થાશું,
મહેતો ને મીરાં ગાશું,
એ પગલે પગલે જાશું રે ! સા....ચી પ્રીતે. શી રીતે૦

દિન રેન હરિ હરિ કરીએ–
અન્ન મુવા વિના ના મરીએ–
કરીએ, હરિવર હઇએ રે ! સા....ચી પ્રીતે. શી રીતે૦

× × ×

[ શી રીતે ભક્તિ કરીએ રે. ]

સંસારના સર્વ સંબંધો ક્ષણિક છે, અને તે પણ મૃગજળ-સમાન માયાવી છે, સાચું આત્મસુખ આપવા સમર્થ નથી. ઇશ્વરના નામનું સ્મરણ – ભજન એ જ જીવનસાફલ્યકર છે, એવા ભાવનું નીચેનું ભજન વાચકના હૃદયમાં વૈરાગ્યની અદ્ભુત અસર ઉત્પન્ન કરે છે:—

કોઇ હરિજન હો, તો આવો રે ! – ઓ....પંખીડાં !
હરિ હરિ અમને ગવરાવો રે ! – ઓ....પંથીડાં !
કોઇ હરિજન હો તો૦

આપણા સૌ પંખી છંઇએ:
હરિરસનાં વ્યસની થઇએ:
હરિ હરિ ગાતાં ઉડી જઇએ રે ! – ઓ પંખીડાં !
કોઇ હરિજન હો, તો આવો રે !

× × ×

[ કોઇ હરિજન હો, તો આવો રે ]

મનુષ્યજીવન ક્ષણિક છે, ભક્તિથી જ તે સાર્થક છે. દુનિયાની માયા પ્રલોભક અને પ્રવગ્ચક હોવાથી ત્યાજ્ય છે, ભક્તિનું અનન્ય આલંબન જ સંસારસાગર તરવા માટે આવશ્યક છે. આ ભાવો કવિએ નીચેની પંક્તિઓમાં કેટલી અસરકારક રીતે ગૂંથ્યા છે ! :—

કોઇ ચેતો – હાં નરનારી રે – ઓ....સંસારી !
ચલી આવે **મોતસવારી** રે – ઓ....વેપારી ! કોઇ ચેતો૦

દુનિયા દો દિનનું લટકું,
એમાં શું મનડું વળગ્યું ? !
લે ચાખી હરિરસ ચટકું રે – ઓ....સંસારી ! કોઇ ચેતો૦

કવિ, પંડિત કે પુરાણી,
જગમાં હો કીર્તિ ગવાણી;
પણ ભજન વિના ધૂળધાણી રે ! – ઓ....સંસારી. કોઇ ચેતો૦

છે જ્ઞાન, યોગ ને ભક્તિ,
**પ્રેમીની અટપટી મસ્તી;**
સહુ તજવા મનઆસક્તિ રે – ઓ....સંસારી ! કોઇ ચેતો૦

ના બનવું બાવા બાવી,
લેવી ગુરુગમની ચાવી,
જવું ભૂલી ભૂત ને ભાવી રે – ઓ....સંસારી ! કોઇ ચેતો૦

× × ×

[ કોઇ ચેતો ! હાં ! નરનારી રે ]

આ ભજન અને તેના જેવાં બીજાં અનેક ભજનો પરિચિત વર્ગમાં એટલાં લોકપ્રિય થઇ ગયાં છે કે તેમનો નિત્યપાઠ ઘણે સ્થળે થાય છે.

કેવળ પુસ્તકીય જ્ઞાન વ્યર્થ છે. આચાર – અનુભવમાં આવે તે જ સફલ છે. આ માનવદેહ મોંઘો છે, તેની સફલતા માટે જ્ઞાન, યોગ અને ભક્તિના ત્રિવિધમાર્ગો છે; પણ ભક્તિની તો બલિહારી જ છે. મનની આસક્તિ દૂર કરવા માટે ભક્તિ એ જ સર્વોપરિ સાધન છે. દુનિયાનાં સુખો તો ક્ષણિક – બે દિવસનાં જ છે; તેમાં આસક્તિ રાખવી એ જ્ઞાનનો સદુપયોગ નથી – આ વાત શ્રી ‘ સાગરે ’ આ ભજનદ્વારા સચોટ રીતે કહી છે. વળી એક બીજી વાત પણ આ ભજનમાં નિર્દિષ્ટ કરેલી છે. પ્રભુપ્રાપ્તિ માટે બાહ્યવેશપરિવર્તનની કશી જરૂર નથી, આન્તરપરિવર્તન જ આવશ્યક છે. આવું જ રુચિકર એક બીજું ભજન:—

જગનાટક સ્વપ્ના જેવું–
વંધ્યા સુત ખેલે એવું !
એ પાકું મહીં લખી લેવું રે – ભક્તો પ્યારા !
આ ભજનભેદ ભણી લેજો રે – ભક્તો પ્યારા !

જે જે બે આંખે દેખું,
તેને તરણાવત લેખું,
તન, ધન ને માન ઉવેખું રે – ભક્તો પ્યારા !
આ ભજનભેદ૦

ચાળા મન ચંચળતાના,
જીતવા ષડ્રિપુ પોતાના,
છો માલિક મન જીત્યાના રે – ભક્તો પ્યારા !
આ ભજનભેદ૦

ના શોકમોહમાં મરવું,
મનને નિર્વાસન કરવું,
પછી ભલે ગમે ત્યાં ફરવું રે – ભક્તો પ્યારા !
આ ભજનભેદ૦

× × ×

[ આ ભજનભેદ ભણી લેજો રે. ]

આ જગત નાટકના ખેલ જેવું છે, સ્વપ્નવત છે, તેમાં આપણે વિવિધ વેષ ભજવવાના આવે છે, પણ આપણું વાસ્તવિક સ્વરૂપ આત્મા છે, એ ન ભૂલવું જોઈએ. સંસારનાં સુખો નશ્વર છે – કેવળ આભાસ છે – કામક્રોધાદિ આત્માના છ રિપુઓને

જીતી, ચંચળ મનને વશ કરવું એ જ મનુષ્યજીવનનો સાચો પુરુષાર્થ છે. મોહગ્રસ્ત, નિર્બળ જીવાત્મા પર વૈરાગ્ય અને ભક્તિની પ્રબળ છાપ પાડવા માટે આ પંક્તિઓ કરતાં બીજી કઈ વધારે અસરકારક હોઈ શકે ?

મોહવશ જીવાત્માને જાગૃત કરવા માટે, હૃદયની આરપાર સોંસરા ઉતરી જાય એવા પ્રબળ કટાક્ષો નીચેની પંક્તિઓમાં સ્પષ્ટ જોઈ શકાશે:—

ઘેલું મને લાગ્યું કશું ! હરદમ રહું બેભાન શો !!
જાતે જ હું ખુલ્લું કહું ! સાચ્ચું ન મારૂં માનશો !!

× × ×

આવ્યો નગન ! જાવું નગન !
કોનો છગન ? કોનો મગન ?
ગુરુનામથી લાગી લગન ! જીવું છું બસ મહેમાન શો !

× × ×

કર્યું ટીલું પણ ઢીલું જ મન !
ચંદન ઉપર ! મહીં ધન અગન !
તુંહી તુંહી ના લાગી લગન ! બામણ બન્યા ! અભિમાન શો !
ઘેલું મને લાગ્યું કશું ! હરદમ રહું બેભાન શો !!

[ છે મુલ્ક હિન્દુસ્તાન શો ! ]

ઉપરની પંક્તિઓમાં રહેલા કટાક્ષો સુગમ્ય છે. જ્યાં સુધી મનુષ્યની આન્તરવૃત્તિ વિશુદ્ધ થઈ નથી ત્યાં સુધી ધર્મના બાહ્યાચારો વૃથા છે. બ્રાહ્મણની ઉચ્ચતા કે શૂદ્રની નીચતા – એવા કૃત્રિમ જન્મભેદો ભક્તિમાર્ગમાં નથી; વિરાગી વૃત્તિ, સંયમ અને

ભક્તિની જ અપેક્ષા છે. મનમાંથી ધન, કીર્તિ કે મોટાઈની વાસનાનો ક્ષય થયા વિના, પ્રભુમાં સાચો પ્રેમ પ્રકટ્યા વિના ભક્તિરસનું પાન શી રીતે થઈ શકે? એ હરિરસનું પાન તો તરસ્યાં હોય તે જ કરી શકે છે.

## એ રસ કોણ પીએ?

× × ×

રસિયાં, તરસિયાં કે કોઈ દરદિયાં,
બનીને ગરજિયાં પીએ.
તરસ વિના એ રસ કોણ પીએ?

જે રસ નારદ, શારદ પીધો,
જનક, સનક, શુકજીએ. તરસ વિના૦

એ રસ પાખી અગન લગી જેને,
તે તો જગત કેમ જુવે? તરસ વિના૦

× × ×

[ એ રસ કોણ પીએ? ]

'**એ રસ**' એટલે હરિભક્તિનો રસ કોણ પીએ? ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણે સ્વમુખે કહ્યું છે કેઃ—

चतुर्विधा भजन्ते मां जना सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥

[ ગીતા. અ. ૭–શ્લોક ૧૬ ]

ભક્તિની ભાવના મનુષ્યમાં ચાર પ્રકારે સ્ફુરે છેઃ—(૧) અત્યંત દુઃખી માણસ – દુઃખોનો નાશ થવા, સુખની પ્રાપ્તિ અર્થે

ઇશ્વરને શરણે જઇ તેની ભક્તિ કરે છે. (૨) જ્ઞાન મેળવવાની ઇચ્છાવાળો – બ્રહ્મજ્ઞાન અથવા આધ્યાત્મિક પ્રગતિનો પ્રવાસી યાને મુમુક્ષુ, ભક્તિમાર્ગનો જ પ્રવાસી હોય છે. (૩) ધન, મહત્તા, સંતતિ કે કોઇ ઇષ્ટ વાસનાની તૃપ્તિ અર્થે ઘણા **સકામ** ભક્તિ કરે છે, તે આ વર્ગમાં આવે છે, અને (૪) **જ્ઞાની** એટલે પરબ્રહ્મનો સાક્ષાત્કાર થયેલો મનુષ્ય કેવળ ભક્તિની ખાતર, વાસનારહિત હોવા છતાં, ઇશ્વરભક્તિ કરે છે તે. આ ચાર પ્રકારોમાં અંતિમ પ્રકાર શ્રેષ્ઠ છે; તથાપિ ભક્તિમાર્ગનો આશ્રય ઉપર્યુક્ત ચાર પ્રકારે સંભવિત છે. મનુષ્યને જ્યારે કોઇ પ્રકારની આપત્તિ આવે છે, તે મુંઝાય છે અને સર્વ સાંસારિક સંબંધો તેની આપત્તિ દૂર કરવામાં વ્યર્થ નીવડે છે ત્યારે સ્વાભાવિક રીતે જ તેનું મન ઇશ્વરાભિમુખી બને છે – ક્રમે ક્રમે વિરાગ અને ભક્તિનો તેનામાં ઉદય થાય છે. મહર્ષિ નારદજી, જનકરાજા, સનકાદિ ઋષિઓએ **પરમજ્ઞાન** પ્રાપ્ત કર્યા પછી હરિરસનું સતત પાન કરેલું છે. તેઓ ભક્તિમાં જ લીન રહેતા, આત્માનંદ માણતા અને સર્વભૂતાનુકંપાથી એ રસનું પાન મુમુક્ષુઓને કરાવતા. એ જ માર્ગ શ્રી 'સાગર'નો હતો. તેઓ પોતાના આશ્રમમાં જ ભજનો – કીર્તન કરતા અને મિત્રમંડળી ઉપરાન્ત આજુબાજુના અસંખ્ય માણસોની મેદની તેનો લાભ લેતી.

પણ વાસનાઓને નિર્મૂળ કરી, હૃદયને વિશુદ્ધ કરી જ્યાં સુધી જીવાત્માએ પાત્રતા પ્રાપ્ત કરી નથી, ત્યાં સુધી **જ્ઞાની** કે **ગુરુ** બેમાંથી એકે તેને ઉપયોગી થઇ શકે નહીં. "**દ્રાયણ બિચારી શું કરે ?**" એ ગઝલદ્વારા આ સત્ય શ્રી '**સાગરે**' આબાદ રીતે સમજાવ્યું છે:—

× × ×

શું કહે ગીતા ગુરુ દત્તની ?
બાદી ચોથી જોગ વસિષ્ઠની ?
પડી પુરુષાર્થની – વૈરાગ્યનાગ ડસ્યા નથી ! !
દાયણ૦

વિષયો શ્યા નથી વિષવત્–
અધિકાં ગણ્યાં ઔરતમરદ !–
કહે ? – જ્યાં ઉલટી હઠ ! દિલ ડાઘને ભૂંસ્યા નથી !
દાયણ૦

× × ×

સંસારમાં સુખદુઃખ ભોગવતા જીવને પ્રબળ આઘાતો થવાના પ્રસંગો આવે છે; એ પ્રસંગોને શિક્ષક કરીને, સાંસારિક નાઓને નિર્મૂળ કરીને, હૃદયમાં વૈરાગ્યની ભાવનાને દૃઢ કરીને પાર્થ કરવામાં ન આવે ત્યાં સુધી અવધૂતગીતા કે યોગવાસિષ્ઠ ના તત્ત્વજ્ઞાનના સદ્ગ્રન્થોનું વાચન પણ વ્યર્થ છે; તેમ જ સદ્ગુરુનો ઉપદેશ પણ વ્યર્થ છે, એ આ ભજનનું વક્તવ્ય છે.

પરમાત્માના સ્વાનુભવનો પ્રદેશ અનિર્વાચ્ય છે; વાણીથી પર છે; તે કંઇ કવિતાની કળાથી કે બુદ્ધિથી ગમ્ય નથી; એ તો શબ્દાતીત છે. એનું વર્ણન કરતાં ઋષિમુનિઓ પણ નેતિ નેતિ 'તેનો અંત નથી', એમ કથીને વિરમી ગયા છે. શ્રી 'સાગરે' પણ ઉચ્ચાર્યું છે:—

પટુ ભાષણો કરનારને,
કવિતા, કલા રચનારને,
કહેજો અલખ લખનારને ! – આ તો સુલક થાવા વગર !
[ ગઇ કબર કે રાજ પર ! ]

શ્રી ‘ સાગરે ’ પોતાના આન્તરસ્વરૂપ તેમ જ બાહ્ય વેષ વિષે કવચિત કવચિત નિર્દેશ કર્યો છે. જુઓ:—

અગર એ ક્યાં ગયો ‘ સાગર ? ’ સનમને માગતો’તો તે ?–
ખુદાઇ ઇશ્કની ખાતર જહાંને ત્યાગતો’તો તે ? !
અગર એ ક્યાં૦

× × ×

નથી ચોટી ! ન દાઢી મૂછ !
નથી ધૂણી ! ન ચિમ્ટો કુછ !
જનાઝા પર જુઓ અવધૂત “ શિવોઽહમ્ ” બોલતો’તો તે ? !
અગર એ ક્યાં૦

× × ×

અજાતિ જાતિકુલ કુલ ગોત–
સળી રહી જ્યોત સાંહે જ્યોત !–
અગર સાગર જીવ્યો જો હોત – સનમને શું થતો’તો તે ? !
અગર એ ક્યાં૦

[ અગર એ ક્યાં ગયો સાગર ? ! ]

ઉપરના સ્વાનુભવના સ્વરૂપોદ્‌ગારે શ્રી ‘ સાગર ’ના ભવ્ય વ્યક્તિત્વની યોગ્ય પ્રતીતિ કરાવનાર અને સ્મારકરૂપ છે. અન્યત્ર પણ આવા જ ઉદ્‌ગારો તેમના આત્મસાક્ષાત્કારના દ્યોતક છે:—

(૧) કોઇ ‘ નામે સાગર ’ જલ રહા,
મધ્યાહ્ન રવિ જ્યું જલ રહા !
‘ છાયા ’ સમાયા આપમેં,
અદ્વૈત સોઽહમ્ જલ રહા !

[ મધ્યાહ્ન રવિ જ્યું જલ રહા ]

× × ×

કોઇ નામે સાગર જલ રહા !
અલ્હક ! અનલહક જલ રહા !
આ ખુદ ખુદા અલમસ્ત યહ !
ખુદકી ખુદાઇ જલ રહા !

× × ×

કોઇ મારિફત સૂફી ફકીર !
આગે યહાં રહેતા સુના !
ના હીન્દૂ ! ના મુસ્લીમ ! અહા !
હસતા મિનારા જલ રહા !
[ અલ્હક ! અનલહક જલ રહા ]

વળી જુઓઃ—

(૩) કોઇ 'નામે સાગર' જલ રહા !
કોઇ 'નામે સાગર' જલ રહા !—
ૐકાર ઇશ્વર જલ રહા !
અનલે અલખ ગુરુનામકા—
નિર્ગુણ નિરંજન જલ રહા !
કોઇ નામે સાગર૦

× × ×

તાલી લગા ! તાલી લગા !
તાલી લગા ! તાલી લગા !—
ગુરુરામસે તાલી લગા,
જબી રામ સહ તાલી લગા,
ત્રહ્મૈવ સોઽહમ્ જલ રહા !
કોઇ નામે સાગર૦
[ સાગર શિવોઽહમ જલ રહા ]

પણ, આપણે શ્રી ' સાગર 'ની કાવ્યસરિતાના મનોહારી પ્રવાહમાં મંત્રમુગ્ધ બની આમ કયાં સુધી ખેંચાયા જઇશું ? અતિ વિસ્તાર થઇ ગયો છે, તથાપિ કહેવાનું તો ઘણું ઘણું રહી જ ગયું છે; અને શ્રી ' સાગર ' જેવી વિરલ વિભૂતિના – પ્રેમભક્તિની મૂર્તિ સમા સંતહ્રદયના ઉદ્દગારો – સ્વાનુભવનાં પ્રલપનો માટે એમ જ બને, એ કેવલ સ્વાભાવિક છે. જેમ સાગર વિપુલ છે, ભવ્ય છે, અનંત અને અપાર છે, તેમ સંતકવિ ' સાગર 'ની કવિતાનો પ્રભાવ પણ અપાર, અપરિમેય અને અનંત છે, સામાન્યતાથી પર છે; કારણ તેમની ઘણીખરી કવિતાઓ સ્વાનુભવના પ્રતીકરૂપ છે, આત્મજ્ઞાનપૂર્ણ છે, તેથી એ સ્વાનુભવના ઉદ્દગારો સામાન્ય વિવેચનથી પર છે. એવાં કાવ્યો – ભજનો સિવાય, બાકીનાં કાવ્યોની વિસ્તૃત સમાલોચના થઇ શકે; પરંતુ એ ભવિષ્યનું કાર્ય છે. અત્રે તો માત્ર સંક્ષિપ્ત વિવેચના કરીને જ સંતોષ માન્યો છે.

ઉપસંહારમાં, શ્રી ' સાગર 'ની સાહિત્યસેવા – કવિતાદ્વારા પણ વૈવિધ્યવાળી અને ભાવપૂર્ણ છે. તેમની વાણીમાં પ્રસાદ અને ઓજસ્ છે, તેમ જ માધુર્ય પણ સ્થળે સ્થળે ઉભરાઇ જાય છે. તેમની શૈલી મનોહર અને તેટલી જ વૈરાગ્યપ્રેરક તેમજ કટાક્ષોદ્વારા બલવતી અને અસરકારક છે, તે ઉપર્યુક્ત દૃષ્ટાન્તોથી સ્પષ્ટ થઇ શકે તેમ છે. શ્રી ' સાગરે ' ધન, કીર્તિ કે મોટાઇની લેશ પણ સ્પૃહા કરી નથી. તેઓએ પર્વા કરી છે એક માત્ર **ઈશ્કની** – યાને **સનમ, સાકી** અને **શરાબની** ! તાત્પર્ય કે તેઓ ભજનાનંદની અવિરત ધૂનમાં જ મસ્ત રહેતા. આમ છતાં તેમનું હૃદય કોમળ હતું, પ્રેમપૂર્ણ હતું. ઔદાર્ય અને અતિથિસત્કારમાં એમના જેવું સ્નિગ્ધ હૃદય ભાગ્યે જ જોવામાં આવશે. **નિઃસ્વાર્થ સેવા** અને

# શ્રી 'સાગર'નું કાવ્યસાહિત્ય

ભક્તિમાં સર્વસમર્પણ એ એમનો પરમધર્મ હતો; અને આમ છતાં, તેઓ 'ફકીરી બાદશાહ' હતા! અખિલ જગત પ્રત્યે સમભાવપૂર્ણ હોવા છતાં જગતના સમભાવથી નિઃસ્પૃહ રહેતા. એમનાં ભજનો એટલાં બધાં લોકપ્રિય થયાં છે કે તે ઘેર ઘેર ગવાય છે. એમનો સ્થૂલદેહ આજે વિદ્યમાન નથી, પરંતુ અક્ષરદેહે તેઓ અમર છે. એમની "પ્રલાપો પ્રેમીના દિલના!" એની ગઝલો તો ગ્રામોફોનની 'રેકર્ડ'માં પણ ઊતરી ચૂકી છે. શ્રી 'સાગરે' પોતે જ કહ્યું છે કે:—

અથવા, જેણે જીવન આપ્યું છે તેને તે પાછું આપવું. મૃત્યુ વિષે આવી જ ભાવના નીચેની પંક્તિઓમાં શ્રી 'સાગરે પણ વ્યક્ત કરી છેઃ—

મરવું તો હક છે, બાવા ! મરવું તો હક છે;
(પણ) રામભજન વિણ જીવવું, બાવા ! ધિક ધિક એ ધિક છે.
બાવા !૦

મરવું ધર્મ શરીરી સૌનોઃ એમાં તે શું ડરવું ?
પટકુળ બદલી પિયુને મળવું ! ગગન ઉપર ઘર કરવું. બાવા !૦

પીર, પેગંબર, અવતારીને, પડે શરીર બદલવું;
એવું મરવું સંતોનું, ભાઈ ! મહાજળે જળ મળવું. બાવા !૦

ધણીની થાપણ ધણીને સોંપી ! મટી ગયું સાચવવું;
આતમરામ નફકરા થઈને, વાયુલહેરવત ફરવું. બાવા !૦

× × ×

સાગર મુવો ગુરુને હાથે ! ફરી ફરી નથી મરવું. બાવા !૦

સંસારમાં સદેહે વિચરતાં, વાસનાઓનો વિલય કરી, અર્થાત્ સર્વ વાસનાઓના ઉત્પત્તિસ્થાન મનને જ મારી નાખવું, અને **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन**—એ ગીતાના મહામંત્રાનુસાર આસક્તિરહિત થઈને કર્તવ્યો કરવાં એવી જીવન્મુક્ત દશા જીવનકાલમાં જ જે અનુભવે છે તેવા મહાત્માઓને મૃત્યુની ભીતિ કે પર્વા શી હોય ? ' મન 'ને મારીને તે તો જીવતાં જ મરી ગયેલા છે. 'સવિતાનું પ્રભાત' એ પ્રભાતીઆમાં શ્રી 'સાગરે' યથાર્થ જ દર્શાવ્યું છે કે—

મન મર્યું એ જ દ્વિજ, એ જ છે પૂર્ણતા—
તન મુવે મુક્તિ નથી પામવાની !

ભક્તિ ને જ્ઞાન અદ્વૈતમાં આચરી—
મુક્તિની મોજ લે રોજ માણી !

[ દીવાને સાગર – સવિતાનું પ્રભાત ]

એવા સંતમહાત્માઓએ તો પૂર્ણતા – બ્રહ્મત્વ પ્રાપ્ત કરેલું જ હોય છે. સર્વત્ર આત્મદૃષ્ટિથી વિલોકી, સ્વપરનું શ્રેય સાધવામાં જ જીવનની સર્વ પ્રવૃત્તિઓ આચરનાર અને આત્માનંદમાં અહોનિશ મસ્ત રહેનાર આત્માના અનુભવોદ્‌ગારને **કવિતા** કહો કે **ભજનો** કહો, પરમાત્માનાં યશોગાન કહો, ગમે તે કહો; પણ તે ઉદ્‌ગારો સાથે તેમનો **આલેખક** સમાજમાં સ્થાયી સ્થાન પ્રાપ્ત કરે છે – અને શ્રી ‘ સાગર ’નું જીવન – સંતજીવન પણ આ પ્રમાણે ધન્ય બન્યું છે. **ભક્તિમય જીવનની સફલતા** વિષે તેમના જ હૃદયના ઉદ્‌ગારો સાથે આ પ્રકરણ સમાપ્ત કરીશું !—

લીધું હરિનામ, સોહિ નર જીવ્યા રે !
બીજા જીવ્યા તે તો જાણે મૂવા !—લીધું હરિનામ૦

[ દીવાને સાગર – હરિનામ ]

અને

નારાયણનામ ! લાગે પ્યારૂં પ્યારૂં રે !
જૂઠું જગતપણું ખારૂં ખારૂં !—નારાયણનામ૦
જેણે આઠ પ્રહર નામ લીધું રે,
તેનું હુંપણું હરિએ લીધું રે,
જીવ્યું જન્મ્યું કૃતાર્થ જ કીધું !—નારાયણનામ૦

[ દીવાને સાગરઃ નારાયણનામ ! ]



૧૦

# શ્રી ‘સાગર’નું ગદ્યસાહિત્ય

હવે આપણે શ્રી ‘સાગર’ના ગદ્યસાહિત્ય તરફ વળીશું. એમના ગદ્યસાહિત્યનો સમાવેશ એમની નીચેની કૃતિઓમાં થાય છેઃ—

૧ મજનૂં જોગી અને ફિરસ્તો—એક સંવાદ.

૨ જીવનલાલ અમરશી મહેતાએ સંપાદિત કરેલા ‘સંવાદમાળા’ નામના પુસ્તકમાં પ્રસિદ્ધ થયેલા એમના બે સંવાદો (૧) જયશિખરી અને રૂપસુંદરી અને (૨) શિવાજી અને તાનાજી.

૩ સદ્‌ગુરુવૃત્તિની નીચે દર્શાવેલી પુસ્તિકાઓઃ—

(૧) સનાતન વિચારણા.
(૨) મુમુક્ષુ વિચારણા.
(૩) સ્વીડનબૉર્ગનું ધર્મશિક્ષણ.
(૪) મહાત્મા વિવેકાનંદનું હૃદયબલ.
(૫) મહાત્મા એમર્સનનું પરમાત્મતત્ત્વ.
(૬) ધર્મ વિચારણા.
(૭) સંતોની વાતો.
(૮) ગીતાની વિચારણા.
(૯) ગીતાનું હૃદય.
(૧૦) સ્ત્રીપુરુષવિચારણા.

૪ ‘ગૂજરાતીમાં ગઝલનું સાહિત્ય’ એ નામે, પોતે સંપાદિત કરેલા ગૂજરાતી ગઝલિસ્તાનનો દીબાચો યાને ઉપોદ્‌ઘાત.

૫ અખાજીની પ્રણાલિકા—સંતોની વાણી નામે એમણે સંપાદિત કરેલા પુસ્તકનો વિસ્તીર્ણ ઉપોદ્દ્ઘાત.

૬ કલાપી અને તેની કવિતા – કલાપીની કવિતા વિષે વિસ્તીર્ણ વિવેચનાત્મક લેખ.

૭ 'કલાપીનો કેકારવ' ઉપર માર્ગદર્શિકા ટીકા.

૮ 'અપ્રસિદ્ધ અક્ષયવાણી' ઉપરની માર્ગદર્શિકા ટીકા.

લેલાંમજનૂંની પ્રેમકથા ઉર્દૂ અને ફારસી સાહિત્યમાં જાણીતી છે. મજનૂંનું અસલ નામ કૈસ અને તે ગઝનવી બાદશાહનો શાહજાદો: લેલાં મિસરના કાજીની દીકરી. લેલાંને જોતાં જ મજનૂં એની પાછળ દીવાનો બને છે. બન્ને વચ્ચે પૂર્વપ્રીતિના સંસ્કાર જાણે કે ન જાગતા હોય ! આ પ્રીતિનો સામલો લેલાંનો પિતા કાઝી સહી શકતો નથી અને રાતોરાત કુટુંબ સાથે મક્કા ચાલ્યો જાય છે. સવારમાં મજનૂંને ખબર પડતાં જ જે રસ્તે કાઝી ગયેલા તે રસ્તે દોડે છે અને કાઝીને પકડી પાડે છે. હવે શું કરવું ? કાઝી લેલાંને સમજાવે છે કે તેણે મજનૂંને હમણાં ત્યાં જ રોકાઇ જવા કહેવું; અને એને ખાત્રી આપે છે કે થોડા વખત પછી આપણે અહીં પાછા આવીશું. લેલાં મજનૂંને એ પ્રમાણે કહે છે. બસ, થઇ રહ્યું. મજનૂંને બીજું કશું જ ન જોઇએ. એને તો લેલાંનું વચન એ પ્રભુની આજ્ઞા. એ ત્યાં જ એક ઝાડને અઢેલીને ઊભો રહે છે. વર્ષો વીતી જાય છે પણ ખસતો નથી. એ પ્રેમમાં નિશ્ચલ બને છે. એને પ્રેમસમાધિ લાગી જાય છે. એના શરીર ઉપર તો ઝાડનાં પાંદડાં, વેલા બધું વીંટાઇ જાય છે, પણ પ્રેમની ઉન્મત્ત દશામાં એને આ કશાની ખબર પડતી નથી. એ તો બસ લેલાંના ધ્યાનમાં જ મશગૂલ છે. એના આવા અદ્દ્ભુત – અલૌકિક પ્રેમની

કસોટી કરવા માટે ઇઝરાઇલ નામે સ્વર્ગનો એક ફિરિસ્તો – દેવદૂત આવે છે. બન્ને વચ્ચે કેવા પ્રકારનો સંવાદ થાય છે એ આ પુસ્તકનો વિષય છે.

આખો સંવાદ સાઠેક પૃષ્ટનો છે. આખા યે સંવાદમાં ત્રણ મુદ્દાઓ ખાસ ધ્યાન ખેંચે એવા છે. (૧) મજનૂં અને ઇઝરાઇલ એ બે પાત્રોની ખીલવટ અને એ બે પાત્રો દ્વારા રજૂ થતાં સ્નેહજીવનનાં બે ભિન્ન પાસાંઓ – ઐહિક અને પારલૌકિક. (૨) સંવાદમાં મજનૂંને મુખે રજૂ થતા ઇશ્કે હકીકીના – પ્રેમયોગના મહામૂલા સિદ્ધાન્તો. (૩) આખાયે સંવાદમાં રજૂ થતી કાવ્યતત્ત્વની ચમક અને એને અનુરૂપ વેગવાન શૈલી.

આ ત્રણેય એકમેકમાં જ સંકળાયેલાં હોવાથી આખા યે સંવાદના એક ઝડપી અવલોકનદ્વારા આ ત્રણે વિશિષ્ટતાઓનો વાચકને સહેલાઇથી ખ્યાલ આવી જશે.

ફિરિસ્તો ઇઝરાઇલ, મજનૂં જ્યાં પોતાનું તપ તપતો ઉભો છે ત્યાં આવી પહોંચે છે અને લેલાંમાં ધ્યાનલીન બનેલા મજનૂંને ધ્યાનમાંથી ચ્યૂત કરવા એને ખોટેખોટું કહે છે કે પોતે પ્રભુનો હુકમ લઇ આવ્યો છે કે મજનૂંને બેહિસ્તમાં – સ્વર્ગમાં જવાનું છે. મજનૂને તો લેલાં જ પ્રભુ છે. એ બીજા કોઇનો હુકમને શી રીતે માને ? ફિરસ્તો અને મજનૂં વચ્ચે થતી વાતચીતમાં દેખાતું લેખકનુ ભાષાકૌશલ્ય, શબ્દપ્રભુત્વ, સંવાદનું આયોજન અને ઉચ્ચ કવિત્વ આપણે એમના જ શબ્દોમાં જોઇએ:—

ફિરસ્તો : × × × દીવાના ! સાંભળતો નથી ? [1]શિતાબી કર ! શિતાબી કર ! ખુદાઇ પયગામ છે—સમજ્યો ?

---

૧. ત્વરા.

મજનૂં : સમજૂં તે શી રીતે ? શું સમજૂં ? સમજવાને તાકાત નથી મગજમાં યા જમાલ નથી દિલમાં, બિરાદર ! લેલ–ઇલ્લહક્ક ! લે...લ્...લે...લલ્લહક્ક ! મુબારક હો તમને તમારો બાગે બેહિશ્ત, ભલા ફિરિસ્તા ! બેખબર દેખાવ છો તમે કે બાગે બેહિસ્તથી પણ અસલ જગાએ જ બન્દો ખડો છેઃ ને ખુદ માલેકના જ ખુદાઇ ફરમાનથી અહીં ડેરેલો છે. માલેકના ખુદના તસવ્વરમાં[1] જ ગિરફતારી[2] છે ને અંજામનો પયગામ પહોંચાડવાને પણ માલેક ખુદ રૂબરૂ હાઝર થનાર છે તૈયાર છું – તૈયાર છું. તે હરહમેશ નિગહબાન[3] દિલ્દારનો પયગામ ઉઠાવવાને ! લે...લ...લેલ... ! લેલહક્ક ! લેલહક્ક !

ફિરિસ્તો : ( આંખો રાતી કરીને ઊંચા સાદથી – જાણે બહુ જ ગુસ્સે થયો હોય એવો દેખાવ કરીને ) અય બેવકૂફ ! બેકદર ! દીવાના ! નાફરમાની કરે છે ખુદ ખુદાના હુકમની ! માલેકની સત્તા શું તું જાણતો નથી ? પતરાઝી કર ના ! તે પાક પરવરદિગાર ત્હારો જ નહી, મગર ઇન્સાન તમામનો, સારી આલમનો, અરે – ઝમીં, દરિયાવ ને કુલ આસ્માનનો પૂરેપૂરો ને ખરેખરો ખાવિન્દ છે. તેનૂં મને ફરમાન છે, સમજ્યો ? ખુદ હકકનો હૂકમ લઇને હું આવું છું. ઉઠ ! ઉઠ ! બેહયા ! ઉઠ ! નાદાની કર નહીં ! યા રહીમ ! યા રહીમ ! યા રહીમ !

મજનૂં : તાજ્જુબ ! તાજ્જુબ ! ફિરિશ્તાના આ સુખનથી ઔર તાજ્જુબ છું: ઓ ભલા ફિરિસ્તા ! મ્હારી બેવકૂફી ને નાદાનીનો જ મારા પર અહેસાન છે કે જેણે આ ચસ્મેજિગરની જુગજુગની તરસ શીટાડી છે – ખુદ ખુદાઇ દીદારની ઝાંખી કરાવી

---

૧ ચિન્તનમાં. ૨ લીનતા ૩ કૃપાળુ.

છે. બિરાદર ! તમારી આ સારી દુનિયાની લિયાકત યા દાનિયતથી મારા રુહને[1] ફાયદો કશો જ નથી. રે ! નથી કોઇ વકૂફીની હવે ગરજ યા નથી ખાયેશ કોઇની પાસેથી હવે ઙ્યાઇ યા દાનાઇ ઙ્હડવાને ! જાવ ! ફિરિસ્તા, તમે જાવ ને મને મારા હાલમાં જેમ છું તેમ રહેવા દો. લેલહકક...લેલહકક.

× × ×

આ પછી ફિરિસ્તો બીજી લાલચ આ પ્રમાણે રજૂ કરે છે:

ફિરિસ્તો : × × × તને બેહિસ્તમાં લઇ ચાલવાને મને ફરમાન થયેલું છે. ભલા ! મઝેદારી છે ત્યાંઃ ને પરીઓ ને ગુલામોનો તો પાર નથી ! છોડી દે બેવફાઇ ને ઉઠ ! ઉઠ ! મજનૂં !

મજનૂં : બન્દો બેવફા નથી ને બેવફા થવાને જરા પણ ચાહતો નથી. ' બેહિસ્ત – બેહિસ્ત ' શું કરે છે તૂં ફિરિસ્તા ? ઇશ્કનાં મુબારક કદમથી પાવન થયેલી જગાહ આગળ તારાં લાખો બેહિસ્તની કિમ્મત એક ફૂટલી કોડી પણ નથી ! તંગી હોતી જ નથી તારા બેહિસ્તની, કોઇ પણ સાચા આશકને !' મઝેદારી ખપતી નથી બીજી ને જેમ છું તેમ અમનચમનમાં છૂં – ઇશ્કદારીની યાદીમાં હરદમ ખુશબખ્ત છૂં. હરીંજ કરી છે તારૂં બેહિસ્ત, ફિરિસ્તા ! જગાવી દે ઇશ્કની ધુની ને બની જા આશક ! લે...લલ્લહકક ! લે...લલ્લહકક !

× × ×

આ પછી ફિરિસ્તો મજનૂંને એની પ્રિયતમા લેલાં તરફથી એનું મન વિરક્ત કરવાને એનાથી બનતા પ્રયત્નો કરે છે પણ કોઇ રીતે મજનૂંનું દિલ ચળતું નથી. છેવટે ફિરિસ્તો એને પ્રશ્ન પૂછે છે :

---

[1] આત્મા.

છે, એમ એ કહે છે. મજનૂંને આ ગળે ઊતરતું નથી. ઇઝરાઇલ બીજી દલીલ રજૂ કરે છે કે લેલાં પોતાના પિતા સાથે મક્કામાં મઝા કરે છે અને મજનૂં એને માટે આટલું આટલું ઝૂરી મરે છે તેની કશી પણ કદર કરી શકતી નથી; માટે મજનૂંએ એનો મોહ છોડી દેવો જોઇએ. મજનૂંને આ પણ સ્વીકાર્ય નથી. સમર્પણ કરનાર હૃદય કદી પણ, જેમાં પોતે સમર્પણ કરે છે તેની દરકારી યા બેદરકારીની કશી પણ પર્વા કરતું નથી તે તો સમર્પણ કર્યે જ જાય છે. એમાં જ એ મજા માને છે.

વળી એક રમૂજ ઉત્પન્ન થાય છે. મજનૂં ફિરિશ્તાને પૂછે છે કે તું પોતે પોતાને ભલે ફિરિશ્તો કહેવડાવતો હોય...વાક્ય અધુરૂં જ રહે છે અને જવાબમાં ફિરિશ્તો કહે છે:

"કહેવડાવતો નથી, મજનૂં ! ખુદ પરસ્તાનથી[1] આવું છું. જોતો નથી આ પાંખો ?" ( ફિરિશ્તો પોતાની પાંખો ફફડાવી બતાવે છે. )

મજનૂં તરત જ રમૂજ ભર્યો ઉત્તર આપે છે:

"પાંખો તો ઘણી જોયેલી છે, ફિરિશ્તા ! મગર પાંખો હોવા છતાં **આંખો નથી** એ જ અજાયબી છે ?"

આ પછી ફિરિશ્તો બીજી બેત્રણ દલીલોદ્વારા મજનૂંને પોતાની આદર્શમૂર્તિ લેલાંના પ્રેમમાંથી ડગાવવા પ્રયત્ન આદરે છે પણ સફળ થતો નથી. ફિરિશ્તો હવે પોતાની મુખ્ય દલીલ રજૂ કરે છે:

"મગર ખુદા ઓરત તો નથી જ, ઓ દીવાના !"

---

[1] દેવોના દેશમાંથી.

એના ઉત્તરમાં મજનૂં જે જવાબ આપે છે તે પ્રેમધર્મનો બીજો મહાન સિદ્ધાન્ત રજૂ કરે છે, અને તે આ પ્રમાણે:—

મજનૂં: ખુદા ? ખુદા ? ખુદા શું છે એ હરકોઈ ઈન્સાન નથી[1] બની શકે તેટલી બધી રીતે ઈશ્કના બન્દાઓ[2] જાણે છે. જેટલું આશકો ખુદાને જાણે છે તેટલું બીજું કોઈ પિછાનતું નથી, પિછાની શકતું નથી. ખુદા શું છે ? શું એ ખુદા ? ઈશ્ક જાતે ખુદા છે. ખુદા અને ઈશ્ક એવી કોઈ બે ચીજો એકમેકથી અલગ નથી. નથી કોઈ અમુક ચીજ ખુદા કે નથી કોઈ ખુન ખુદા ! ખુદા નથી કોઈ હાથપાંવ યા ખુદા નથી કોઈથી પેદા થયેલ બદનદાર આસામી ! મગર નેક નૂરે ઈશ્ક એ જ ખુદા છે અને એ જ નૂરે ઈશ્કના મુબારક પ્રકાશનો પૂર ફેલાવો એ જ આલમ તમામની પયદાશનું અસલ સબબ કલમામાં દર્શાવીને શુરૂ કરેલું છે. ઈશ્કની બુલન્દ રોશનીથી[3] જેનાં ચશ્મે જિગર[4] ખૂલેલાં છે તેને તો માલૂમ છે કે આલમની હયાતીનું

બેઇશ્ક મૂલ્ક[1] એ જ દોઝખ[2] છે–ગોયા એ જ અલ્ અરફનું[3] અંધારૂં છે.

વળી પાછો ઇઝરાઇલ નવી દલીલ લઇ આવે છે કે લેલાં કંઇ એવી ખૂબસૂરત નથી, જેથી મજનૂંને એના તરફ પ્રેમ ઉત્પન્ન થાય. આના જવાબમાં મજનૂં જે જવાબ ઇઝરાઇલને આપે છે તે દ્વારા શ્રી ' સાગર આપણને પ્રેમધર્મનો ત્રીજો મહાન સિદ્ધાન્ત – સ્નેહજીવનની દૃષ્ટિએ સૌંદર્યમીમાંસા કરીને – આ પ્રમાણે આપે છે:

મજનૂ: × × × ઓરતનું બદન ? ખયાલ કર – ખયાલ કર, ભલા ! કે જે ચશ્મ એ નૂરને ખુદ બ ખુદ પીએ છે તે શું ઓરતનું બદન જુએ છે ? જે આંખ દીદારે ઇશ્કને[4] હઝમ કરે છે તે આંખનો તને કશો યે ખયાલ છે ? બદનની ખૂબસૂરતી યા બદસૂરતી એ દુનિયાદારીનો વેપારી મામલો કયાંથી દાખિલ થયો તારા ફિરિશ્તાના દિલમાં ? ! ઉઘાડ – ઉઘાડ તારા દિલનો દરવાજો, ઓ બેઇશ્ક ઇઝરાઇલ ! ને ખયાલ કર ગોયા મિટ્ટીની ચીઝની ખૂબસૂરતી જાતે તો મિટ્ટી નથી ને મિટ્ટીની આંખે જોયેલી તસવીર તમામ સાચેસાચી નથી. અક્કલની સિલક હોય તો એકંદર

જો હો ખુદા તો હો ભલે ! તેની હમોને શી તમા ?
છે ઇશ્કથી તે ના વડો જે ઇશ્ક મારૂં તાજ છે !

× × ×

જે ઇશ્કનો બન્દો ઠર્યો તે છે ખુદાઇનો ખુદા !
ઓહો ! ખુદા શું ? લોક શું ? કે કોઈ શું તેને કરે ?

( ઇશ્કનો બન્દો )

૧ પ્રેમવિહીન પ્રદેશ. ૨ નરક – નારકી જીવન. ૩ નરકનું – નારકી જીવનનું. ૪ પ્રેમદર્શનને.

ખર્ચી નાખ ને દરિઆફ્ત કર[1] કે ઓરતમર્દ તે મિટ્ટીનાં બન્યાં બદનમાં છે અગર અર્વાહમાં ?[2]

અનેક રીતે ઇઝરાઇલ મજનૂંની કસોટી કરે છે, પણ મજનૂં ડગતો નથી. એને તો એક જ ધૂન લાગી છે – લેલાંની. ફિરિસ્તો મજનૂંને શાએર[3] કહીને મુબારકબાદી આપે છે, પણ એ એને રૂચતું નથી. મજનૂંનાં વચનોદ્વારા અત્રે શ્રી ‘ સાગર ’ કવિ અને પ્રેમી વચ્ચેનો મૂલગત તફાવત આ પ્રમાણે સમજાવે છે:

મજનૂં : × × × શાએરી જેની માશૂક છે તે શાએર ને ઇશ્ક જેની માશૂક છે તે આશક; એકની માશૂક બહારની કુદરત યાને હુશ્ની ને બીજાની માશૂક અન્દરની કુદરત યાને ખુદ રાઝે [4]હકકની ફકીરી શહેનશાહત ! એકને ઇલ્મ યાને [5]અકલપરસ્તી કરવાની ને બીજાને ઇશ્ક યાને [6]હકકપરસ્તી જ મંઝૂર છે. શાએર એટલે જાદૂગર, આશક એટલે માશૂકનું દિલ ને માશૂક તારા અલ્લાહની આંખ.

× × ×

પરંતુ, સાચો આશક આ પ્રમાણે હેરાન થાય એ પ્રભુને ગમતું નથી. આસપાસનો બધો દેખાવ એકદમ બદલાઇ જાય છે અને સૂર્યનો પ્રકાશ બધી દિશાઓને અજવાળે છે. માત્ર, ઇઝરાઇલ જ સાંભળી શકે એવી આકાશવાણી દ્વારા પ્રભુ પોતે ઇઝરાઇલને આ પ્રમાણે કહે છે:

“ બસ ! ઇઝરાઇલ ! બસ ! બસ કર [7]ઝબાન ને એકદમ

૧ ધ્યાનથી સમજી લે. ૨ આત્મામાં ( અર્વાહ = રૂહ – જીવ – એનું બહુવચન ). ૩ કવિ. ૪ બ્રહ્માનાં રહસ્યોની. ૫ બુદ્ધિપુજા. ૬ બ્રહ્મોપાસના. ૭ જીભ.

એને છોડી દે. દોસ્ત છે મારો મજનૂં – પ્યારો છે મારો એ પાગલ ! ને ફિદા છું એની નેક [1]ઇબાદતથી ! જ્યાં જ્યાં એ કદમ મૂકશે ત્યાં ત્યાં બેહિસ્તથી અવ્વલ બનાવીશ, આપીશ એને એની લૈલાં – ખુદ હું એની લૈલાં બન્યો છું, બનું છું ને બન્યાં કરીશ. એનાં એક બનાવીશ ને રાખીશ એને ખાસ મારી હુઝૂરમાં ને રહીશ હરદમ હું એની તહેનાતમાં ! કાઝીઓને, મૌલ્વીઓને, શાએરોને અને ફિલ્સુફોને કહી આવ કે **અલ્લાહ ઈશ્કનો ગુલામ છે, પ્યારનો તાબેદાર છે ને આ દુનિયા-રૂપી દરિયાવમાં આશકનો બેડો પાર છે. જેને મારી ગરજ છે તેણે પોતાની અક્કલ છોડી દઈને આશક થવું – પાગલ થવું ને આવા જોગી થવું, સબબ આવાના જ હાથમાં મારી [2]દાનાઇના કુલ ખઝાનાની ચાવીઓ હું આખરે બખ્શિશ કરૂં છું.** ”

આ રીતે આ સંવાદ પૂર્ણ થાય છે. વાચક – વિવેચક જોઇ શકશે કે મજનૂંના શબ્દો સાચા આશકનો પૂર્ણ પવિત્ર હાલ રજુ કરે છે. એના જ દ્વારા શ્રી ‘ સાગર ’ સ્નેહજીવનનાં ઉચ્ચોચ્ચ ત્યો રજૂ કરે છે. સંવાદની ભાષા અને શૈલી તેજસ્વી અને જોરદાર છે, છતાં એમાંથી સંગીતની મીઠાશ – મનોરમતા, મધુરૂં સંગીત ઝરતું હોય એવી આહ્લાદક અસર ઉત્પન્ન કરે છે. લેખકનો આત્મા કવિનો આત્મા છે. એમ લાગ્યા વિના રહેતું નથી. આખોય સંવાદ એક ઊર્મિગીત હોય એમ લાગે છે.

સંવાદમાલામાં પ્રગટ થયેલા શ્રી ‘ સાગર ’ના બે સંવાદો પણ આપણને શ્રી ‘ સાગર ’ના ગદ્યનો સારો ખ્યાલ આપે છે.

---

૧ ભક્તિથી. ૨ બ્રહ્મજ્ઞાનના – પ્રજ્ઞાનના (Divine Wisdomના).

જયશિખરી અને રૂપસુંદરીનો સંવાદ ટૂંકો જ છે. પ્રસંગ ભૂવડના આક્રમણનો છે. જયશિખરી વિચારમાં છે કે પોતાની પત્ની રૂપસુંદરી સગર્ભા હોવાથી લડાઇમાં પોતે માર્યો જાય તો પણ રૂપસુંદરીને કંઇ પણ નુકશાન થવું ન જોઇએ; કારણ કે એને ખાત્રી છે કે એ ભવિષ્યની રાજમાતા છે. આખો ય સંવાદ સરળ અને સંસ્કારી ભાષામાં લખાયેલો છે અને શ્રી ' સાગર 'ના શિષ્ટ અને ઓજસભર્યા ગદ્યનો સુંદર નમુનો પૂરો પાડે છે. વિસ્તારભયથી આપણે એના વિવેચનમાં નહીં ઉતરીએ.

એમનો બીજો સંવાદ ' શિવાજી અને તાનાજી ' પ્રમાણમાં વિસ્તીર્ણ છે અને મહત્ત્વનો પણ છે. મહારાજા શિવાજી સંન્યાસીના વેશમાં, મુર્શિદાબાદથી થોડા ગાઉ ઉપર એક અરણ્યમાં પોતાના સરદાર તાનાજીને અફઘાન સિપાઇના વેશમાં મળે છે. બન્ને વચ્ચેની વાતચીત થોડા સમય પૂર્વે બની ગયેલા બનાવોની ચર્ચા નિરૂપે છે. આખા યે સંવાદનું બાહ્ય કલેવર ઇતિહાસનું છે, પણ એનો આત્મા તો શ્રી ' સાગરે ' પોતે પોતાના જ જીવનમાં વણી લીધેલાં જીવનનાં પરમ સત્યોનો જ બનેલો છે. એ સત્યો શ્રી ' સાગર ' શિવાજીને મુખે કહેવડાવે છે. એમાંનાં મહત્ત્વનાં સત્યોનું આપણે દિગ્દર્શન કરીએ.

પ્રસંગાનુસાર શિવાજીને મુગલોના હાથમાંથી બચવા માટે ચક્રબત્તી નામના બ્રાહ્મણને ત્યાં સંન્યાસીના વેષે રહેવું પડે છે ! તે વાતચીત શિવાજી અને તાનાજી વચ્ચે ચાલે છે. શિવાજી તાના-જીને કહે છે કે કેવા ભાવથી તે ગરીબ બ્રાહ્મણ ચક્રબત્તી પોતાની માતાને અને શિવાજીને જમાડીને પછી જ જમતો. પછી શિવાજી પોતાનું હૃદય વ્યક્ત કરે છે કે એ વૃદ્ધ માતા શિવાજીને જમાડ્યા

વિના કદાપિ જમતી નહીં, એ જોઇ–સંન્યાસી પ્રત્યે આટલો આદરભાવ અને આવી ધર્મપરાયણવૃત્તિ જોઇ – શિવાજીને ઘણું લાગી આવતું. આના જવાબમાં તાનાજી કહે છે:

તાનાજી – મહારાજ ! પ્રજાવત્સલ છો – ધર્મપ્રીતિના રક્ષક છો – પોષક છો.

શિવાજી – તાનુ ! વારંવારના આવા વિગ્રહો – કેવળ જ સત્ત્વવિરોધી વાતાવરણ વચ્ચે નિરંતરનો વસવાટ છતાં ધર્મની પ્રીતિમાં જે પ્રજા લેશ પણ શિથિલ થઇ નથી તે આર્ય પ્રજાને ધન્ય છે ! હું તો સ્પષ્ટ જ જોઇ શકું છું, કે કાલાન્તરે કદાપિ વિધર્મીઓ આખા ભરતખંડના વિજેતા થઇ જાય અને દેશમાં અનેક ફેરફારો દેખાય, તથાપિ, આર્ય હૃદયની શ્રદ્ધા અને ભક્તિનાં આવાં સજીવન ધર્મમંદિરોને કોઇ કશી હાનિ કરી શકે એ તો અસંભવિત છે. આ દષ્ટાન્તની સાથે તું જો કે ધર્મ અને ધર્મ એ એક જ ભરતખંડનું જીવન છે – અને આર્ય હૃદયમાં તે અવિચળ છે.

વાચક જોઇ શકશે કે આ વાકયોમાં સ્પષ્ટ થતી શિવાજીની ધર્મપ્રીતિ શ્રી 'સાગર'ની જ ધર્મપ્રીતિ વ્યક્ત કરે છે, એમનો જ જીવનસિદ્ધાન્ત રજૂ કરે છે. સુજ્ઞ વાચકવિવેચકને લેખકની શૈલીમાં રહેલી પ્રવાહિતા, સરળતા અને ઓજસ્ – બલ પણ લક્ષમાં આવ્યા વિના નહીં રહે.

જરા આગળ ચાલીએ. શિવાજી એક સાંઇબાવાના સત્સંગની વાત તાનાજીને કહે છે. શિવાજીની સારગ્રાહી દૃષ્ટિની સાચી કદર કરતાં તાનાજી કહે છે:

તાનાજી : મહારાજ ! મિત્ર હો વા શત્રુ હો; પરંતુ સૌના

સદ્‌ગુણોનું સમાન બુદ્ધિથી અન્વેષણ કરવાની શ્રીમન્તની ઉદાર અને પ્રામાણિક રાજ્યનીતિ પ્રત્યેક મહારાષ્ટ્રી જાણે છે અને વખાણે છે.

જવાબમાં શિવાજી કહે છે:

શિવાજી: ખરી વાત તો એ છે, તાનુ ! કે માણસ જાતે માણસનું મિત્ર કે વૈરી કદાપિ હોતું નથી–હોવાનું સંભવતું નથી; તેનામાં રહેલા ગુણો અને તે દ્વારા ઉપસ્થિત થતાં કર્મો જ સ્નેહી કે શત્રુ પરસ્પરને બનાવે છે–મનાવે છે. એ ત્રિગુણાત્મક જીવનને આત્મદષ્ટિથી ઉલ્લંઘીને સમીક્ષણ કરતાં તો કોઇ કોઇનું દુશ્મન કે કોઇ કોઇનું મિત્ર નથી જ, તાનુ !

શિવાજીનાં આ વચનોદ્વારા શ્રી ' સાગર ' જીવનની પેલી ઉચ્ચ ભૂમિકાની વાત કરે છે જે માટે શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે કોઈ કોઈનું દુશ્મન નથી; પોતાનો આત્મા જ પોતાનો મિત્ર યા દુશ્મન* છે.

પછી, થોડા વાર્તાલાપ પછી તાનાજી શંકા કરે છે કે સાંઈ બાવાને આપણા ધર્મ પ્રત્યે સમભાવના હશે ? જવાબમાં શિવાજી શું કહે છે ? જોઇએ:

શિવાજી : ધર્મને જે ખરી રીતે જાણે છે તે ધર્મરૂપ બને છે. ધર્મ એટલે જ એકતા – સકલમયતા અથવા સમદષ્ટિ – અને એવી ધર્મરૂપતાને આપણો અને પારકો એવું દ્વૈત છતમાં જ રહેતું નથી. × × ×

તાનાજી : તો એવા લોકો મહારાજને યુદ્ધ પ્રસંગે સાહાય્યક નીવડે ખરા ?

---

* आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः । अ. ६–५.

શિવાજી : સાહાય્યક નીવડે – નિ:સંશય, પણ તે મુમુક્ષુની દૈવી અને આસુરી સંપત્‌ના આન્તર વિગ્રહમાં, તાનુ ! યુદ્ધની તેઓ અગત્ય સ્વીકારે છે અને જાતે મહાપ્રબલ જોદ્ધાઓ છે, પણ તે મનુષ્યહૃદયમાં યુગોથી ચાલતા પળે પળના અટપટા યુદ્ધમાં – બાકી આ બહારનાં યુદ્ધો જે આપણે હ્હડયાં જ કરીએ છીએ તેની તો તેઓ જરૂર જ જોતા નથી. પ્રેમ એ એમનું જીવનસૂત્ર છે, અને તેઓ માને છે કે **માણસ માત્ર જો પ્રેમનો જ આશ્રય કરીને જીવન ગાળે અને રાજાઓ પ્રેમને જ અનુસરે અને અનુસરાવે તો શસ્ત્ર જેવી કોઇ વિઘાતક વસ્તુની જ વિશ્વમાં કદાપિ જરૂર પડે નહીં.** × × × એમણે મારામાં શ્રી સમર્થનો જ ગુરુઆદેશ જગાડયો કે હુંપણાના વિલય માટે જ મનુષ્ય મનુષ્ય બન્યું છે.

તાનાજી : વીરશિરોમણિ મહારાજને મુખે વિરાગની વાર્તા સાંભળું છું !

શિવાજી : વસ્તુમાં તો રાગ અને વિરાગ એવી બે વાતો વિદ્યમાન જ નથી, તાનુ ! પરંતુ નિ:સરણીએ ચ્હડનારની અને મુકામે પહોંચેલાની સ્થિતિ અને દૃષ્ટિનો ફેર સ્વાભાવિક છે. રાગ અને વિરાગ બન્નેનો જ્ઞાનમાં લય છે એવું શ્રી ગુરુદેવે રાઘવચરિત સમજાવતાં સ્પષ્ટ કર્યું હતું. આ સુફીસન્તો પણ એ જ તત્ત્વસુધા પાય છે અને મોહમાં મરેલાને પરમાત્મામાં જીવાડે છે. શ્રી સમર્થે યોગવાસિષ્ઠની ટીકા શ્રવણ કરાવતાં જીવ અને જગતને પ્રેમસાગરમાં ઝબકોળીને જે નૈષ્ઠિક જીવન દાખવ્યું હતું તે જ આ મહાત્માઓનું નિરન્તરનું આહ્નિક છે. પાપ અને પુણ્ય, સત્‌ અને અસત્‌ વસ્તુમાં કશું નથી – માત્ર હેતુ પરથી નીપજતી એ ક્રમિક નિયંત્રણા છે. સૃષ્ટિને નિરૂપનાર અને નિયમનાર દૃષ્ટિ વિના ઇતર કોઇ છે જ નહીં.

બીજે પ્રસંગે શિવાજી ઉચ્ચારે છે:

× × × સંતસમાગમનો પુણ્યપ્રસાદ પામવાથી મેં જોયું કે ખરું વીરત્વ તો આત્માના સમર્પણમાં જ છે. અનિગ્રહિત મનના ઉન્માદોની ભયંકર ક્ષણોએ પણ શ્રી હરિનું અનન્ય શરણું ગ્રહણ કરીને સંકલ્પવિકલ્પો સૌ તેને સોંપવા અને તેનામાં જીવવું એ જ ખરી – સર્વોપરિ વીરતા છે. ચિત્તના શુદ્ધિકરણ વિના સાચી વીરતાનું ઉદ્દીપન થતું નથી. **યુદ્ધમાં જેટલું બળ જોઇએ તેના કરતાં શાન્તિમાં ઘણું – ઘણું વધારે સામર્થ્ય જોઇએ છે.** કાપાકાપી અને અગણિત મનુષ્યોનો વધ એ કંઇ વીરતાનાં લક્ષણ નથી. અરે, એ તો વીરતાને લજાવે, કદાચ – તાનાજી ! શાન્તિ એ જ સાચા વીરનું તો લક્ષણ છે.

અને, આગળ શિવાજી આવું ભવિષ્ય કથન કરે છે:

શિવાજી : × × × ભાવિમાં એવો પણ યુગ આવશે, કે વગર હથિયારે શાન્તિનું સામ્રાજ્ય સ્થાપનારી કોઇ નિપુણ સત્તા પ્રકટ થશે – લોહિનો એક પણ બુન્દ વિના ભારતમાં સુખશાન્તિ ફેલાશે અને આવાં યુદ્ધો તો અનાર્યનાં લક્ષણો મનાશે – કદાચ.

‘ શિવાજી અને તાનાજી ’ નામક શ્રી ‘સાગર’ના સંવાદનો માત્ર અતિ મહત્ત્વનો ભાગ જ ઉપર આપ્યો છે. શ્રી ‘સાગર’ની સંવાદકલાનો સંપૂર્ણ ખ્યાલ તો વાચકને બાવીસ પૃષ્ટનો આ આખો સંવાદ વાંચે તો જ આવી શકે. આમ છતાં, વાચક જોઇ શકશે કે શ્રી ‘સાગર’ પોતાનાં પાત્રોદ્વારા કેવી કુશળતાથી પોતાના જીવન-સિદ્ધાન્તો અને સનાતન સત્યો વાચકને આકર્ષક અને કલાયુક્ત રીતે આપી શકે છે. મનુષ્યમાત્રમાં રહેલી ચૈતન્યની એકતા, મનુષ્યમાં હોવી જોઇતી વિશાળ ધર્મદૃષ્ટિ, મનુષ્યના આન્તરમાં

સદૈવ ચાલતું ષડ્રિપુઓનું યુદ્ધ, શ્રી હરિનું અનન્ય શરણું, વિશ્વપ્રેમની ભાવના, રાગ અને વિરાગ – પાપ અને પુણ્ય – સત્ અને અસત્ – એ દ્વંદ્વોનું માત્ર સંબંધપુરતું અસ્તિત્વ અને વિશ્વશાન્તિનું અગત્ય – આ બધાં સનાતન સત્યોનું શ્રી શિવાજીમુખે આપણને શ્રી 'સાગરે' દિગ્દર્શન કરાવ્યું છે. વસ્તુતઃ તો એ શ્રી 'સાગરે' પોતે પોતાના જીવનમાં વણી લીધેલાં જ પરમ સત્યો છે અને તેથી જ શ્રી 'સાગર' વાચકને આટલી સરળ અને ભાવગ્રાહી રીતે આપી શકે છે.

'મજનૂં જોગી અને ફિરિસ્તો' અને 'શિવાજી અને તાનાજી' એ બેની શૈલીમાં ફેર છે અને તે વિષયને અનુસરીને છે. શ્રી 'સાગર' સંવાદોમાં પણ પોતાની શૈલી વિષયને અનુકૂળ કેવી રીતે પલટાવી શકે છે, એ પણ વાચકને સહજ ખ્યાલમાં આવી શકશે. 'ગોરખ અને મચ્છેન્દ્ર' નામના શ્રી 'સાગર'ના અપ્રસિદ્ધ આધ્યાત્મિક સંવાદમાં વળી કોઈ જુદી જ શૈલી છે. પ્રભુકૃપા તો નજીકના ભવિષ્યમાં એ સંવાદ પ્રસિદ્ધ થશે. શ્રી 'સાગર'ના સંવાદોની સમાલોચના અત્રે પૂર્ણ થાય છે.

ગદ્યલેખક તરીકે શ્રી 'સાગર'નો યશ માત્ર સંવાદો પૂરતો જ નથી. સંવાદો ઉપરાંત શ્રી 'સાગરે' બીજું ઘણું ગદ્ય લખ્યું છે. આ પ્રકરણની શરૂઆતમાં દર્શાવ્યા પ્રમાણે સનાતન વિચારણા, મુમુક્ષુવિચારણા, સ્વીડનબોર્ગનું ધર્મશિક્ષણ, મહાત્મા વિવેકાનન્દનું હૃદયબલ, મહાત્મા એમર્સનનું પરમાત્મતત્ત્વ, ધર્મવિચારણા, સંતોની વાતો, ગીતાની વિચારણા, ગીતાનું હૃદય અને સ્ત્રીપુરુષવિચારણા – એટલાં નાનાં નાનાં ગદ્યપુસ્તકોદ્વારા આ વિષયો ઉપરનું પોતાનું વક્તવ્ય સરળ અને ભાવવાહી શબ્દોમાં શ્રી 'સાગરે' રજૂ કર્યું છે.

આ પુસ્તકોનું આલેખન સિદ્ધ કરે છે કે શ્રી 'સાગર' માત્ર ઉચ્ચ કોટિના કવિ જ નહીં પણ સારા, સુશ્લિષ્ટ અને પ્રાણવાન ગદ્યના પણ વિધાયક છે – એક પ્રતિભાશાળી ગદ્યલેખક છે.

મુમુક્ષુવિચારણા અને સ્ત્રીપુરુષ વિચારણા મૂળમાં તો મુમુક્ષુઓને લખેલા પત્રો જ છે; જે પાછળથી પુસ્તકાકારે છપાવવામાં આવ્યા હતા. મુમુક્ષુવિચારણા અને સ્ત્રીપુરુષ વિચારણામાં રજૂ થતા ગદ્યની શૈલી ઘણી સરળ છે છતાં વાચકના હૃદયમાં એના શબ્દો સોંસરા ઉતરી જાય અને ધારી અસર કરે એવી સચોટ છે. નથી એમાં શબ્દાર્થઘનતા યા ખોટો શબ્દાડંબર. એની પ્રવાહિતા પારદર્શક છે અને તત્ત્વજ્ઞાન જેવા કૂટ વિષયનું પ્રતિપાદન કરવામાં સંપૂર્ણ રીતે સફળ નીવડે છે, એ એના અભ્યાસીઓને સુવિદિત છે. એમાં રજૂ થતું તત્ત્વદર્શન અને ધર્મજ્ઞાન સામાન્ય કોટિનું કોઈ પણ સંસ્કારી હૃદય સરળતાથી સમજી શકે એવી રીતે રજૂ થયું છે. એમાં રજૂ થયેલા વિચારદર્શનની સમાલોચના આ પુસ્તકમાં યથાસ્થાને કરવામાં આવશે, એટલે આ સ્થળે આપણે એનું નિરૂપણ નહીં કરીએ. સનાતન વિચારણા અને ધર્મવિચારણા પ્રમાણમાં બહુ જ નાની પુસ્તિકાઓ છે અને એ બન્નેમાં લેખકે માત્ર પોતાના તત્ત્વજ્ઞાનના બેચાર સિદ્ધાન્તો એમની લાક્ષણિક ઢબે રજૂ કર્યા હોવાથી, એમાં એમના ગદ્યને યથેચ્છ વિહરવાની ઝાઝી તક મળી નથી. સ્વીડનબોર્ગનું ધર્મશિક્ષણ એ પુસ્તક પણ ટૂંકું જ છે; જેમ બ્રહ્મસૂત્રો ઉપર શ્રીમદ્‌શંકરાચાર્યે ટીકા રચી છે તેમ આ પુસ્તિકામાં શ્રી 'સાગરે' સ્વીડનબોર્ગનાં દસ સૂત્રો આપીને દસે ઉપર સરળ શબ્દોમાં ટીકા – સમજૂતી આપી છે. આથી આ પુસ્તિકામાં એક જ મુદ્દા ઉપર વિસ્તારી વિવેચન કે વિચારપ્રવાહનું વહન ન હોઈ શકે, એ પણ સ્પષ્ટ જ છે. ભાષા સરળ અને વિષયને યોગ્ય જ છે.

મહાત્મા વિવેકાનન્દનું હૃદયબલ અને મહાત્મા એમર્સનનું પરમાત્મ-તત્ત્વ એ બે પુસ્તિકાઓમાં અનુક્રમે વિવેકાનન્દનના એક ભાવવાહી પત્રનું ભાષાન્તર અને એમર્સનના 'પરમાત્મતત્ત્વ' (Oversoul) નામક નિબન્ધ ઉપરથી લખાયેલો સ્વતંત્ર લેખ છે. છે એમ જ વાંચતાં એમાંથી એક પણ ભાષાન્તર કે અનુવાદ હોય એમ લાગતું નથી, એ લેખકની ગદ્યલેખક તરીકેની વિશિષ્ટતા છે. એમાંથી એક પણ લખાણ મૌલિક ન હોવાથી આ બન્ને પુસ્તિકાઓમાં લેખકનો ગદ્યપ્રવાહ સરળતાથી પણ મૂળ લખાણની વિચારમર્યાદાને લીધે સંયમિત વહ્યો છે, અને એમ જ હોય એ સ્વાભાવિક છે.

'સંતોની વાતો'માં આપણને શ્રી 'સાગર'નું દર્શન ટૂંકી વાર્તાઓના લેખક તરીકે થાય છે. આ પુસ્તકમાં ભિન્ન ભિન્ન સંતોની ચોવીસ વાર્તાઓ આપેલી છે. પ્રત્યેક વાર્તામાં પ્રભુને પામવાનાં ભિન્ન ભિન્ન સાધનોમાંનું કોઇને ને કોઇ સાધન વિશિષ્ટ રીતે સમજાવવાના હેતુથી વાર્તા યોજાઇ છે. આમ હોવાથી ઘણાં પાત્રો, પાત્રોની ખીલવટ કે લાંબું વસ્તુગૂંથન આવી વાર્તાઓમાં ન હોઇ શકે એ દેખીતું છે. આમ છતાં જ્યાં જ્યાં સ્પષ્ટ પાત્રાલેખનની જરૂર ઉભી થઇ છે ત્યાં ત્યાં શ્રી 'સાગરે' સચોટ પાત્રાલેખન કર્યું છે. દષ્ટાન્ત તરીકે દસમી વાર્તામાં રૂપાજી ઠાકોરનું પાત્ર ગણાવી શકાય. આ ઉપરાન્ત, પ્રાણવાન, ઝડપી અને નૈસર્ગિક વાર્તાલાપ આખી વાર્તાને કોઇ ઓર જ ઝળક આપે છે. આ તત્ત્વ તો લગભગ એમની બધી જ વાર્તાઓમાં દેખાઇ આવે છે, એટલે દષ્ટાન્ત આપવાં નિરર્થક છે, છતાં એકાદ દષ્ટાન્ત જોઇએ.

'ભીમની ભક્તિની વાત' (વાર્તા ૭ મી)માં એવું આવે છે કે મહારાજા યુધિષ્ઠિર એક વાર વસંતોત્સવમાં ભગવાન

શ્રી કૃષ્ણને આમંત્રણ આપવાનો વિચાર કરે છે. ભગવાન શ્રી કૃષ્ણને આમંત્રણ આપીને તેડી લાવવાનો ભાર કુદરતી રીતે જ અર્જુન ઉપર આવે છે. ભગવાન શ્રી કૃષ્ણ જાણતા હતા કે બધા ભાઇઓને પોતપોતાની બુદ્ધિનું અને ગુણોનું અભિમાન હતું અને સાવ ભોળો તો એકલો ભીમ જ હતો. અર્જુન ભગવાનને તેડવા જાય છે. ભગવાન કૃષ્ણજી શો જવાબ આપે છે ? એ કહે છે:

"ઓ ભાઇ અર્જુન ! મને બરાબર વિદિત છે કે તું વસન્તોત્સવ નિમિત્તે બહુ ભાવથી મને ત્યાં લઇ જવા આવ્યો છે અને હું જરૂર જ આવત – વળી તું જાતે તેડવા આવ્યો છું એટલે ન આવું એવું બને જ કેમ ? પણ ઓ ભાઈ ! મારા એક પરમભક્તને અત્યારે એવી તો ભીડ છે, કે હું ત્યાં જ જવા નીકળું છું અને મારા ગયા વિના ચાલે એમ છે જ નહીં; તું અને મહારાજ યુદ્ધિષ્ટિર બન્ને મને સ્નેહથી ક્ષમા કરજો, હાં" – પોતે તો એકદમ જ આટલું વિનયપૂર્વક કહી ઝટને વિમાન ચલાવી મૂક્યું. અર્જુન તો આભો જ બની ગયો અને હસ્તિનાપુર જઇને બનેલો વૃત્તાન્ત મહારાજ શ્રી યુધિષ્ટિરને ખેદથી કહ્યો.

પછી વારાફરતી નકુલ, સહદેવ અને સતી દ્રૌપદી – સર્વેએ પ્રયત્ન કરી જોયો, પણ કંઇ ભગવાન પધાર્યા નહીં.

એટલામાં વસન્તોત્સવ નિમિત્તે ભાતભાતનાં ભોજન આરોગવાના નિશ્ચય સાથે ભીમભાઇ આવી પહોંચ્યા: પણ કશી જ તૈયારી ન જોઇ – એમણે કહ્યું:

"અરે જમવાની તો અહીં કશી જ તૈયારી કરી નથી ! વસન્તોત્સવનો અવસર છે ને આવું ચુપચાપ:ને છેક સુનસાન સૌ કોઇ કેમ બેસી રહ્યું છે ?"

વસ્તુસ્થિતિનું નિવેદન કરતાં એ તુરત જ બોલી ઉઠ્યો:

"અરે, આપણી તૈયારી ક્યાં છે? ભગવાન્ તો અબઘડી પધારે છે – ચાલો! આપણે, તૈયારી કરો. ભગવાન તો આવે છે – આવે છે – એકદમ બધી તૈયારી કરો. **ખરી તૈયારી કર્યા** વિના બોલાવીએ તો **પોતે શી રીતે પધારે?**"

આમ કહી ભીમે બધી તૈયારી કરાવી અને શ્રી કૃષ્ણ સુદ્ધાંત બધાંનાં ભાણાં પીરસાવ્યાં અને પોતે મેદાનમાં ઉભા રહીને પોતાની ગદા આકાશમાં ખૂબ ઊંચે ફેંકી, નીચે પોતે માથું ધરીને ઉભો ને બોલ્યો:—

જુઓ, ભગવાન! હું છું ખૂબ જ ભૂખ્યો. તમને તો બધી યે ખબર છે. એકદમ આવો, ગદા પડે છે—

त्वमेव माता च पिता त्वमेव
त्वमेव बन्धुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव
त्वमेव सर्वं मम देव देव ॥

પધારો – પધારો એકદમ."

શ્રી કૃષ્ણજી તરત પધાર્યા અને સ્વહસ્તે ગદા ઝીલી લીધી, સ્નેહથી ભીમને આલિંગન આપ્યું.

વસન્તોત્સવમાં સૌને ભગવાન શ્રી કૃષ્ણના સમાગમનો લાભ મળ્યો, પણ એ મહિમા તો એકલા ભીમની જ ભક્તિનો.

બીજી એક વાત: 'એક બાવાજીના અભ્યાસની વાત.' એ વાર્તામાં ગદ્યલેખક તરીકે શ્રી 'સાગર'નું અપૂર્વ દર્શન વાચક સમક્ષ

રજૂ થાય છે. હૃદયને ઉત્તેજિત કરીને કામણ કરવાની અદ્‌ભુત શક્તિ આ વાર્તાના ગદ્યમાં સહેલાઇથી પારખી શકાય છે.

વાત એમ હતી કે બંગાળામાં એક વાર ખૂબ દુકાળ પડયો. પછી તો પ્લેગ પણ ચાલવા લાગ્યો અને મુડદાંની સંખ્યા રોજ બ રોજ વધવા લાગી. દેશની આવી હાલતમાં એક સ્ત સંતપુરુષ ગામમાં ટહેલતા હતા. ભૂખથી પીડાતા લોકો માટે અનાજ વહેંચાતું હતું અને આ સંત પુરુષ તો ટહેલતા ટહેલતા પૂકારતા હતા:

રાઝી હૈ હમ ઉસીમેં જીસમેં રઝા હૈ તેરી;
જીસમેં રઝા હૈ તેરી; રાઝી હૈ હમ ઉસીમેં.

એમની બૂમ સાંભળી દુકાળ ખાતાના અમલદારે એમને બોલાવીને રાંધેલું અનાજ આપવા માંડયું. બાવાજીએ ના પાડી અને કહ્યું:

"હમારે રામકો આજ ભોગ લગાનેકા નહીં હૈ! પરન્તુ કે રોજ રોજ રોટી બડી ધૂમસેં પાતે હૈ ઔર શરીરકા બંગલા રહેગા તો કલ ઉસકો ભોગ લગાયેંગે–હમ લોગસેં રોટી પાનેકા બૂરા વ્યસન હરહંમેશકે લિયે રખ્ખા નહીં જાતા હૈ."

દુકાળખાતાના અમલદારે આવો જવાબ સાંભળવાની આશા નહીં રાખેલી. તેમણે માનપૂર્વક બાવાજીને પોતાની પાસે બેસાડયા અને એમનો વૃત્તાન્ત પૂછયો. બાવાજીએ જે જવાબ દીધો એ શ્રી 'સાગર'ના ભાવવાહી શબ્દોમાં જ આપીશ:

"તીસરા કાન ખોલકે સુન લે હમારા અહેવાલ, બાબુ! આજથી પંદરેક વરસ પહેલાં તારા જેવો જ હું એક અમલદાર હતો. પાંચસાત જાતનાં શાકચટણી રોજ મારા ભોજનમાં

પીરસાતાં, પરન્તુ ગુરુમહારાજ દ્વારા **વૈરાગ્ય** અને **અભ્યાસ** એ બે શબ્દોનું શ્રવણ પણ મેં કર્યું હતું. તમારા બાજુ લોકો પાંચ પચ્ચીસ વરસની અફસરી કરીને, થોડાં સોનાંચાંદી ઘોરમાં દાટીને મવાલી રહીને મરી જાય છે એવા મવાલી રહીને નથી જ મરી જવું એવો મેં દૃઢ નિશ્ચય કર્યો અને પ્રતિજ્ઞાપૂર્વક અભ્યાસ શરૂ કર્યો. ભાતભાતનાં ભોજન હોય તે વખ્તે મુદ્દલ અન્ન કે જળ વગર ઉપવાસ કરવાની ટેવને મેં કેળવી, કેમકે એવું કરવાની શક્તિ તો મારામાં વિદ્યમાન હતી જ હતી. × × × જ્યારે સંખ્યાબંધ છાપાંઓ ને કિતાબો મારા મેજ ઉપર આવતાં ત્યારે એ તમામ બદીઓથી દૂર રહેવાને મેં બબ્બે પહોર સુધી એક આસને બેસીને પ્રાર્થના કરવાની શક્તિને ટેવથી કેળવી, કેમકે એવું કરવાની શક્તિ તો મારામાં મોજુદ જ હતી. ભોગ અને વિલાસ જે વખતે મારી સત્તામાં હોય તે વખતે ખાસ કરીને બ્રહ્મચર્યમાં પૂર્ણ દૃઢ રહેવાની મારી શકિત મેં ટેવથી અને આગ્રહથી કેળવી કેમકે એવું કરવાની શકિત તો મારા પોતામાં જ હતી. ચંચલ મન જ્યારે જ્યારે કહ્યું ન માને ને બાહ્યમાં જવા માંડે ત્યારે ત્યારે એને એક શબ્દમાં મચ્યા રહેવાને પૂર્ણ યોગાનુભવ મેં શિખવ્યો, કેમ કે એ પુરુષાર્થની મારી શકિત તો મારામાં જ હતી. મચ્છરદાની અને તળાઇઓવાળા સુંદર પલંગ ઉપર મારી શય્યા કરવાને જ્યારે હું પૂર્ણ સ્વતંત્ર હતો ત્યારે ધૂણી ઉપરની ચટાઇ પર સુવાની મારી શકિતને મેં કેળવી. મારૂં જરા યે અપમાન થાય ત્યારે સખ્ત-નસીહત ફરમાવવાનો મારો અધિકાર હોય ત્યારે પણ ક્ષમા કરવાની તેમ જ સૌ કોઇને માન આપવાની મારી શકિતને મેં ખૂલ્લી કરી અને કેળવી. આ શકિત તો મારા પોતામાં જ – અંદર જ હતી. કંઇ બહારથી લાવવી પડે એમ હતું જ નહીં ! તંગીમાં દાન

કરવાની શક્તિને કેળવી અને આવી રીતે પંદરવીસ વર્ષના અભ્યાસ પછી તો, ભોજન કે ઉપવાસ, માન કે અપમાન, રાગ કે ત્યાગ તેમ જ સુખ કે દુઃખ એ બધા દ્વંદ્વોમાં સમાનતા જ અનુભવાય છે. **અભ્યાસ** અને **વૈરાગ્ય** એ બે શબ્દો તું યે તારી અંદર રગે રગે ભરી લે કેમ કે તારી યે આ અમલદારી કંઈ કાયમની રહેવાની નથી ! ચેતી લે ! ચેતી લે ! આ તો જાણે એક ખ્વાબની ખેલબાજી છે બચ્ચા ! ''

ઉપરના લખાણમાં તાદૃશ થતી શ્રી 'સાગર'ની શૈલીની પ્રવાહિતા અને સચોટતા સહજ જ વાચકના લક્ષમાં આવી જાય છે. એમના લખાણોમાં રહેલી નૈસર્ગિકતા એ જ એનું બલ છે અને એ જ ધારી અસર ઉપજાવવામાં કાર્યક્ષમ બને છે.

હવે આપણે શ્રી 'સાગર'નું વિવેચક તરીકેનું દર્શન કરીએ. ગીતાની વિચારણા, ગીતાનું હૃદય, 'ગૂજરાતી ગઝલિસ્તાન'નો ઉપોદ્‌ઘાત, 'સંતોની વાણી'નો ઉપોદ્‌ઘાત, કલાપી અને તેની કવિતા, કલાપીનો કેકારવ ઉપરની ટીકા...શ્રી 'સાગર'નાં આ લખાણો વિવેચનના પ્રદેશમાં જ આવી શકે.

'ગીતાની વિચારણા' અને 'ગીતાનું હૃદય' એ પુસ્તિકાઓમાં લેખકે ગીતાના મહત્ત્વના શ્લોકોમાં રહેલું અન્તર્તત્ત્વ સમજાવ્યું છે. ગીતાની વિચારણામાં પહેલો અને બીજો એ બે અધ્યાયો વિસ્તારથી સમજાવ્યા છે, જ્યારે 'ગીતાનું હૃદય'માં અધ્યાય ત્રીજાથી અઢારમા અધ્યાયોનાં મહત્ત્વના શ્લોકો સમજાવવામાં આવ્યા છે. શૈલી ટીકાકારની હોવા છતાં પ્રાચીન ટીકાકારોની રીત પ્રમાણે પૂર્વપક્ષો અને ઉત્તર પક્ષો શ્રી 'સાગરે' રજૂ કર્યા નથી. માત્ર પોતાની જ રીતે સરળ અને સ્પષ્ટ શબ્દોમાં શ્લોકોનું રહસ્ય

સમજાવ્યું છે, શ્રી 'સાગર'નાં આ બે નાનાં પણ મહત્ત્વનાં પુસ્તકો તરફ અભ્યાસી વાચકનું ખાસ લક્ષ ખેંચીએ છીએ.

'ગૂજરાતી ગઝલિસ્તાન'ના વિસ્તીર્ણ ઉપોદ્દ્ઘાતમાં શ્રી 'સાગરે' ગઝલ વિષે સૂક્ષ્મ, લક્ષવેધી મીમાંસા કરી છે. આખો ય લેખ ગઝલસાહિત્યના અભ્યાસ માટે અતિ મહત્ત્વનો છે. એમાં પ્રેમધર્મની ઐતિહાસિક મીમાંસા કરી છે, કવિ અને પ્રેમી વચ્ચેનો મહત્ત્વનો ભેદ દર્શાવ્યો છે, ગઝલની વ્યાખ્યા અને એનું સ્પષ્ટીકરણ કર્યું છે અને દયારામની હિન્દી ગઝલો અને છોટમની ગઝલોના ઉલ્લેખો કરીને ગૂજરાતમાં ગઝલ સાહિત્યનું ઉદ્ગમસ્થાન નક્કી કર્યું છે. આ ઉપરાન્ત, ગઝલનું આન્તર – પ્રેમ – પરમાત્મ પ્રેમ – અને એનાં વિવિધ સ્વરૂપો, ઇસુ ખ્રીસ્તની પ્રેમભાવના, પ્રેમાવતાર શ્રી કૃષ્ણ અને ગોપીની પ્રેમભાવના,[1] સુફીવાદનાં બે સ્વરૂપો – ઇશ્કે મિજાજી અને ઇશ્કે હકીકી, સુફીવાદના ભક્તો અને હિન્દુઓના અદ્વૈતવાદની મૂલગત એકવાક્યતા, સુફીવાદનું આદર્શ પ્રેમયોગ – Concentrated Love – સુફીવાદની ચાર ક્રમિક અવસ્થાઓ,[2] ઇશ્કે મિઝાજીના જ્વલન્ત સિતારાઓ,[3] ઇશ્કે મિઝાજીનું ભયસ્થાન –[4] અલૌકિક પ્રેમદર્શનની ખામી, ઇશ્કે મિઝા-

---

૧ વ્રજની ગોપીઓ, મીરાંબાઇ, બિલ્વમંગલ, દયારામ વગેરેએ કૃષ્ણને સર્વસ્વ માનીને કરેલું આત્માર્પણ.

૨ જુઓ આ પુસ્તકનું પૃષ્ઠ ૨૫ અને વધારે માટે ગૂજરાતી ગઝલિસ્તાનનો ઉપોદ્દ્ઘાત.

૩ શરીં ફરહાદ, લયલાં મજનૂં, યૂસુફ ઝુલેખા, વામેક ઉઝરા.

૪ સુફી આશક એ વિલાસી વર્તનોનો દુશ્મન છે. સ્નેહ એટલે અન્તરનું અર્પણ. સ્નેહ એટલે શરીરનો નહીં, પણ આત્માનો આવિર્ભાવ-અને સ્નેહનું દર્શન એટલે પ્રભુતાનું દર્શન.

જીના ઉચ્ચતમ સ્વરૂપનું તાત્ત્વિક નિરીક્ષણ, એમાં રહેલી સર્વ-સ્વાર્પણની ભાવના અને વાસનાક્ષયદ્વારા મુક્તિમાં થતું એનું પર્યવસાન, સુફીના જીવનની ક્રમિક અવસ્થાઓ,[1] પ્રેમલક્ષણા ભક્તિ અને એનું ભયસ્થાન – આ બધું વિવેચકની દૃષ્ટિએ આ ઉપોદ્‌ઘાતમાં ચર્ચાયું છે અને દયારામથી માંડીને કલાપી સુધીના ગઝલ-લેખકો[2] તેમ જ બીજા સમકાલીન ગઝલલેખકોના ગઝલસાહિત્યની સમીક્ષા કરવામાં આવી છે.

દી. બ. કૃષ્ણલાલ ઝવેરીનું પુસ્તક "ગુજરાતની ગઝલો" સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી તાજેતરમાં બહાર પડયું છે તેમાં પણ શ્રી 'સાગર'નો આ ઉપોદ્‌ઘાત લેવામાં આવ્યો છે. એ જ આટલે વર્ષે પણ એની ઉપયોગિતા સિદ્ધ કરે છે. સાહિત્યના સૂક્ષ્મ અભ્યાસીએ તેમ જ પ્રેમજીવનના મુસાફરે આ મહત્ત્વના લેખનો બારીકાઈથી અભ્યાસ કરવો જરૂરી છે.

શ્રી 'સાગરે' 'સંતોની વાણી'નો ઉપોદ્‌ઘાત 'અખાજીની પ્રણાલિકા' એ નામે લખ્યો છે. એ છાપેલાં ચોસઠ પૃષ્ટનો છે. એમાં શ્રી 'સાગરે' અખાજીના શિષ્યો – શ્રી લાલદાસજીથી માંડીને કલ્યાણદાસજી સુધીના (જુઓ આ પુસ્તકનું પૃષ્ટ ૧૫૨)ની સંત-વાણીનું વાચકોને ઓળખાણ કરાવ્યું છે. 'શ્રી સાગરનાં આન્તર-જીવનનાં પ્રેરક બળો' એ પ્રકરણમાં આ સન્તો વિષે વિસ્તારથી કહેવાયું છે. આ ઐતિહાસિક અન્વેષણયુક્ત અખાજીની પ્રણાલિકા અને એને અન્તે આપવામાં આવેલો પરમહંસ મહાત્મા લાલદાસ-

---

૧ પ્રેમદર્શન – પ્રેમયોગ – પ્રેમભક્તિ – પ્રેમ અને જ્ઞાનની અભિન્નતા.

૨ દયારામ, નર્મદ (કંઇક અંશે,) બાલ, મણિલાલ, હરિ હર્ષદ ધ્રુવ, કલાપી અને બીજાઓ.

જીનો પત્ર અને ' અનુલેખ ' સંતોની અનુભવવાણીનું તેમ જ તેમના આધ્યાત્મિક જીવનની ભિન્ન ભિન્ન કક્ષાઓનું સચોટ દિગ્દર્શન કરાવે છે અને ગૂજરાતના સન્તોના વાણીપ્રદેશનો એક નવો જ પથ ખોલી આપે છે.

' કલાપી અને તેની કવિતા ' એ તો શ્રી ' સાગર 'ની તરુણ વયનો એક નાનો વિવેચનગ્રન્થ છે – છેક ૧૯૧૧ નો. એ વિવેચન લખાયેલું ૧૯૦૮ – ૯ માં. આશરે ૬૪–૬૫ પાનાનું છે, અને તે પણ મોટી ' સાઇઝ 'માં એટલે ' મેટર ' કંઇ ઓછું તો ન જ કહેવાય. આખો ગ્રન્થ છ ભાગમાં વહેંચાયેલો છે અને તે આ પ્રમાણે:—(૧) સામાન્ય – કલાપીની કવિતાની પિછાન. (૨) કલાપી ' કવિ ' કે ' સ્નેહી ? ' એ પ્રશ્નની ચર્ચા અને નિરાકરણ. (૩) સ્નેહની અસામાન્યતા – સ્નેહી જીવનની વિરલતા, (૪) કલાપીની સ્વાનુભવરસિક કવિતામાં પ્રવેશ, (૫) કલાપીની સ્વાનુભવરસિક કવિતા – હૃદય ત્રિપુટીનું અવલોકન. (૬) સ્વાનુભવરસિક કવિતા – વિશિષ્ટ ક્રમદર્શન – ભાવમયતાનું વૈવિધ્ય (Sentimentality)

પ્રથમ વિભાગમાં ' કલાપી'ના ' ઋણ ' કાવ્યની આન્તરિક ભાવનાનું સ્પષ્ટીકરણ કરીને કલાપીનાં બધાં જ કાવ્યોમાં રહેલો મૂલગત **સ્નેહજીવનનો** સિદ્ધાન્ત આ કાવ્યમાં ઉકેલવા લેખકે સફલ યત્ન કર્યો છે અને એ દૃષ્ટિએ બીજાં કાવ્યોની સમીક્ષા કરવાની મુરાદ સ્પષ્ટ કરી છે. બીજા વિભાગમાં કલાપી, કવિ કે સ્નેહી ? એ પ્રશ્ન શ્રી ' સાગરે ' હાથ ધર્યો છે. પોતે ગૂજરાતી ગઝલિસ્તાનના દીબાચામાં સ્પષ્ટ જ કહ્યું છે કે " કવિતા જેની માશૂક છે તે કવિ " અને આગળ સ્પષ્ટ કર્યું છે કે: " કાલિદાસ, શેક્સપિયર, શેલી, ટેનિસન

વગેરે કવિઓ જ છે કેમકે કવિતા એ તેમની મનોરમા — પ્રિયતમા છે; કવિતા એ કલાની દેવી છે, જેની ખાતર તેઓ લગભગ બધું સમર્પણ કરવા તૈયાર છે. બીજી તરફ નરસિંહ, મીરાં, દયારામ કે કલાપી કે પ્રેમનું દર્દી કોઇ પણ જિગર એ દેવીની ખાતર પોતે હૃદયથી સ્વીકારેલો પ્રેમજીવનનો માર્ગ એક તસુ પણ છોડે નહીં. ” આગળ પોતે બીજી રીતે પણ કહ્યું છેઃ “ કવિ પ્રકૃતિમાં ખેલતું, પ્રકૃતિથી ખીલતું અને પ્રકૃતિને પોષતું પ્રાણી છે; આશક અથવા ભક્ત પ્રકૃતિને વશ વર્તનાર નહીં, પણ તેને જીતવાને મથનાર — તેની સામે થનાર છેઃ ઇશ્ક અગર અકલપરસ્તી એ કવિના અંતરંગમાં પ્રધાન છે; ઇશ્કપરસ્તી વગર આશકમાં બીજું તત્ત્વ રહેતું નથી. ” કલાપી કવિ કે સ્નેહી એ તપાસવા માટે શ્રી ‘ સાગરે ’ આ વિભાગમાં એમની આખ્યાયિકાઓનું અભ્યાસની દૃષ્ટિથી સૂક્ષ્માવલોકન કર્યું છે. બિલ્વમંગલ કાવ્યનો પ્રાણ સ્નેહ છે. એમાં કલ્પના પ્રધાન નથી પણ સ્નેહ જ પ્રધાન છે, એ સ્પષ્ટ રીતે ફલિત કર્યું છે. એવી જ રીતે ‘ કન્યા અને ક્રૌંચ ’ના કાવ્યમાં તાદૃશ થતી પાત્રો સાથેની કવિની તદ્રૂપતા, ‘ વિધવા બ્હેન બાળાને ’માં રજૂ થતો અશારીર પ્રેમ,[1] ‘ સારસી ’માં રજૂ થતો અદ્વિતીય પ્રેમનો જ્વલન્ત સિદ્ધાન્ત,[2] ‘ ભરત ’માં

---

૧. આ અશારીર પ્રેમ મૃત્યુ પછી પણ તૂટતો નથી. આહીંનો વિરહ સ્વર્ગમાં ચિરસઙ્ગમ કરાવી શકે છે. જુઓઃ—

સંબંધીના મરણ પછી ના સર્વ સંબંધ તૂટે,
બ્હેની ! આંહી વિરહ જ બંધે ચિર સંબંધ ભારે.
( વિધવા બ્હેન બાળાને )

૨. એકને દિલ અર્પ્યું તે બીજા કોનું નહીં બને.
( સારસી )

તરીકે, વિવેચક તરીકે તેમ જ તત્ત્વજ્ઞ તરીકે. એમનું અતિ વિશાળ પત્રસાહિત્ય પ્રસિદ્ધ થતાં શિષ્ટ, સરળ અને પ્રાણવાન ગદ્યલેખક તરીકે શ્રી ' સાગર 'નું નામ ગૂજરાતી સાહિત્યમાં નિર્ણીત થશે, એમાં કશો શક નથી.

અત્યાર સુધી પ્રસિદ્ધ થયેલું શ્રી ' સાગર 'નું ગદ્યસાહિત્ય તપાસતાં એટલું તો સ્પષ્ટ જ છે કે શ્રી ' સાગર 'ની ગદ્યશૈલી ભિન્ન ભિન્ન વિષયોને અનુરૂપ પલટાતી જાય છે. કોઇવાર કાવ્યમય, તો કોઇવાર શાન્ત, તટસ્થ અને સંયમિત તો કોઇવાર છેક સરળ અને નદીના મન્દ મન્દ પ્રવાહ જેવી સ્મિત કરતી. શ્રી ' સાગર 'ના ગદ્યનું અન્તરંગ સ્નેહજીવન, ધર્મજીવન અને તત્ત્વચિંતન છે જ્યારે એનું બાહ્યાંગ – પટકુળ તો વિષયાનુરૂપ બદલાયાં જ કરે છે.

ટૂંકમાં શ્રી ' સાગર ' માત્ર સફળ કાવ્યલેખક જ નહીં પણ સારા ગદ્યલેખક પણ છે, એ પણ હવે સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે.



૬૬

# તપશ્ચર્યા પછીનું આશ્રમજીવન

હિમાચલના તપોમય જીવન પછી ઈ. સ. ૧૯૧૫ ના જુન માસમાં શ્રી ' સાગર ' ગૂજરાત તરફ પાછા ફર્યા. હિમાચલમાં એમણે એકાન્ત નિવાસ કરેલો એટલે શહેરોના ધાંધલીઆ વાતાવરણમાં એમને રહેવું અનુકૂલ પડતું નહીં; છતાં પાલનપુર, સિદ્ધપુર, અમદાવાદ વગેરે અનેક સ્થળોએ પોતાના આપ્તજનોને લાભ આપવાના હેતુથી એ થોડો થોડો કાળ રહેતા. આ પ્રમાણે ઈ. સ. ૧૯૧૫ નું વર્ષ પૂરું થયું. લગભગ આ જ અરસામાં એટલે કે ઈ. સ. ૧૯૧૫ ના જુન માસમાં એમણે ઈ. સ. ૧૯૦૧ થી ઈ. સ. ૧૯૧૫ સુધીનાં કાવ્યોનો એક સંગ્રહ " દીવાને સાગર " એ નામે છપાવવો શરૂ કર્યો.

ઈ. સ. ૧૯૧૬ ના ઑક્ટોબર માસમાં શ્રી ' સાગરે ' વડોદરા રાજ્યના પાદરા તાલુકાના ચિત્રાલ ગામે કાયમ માટે રહેવાનું પસંદ કરી, ગામને ગોંદરે ઘાસની એક પર્ણકુટી તે જ માસમાં બંધાવીને ત્યાં રહેવાનું શરૂ કર્યું. ઇ. સ. ૧૯૧૬ ના માર્ચ માસમાં " દીવાને સાગર "નો આશરે પાંચસો પાનાંનો દળદાર ગ્રન્થ પ્રસિદ્ધ થયો અને એમાં શ્રી ' સાગર 'નું ઈ. સ. ૧૯૦૧ થી ૧૯૧૫ સુધીનું કાવ્યસાહિત્ય પ્રસિદ્ધ થયું. ઇ. સ. ૧૯૧૫ માં શ્રી ' સાગરે ' નારદ ભક્તિસૂત્રનું અને ગુરુ દત્તાત્રયની જીવન્મુક્તગીતાનું પદ્યમાં ભાષાન્તર કરેલું તે પણ " દીવાને

સાગર ''માં પ્રસિદ્ધ થયું. લગભગ આ જ અરસામાં શ્રી 'સાગર' નો " મજનૂં જોગી અને ફિરિસ્તો " નામે એક સંવાદ પણ પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયો.

શ્રી ' સાગર 'ના આ સમયના જીવનમાં **आत्मानुभव** પછીની શાન્તિ હતી. ન હતો આત્માનુભવ પહેલાંનો તરફડાટ અને ઉદ્વેગ કે કે ન હતો તપસ્વીજીવનનો તીવ્ર વૈરાગ્ય. આ સમયથી એટલે કે ઇ. સ. ૧૯૧૬ ની શરૂઆતથી શ્રી ' સાગર 'ની કલમનું વલણ સદાને માટે બદલાઈ જાય છે અને હવેથી એમનાં કાવ્યોરૂપે જે કંઈ દ્રવે છે તે માત્ર પદ્યબંધ ભજનો કે સુફી ઇશ્કની મસ્તીભરી ગઝલો જ છે; અને એ બધામાં પ્રભુપ્રાપ્તિનો પૂર્ણ આનંદાનુભવ કે પ્રભુભક્તિની મહત્તા જ ગવાયાં છે. જુઓઃ—

રગ રગ ઉમડે અનંગ !
કહું કૈસે ? રગ રગ ઉમડે અનંગ !
મિલનો ભયો મોરે પ્યારે પિયુસે !–
દોનો બને એક અંગ ! કહું કૈસે ?
બનત બનત મોરી બન ગઇ લગની !
લાલન લીન્હો ઉચ્છંગ ! કહું કૈસે ?
મૈં પિયુજી મેં ! મુઝીમેં પિયુજી !
આઠોં પહર પિયુસંગ ! કહું કૈસે ?

× × ×

( દીવાને સાગર દફતર બીજું – સહજ ઓહંગ સોહંગ )

ઇ. સ. ૧૯૧૭ ના જાન્યુઆરીની ૧૧ મી તારીખથી પોતે એક માસ મુનિવ્રત પાળ્યું. આ સમય દરમિયાન શ્રી ' સાગર ''



सागर – ઈ. સ. ૧૯૧૭

માત્ર પત્રો જ લખતા; કોઈની સાથે વાત કરતા નહીં તેમ કોઈને મળતા પણ નહીં. બધો જ સમય પ્રભુભજનમાં અને નામસ્મરણમાં ગાળતા. મુનિવ્રત લીધા છતાં પણ મોટે ઘાંટેથી ભજન તો કરતા જ. ઈ. સ. ૧૯૧૭ ના નવેંબર માસમાં શ્રી ‘ સાગર ’ લુણાવાડાથી થોડે દૂર શિમળિયા નામે એક ગામ છે ત્યાંથી થોડે દૂર ‘ ચેતન ચોતરો ’ નામે એક જગા જ્યાં અખાજીના શિષ્ય લાલદાસજીના શિષ્ય જીવણદાસજીની સમાધિ છે ત્યાં દર્શનાર્થે ગયા. સ્થળ એકાન્તમાં, અરણ્યમાં આવેલું હોવાથી શ્રી ‘ સાગર ’ને તે સ્થળ ઘણું ગમ્યું અને તેઓ એ સ્થળે એક માસ જેટલો સમય રહ્યા. આ સ્થળે રહીને શ્રી ‘ સાગરે ’ ‘ રામ તું હિ ગાવું, ’ ‘ રામસ્મરણ, ’ ‘ પ્રજ્ઞાનમાનન્દબ્રહ્મ, ’ ‘ આત્મજ્ઞાનનું ભજન, ’ ‘ એ રસ કોણ પીએ ? ’ ‘ સાધન સાધ્યું તે સાધુ, ” વગેરે બહુ ઉચ્ચ કોટિનાં ભજનો લખ્યાં, એટલું જ નહીં પણ “ જુગ જુગ જીવો જીવનજી ” નામના એમના પોતાના ભજનમાં ( જુઓ પરિશિષ્ટ ૧૪ ) જીવણદાસજી મહારાજને અનેરી, ભાવભીની પ્રેમાંજલિ અર્પી.

આ અરસામાં જ શ્રી ‘ સાગરે ’ ડો. બળવંતરાય કરીને એમના એક પ્રશંસકને, એમની વિનંતિને માન આપીને સ્ત્રી અને પુરુષના ધર્મો વિષે એક વિસ્તારી પત્ર લખ્યો, જે પાછળથી “ સ્ત્રીપુરુષ વિચારણા ” નામે સ્વતંત્ર પુસ્તક રૂપે છપાયો. આ પત્રમાં શ્રી ‘ સાગરે ’ સ્પષ્ટ રીતે દર્શાવ્યું છે કે સ્ત્રીનું કર્તવ્યક્ષેત્ર પોતાના પતિને મધ્યમાં રાખીને એના કુટુંબપ્રદેશમાં છે. પ્રેમ અને અને શ્રદ્ધા એ બે મૂળ તત્ત્વો સ્ત્રીનાં લક્ષણ અને ભૂષણ છે. જ્ઞાન અને વીરતા એ બે પુરુષનાં લક્ષણ અને ભૂષણ છે. હાલની આંગ્લ કેળવણીપદ્ધતિ સ્ત્રીનાં આ મૂલ તત્ત્વોનો વિકાસ કરતી નથી એટલું

જ નહીં પણ એને કેવળ વિકૃત અને નકલી બનાવે છે. એમણે એ એ પણ દર્શાવ્યું છે કે એક સ્ત્રી સારી ભાષણકર્ત્રી બને કે સારી કવયિત્રી બને તેના કરતાં સારી ગૃહિણી બને, સારી જનેતા બને, સારી ધાત્રી બને અને સાચી પતિવ્રતા બને એમાં જ એનું ભૂષણ છે, એવી આર્યોની માન્યતા હતી અને તે જ વધારે સાચી હતી. અંગ્રેજી કળાકેળવણીને પરિણામે આ માન્યતા આપણામાંથી ઘસાતી ગઈ છે, ઘસાતી જાય છે અને એને બદલે સ્ત્રીપુરુષના સમાન હકની મોહક અને કામણગારી પણ વિઘાતક પોક આપણી વચ્ચે સંભળાઈ છે ! “ ફિમેલ ટ્રેનિંગ કોલેજો ”ની અને હાલની કન્યાશાળાની શિક્ષણપદ્ધતિ તો એવી છે કે જાણે એ બધા મહેતીજીઓ બનાવવાના નાના મોટા ચરખાઓ જ હોય ! આન્તરની વિશુદ્ધિ, અધીનતા, પ્રેમ અને હૃદયની સચ્ચાઈ – એ બધાં સ્ત્રીનાં આવશ્યક તત્ત્વોની એ શિક્ષણમાં મોટી ખામી દેખાય છે અને સ્ત્રીઓને ભણાવનારી અંગ્રેજી રાજ્યની તેમ જ દેશી રાજ્યની કોલેજોમાં એવું જ ભૂલભરેલું ધોરણ ચાલતું આવે છે. સ્ત્રીનાં આવશ્યક ગુણલક્ષણોનો દેશના હૈયામાંથી જાણે લોપ થવા માંડયો છે અને એને બદલે મોજશોખ, ટાપટીપ, વાક્પટુતા તેમ જ વાણી અને વપુવિલાસ વગેરે કેવળ સ્વચ્છંદી અને વિનાશક અપલક્ષણો દેશની દીકરીઓમાં દાખલ થવા લાગ્યાં છે.

બહુ વિસ્તારથી અને સચોટ દલીલોદ્વારા આ લાંબા પત્રમાં શ્રી ‘ સાગરે ’ સ્પષ્ટ કર્યું છે કે પતિ, કુટુંબ અને બાળકોની સેવા, સ્વાધીનતા, શ્રદ્ધા, સ્નેહ, નમ્રતા, ગૃહવ્યવસ્થા, અતિથિસત્કાર, તત્પરતા અને ગૃહરાજ્યનું પ્રધાનપદ, એ સ્ત્રીનાં મુખ્ય લક્ષણો છે – એની મુખ્ય ફરજો છે; એની કેળવણી અને સંસ્કારોનું ઘડતર એવા જ પ્રકારનું હોવું જોઇએ કે સ્ત્રીના હૃદયમાં રહેલાં આ

તત્ત્વો વિકાસ પામે – તો જ એનું ગૃહજીવન સુખી થઇ શકે, અન્યથા નહીં.

ઇ. સ. ૧૯૧૮ થી ઇ. સ. ૧૯૨૦ સુધીનાં ત્રણ વર્ષોમાં શ્રી ‘ સાગરે ’ કામ પણ ખૂબ કર્યું અને ભજન પણ ખૂબ કર્યું. ઇ. સ. ૧૯૧૬ ની સાલમાં સીસોદરા ( રાજપીપળા સ્ટેટ ) ગામનાં વતની અને ત્રાલસા ( જી. ભરૂચ ) ગામમાં કન્યાશાળાનાં હેડ મિસ્ટ્રેસ અ. સૌ. લલિતાબેન તાજેતરમાં બહાર પડેલા “ દીવાને સાગર ” ગ્રન્થમાં પ્રસિદ્ધ થયેલાં શ્રી ‘ સાગર ’નાં ભજનોથી શ્રી ‘ સાગર ’ પ્રત્યે આકર્ષાયાં અને એમને મળવાની વૃત્તિ થઇ. ઇ. સ. ૧૯૧૬ થી ઇ. સ. ૧૯૧૮ સુધી પ્રસંગોપાત્ત શ્રી ‘ સાગર ’ અને લલિતાબેન વચ્ચે કેટલોક પત્રવ્યવહાર થયો જેનો સાર એટલો જ હતો કે જો પ્રભુને પામવાની ખરી અને પૂરી ગરજ હોય તો લલિતાબેને બધું જ છોડી દઇને ચિત્રાલ આશ્રમમાં આવવું. સરકારી નોકરી કરવી અને પ્રસંગોપાત્ત ભજનકીર્તન કરવું એનો કશો જ અર્થ નથી. શ્રી ‘ સાગરે ’ સ્પષ્ટ જ લખી દીધું:

“ માર્ગ બે છે. સત્યનો; અને સલામતીનો. સત્યનો માર્ગ વીરોને માટે છે; સહીસલામતીનો માર્ગ તો સ્ત્રીઓ માટે છે; અબળાઓ માટે છે. તું અબલા છે ? અબળા રહીને માર્ગ કાપવો છે ? કે વીર થઇને ? સહીસલામતીને માર્ગે બહુ જ લંબાણ છે અને વીરોને માર્ગે જલ્દી મુકામે પહોંચાય છે. તું સબળા છે કે અબળા ? વહાલી બેન ! થિયોસોફી તને સત્યના માર્ગમાં વીર બનાવી શકી નથી એ ખેદની વાત છે. **सत्यात् नास्ति परोधर्मः ।** એવું થિયોસોફીનું સૂત્ર વારંવાર વાંચવા છતાં પણ સત્ય કરતાં સહીસલામતીને તું વધારે ધારે એ સારૂં નથી. ”

ઇ. સ. ૧૯૧૮ ના નવેંબરની ૧૧ મી તારીખે લલિતાબેન નોકરીનું રાજીનામું આપીને ચિત્રાલ આશ્રમે આવ્યાં અને તે જ સાલમાં પોતે શ્રી ' સાગર 'ને ગુરુ તરીકે સ્વીકાર્યા. પોતે ભગવી અલ્ફી પહેરતાં અને રાતદિવસ ભજનકીર્તનમાં જ સમય વ્યતીત કરતાં. શ્રી ' સાગર 'ના અપ્રસિદ્ધ સાહિત્ય ઉપરથી તેમ જ એમના પત્રો ઉપરથી સ્પષ્ટ માલૂમ પડી આવે છે કે એમણે લલિતાબેન સાથે તત્ત્વજ્ઞાન સંબંધી ઘણું કામ કર્યું. આ બેન ઘણાં જ સંસ્કારી અને તીવ્ર મુમુક્ષુ હતાં. એમણે પોતે ઉચ્ચ કેળવણી લીધી હતી એટલું જ નહીં, પણ એમના પિતા પણ પવિત્ર સાધુપુરુષ હતા અને તેથી જગતના નાશવંત પદાર્થો તરફ મોહાસક્તિની ગેરહાજરી અને પ્રભુને પામવાની સતત અને તીવ્ર લાગણી એમના જન્મસંસ્કારમાં જ હતાં. શ્રી ' સાગર 'નો પરિચય થતાં એ બહેનના પૂર્વસંસ્કારો જાગ્યા અને એ સન્તપુરુષે એમને આ પ્રમાણે ચેતવણીના સૂર સંભળાવ્યાઃ—

" બેટી ! મારા અંતઃકરણની એવી ઇચ્છા છે કે ઝાંઝવાના જળ જેવું આ જગતપણું ને પાણીના પરપોટા જેવું આ શરીરપણું વિલય કરીને તું બ્રહ્મજ્યોતિમાં ઝંપલાવી પડવાને ખૂબ પુરુષાર્થવન્તી થા. આળપંપાળ જેવાં નામ રૂપ ગુણ ને દેશકાળનાં શમણાં તરફ લગનીનું બળ વાપરીને અલક્ષ કરતી થા; સાચા સુખનો એ વિના અન્ય માર્ગ નથી. "

એ સૂર સાંભળતાં જ એમને હૃદયમાં અકથ્ય વેદના થઇ. માર્ગ ભૂલેલા મુસાફિરને જેમ માર્ગદર્શક મળી જાય અને પોતાની ભૂલભરેલી દૃષ્ટિનો ત્યાગ કરીને મુસાફિર જેમ એ માર્ગદર્શકની બતાવેલી દિશાએ દિશાએ ચાલ્યો જાય તેવી જ રીતે અ. સૌ.

લલિતાબેને શ્રી ' સાગર 'માં જીવનના માર્ગદર્શકનું દર્શન અનુભવ્યું. શ્રી ' સાગર 'ને જ પોતાના ગુરુ માન્યા. એમની આજ્ઞાનુસાર પોતાની નોકરીનો ત્યાગ કર્યો, ભાઈભાંડુનો ત્યાગ કર્યો અને ગુરુની આજ્ઞાનુસાર ભગવો ભેખ ધારણ કર્યો; જાણે કે પૂર્વ-જન્મનો અધુરો યોગ આ જન્મે પૂરો કરવાનો હોય તેમ ! ભગવું વસ્ત્ર પરિધાન કર્યા પછી તો આ બેન "માતાજી ૐકારેશ્વરી "ને નામે જ ઓળખાતાં. ઇ. સ. ૧૯૧૮ થી ઇ. સ. ૧૯૨૨ સુધી એ માતાજી શ્રી ' સાગર 'ના આશ્રમમાં જ રહ્યાં. પોતે એક તંબુરી રાખતાં અને એના ઉપર ભજન ગાતાં. શ્રી ' સાગરે ' જ્યારે એમનામાં શ્રી હરિને ખાતર પોતાનું તમામ જીવન અર્પણ કરવાની વૃત્તિ જોઇ અને જ્યારે એ વૃત્તિ ચિત્રાલ આશ્રમમાં આવીને ભગવાં વસ્ત્રો સ્વીકારવામાં પરિણામ પામી ત્યારે શ્રી ' સાગર 'ને ઘણો આનંદ થયો. એક જીવાત્મા જ્યારે જીવપણું છોડી દઇને પરમાત્મામાં ભળી જવા માટે પૂર્ણ પુરુષાર્થ આદરે ત્યારે કયા સંતપુરુષને આનંદ ન થાય ?

શ્રી ' સાગરે ' માતાજી ૐકારેશ્વરીને શ્રી યોગવાસિષ્ઠ, અખે-ગીતા, પંચીકરણ, ષટ્દર્શનો અને અવધૂતગીતા તેમ જ અષ્ટાવક્રગીતા જેવા પરમ ઉચ્ચ કોટિના વેદાન્તગ્રન્થો ભણાવ્યા. ભક્તિમાર્ગ, જ્ઞાનમાર્ગ અને યોગમાર્ગની દિશાઓ સરળ રીતે અને સ્પષ્ટપણે સમજાય તે માટે " અપરિમિત ધનચક્કરનો નકશો " પણ એમને માટે જ ઇ. સ. ૧૯૧૯ માં યોજાયો અને એના ઉપર શ્રી 'સાગરે' સમજૂતી લખી.

ઇ. સ. ૧૯૧૮ માં આ પ્રમાણે શ્રી ' સાગર 'ના બ્રહ્માનુ-ભવને ઝીલી શકે અને પચાવી શકે એવી વ્યક્તિ શ્રી ' સાગર 'ને મળતાં, પોતે પોતાનો હિમાલયનો અનુભવ તાજો કર્યો. આશ્રમને

અંદરથી તાળું મારીને માતાજી ૐકારેશ્વરીને પોતાના પૂર્ણ અનુભવદ્વારા શાસ્ત્ર, અનુભવ અને યુક્તિદ્વારા વેદાન્તનું બ્રહ્મજ્ઞાન ભણાવ્યું.

ઈ. સ. ૧૯૧૯ માં માતાજી ૐ કારેશ્વરીને સંબોધીને લખાયેલા પત્રમાંથી લીધેલા નીચેના અવતરણ ઉપરથી વાચકને શ્રી ' સાગરે ' કરેલા ગુરુકાર્યનો સચોટ ખ્યાલ આવશેઃ—

" કોઈની સાથે કશો વિશિષ્ટ સ્નેહ એ માયા છે એ વાતને સિદ્ધાન્તમાં મેં પહેલવહેલી ' એક મહાન ભૂલ ' ( દીવાને સાગર – ઈ. સ. ૧૯૧૨ નું કાવ્ય )માં સ્વીકારી. નામ, રૂપ, ગુણનું એક પણ તાબુત દિલને ખેંચવું ન જોઈએ, એવી દિલે ભીષ્મ પ્રતિજ્ઞા કરી. હજી લગી એ પ્રતિજ્ઞા તોડી નથી અને જોગીની પ્રતિજ્ઞા હોવાથી દિલને એ તોડવાનું બળ પણ નથી. × × × મારામાં રહેલી પૃથુરાજની શૃંગારરસિકતાને મેં સાત વરસથી શ્રી હરિમાં સમર્પી દીધી છે અને સ્ત્રીની મૂર્તિ તરફ બેશુમાર જ તિરસ્કારથી જોતો રહ્યો છું. જે સ્નેહને હું પ્રભુ કહેતો હતો તેને જ માયા સમજ્યા પછી બેશુમાર શાન્તિનો સ્વાનુભવ થવા માંડયો. બ્રહ્માનંદની જે લહરીઓ અંદરથી વરસ્યાં જ કરતી તેણે માયાનું પોલ એટલું તો ખુલ્લું કરી આપ્યું હતું કે બ્રહ્મજ્યોતિના નિર્ગુણ અને ધ્વનચક્કરના ધનમાં એને સ્થાન જ ન હતું. આવી કોઈ દિલની હાલતમાં તું મને મળી. બેટા ! ભલે મળી, મારી દીકરી ! તને મારો અનુભવ પાવાને મને મરજી થઈ. તું મને પાત્ર લાગી. આપણે અખાજીને ગુરુ સ્થાપ્યા; અનાથદાસજીને* ગુરુ સ્થાપ્યા. પ્રસંગોપાત્ત આપણે કબીર સાહેબ, પ્રીતમદાસ, નરહરિ, લાલદાસ,

* એમનું વેદાન્તજ્ઞાનથી પૂર્ણ હિન્દી પુસ્તક " વિચારમાલા " વેદાન્તના ગ્રન્થોમાં બહુમાન્ય છે

જીવણદાસ, મીરાંબાઈ, નરસિંહ મહેતા અને શંકરાચાર્ય તથા વસિષ્ઠ મુનિ જેવાઓનું સ્વાગત પણ કરતાં હતાં. ચિત્રાસનની ધૂણી ઉપર આપણે એક નાનકડો યજ્ઞ – બ્રહ્મયજ્ઞ – આરંભ્યો હતો. એ ધૂણીમાં તને હોમી દેવાની હતી ( એટલે કે અહંનો વિલય કરવાનો હતો. ) પાંચમા વેદના જબરા કાતિલ છરાથી ( એટલે કે પ્રભુ-પ્રેમના પરાત્પર પ્રેમયોગથી ) દિલને ચીરીને હોમી દેવાનું હતું ( એટલે કે મન – અમન કરવાનું હતું – વાસનાક્ષય કરવાનો હતો. ) મેં પોતે દિલને ચીરી નાખીને હોમી દીધું હતું અને ફક્કડ થઇને જોગી બેઠો હતો. ન હતો એનામાં સ્નેહ, ન હતી એનામાં માયા અને ન હતી એનામાં કોમળતા કે ન હતી સુંદરતા ! માયાની ઝાળમાં તું ભડભડ બળતી હતી અને છતાં માયા ને માયા માનતી ન હતી, એવી મૂર્ખ અને નિર્બળ હતી. જોગીએ જોયું કે ' આગ લગી ! જૂનાગઢ જલતા ! તામેં પંછી બચાયા ' એમ આ પંખીને પણ બચાવી લેવું જોઇએ. પણ વાત એવી અટપટી છે કે જોગીની ધૂણીમાં જે જાતે ઝંપલાવે તે જ બચે – એવો અલખ નિરંજનની ધૂણીનો મહિમા છે. તું જાતે ઝંપલાવે એવી મર્દ ન હતી. બેટા ! તું તો એવી હતી કે જેને ઉંચકીને જ ધૂણીમાં હોમી દેવી જોઇએ. તને ઉંચકીને નાખી દેવા માંડી કે તું નાઠી ! એ બધી સ્થિતિમાં ઓીપણા વગર બીજું કશું ન હતું. બે વરસ સુધી તું અલખ-નિરંજનની ધૂણીથી ગેરહાજર રહી. એ બે વરસ દરમિયાન જે ઓીપણાએ તને અલખનિરંજનની ધૂણીથી દૂર રાખી હતી, તે જ ઓીપણું પોષાયાં કર્યું. ' બહેન ' બનવાનું મનને અણગમતું ન લાગ્યું. માયા એવી સૂક્ષ્મ રીતે કામ કરતી હતી કે એ પ્રેમ બનીને, જ્ઞાનનાં લૂગડાં પહેરીને છાનીમાની મહીં કામ કરતી હતી. અલખનિરંજનના સાચા જોગી વિના એ શયતાનની જણી માયાને

કોઈ બરાબર પિછાની શકતું નથી. પણ માયા જેટલી બળવાન છે તેના કરતાં માયાપતિ ભગવાનની કૃપા અતોનાત બળવાન છે અને તે તેના સાચા ઉપાસકને અવશ્ય જ પ્રતીત થાય છે. તારા જીવનનો દાખલો જ એ ભગવત્કૃપાનો જીવન્ત દાખલો છે. પૂરાં બે વરસ પણ ન થયાં એટલામાં તો એ જ અલખ નિરંજનની ધૂણી ઉપર પરમાત્મા તને ધકેલે છે. "

" ધરતીની નીચે પાણી દરેક જગાએ છે, પણ જે ખોદીને કહાડે એનું જ કામ કહાડે; એમ બ્રહ્મ તો સર્વત્ર છે અને બ્રહ્મજ્ઞાન પણ સર્વત્ર છે, છતાં જે રગે રગે હરદમ અનુભવે એનું જ કામ નીકળે છે. તું **જોગણ નહીં**, પણ **જોગી** છે એટલું પળેપળ સમજી રાખજે. "

ઈ. સ. ૧૯૧૮ થી ઈ. સ. ૧૯૨૨ સુધી માતાજી ૐકારેશ્વરીએ ભજન પણ સતત કર્યું. રાતોની રાતો સુધી મોટે ધાંટે તંબૂરા ઉપર ભજનો થયા જ કરતાં. અનેક વાર ચિત્રાલ, ગવાસદ વગેરે ગામોએ જાહેરમાં તંબૂરા ઉપર ભજનોત્સવો પણ રચાતા. ઇ. સ. ૧૯૧૯ માં પોતે પાલનપુરમાં લક્ષ્મણ ટેકરી નામના સ્થળે કેટલાંક કાળ રહ્યાં. તે સમયે શ્રી 'સાગર'ના લઘુબંધુ શ્રી મણિભાઇએ એમની સારી સેવા બજાવી હતી.

ચાર ચાર વર્ષની સતત શાસ્ત્રપર્યેષણા, ગુરુભક્તિ અને નામસ્મરણના પરિણામે માતાજી ૐકારેશ્વરીએ આત્માનુભવની બહુ ઉચ્ચ કક્ષા પ્રાપ્ત કરી હોય એમ એમના પત્રો અને ભજનો ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. ઈ. સ. ૧૯૧૯ માં ધર્મ વિષે સમજાવતાં માતાજી ૐ કારેશ્વરીએ એમના એક પરિચિત સજ્જનને લખ્યું છે:—

" આપણે તો આપણું જીવન ઉકેલવું છે, તેને સમજવું છે અને ભૂંસવું છે. ચોરાશી લાખ વારથી આ પંચમહાભૂતનું પૂતળું લઇને ભટકવાનો જે અધ્યાસ પડયો છે, તે આ માણસના શરીરમાં આવી ભૂંસવો છે. એ ભૂંસવામાં આપણને જે ખરેખર સાધનભૂત થાય તે ધર્મ. "

" ધર્મ એ કંઇ બહારની વસ્તુ નથી. એ જીવાત્માની અંદરની સ્થિતિ છે. અને એને ઉકેલવાને બહારનાં કોઇ પણ સાધન કે વસ્તુઓ માત્ર જાણી ગયાથી તે ઉકેલી શકાતો નથી. એક માણસનો ધર્મ તેની પોતાની અંદર છે અને અધર્મ પણ તેની અંદર જ છે. પોતે બનાવેલી ભૂલભૂલામણી ઉકેલવાને, તેમાંથી નીકળી પોતાના છેલ્લા મૂકામે જવામાં જે જે કરવું પડે, જ્યાં જ્યાં ડગલું ભરવું પડે તે તેનો ધર્મ; અને જ્યાં જ્યાંથી પાછું વળવું પડે, અને છતાં પ્રકૃતિને વશ થઇ પાછા ન વળતાં અવળી જ ગતિ ચાલુ રાખે તે તેનો અધર્મ. "

" તું તને પોતાને ન્યાય કરીશ તો જગતમાં કોઇને કદી યે અન્યાય થવાનો જ નથી. જે માણસ પોતાને ન્યાય કરે છે તે આખા જગતને ન્યાય કરે છે, જો જગત જેવું હોય તો. જગત કોણે બનાવ્યું ? તારૂં તેં, મારૂં મેં, ને દરેકનું દરેકે, નહીં, વારૂ ? પોતાનું બનાવેલું આ જગતરૂપી ભવરણ જેમ બનાવ્યું તેમ ભૂસવું એનું નામ જ ધર્મ અને એ ધર્મ બરાબર બજાવનાર જ પોતાના વતને પહોંચે છે. "

" તું સત્યને સમજવાનો અને પામવાનો પ્રયત્ન કર્યા કરજે, ને તેમ કરતાં તો તારે કોઇ પણ ખોટા આડંબર સાથે બનશે નહીં. તારા સંકલ્પમાંનાં અસત્યોને પણ તારે એમ જ છોડવાં

પડશે ને તે વખતે તે લોકો પણ તને ધિક્કારશે ! પણ તેથી શું ? જનસમૂહના ટોળામાં ઉભેલો સિંહ બે બાજુ માથું મારી પોતાનો રસ્તો કરી લે છે, તેમ તારે પણ કરવાનું છે. એ તો લોકો જાણે, કે આ સિંહ આવ્યો ત્યાંથી જ નાસવા મંડે. ભાઈ ! સત્ય સિંહ જેવું જ બળવાન છે અને એ અનન્ય ભક્તિ વડે જ મેળવી શકાય છે. તું સાચો સિંહ તો છે જ પણ બંધનની બેડીમાં સપડાયો છે. ભાઇ ! તોડી નાખ એ બેડીઓ, ને થઇ જા બહાદુર ૐ"

ઉપરના સુશ્લિષ્ટ અવતરણ ઉપરથી વાચકને માતાજી ૐકારેશ્વરીના આન્તરજીવનની ભૂમિકાનો ખ્યાલ આવશે. એમણે ભક્તિ અને વૈરાગ્યભર્યાં આશરે સો – દોઢસો સુંદર, ભાવપૂર્ણ ભજનો લખ્યાં છે. એમાંનું એક ભજન " કસ્તુરી મૃગ પાસે રે ! " નમૂના તરીકે આ પુસ્તકને અન્તે આપવામાં આવ્યું છે. ( જુઓ પરિશિષ્ટ ૧૬ ). ભાવિનું નિર્માણ હશે તો એ પણ યોગ્ય અનુકૂળતા મળતાં પુસ્તકરૂપે ગૂજરાતની જનતા સમક્ષ મૂકવાની ઉમેદ છે.

માતાજી ૐકારેશ્વરીના આત્માનુભવમાં આટલો પ્રપાત થતાં શ્રી ' સાગર 'ને પણ સંતોષ થયેલો. પોતાની શિષ્યાને આટલી ઉચ્ચ કક્ષાએ પહોંચેલી જોઇને શ્રી ' સાગરે ' એને લખ્યું છે:

" તારૂં જીવતર સફળ થયું છે અને સફળજીવિતનો તારો સ્વાનુભવ અનન્તકાળ સુધી કાયમ રહો અને ખુદ તું જ એ અનુભવબ્રહ્મમાં અળપાઇ જા. પરમાત્માની પાસે હું બીજું કશું શ્રેય હવે ચહાતો નથી. તને શીખવવું પડે એવી તું મારી શિષ્યા હવે રહી નથી. "

એમના આત્માનુભવને શ્રી ' સાગરે ' ભવ્ય અઞ્જલિ આ પ્રમાણે અર્પી છે:—

ઓળખ આજે પડી રે! ઓહો! ધન તારાં માબાપ!
સાધુ કેરી દીકરી રે! આખર સાધુ આપ રે!–
ઓહો! ધન તારાં માબાપ! ઓળખ૦

અગ્એ સંતની બેટડી રે! ✕ તું અમૃત ધાવણહાર!
રખવાળું શિવ ને બ્રહ્માનું! વિષ્ણુ થયા ગોવાળ રે!–
ઓહો! ધન તારાં માબાપ! ઓળખ૦

મોત તો, બેટી! મરી ગયું રે! જાગી અનમે જ્યોત!
અગ્નિલિંગી ઊગ્યો આત્મા રે! પાપી જાગી ગયું નિજ પોત રે!–
ઓહો! ધન તારાં માબાપ! ઓળખ૦

આ સમયનું જીવન હતું. આ સમયનાં એમનાં અનેક ભજનોમાં પ્રભુભક્તિનું જોમ અને લગનીની તીવ્રતા જોવામાં આવે છે. જુઓઃ—

હમ તો સચ્ચી બતલાવેં ! જગતમેં દો દિનકા ડેરા !
અગમ બીજલી પડી ! નિકલ બે ! જલતા ઘર તેરા !
નિકલ બે ! જલતા ઘર તેરા ! હમ તો૦

નંગા આયા ! નંગા જાના ! બિચ્મેં નગર ઠગારા !
સંગત કર લે સંત પુરુષકી ! ભજન બચાવન હારાઃ
નિકલ બે ! જલતા ઘર તેરા ! હમ તો૦

× × ×

તું સંસારી ! ! તું વેપારી ! ! માલ ખજાના તેરા ! !
ચલ ! બે ! ચલ ! ખાલી કર ઘરકો ! મત કર મેરા મેરા.
નિકલ બે ! જલતા ઘર તેરા ! હમ તો૦

બાતાં તેરી બ્હોત રસિલી ! કરતા કલા કુશલતા !
મનમેં મહોબત દામચામકી ! ચલે ન એ ચંચલતા.
નિકલ બે ! જલતા ઘર તેરા ! હમ તો૦

જા ઘર પર સાગર ગુરુ ગાવે, વો ઘર કર લે અપના !
હો જા, ! બેટા ! રામદીવાના ! ઔર સમજ સબ સુપના.
નિકલ બે ! જલતા ઘર તેરા ! હમ તો૦

( દીવાને સાગર દફતર બીજું : હમ તો સચ્ચી બતલાવેં )

હરિકીર્તનની મસ્તીમાં શ્રી ' સાગર 'ની હાલત કેવી ઉન્મત્ત – પ્રમત્ત થઈ જતી એનો હાલ – અહેવાલ શ્રી ' સાગરે ' પોતે જ આ પ્રમાણે આપ્યો છે:—

" સાગર તો બરાબર ઘનચક્કર થયો છે. ચિત્રાલ અને ગવાસદ બન્ને ગામમાં એ શેરીએ શેરીએ માલેકના મુબારક નામને હાથમાં તંબુરો લઇને પુકારે છે અને નાચે છે. મુસલમાનની શેરીમાં તે પુકારે છે કે:—

મન ! તું મૌલા મૌલા બોલ !
તેરા ક્યા લગેગા મોલ ?
મન ! તું હક્ક હક્ક બોલ !
તેરા ક્યા લગેગા મોલ ?

અને હિન્દુઓની શેરીઓમાં તે ગાય છે કે:

સીતારામ સીતારામ ભજ પ્યારે !
ભાઇ ! સીતારામ સીતારામ ભજ પ્યારે !

ચકલે ચકલે સેવક ઉભો રહે છે; કોઈ કોઈ ઠેકાણે એ નાચે છે, કૂદે છે અને ગાય છે કે:

ભજ મન ગોવિન્દ ગોપાલા રામા !
ભજ મન ગોવિન્દ ગોપાલા રામા !

કોઈ કોઈ ઠેકાણે તો બહુ જબરી ધૂન મચી જાય છે. બે ચાર દિવસે એક વાર ગવાસદ ગામમાં પણ એ ઘેલો આદમી શેરીએ શેરી ગજાવે છે. પછવાડે બચ્ચાંઓ માલેકનું નામ ગજાવે છે અને આ ઘેલા આદમીને માટે જાણે આકાશમાંથી કોઈ ગાયાં કરે છે કે:—

રોડી પથરિયાં ન મારો !
રોડી પથરિયાં ન મારો –
મેરે દીવાનેકો – ન મારો રોડી પથરિયાં !

ભજન તો રોજ સાંજે ગામમાં શેરીએ શેરીએ સેવક કરે છે અને ધૂણીની ઉપરની ધૂનોનો તો પાર નથી. ”

શ્રી ‘ સાગર ’ પોતાના ભજનમંડળ સાથે પ્રભુભક્તિમાં – ધૂનમાં એકતાન થઇ જતા ત્યારે અદ્ભુત દૈવી વાતાવરણ સહજ રીતે જ જામી જતું. ભજનમંડળીમાં બેઠેલા ભક્તો કલાકોના કલાકો સુધી પ્રભુની ધૂન ઉપર ધૂન ગજાવતા, છતાં તેમને ન લાગતો થાક કે ન લાગતાં ભૂખતરસ – એવો પ્રભુભક્તિનો પ્રભાવ હતો, એવું એમનું તેજસ્વી વ્યક્તિત્વ હતું, પ્રભુભક્તિમાં ધ્યાનલીનતા હતી. એમનાં શિષ્યા માતાજી ઓંકારેશ્વરીએ પોતાના એક ભજનમાં એ દિવ્ય વાતાવરણનો યથાશક્તિ ખ્યાલ આપ્યો છે. ( જુઓ આ પુસ્તકનું પૃષ્ટ ૧૩૪ ફૂટનોટ. )

ઈ. સ. ૧૯૧૮ માં સુરત પાસે આવેલા કીમના એક વેપારી ભાઈ શ્રી પુરુષોત્તમદાસે શ્રી ‘ સાગર ’ને પત્રદ્વારા પ્રભુપ્રાપ્તિનો માર્ગ પૂછયો. જવાબમાં શ્રી ‘ સાગરે ’ અડતાળીસ પાનાંનો લાંબો પત્ર લખીને ગૃહસ્થાશ્રમમાં રહીને કેવી રીતે પ્રભુભક્તિ થઈ શકે તે સમજાવ્યું. આ વિસ્તીર્ણ પત્ર પાછળથી “મુમુક્ષુ વિચારણા” તરીકે પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયો એટલું જ નહીં પણ ભાઇ શ્રી પુરુષોત્તમદાસે એ પુસ્તકની પાંચ પાંચ આવૃત્તિઓ સુધી હજાર હજાર નકલો કઢાવીને પોતાને ખર્ચે મફત વહેંચાવી અને હજી યે પણ એ ધર્મકાર્ય ચાલ્યાં જ કરે છે. આ પત્રમાં શ્રી ‘ સાગરે ’ સમજાવ્યું કે જેવી ગુજરાતી નિશાળ, જેવી અંગ્રેજી નિશાળ અને

જેવી સંસ્કૃત નિશાળ અને તે પછી દાક્તરની, વકીલની અને ઈજનેરની કોલેજો, એવી જ શ્રી હરિની હુઝૂરમાં જવાને જીવાત્માને કેળવવા માટેની કર્મની, ભક્તિની, યોગની અને જ્ઞાનની નિશાળો અને કોલેજો છે. અંગ્રેજી નિશાળમાં ભણનારને ગુજરાતી નિશાળના કેટલાક નિયમો કેવળ છોડી દઈને, નવા નિયમો પ્રમાણે જ ભણવું પડે છે અને તો જ એ એને આવડે છે અને તો જ શિક્ષક એને ભણાવી શકે છે. નવી નિશાળમાં દાખલ થવા છતાં, જૂની નિશાળના નિયમોને જ વળગી રહેનાર વિદ્યાર્થીને શિક્ષક ભણાવી શકતો નથી, પણ શિક્ષા કરીને સુધારે છે અને નવી નિશાળના નિયમો સમજણ, પ્રેમ, ભય અને શિક્ષાથી પળાવે છે. એ નિયમો, તે છતાં પણ, જો પાળવામાં ન આવે તો વિદ્યાર્થીને કશો લાભ થતો નથી. આપણા દેશમાં ઘણાં ભાઈબેનો લાંબી મુદતથી દેવદર્શન, પાઠપૂજા અને વ્રત, તીર્થયાત્રા વગેરે કરનારાં હોય છે અને છતાં શ્રી હરિનો અનુભવ પામેલાં નથી હોતાં; એનું કારણ એ જ છે કે ભક્તિની પાઠશાળાના નિયમોનું આગ્રહથી પાલન કરીને ભક્તિ થતી નથી. ભક્તિની પાઠશાળાના નિયમો આપણને ભક્તોની વાણીમાંથી તેમ જ નારદ ભક્તિસૂત્ર ( Code of Love )માંથી જડે છે. જેમ ખાવુંપીવું, શૌચસ્નાન અને છીંક, બગાસું, ઉંઘ વગેરે બાબતો મોટા બાદશાહોને પણ જાતે જ કરવી પડે છે તેમ ભક્તિની પાઠશાળાના કાયદા પ્રમાણે શ્રી હરિનું નામ પણ દરેકે – મોટા બાદશાહે પણ જાતે જ વારંવાર ગોખવું પડે છે – જપવું પડે છે. બીજો કોઈ જુદો રાજમાર્ગ ( Royal Road ) હોતો નથી. ગોખતાં ગોખતાં જ એ નામ મોઢે ચઢે છે અને તેથી જ પરમ પુરુષ શ્રી કૃષ્ણ કહે છે કેઃ—

**यज्ञानां जपयज्ञोऽस्मि** । યજ્ઞોમાં હું જપરૂપી યજ્ઞ છું.

મુમુક્ષુતા એટલે કે પ્રભુને પામવાની પૂરેપૂરી ગરજ ઉત્પન્ન થવા માટે શ્રી ' સાગર ' એમના આ પત્રમાં નીચે પ્રમાણેના નિયમો આપે છે:—

(૧) હમેશાં ત્રણ કલાક સવારે અને ત્રણ કલાક સાંજે એટલે કે આખા દિવસનો ચોથો ભાગ ધાર્મિક ખાતે ગાળવો જોઈએ. એથી ઓછો સમય ગાળનારને માટે તો બહુ વિલંબ જોઈએ.

(૨) એ છ કલાકમાં ત્રણ કલાક જપ કરવો જોઈએ; એ વિના સૂક્ષ્મ શરીરની વિશુદ્ધિ થવી મુશ્કેલ છે. નાશવંત પદાર્થોના વારંવારના ઉચ્ચારણથી અને સ્મરણથી મન ઉપર જે મોહક છાપો છપાઈ હોય છે તે દૂર થવાને **અનામી** નામના સતત જપની અતિશય જ જરૂર છે.

(૩) બાકીના ત્રણ કલાક બતાવવામાં આવેલો અમુક નિયમિત પાઠ કરવો જોઈએ. *

(૪) જે દિવસે ઊંઘ, બગાસું, છીંક અને એવી કુદરતી હાજતોને પણ આરામ આપવો પડે એવી લાચાર દશા થઈ ગઈ હોય તે દિવસે જ ઉપરનો નિયમ ભાગે તો હરકત નહીં. બાકીના કોઈ દિવસે કોઈ પણ કારણને લીધે નિયમ ભાગે નહીં. સખ્ત પ્રતિજ્ઞા લેવી કે જો ભાગે તો ચોવીસ કલાક નિરાહાર, નિર્જળ ઉપવાસ કરવો.

---

* શ્રી ' સાગરે ' પોતાના નિયમન માટે તેમ જ મુમુક્ષુઓને માટે " જીવનનો અભ્યાસક્રમ " એ શિર્ષક નીચે અભ્યાસક્રમની એક આછી રૂપરેખા દોરેલી. તે આ પુસ્તકને અન્તે મુમુક્ષુઓના ઉપયોગ માટે આપવામાં આવી છે. જુઓ પરિશિષ્ટ ૧૭.

(૫) દુનિયાના નાશવંત પદાર્થો તરફ જોઇને વારંવાર વિચાર કરવું કે એની સાથે જીવાત્માનો સંબંધ થોડા કાળનો છે.

(૬) પોતાના દિલના વિકારોને ઓળખવા પ્રયત્નશીલ થવું અને એ વિકારોને પોતાના કટ્ટા દુશ્મન સમજવા – એમની સામે લડવું; ભક્તોનાં – સંતોનાં જીવનચરિત્રો અને બોધવચનો યાદ કર્યા કરવાં.

(૭) સંત, સાધુ અને ગુરુની આજ્ઞામાં તત્પરતા રાખવી. બહાનાં બતાવ્યા વિના એકદમ જ સૂચનાને અને આજ્ઞાને અનુસરવું. પોતાનું ડહાપણ ન ચલાવવું.

(૮) જે દિવસોએ ધંધાથી ફારેગ થવાનું આવે તે દિવસોએ છ કલાક નહીં, પણ નવ કલાક એ ખાતે ગાળવા.

(૯) એકાદશી વગેરે વ્રતના દિવસો આવે ત્યારે ખાસ કરીને વધારે કલાકો ગાળવા અને મોટે ધાંટેથી ભજન અને કીર્તન કરવું.

(૧૦) જે બાબતો આ નિયમો પાળવામાં સખ્ત વિરોધી હોય તે બાબતોના સંબંધથી દૂર રહેવું. પ્રતિજ્ઞા કરવી અને પ્રતિજ્ઞા ન પળાય તો ઉપવાસ કરવા.

(૧૧) મન જ્યારે જ્યારે અવળા તર્કો કરવા માંડે ત્યારે ત્યારે એકદમ આસન ઉપર જઇ જપ કરવા માંડવું અથવા તો એને સખ્ત ઠપકો દેવા માંડવું.

આ પ્રમાણે આગ્રહથી પ્રતિજ્ઞાપૂર્વક જિન્દગાનીમાં બરાબર એકાદ વરસ ગાળ્યા પછી આ દુનિયાના ગમે તે ભાગમાંથી ગમે તે રૂપે ગુરુદેવ આગળનો માર્ગ બતાવવાને માટે જરૂર જ દર્શન દે છે એમ શ્રી ' સાગર ' સ્વાનુભવથી કહે છે.

ગુરુની યોગ્યાયોગ્યતા વિષે શ્રી ' સાગર ' આ પુસ્તકમાં કહે છે કે મુમુક્ષુને પોતાને સૌથી વધારે પૂજ્ય અને સર્વોપરિ પ્રિયતમ લાગતા હોય અને જેમની પાસેથી પોતાને શ્રી હરિના માર્ગની ચાવી મળી શકતી હોય એવા ગુરુ હોવા જોઇએ. દેશમાં ઘણુયે પંડિતો, શાસ્ત્રીઓ, વિદ્વાનો અને જ્ઞાનીઓ ગણાતા હશે, પણ ભગવતી મીરાંબાઇનું હૃદય એ બધામાંથી કોઇને નહીં અને મહાત્મા રોહીદાસજીને જ ગુરુ માની શક્યું. આ ઉપરથી સ્પષ્ટ છે કે બહારની યોગ્યાયોગ્યતા કરતાં મુમુક્ષુ હૃદયની શ્રદ્ધા ઉપર જ વધારે આધાર છે. નાત, જાત કે પંડિતાઈ ઉપર ગુરુનો કશો આધાર નથી, માત્ર શ્રદ્ધા ઉપર જ એનો આધાર છે અને એ શ્રદ્ધા કંઈ સાધારણ વસ્તુ નથી. પોતાની બુદ્ધિને અને પોતાની દલીલોને પણ જે પ્રીતિમાં પેસવાની જગા જ મળે નહીં એ પ્રીતિનું નામ શ્રદ્ધા છે; આવી શ્રદ્ધા બુદ્ધિની બધી બાબતો કરતાં ઉંચી છે, કેમકે એ દૈવી પ્રજ્ઞાનની માતા (Mother of Divine Wisdom) છે.

મનની વિહ્વળતા મટાડવા માટે શ્રી ' સાગર ' આ પત્રમાં શ્રી હરિનામના જપનો ઇલાજ બતાવે છે. એઓ કહે છે કે શ્રી હરિનામનો જપ અને એનું મનન એટલાં બધાં વધારવાં કે જાણે એમાં ઘેલાં જ થઇ જવાય. દુનિયાદારીના ડાહ્યા કે દુનિયાદારીના મોટા માણસ થવા કરતાં શ્રી હરિના ઘેલા થવું, શ્રી હરિના દાસના દાસ થવું એ લાખગણું ઉંચું છે.

શ્રી ' સાગર ' યોગ્ય જ કહે છે કે કમર કસીને ભજન કર્યા વિના ભવસાગર કોઈ તરી શક્યું નથી ને તરી શકે નહીં અને દિલને ખરો રંગ ચઢાવ્યા વિના તો કોઈનું ભજન ફળ્યું નથી અને ફળી શકે નહીં. એ ખરો રંગ દિલને ચઢાવવા માટે – દિલને

કાયમનું હરિરંગી કરવા માટે – શ્રી હરિનામનો આગ્રહપૂર્વક જપ અને એનું વારંવાર ચિન્તનમનન અને દઢીકરણ આવશ્યક છે.

એ સમજાવે છે કે જગતનાં દુઃખો (૧) આધિભૌતિક, (૨) આધિદૈવિક અને (૩) આધ્યાત્મિક એ ત્રણ પ્રકારનાં છે અને જો મનુષ્યનું આધ્યાત્મિક દુઃખ દૂર થાય તો બીજાં દુઃખો એના ઉપર અસર કરી શકતાં જ નથી. આધ્યાત્મિક સુખ એટલે આત્માની પરિતૃપ્તિ એટલે પરમાત્માની પ્રીતિ જો જીવાત્માને અનુભવગમ્ય હોય તો આધિભૌતિક સુખ કે દુઃખથી એ કેવળ બેતમા બની જાય છે, અને જો આધિભૌતિક રીતે સુખી હોય પણ આધ્યાત્મિક શાન્તિ ન હોય તો ખરૂં સુખ કદાપિ અનુભવમાં આવતું નથી. આટલા માટે પ્રભુપ્રીતિના અભ્યાસ વડે આત્માની કાયમની શાન્તિ એ એક જ જીવાત્માને સર્વસ્વને ભોગે પ્રાપ્તવ્ય વસ્તુ છે. સારૂં યુરોપ આજે ભયંકર કતલખાના જેવું બન્યું છે તેનું પણ આ જ કારણ છે. આધ્યાત્મિક સુખશાન્તિની બેશુમાર પર્વા એ જ મુખ્ય કારણ છે. આ ઉપરથી મનુષ્યોએ અને પ્રજાઓએ સમજવું જોઇએ કે કોઈ પણ દશ્ય પદાર્થ જીવાત્માને કાયમનું સુખ આપી શકે નહીં. જન્મ્યા પહેલાં જે ઘેર નિવાસ હતો અને મૃત્યુ પછી જે ઘેર નિવાસ થવાનો છે તે ખરા વતનની સાથે જ જીવાત્માનો સાચો સંબંધ છે અને તે વિનાની બધી બાબતો કેવળ હંગામી (Temporary) છે. જીવાત્મા જાતે પરમાત્માનો બન્યો છે અને માટીનો બન્યો નથી એટલા માટે માટીના પદાર્થોથી એ પૂરેપૂરી તૃપ્તિ પામી શકે જ નહીં, પણ પરમાત્મપ્રીતિમાં ભળી જાય ત્યારે જ પૂર્ણ તૃપ્તિ (Satiety of the Soul) પામી શકે. પોતાના સ્વરૂપનું અનુભવજ્ઞાન થાય ત્યારે જ હુંપણું પૂરેપૂરૂં શ્રી હરિના વિરાટ સ્વરૂપમાં શમી જાય. શ્રી ભક્તિરાણી જ એમાં મુખ્ય કર્તા

કારવતા છે. વારંવાર વિચારીને શ્રી હરિનામના સતત અભ્યાસ વડે દિલમાં ઠસાવી દેવું જોઇએ કેઃ—

સાગર! જગવ્યવહાર સૌ કેવળ સ્વપ્નસમાન;
સુધરો કે બગડો ભલા! નહીં વૃદ્ધિ નહીં હાણ.

( દીવાને સાગર દફતર બીજું : આરામની સાખીઓ )

આ પત્રનો ઉપસંહાર કરતાં શ્રી 'સાગરે' કહ્યું છે કે શ્રી હરિને મેળવવા માટે બાવા થવું પડે એવો કંઇ ચોક્કસ નિયમ નથી અને કપડાં રંગેલા બધા બાવાઓએ હરિને મેળવેલા જ હોય છે એવું પણ નથી; છતાં, એટલું તો ચોક્કસ જ છે કે ઘરબારી રહેવા છતાં દુનિયાદારીના કીડા જેવું કામ, ક્રોધ, લોભ અને મોહવશ મન તો પ્રભુનાં દર્શન સમજી પણ શકે નહીં, તો કરી તો શકે જ ક્યાંથી? માણસ બાવાજી બને કે નહીં એ બહુ મહત્ત્વની વાત છે જ નહીં, પણ એણે હૃદયને તો ભગવો રંગ ચઢાવીને બાવા બનાવવું જ જોઇએ; કેમ કે હૃદયમાં સાધુપણું આવ્યા વિના શ્રી હરિનાં દર્શન થતાં નથી. આટલા માટે જો જરૂરનું લાગે તો અમુક કાળ એકાન્ત, શાન્ત અને પવિત્ર સ્થાનમાં અથવા તો કોઇ પૂજ્ય સન્ત મહાત્માની સેવામાં આજ્ઞાધીન રહીને ગાળવો યોગ્ય છે.

છેલ્લે એ કહે છે કે માનવું અને કરવું એ મુમુક્ષુ થવા ચહાતા દરેક જીવાત્માનું અનિવાર્ય કાર્ય છે, અને જે એ માને અને એકદમ જ કરવા માંડે તે જરૂર પરમ સુખરૂપતાનો અને પરમ શાન્તિનો અનુભવ કરે. પરમાત્મા કોઇ પડદેનશીન બાનુ નથી કે એને ફરજિયાત ઓઝલમાં રહેવું જ પડે! પણ આપણી આંખોની આડે આપણે જાતે ઘાંચીના બેલની પેઠે ફુંપણાના દાબડા

બાંધ્યા છે અને તે હવે તો મનુષ્યજન્મમાં વૈરાગ્ય અને અભ્યાસના પરમ પુરુષાર્થવડે આપણે જાતે જ છોડીને ફેંકી દેવા જોઇએ. " દેવ અને ગાડીવાન "ની વાતની પેઠે પરમ પ્રેમસ્વરૂપ પરમાત્મા તો પ્રત્યેક પળે આપણી મદદે તૈયાર જ છે. એ મદદનું અપાર બળ આપણે એના માર્ગના સાચા પ્રવાસી થઇએ તો જરૂર જ અનુભવી શકીએ.

આ અરસામાં પાલનપુરના ડૉ. જોશી મુમુક્ષુવિચારણાનું કીર્તન કરતા અને ઘણા મુમુક્ષુઓએ એનો લાભ લીધેલો.

ઇ. સ. ૧૯૧૯ માં પણ શ્રી 'સાગર' ચિત્રાલ ગામને ગાંદરે બાંધેલા પોતાના આશ્રમમાં જ રહ્યા અને પોતાના આશ્રમમાં તેમ જ ચિત્રાલ અને ગવાસદ એ બન્ને ગામોમાં જાહેરમાં ખૂબ ભજન કર્યું. *

---

* નીચે આપેલી ધૂનોનું હરદમ રટણ એ તેમનું તે સમયનું આધ્યાત્મિક ભોજન હતું:

૧. ગુરુ ગુરુ ગુરુ દેવકી જય
જય જય ગુરુ દેવકી જય
ગુરુ ગુરુ૦

૨. હરિ ગુરુ સન્તનકી જય જય
હરિ ગુરુ સન્તનકી જય જય
હરિ ગુરુ૦

૩. ગુરુ મહારાજા ગુરુ
જય જય પરિબ્રહ્મ સદ્‌ગુરુ
ગુરુ મહારાજા૦

આ વર્ષમાં ચિત્રાલ ગામમાં ઇન્ફ્લ્યુએન્ઝાનો રોગ ફાટી નીકળ્યો હતો. શ્રી 'સાગર' તે વખતે ગવાસદ મુકામે એમના એક શિષ્ય લલ્લુભાઇ ભગતે બાંધેલા આશ્રમમાં નિવાસ કરતા હતા. ચિત્રાલ ગામના મુખીએ ગવાસદ જઇને જણાવ્યું કે ગામમાં ઇન્ફ્લ્યુએન્ઝાનો રોગચાળો ફાટી નીકળ્યો છે અને રોજ મરણો થાય છે અને કંઇ કરવું જોઇએ. શ્રી 'સાગરે' જણાવ્યું કે ઉપાય તો છે, પણ ગામલોકોને ફકીરોની દુવા ઉપર શ્રદ્ધા ક્યાં છે ? આ સાંભળી મુખીએ કહ્યું કે લોકોને ભલે શ્રદ્ધા ન હોય પણ ફકીરોએ તો એમના ઉપર રહમદિલી રાખવી જ ઘટે.

શ્રી 'સાગર'ને પણ બનાવની ભયંકરતા લક્ષમાં આવી અને "હું આવતી કાલે ચિત્રાલ આવીશ" એમ જણાવ્યું. બીજે દિવસે પોતે ચિત્રાલ આવ્યા અને તંબૂરો લઇને પ્રભુના નામની

---

૪. ૐ રામ ગુરુ રામ<br>
અલખ નિરંજન રામ રામ<br>
ૐ રામ ગુરુ રામ૦

૫. જય ગુરુ જય ગુરુ દત્ત દિગંબર<br>
ત્રિગુણાતીત સ્વયં પરમેશ્વર<br>
જય ગુરુ જય ગુરુ૦

૬. હરિ ૐ હરિ ૐ જય ગુરુ દેવ<br>
દત્ત દિગંબર જય ગુરુ દેવ<br>
હરિ ૐ હરિ ૐ૦

૭. મરેંગે મરેંગે મરેંગે હમ<br>
ગુરુ તેરે ભજનમેં મરેંગે હમ<br>
ગુરુ તેરે૦

ધૂન ઉપર ધૂન મચાવતા મહોલ્લે મહોલ્લે અને શેરીએ શેરીએ ફર્યા. જે ઘેર કોઇ બિમાર હોય તે ઘેર, ઘરમાં જતા અને ધૂન બોલતા, ખાટલાની પ્રદક્ષિણા કરતા અને પછી ઘરની બહાર નીકળી જતા. આ પ્રમાણે દરરોજ કરતા.

સન્તની દુવાનો પ્રતાપ હો કે રામનામની સતત ધૂનની બલિહારી હો પણ જેટલા દિવસ આ પ્રમાણે શ્રી 'સાગર' ભજન કરતા કરતા ગામમાં ફર્યા, તેટલા દિવસ ઇન્ફ્લ્યુએન્ઝાનો એક પણ 'કેસ' ગામમાં થયો નહીં. આજુબાજુનાં ગામોમાં ટપોટપ માણસો મરતાં પણ માત્ર ચિત્રાલ ગામમાં જ પ્રભુની મહેરબાની હતી. ચિત્રાલ ગામના જે મુખીએ શ્રી 'સાગર'ને આ પ્રમાણે ઇન્ફ્લ્યુએન્ઝા થયાનું જણાવ્યું હતું તે શ્રી પુરુષોત્તમ ગોરધનભાઇ પટેલ ચિત્રાલ ગામના વયોવૃદ્ધ આગેવાન હતા. એઓનો છેક હમણાં જ, થોડા માસ પૂર્વે જ દેહાન્ત થયો. તેમના દ્વારા જ આ બનાવની માહિતી આ લખનારને મળી શકી છે.

આ વર્ષમાં જ દોઢસો – બસો માણસોના કાફલા સાથે શ્રી 'સાગર' બદ્રીનાથની યાત્રાએ ગયા. તે સમયે એઓ પાલનપુર થઇને બાલારામ ગયેલા અને ત્યાં થોડો કાલ રોકાયા હતા. એઓ બદ્રીકેદારની યાત્રા કરીને ત્રણ ચાર મહીને પાછા આવ્યા.

ઇ. સ. ૧૯૨૦ માં તે સમયના સુરત અને ભરૂચ જીલ્લાના એકઝીક્યુટીવ એન્જીનીયર શ્રી માણેકચંદ તારાચંદ અડાલજા સાહેબ જેઓ પાછળથી વડોદરા રાજ્યના ચીફ એન્જીનીયર થયેલા – તેઓશ્રી શ્રી ' સાગર 'ના પરિચયમાં આવ્યા અને આ જ સાલમાં ગવાસદ મુકામે તેઓશ્રીને આ પુસ્તકમાં આપેલા શ્રી હરિને પામવાના માર્ગોના અપરિમિત ધનચક્કરના નકશાનો અભ્યાસ શ્રી ' સાગરે ' કરાવ્યો.

આ સાલનો નોંધવા જેવો બીજો એક બનાવ એ છે કે શ્રી ' સાગર 'ને લાગ્યું કે નાશવંત વસ્તુઓ તરફ જરા પણ મોહ છે કે નહીં એ પૂરેપૂરું અનુભવી લેવું જોઇએ. તેથી, એમણે આ સાલમાં પોતાનું ઘણુંખરું અપ્રસિદ્ધ સાહિત્ય બાળી નાખ્યું અને ગામલોકોમાં જાહેર કર્યું કે આશ્રમમાંથી જેને જે કંઇ લઇ જવું હોય તે લઇ જાય. જેને જે ગમ્યું તે, તે લઇ ગયું અને આશ્રમ ખાલી થઇ ગયો. આશ્રમમાં રહેલી છબીઓ, પેટીઓ, વાસણો – બધું લોકો લઇ ગયા. ફરી પાછા કોઇ શ્રદ્ધાળુ ભક્તો આવ્યા અને બધું નવું વસાવ્યું. વળી પાછો ફરીથી એજ પ્રમાણે શ્રી 'સાગરે' પોતાનો આશ્રમ લૂટાવી દીધો. આમ બે વાર એમણે બધી વસ્તુઓ લોકોને આપી દીધી.

આ જ વર્ષમાં શ્રી સાગરે ચિત્રાલ ગામથી આશરે સવા માઇલ દૂર આવેલા " કહાનવા બંગલો " એ નામે ઓળખાતા શ્રી અખાજીની પરંપરાના શિષ્ય શ્રી કલ્યાણદાસજીના સમાધિસ્થાનેથી શ્રી અખાજી અને એમના શિષ્યોનું અપ્રસિદ્ધ સાહિત્ય મેળવ્યું અને એનું સંશોધન કરીને ' સંતોની વાણી'' એ નામે પુસ્તકરૂપે પ્રસિદ્ધ કર્યું.

ઇ. સ. ૧૯૨૧ માં શ્રી ' સાગરે ' એમનાં પત્ની ભાગીરથીને ભગવાં વસ્ત્રો આપ્યાં. શ્રી ' સાગર 'ના હૃદયમાં વિરાગવૃત્તિ હોવાથી તેમ જ એક જ સ્થળે રહીને ગૃહસ્થજીવન ન ગાળતાં સાધુ તરીકે અનેક સ્થળોએ વિચરતા હોવાથી, અત્યાર સુધી એમનાં પત્ની સરખેજ ( જી. અમદાવાદ )માં એકાકી જીવન ગાળતાં હતાં. પરંતુ, બ્રહ્મજ્ઞાનનો ઉદય થતાં, શ્રી ' સાગર 'ને લાગ્યું કે પોતાની પત્ની પ્રત્યે પણ પોતાની કંઇક ફરજ છે અને તે ફરજ એ કે એમણે પણ આત્મજ્ઞાનદ્વારા, પ્રભુભક્તિદ્વારા પૂર્ણ હરિસમર્પિત જીવન ગાળવું જોઇએ. આથી, ઇ. સ. ૧૯૨૧ માં

ભાગીરથીને ચિત્રાલ આશ્રમે બોલાવીને આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો અને એમના હૃદયને પણ પ્રભુભક્તિનો ઓપ આપ્યો. આ વિરક્તદશામાં એમણે પણ કેટલાંક આત્મજ્ઞાનનાં, ઉચ્ચ કોટિનાં ભજનો લખ્યાં છે.*

ઇ. સ. ૧૯૨૧ ની સાલમાં શ્રી 'સાગર' દૂધ અને બટાટા ઉપર જ રહેતા. આ સાલમાં એમના સૌથી નાના ભાઇ શ્રી મણિભાઇ જેઓ હાલ પાલનપુર રાજ્યમાં એકસ્ટ્રાડીશન ઓફિસર અને કાઉન્સીલ સેક્રેટરી છે તેઓ બહુ સખ્ત બીમાર થઇ ગયા અને ડાક્ટરોએ પણ આશા મૂકી દીધી હતી. ભાઇ ખૂબ બીમાર છે એવો તાર આવતાં જ શ્રી 'સાગર' એમનો તંબૂરો લઇને પાલનપુર ગયા અને રાતદિવસ સતત ભજન કર્યું. શ્રી 'સાગર'ના શ્રદ્ધાળુ ભક્તોને અને ત્યાંના ડૉ. હરિકૃષ્ણ જોશી જેઓ પણ શ્રી 'સાગર'ના અનન્ય ભક્ત છે અને જેમના હાથમાં જ આ 'કેસ' હતો તેમને પણ એમ લાગ્યું કે શ્રી 'સાગર'ના સતત ભજને જ શ્રી મણિભાઇને જીવતદાન આપ્યું. કારણ ગમે તે હો પણ પ્રતાપ શ્રી હરિભજનનો, એટલું તો ચોક્કસ.

પૂર્વકાલના શ્રી રતિલાલ છોટાલાલ પાઠક અને હાલ સ્વામી શ્રી સ્વયંજ્યોતિતીર્થ સાથે શ્રી 'સાગર'ને ઇ. સ. ૧૯૧૨ માં પરિચય થયેલો તેઓ પણ આ સાલમાં કેટલોક કાળ ગવાસદ

---

* નમૂના તરીકેઃ—

ગુરુજી ! તેરે નૈનાંમેં મૈં તો લુભાનીઃ ગુરુજી૦
આપ સ્વયંભૂ ઘટઘટ વ્યાપીઃ નિત્ય નિરંજન જ્ઞાની. ગુરુજી૦
અદ્‌ભુત લીલા પ્રભુજી તુમ્હારીઃ બાલક રંક ન જાની. ગુરુજી૦
આપ દયાનિધિ દેવ ગુરુજી ! મૈં તો ગરીબ હું પ્રાની. ગુરુજી૦
હાઝિર પલપલ દાસ રહત હૈઃ ગાવત હે નિર્બાની. ગુરુજી૦
જયગુરુ જયગુરુ અલખ નિરંજન સાગર લહેર સમાણી. ગુરુજી૦

મુકામે શ્રી ' સાગર 'ની પાસે રહ્યા હતા અને એ સમય એમણે આત્મચિંતનમાં ગાળ્યો હતો.

ઇ. સ. ૧૯૨૨ માં શ્રી ' સાગર ' એકવાર ચિત્રાલથી સોભારોડ સ્ટેશને એમના પુત્રને સ્ટેશને મૂકવા આવેલા. પાછા ફરતાં સ્ટેશનથી થોડેક દૂર અરણ્યમાં હનુમાનજીની એક ખંડિત મૂર્તિ જોઇ. એમને લાગ્યું કે અત્રે કંઇક કરવું આવશ્યક છે. દૃઢ મનોબળ શું નથી કરી શકતું ? પાછા ચિત્રાલ જવાને બદલે એઓ તો ત્યાં જ રોકાયા અને એ સ્થળથી થોડેક દૂર આવેલા મુવાલ ગામના પટેલોને બોલાવ્યા અને કહ્યું કે આ ખંડિત થયેલા હનુમાનજીની મૂર્તિ તમારા ગામ આગળ છે; તો એ બદલીને બીજી સુંદર મૂર્તિનું સ્થાપન તમારે કરવું જોઇએ. શ્રી ' સાગર ' તો ત્યાં જ રોકાઇ ગયા. આસપાસનાં ગામડાંઓમાંથી સાતસો આઠસો રૂપિયા એકઠા કર્યા અને મહાવીરની મોટી મૂર્તિ મંગાવી અને વેદપાઠી બ્રાહ્મણોને બોલાવીને, ત્રણ દિવસ સુધી ભજન અને ભોજનનો ઉત્સવ કરીને, પ્રાણપ્રતિષ્ઠા કરાવી.

ઇ. સ. ૧૯૨૩ માં શ્રી ' સાગર ' ચિત્રાલ આશ્રમ છોડીને એમના સહોદર શ્રી મણિભાઇને ત્યાં પાલનપુર ગયા અને ત્યાંથી આઠ દસ માઇલ દૂર અરણ્યમાં આવેલા શ્રી બાલારામ મહાદેવ નામે ઓળખાતા સ્થળે થોડો સમય તેમ જ પાલનપુરમાં મળીને દોઢેક વર્ષ રહ્યા. આ અરસામાં એમણે પાલનપુરના ભક્તજનોને કહાનવા બંગલામાંથી મળી આવેલી અખાજીની અપ્રસિદ્ધ વાણીનું રસપાન કરાવ્યું. પાલનપુરના નામદાર શ્રી નવાબ સાહેબનો મેળાપ પણ શ્રી ' સાગર 'ને આ સમયે થયેલો.

સંતતિમાં શ્રી ' સાગર 'ને એક જ પુત્ર શ્રી યોગીન્દ્ર.

શ્રી ' સાગર 'ના હિમાચલ નિવાસ દરમિયાન તેમ જ તે

પછી ઈ. સ. ૧૯૨૫ સુધી એમના પુત્રના લાલનપાલનનું તેમ જ કેળવણીનું કાર્ય એમના લઘુબન્ધુ શ્રી મણિભાઇ દામોદરદાસ ત્રિપાઠીએ ઉપાડી લીધેલું. શ્રી 'સાગર'ને મૂળથી જ એમના લઘુબન્ધુ શ્રી મણિભાઈ પ્રત્યે અનન્ય પ્રેમભાવ હતો અને શ્રી મણિભાઇએ પણ ઘણા લાંબા સમય સુધી શ્રી 'સાગર'ની એવા જ ભક્તિભાવથી, તન, મન અને ધનથી સેવા કરી.*

---

* એમના પ્રત્યે પોતાનો આન્તરિક સ્નેહ વ્યક્ત કરતાં શ્રી 'સાગરે' લખ્યું છેઃ—

શું લખું શાહીથી લેખ નકામો ?
આંસુથી લેખ લખેલ સદાનો :
લોહીથી છાતી મહીં છે છપાયો :
બન્ધુ એ મારા !
'ચાહું' કહ્યાથી અતિ મહિમા શું ?
લેખ સુરેખથી શું વધનારું !
સ્મરણ સદા પ્રભુયે તુજ પ્યારું :
બન્ધુ એ મારા !
( દીવાને સાગર : બન્ધુ એ મારા ! )

બીજે પણ એક પ્રસંગે પોતે ભાઇથી જૂદા પડતાં ઉચ્ચાર્યું છેઃ

અને, બસ ? જાય સાગર ? ન ડંખે કે જુદાઇ ?
ન કાં ? આ આંખ આગળ – ખડો ગમગીન ભાઇ !
પ્રીતિથી છાતી છાઈ –
અગર ઉંડી ઘવાઇ –
ભલા એ ભાઇ ! ભાઇ –
જિગરની એ સગાઇ.

× × ×

( દીવાને સાગર : જતાં જતાં )

## તપશ્ચર્યા પછીનું આશ્રમજીવન

પાલનપુરમાં શ્રી મણિભાઈના નિવાસસ્થાને પણ શ્રી ' સાગર ' ઘણી વાર જતા. ત્યાં પણ એમના ગુણોનું અનુરાગી એક ભક્તમંડળ જામ્યું હતું. શ્રી શામળભાઈ, શ્રી ચમનલાલ ત્રવાડી, શ્રી ગિરિધર માસ્તર, ડૉ. હરિકૃષ્ણ જોષી વગેરે મુખ્ય હતા. શ્રી ' સાગર 'ને જનસમૂહમાં બહુ ગોઠતું નહીં. આથી પાલનપુરથી આઠેક માઈલ દૂર અરણ્યમાં આવેલા **બાલારામ મહાદેવ** નામના સ્થળમાં એઓ વધારે રહેતા. એમના પાલનપુરના ભક્તો તો ત્યાં પણ શ્રમ વેઠીને એમના દર્શનાર્થે – સત્સંગાર્થે આવતા. પાલનપુરમાં પોતે **લક્ષ્મણ ટેકરી** નામના એકાન્તિક સ્થળે ઘણો કાલ રહેલા.

શ્રી ' સાગર 'નું હવેનું જીવન પૂર્ણ આત્માનુભવમાં પ્રપાત પામી ચૂકેલું હતું. તજવું – ભજવું, માયા – અમાયા જેવું હવે એમને કશું હતું જ નહીં. એમનો તો સિદ્ધાન્ત જ હતો કે મનુષ્યને માથે જ્યારે જ્યારે જે જે ફરજો આવે તે તે તેણે જાણે કે ઈશ્વરે સોંપેલી હોય તેમ નિષ્કામપણે બજાવ્યે જવી. માનસિક સ્થિતિમાં આવું સમત્વ આવ્યા પછી વ્યાવહારિક કાર્યો પણ પોતે કરવાં જ જોઈએ – એથી પૂર્ણતામાં કશી ચ્યુતિ થતી નથી, એમ લાગવાથી શ્રી ' સાગરે ' ઈ. સ. ૧૯૨૫ થી પોતાના પુત્રની કેળવણીનું કાર્ય પોતે જ ઉપાડી લેવાનો નિશ્ચય કર્યો. આ નિશ્ચયને લીધે એમના આન્તર જીવનમાં નહીં, પણ બાહ્યજીવનમાં અનેક ફેરફારો થયા, જે આપણે હવે પછીના પ્રકરણમાં જોઈશું.



૧૨

# માતૃભૂમિમાં નિવાસ

**ઈ. સ. ૧૯૨૫ માં** શ્રી ' સાગર ' પોતાના ચિત્રાલ આશ્રમમાં પાછા આવ્યા.

આ જ વર્ષે લાઠીના રાજવીકવિ શ્રી સુરસિંહજી તખ્તસિંહજી ગોહેલ ( **કલાપી** )ના પુત્ર કુમાર શ્રી જોરાવરસિંહજી સુરસિંહજી ગોહેલ ચિત્રાલ આશ્રમે પધાર્યા. શ્રી ' સાગરે ' એમની સાથે " કલાપીનો કેકારવ " અભ્યાસપૂર્વક રાતોની રાતો સુધી વાંચ્યો. જ્યારે શ્રી ' સાગર ' ' હમીરજી ગોહેલ 'ના મહાકાવ્યમાંથી નીચેની પંક્તિઓ તાલ સાથે જુસ્સાથી વાંચતા ત્યારે તો આશ્રમનું આખું વાતાવરણ જાણે કે પ્રેમશૌર્યથી ધ્રુજી ઉઠતું હોય એમ લાગતું:

જય ! જય ! માત ! હુઓ માત !
કો મ લ ભા વિ ણી સાક્ષાત !
ધરતી રૂપ સુંદર આલ !
સરતી શું નભે તત્કાલ !
× × ×
સ્ત્રીનું રૂપ એ તલવાર,
જાણે યોધ એની ધાર !
મ હ મુ દ રો ળ વા ને કાજ,
બેઠી ક્ષત્રિકર તે આજ !

આ વા ચે ાં ધ ને ઘ ર ના ર,
ઉદરે – તે જ તુજ અવતાર !
સું દ ર ભા વિ ણી સા ક્ષા ત્ !
જય ! જય ! માત ! જય ! જય ! માત !

( કલાપીનો કેકારવ પૃ. ૪૬૪ )

આ જ વર્ષમાં તે સમયના વડોદરા રાજ્યના મદદનીશ સહકારી અધિકારી શ્રી કેશવલાલ અંબાલાલ ઠક્કર; એમ. એ. એલ. એલ. બી. શ્રી ' સાગર 'ના આશ્રમે આવેલા. શ્રી ' સાગર 'નું બાહ્ય તેમ જ આન્તરદર્શન કરવાનો સુયોગ એમને પ્રાપ્ત થયો હતો. પછી તો ભાઈ શ્રી કેશવલાલે શ્રી ' સાગર 'નાં તેમ જ ચિત્રાલ આશ્રમનાં આધિભૌતિક તેમ જ આધ્યાત્મિક કાર્યોમાં અંગત મદદનીશ ( Personal Secretary ) તરીકે કામ કર્યું અને એક દસકા સુધી એઓ શ્રી ' સાગર 'ના સતત પરિચયમાં અને સંપર્કમાં રહ્યા; એટલું જ નહીં, પરંતુ શ્રી 'સાગર'ને પોતાના ગુરુ તરીકે સ્વીકારી અનન્ય ભક્તિભાવથી, તન, મન અને ધનથી એમની સેવા કરી.

ઈ. સ. ૧૯૨૬ માં પોતાના પુત્રની કેળવણીની જવાબદારી અદા કરવાના હેતુથી શ્રી ' સાગર ' પોતાની માતૃભૂમિ સરખેજમાં આવ્યા. સરખેજમાં તો પોતાની નાતજાત રહી એટલે જ્ઞાતિભોજનમાં ભાગ લેવા જવું પડે, એવા પ્રસંગો પણ આવે. એઓ તો માત્ર ગૃહસ્થજીવનનો બાહ્ય વેશ ભજવવાને જ સરખેજ આવ્યા હતા. એમના દિલમાં ન હતો સંસાર કે ન હતાં સ્વજનો. આમ હોવાથી, સારા કે માઠા જ્ઞાતિ પ્રસંગોમાં ભાગ લેવાનું એમને ન ગમે એ સ્વાભાવિક છે. આથી એમણે આ જ વર્ષમાં પોતાની

પત્નીનો ભગવો વેષ ઉતરાવીને એમને શ્વેત વસ્ત્રો આપ્યાં અને સિદ્ધપુરથી વેદશાસ્ત્ર સંપન્ન બ્રાહ્મણોને બોલાવીને વેદોક્ત વિધિપૂર્વક અગ્નિહોત્ર લીધું. અગ્નિહોત્ર લીધું એટલે તો ચોવીસે કલાક અગ્નિ રાખવો જ પડે અને એ જ અગ્નિ ઉપર રાંધેલું જમવાનું. પછી તો નાતમાં જમાય જ શી રીતે ?

શ્રી 'સાગર' ભક્ત હતા, સંતપુરુષ હતા, વિચારક હતા અને તત્ત્વજ્ઞ હતા એ આપણે અત્યાર સુધીનાં પ્રકરણોમાં જોયું. એઓ પૂરેપૂરા રાજ્યભક્ત પણ હતા. વડોદરા રાજ્યનરેશ સ્વ. શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ તરફ એમને પૂર્ણ રાજ્યભક્તિ અને માન હતાં. ઈ. સ. ૧૯૨૬ માં સ્વ. શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડના રાજ્યકાલના સુવર્ણમહોત્સવને શુભપ્રસંગે એમણે તા. ૧૧-૧-૧૯૨૬ ને દિવસે ચિત્રાલ મુકામેથી શ્રીમંત મહારાજા સાહેબને તાર કરીને આશીર્વાદ આપ્યા હતા.*

આ પ્રસંગે આ ગીત પણ લખ્યું હતું:

---

* એ તાર આ પ્રમાણે કર્યો હતો:

" His Highness Maharaja Shree Sayajirao Gaekwar Maharaja Saheb Bahadur, Most Exalted King of Baroda, Baroda. om Prabhuji's Asheerwada on Gracious Highness' Golden Jubilee, most respectfully most lovingly and humbly from Ever Wellwisher Sagar Maharaj alias J. D. Tripathi Loyally, accompanied by whole village Chitral Taluka Padra

Om Prabhuji. "

રાજી રહો મહારાજ સયાજી ! –
રાજ સયાજી – ' राजस याजी ' –
રાજી રહો મહારાજ સયાજી ! રાજી૰

ગાજી રહ્યો શ્રુતિ સૂર સનાતનઃ –
ધન્ય ! સુધન્ય ! બડોદે સયાજી !
બડોદે સયાજી – 'बडो देस याजी' –
રાજી રહો મહારાજ સયાજી ! રાજી૰

અદ્‌ભુત સુન્દર તખ્ત બિરાજી–
રાજી રહો મહારાજ સયાજી !
રાજ સયાજી – ' राजस याजी '–
રાજી રહો – ' महा राजस याजी '–
રાજી રહો મહારાજ સયાજી ! રાજી૰

આશીર્વાદ સનાતન મંગલઃ–
રાજી રહો મહારાજ સયાજી !
રાજ સયાજી – ' राजस याजी '–
રાજી રહો ' महा राजस याजी '–
રાજી રહો મહારાજ સયાજી ! રાજી૰

( દીવાને સાગર દફતર બીજું: રાજી રહો મહારાજ સયાજી ! )

ઈ. સ. ૧૯૨૬ ના ફેબ્રુઆરીમાં શ્રી ' સાગર ' સરખેજ આવ્યા અને ઈ. સ. ૧૯૨૬ થી ઈ. સ. ૧૯૩૦ ના ફેબ્રુઆરી

સુધી પોતે સરખેજમાં જ રહ્યા. ઇ. સ. ૧૯૨૬ થી શ્રી 'સાગરે' પોતાના પુત્રની કેળવણીનું કાર્ય પોતાના હાથમાં લીધું.

ઇ. સ. ૧૯૨૯ માં એમણે જાતે જ પ્રતિષ્ઠિત સાધનસંપન્ન સદ્‌ગૃહસ્થને શોભે એવી રીતે એમના પુત્રનું લગ્ન કર્યું. અત્રે એ કહેવું આવશ્યક છે કે પોતે પોતાના પુત્રની કેળવણીની તેમ જ એના લગ્નની ફરજો બજાવી, છતાં પણ ગીતામાં ઉદ્‌બોધેલો નિષ્કામ કર્મયોગ જ એમણે સાચવ્યો છે. સરખેજમાં, પોતાની નાતજાતમાં એ રહ્યા એ સાચું; ગૃહસ્થાશ્રમીને માથે આવતી તમામ ફરજો એમણે ગૃહસ્થ તરીકે પૂર્ણ જવાબદારી લઇને અદા કરી, એ પણ સાચું; પરંતુ હિમાચલનિવાસ પછી ચિત્રાલ આશ્રમ બાંધીને એ રહ્યા તે સમયે એમણે જે કફની પહેરી અને દાઢી રાખી તે તો એમણે સરખેજમાં પણ કાયમ જ રાખ્યાં. ગૃહસ્થાશ્રમીનો તો એમને વેષ જ ભજવવાનો હતો અને તે એમણે કુશળ રીતે ભજવ્યો એ ખરૂં; પણ સાથે સાથે એમણે શ્રી હરિ સાથેનો એકતાર જરા પણ તૂટવા દીધો નથી. આ ખલક એ એક ખ્વાબની ખેલબાજી છે અને શ્રી હરિના નામસ્મરણ સિવાય કશું જ સાચું નથી, એ એમની સમજણ જે એમણે હિમાચલનિવાસ વખતે રગે રગે ભરી દીધી હતી, તે સમજણ તરફ તો એક ક્ષણ પણ એમની અભાનવૃત્તિ થઇ જ નથી.

ચિત્રાલ આશ્રમના, પ્રભુના નામની ધૂનોથી અને સતત ભજનથી ગર્જ્યા કરતા અને ગાજ્યા કરતા વાતાવરણથી સરખેજનું ગૃહસ્થજીવન એમણે જરા યે ભિન્ન માન્યું જ નથી. સરખેજ-નિવાસના પાંચ વર્ષના સમયમાં પણ એમના પોતાના મકાનમાં તો એ રહ્યા જ નથી. પાટીદાર વગામાં ભાડે ઘર રાખીને પોતે રહેતા અને ગૃહસ્થ તરીકેની અનિવાર્ય ફરજો બજાવીને બાકીનો સમય

ભજનકીર્તનમાં જ માળતા. સરખેજથી અમદાવાદ માત્ર છ જ માઇલ દૂર હોવાથી અમદાવાદથી શ્રી ' સાગર 'ના અનેક પ્રશંસકો અને પૂજકો અવારનવાર સરખેજ આવ્યા જ કરતા. તે સમયના અમદાવાદના એકઝીક્યુટી એન્જીનીયર શ્રી માણેકચંદ તારાચંદ અડાલજા સાહેબ, તે સમયના અમદાવાદની સરકારી હાઇસ્કૂલના શિક્ષક અને હાલ નિવૃત્ત ડેપ્યુટી ઇન્સ્પેક્ટર શ્રી મણિલાલ બાપુજી ગાંધી, બી. એ, તે સમયના સરકારી મીડલ સ્કુલના હેડમાસ્તર શ્રી લીનકરરાય અચરતલાલ સૈયદ, બી. એ; સદ્‌ગત શેઠ શ્રી ગોવર્ધનદાસ વ્રજભૂખણદાસ પરીખ; તેમ જ અમદાવાદના કોઇ કોઇ પરિચિત મીલમાલેકો દર્શન અને સત્સંગ માટે અવારનવાર સરખેજ આવ્યા કરતા. સરખેજમાં રહીને પણ પ્રભુની સાથેનો અખંડ સ્નેહ શ્રી ' સાગરે ' જાળવી રાખ્યો હતો. ગૃહસ્થાશ્રમી તરીકેની કારકીર્દીમાં પણ શ્રી ' સાગર 'ની જીવનદૃષ્ટિ તો હિમાચલમાં અને ચિત્રાલ આશ્રમમાં હતી તેની તે જ હતી. ઇ. સ. ૧૯૨૯ માં એમણે સરખેજ મુકામે લખેલી એમની " બદન વગરની બદલી " એ ગઝલ એમની જીવનદષ્ટિનું આ ઐક્ય સ્પષ્ટ રીતે દર્શાવે છે. જુવો:—

સાગર અગર સરખેજ પર સરખો જ ભાવે સૌ અગર—
દીઠું ન બીજું કૈં મગર, દિલબર ! આગર તારા વગર.
સાગર અગર સરખેજ પર૦

× × ×

આજે આસુંયે ચાંદા – સૂરજ !–
સુણિયે – જી – હાં – નવતર તરજઃ–
સાગર – સનમ એક જ ફરજ – બદલી કરી શું બદન વગર ?

( દીવાને સાગર દફતર બીજું: બદન વગરની બદલી )

ઇ. સ. ૧૯૨૬ થી ઇ. સ. ૧૯૩૦ સુધી શ્રી ' સાગર ' સરખેજ મુકામે રહ્યા તે દરમિયાન એઓ માત્ર ગૃહસ્થ તરીકેની જ ફરજો બજાવતા એવું નહોતું. એમનો તંબુરો તો રાતદિવસ બજ્યા જ કરતો. આ ઉપરાંત એમણે સરખેજનિવાસ દરમિયાન ધર્મ અને તત્ત્વજ્ઞાન વિષે તેર જુદાં જુદાં નાનાં નાનાં પુસ્તકો (Pamphlets) તેની સામે લખેલી સાલમાં લખીને પ્રસિદ્ધ કર્યાં છેઃ–

| | |
|---|---|
| સનાતન વિચારણા | ઇ. સ. ૧૯૨૬ |
| પ્રાર્થનાપોથી | ઇ. સ. ૧૯૨૬ |
| સ્વીડનબૉર્ગનું ધર્મશિક્ષણ | ઇ. સ. ૧૯૨૬ |
| મહાત્મા વિવેકાનંદનું હૃદયબલ (બીજી આવૃત્તિ) | ,, ૧૯૨૬ |
| **Eternal Retlection** | ,, ૧૯૨૬ |
| મહાત્મા એમર્સનનું પરમાત્મતત્ત્વ | ,, ૧૯૨૬ |
| ૐ પ્રભુજીનો કક્કો | ,, ૧૯૨૭ |
| મુમુક્ષુ વિચારણા (પાંચમી આવૃત્તિ) | ,, ૧૯૨૭ |
| ધર્મ વિચારણા | ,, ૧૯૨૭ |
| સંતોની વાતો | ,, ૧૯૨૭ |
| ગીતાની વિચારણા | ,, ૧૯૨૮ |
| ગીતાનું હૃદય | ,, ૧૯૨૮ |
| સ્ત્રીપુરુષ વિચારણા | ,, ૧૯૨૯ |

આ પ્રમાણે સરખેજનિવાસ દરમિયાનનાં આ ચાર વર્ષોમાં પણ શ્રી ' સાગર 'ની કલમ પ્રભુની દિવ્યતાનું અને પ્રભુના પ્રેમનું યશસ્વી ગુણગાન કરતી અવિરત ચાલ્યાં જ કરી છે.

ઇ. સ. ૧૯૨૬ માં, એમનું સૌથી પહેલું પુસ્તક " થાકેલું હૃદય " ઇ. સ. ૧૯૦૯ માં પ્રસિદ્ધ થયું, તેની બીજી આવૃત્તિ થઇ.

## માતૃભૂમિમાં નિવાસ

ઇ. સ. ૧૯૨૮ માં શ્રી ' સાગર 'ના દર્શનાર્થે નામદાર મોરબી મહારાજા સાહેબ શ્રી લખધીરસિંહજી સરખેજ પધાર્યા હતા. એમની સાથે સાણંદ સંસ્થાનના ઠાકાર સાહેબ પણ પધાર્યા હતા.

ઇ. સ. ૧૯૩૦ ના ફેબ્રુઆરી માસમાં શ્રી ' સાગર ' ચિત્રાલ આશ્રમમાં પાછા આવ્યા કારણ કે એમનો પુત્ર ઇ. સ. ૧૯૩૦ માં મેટ્રિક પાસ થતાં, એના ઉચ્ચ શિક્ષણ માટે કાલેજમાં અભ્યાસ કરવાની સગવડ કરી આપી હતી અને તેથી એમને સરખેજમાં રહેવાનું કશું પ્રયોજન હતું જ નહીં.



૧૩

## જીવનનાં છેલ્લાં વર્ષો

ઈ. સ. ૧૯૩૧ માં શ્રી 'સાગર' ચિત્રાલ આશ્રમમાં જ રહ્યા. હવે એમને લાગ્યું કે પોતાને જેમના અક્ષરજીવન ઉપરથી આધ્યાત્મિક પ્રેરણાઓ મળી એ – પોતાના ગુરુદેવ – શ્રી **કલાપી**નું તમામ સાહિત્ય સારામાં સારી રીતે પ્રસિદ્ધ કરીને ગૂજરાત સમક્ષ મૂકાવું જોઇએ. આ હેતુથી એમણે, એમનું "દીવાને સાગર" પ્રસિદ્ધ કરનાર એમના પ્રકાશક અને મિત્ર શ્રી જીવણલાલ અમરશી મહેતાને ચિત્રાલ આશ્રમે બોલાવ્યા અને પત્રોદ્વારા "**કલાપી**"ના કુમાર શ્રી જોરાવરસિંહજી સુરસિંહજી ગોહેલ અને **કલાપી**નાં સ્નેહરાજ્ઞી શોભના અથવા મોંઘીબા સાહેબ તેમ જ લાઠીના રાજકુટુંબનો સહચાર અને સહકાર સાધ્યાં. શ્રી 'સાગર' જાતે એમના અંગત મદદનીશ શ્રી કેશવલાલ ઠક્કરને લઇને કાઠીઆવાડમાં શ્રી **કલાપી**ના સંસ્થાન લાઠીમાં ગયા અને હસ્તલિખિત ડાયરીઓ, પત્રો વગેરે શ્રી **કલાપી**નું તમામ અપ્રસિદ્ધ સાહિત્ય મેળવ્યું. આ સાલમાં, ચોત્રીસ નવી કવિતાઓ તેમ જ અપૂર્ણ મહાકાવ્ય હમીરજી ગોહિલ ઉમેરીને તેમ જ માર્ગદર્શક ટીકા લખીને શ્રી 'સાગરે' "કલાપીનો કેકારવ" (નવીન આવૃત્તિ) પ્રસિદ્ધ કર્યો; એટલું જ નહીં પણ શ્રી મણિલાલ નભુભાઇ, કલાપીનાં સ્નેહરાજ્ઞી શ્રી મોંઘીબા અથવા શોભના, દરબાર શ્રી વાજસુરવાળા સાહેબ, કવિ શ્રી લલિતજી વગેરે ઉપરના શ્રી **કલાપી**ના ૫૩૫ પત્રો ગામોગામ ફરીને શ્રી 'સાગરે' એકઠા કર્યા અને યોગ્ય રીતે

પુસ્તકાકારે " શ્રી **કલાપી**ની પત્રધારા " એ નામે પ્રસિદ્ધ કર્યો. આ પ્રમાણે એમણે ઈ. સ. ૧૯૩૧ માં પોતાનું ગુરુકાર્ય સારામાં સારી રીતે પૂરું કર્યું.

પણ હજી આટલેથી જ ગુરુકાર્ય અટકી શકે એમ નહોતું. શ્રી 'સાગર'ના જીવનના ઇતિહાસની દૃષ્ટિએ જેમ શ્રી **કલાપી** શ્રી 'સાગર'ના આધ્યાત્મિક જીવનની શરૂઆતના માર્ગદર્શક હતા તેમ શ્રી **અખાજી** મધ્યકાલના શ્રી 'સાગર'ના ગુરુ હતા. પોતે શ્રી **કલાપી** દ્વારા શ્રી **અખાજી**ને ઓળખ્યા એ વાતનો પોતે સ્વીકાર પણ કર્યો છે. જુઓ:—

'સાગર' ગુરુ સુરરાજ પ્રસાદે,
અલખ અખા ઓળખ્યા જી!
( દીવાને સાગર દફ્તર બીજું : જુગ જુગ જીવો ! અખાજી ! )

ગુરુ તરીકે શ્રી **અખાજી**ને પણ શ્રી 'સાગરે' આ પ્રમાણે ભવ્ય અંજલિ અર્પી છે:—

અખ્ખા મીલ્યા ગુરુ – પક્કા મીલ્યા ગુરુ –
ઘાટ ઘડયેકો ઘડાવનકો!
ચિત્ત સોરંગી ચરાચર ચેતન –
સદ્‌ગુરુ રંગ ચડાવનકો;
ફેર ઘડયો ગુરુ, રામ જડયો ગુરુ –
ઘાટ અઘાટ સમાવનકો,
કૌન મતિ, ગતિ, સાગર મેરી?
સદ્‌ગુરુકે ગુન ગાવનકો?
અખ્ખા મીલ્યા ગુરુ૦

× × ×

બુદ્ધિ જપે ગુરુ, ચિત્ત જપે ગુરુ,
ગુરુ જપે મન મારનકો;
રામ ગુરુ, ગુરુ રામ હિ મંતર!
યે હિ અનુભવ તારનકો!
હારી ગયે હરિ, શેષ, મહેશ –
પ્રજાપત ગીત ગાવનકો!
કૌન મતિ, ગતિ, સાગર મેરી?
સદ્‌ગુરુ કે ગુન ગાવનકો?!
અખ્ખા મીલ્યા ગુરુ૦

( દીવાને સાગર દફ્તર બીજું : અખ્ખા મીલ્યા ગુરુ )

એટલે, શ્રી અખાજીનું અપ્રસિદ્ધ સાહિત્ય પણ સર્વાંગસુંદર રીતે ગૂજરાત સમક્ષ પ્રસિદ્ધ કરીને મૂકવું એ પણ એમનું જ કાર્ય હતું; અને નિર્માણની સુંદરતા જ એવી કે પ્રભુકૃપાથી એ કાર્ય કરવાનું પણ એમને જ માથે આવ્યું. શ્રી 'સાગર'ની સાથે જીવનભર અભ્યાસમાં સાથે રહેલું શ્રી અખાજીનું અપ્રસિદ્ધ સાહિત્ય જે એમને કહાનવા બંગલેથી, એમના સ્નેહી શ્રી ભગવાનજી મહારાજ પાસેથી મળેલું, તે પ્રસિદ્ધ કરવાનું અમદાવાદની ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીએ માથે લીધું. જુના હસ્તલિખિત ગ્રન્થો ઉપરથી સારા અક્ષરે સાહિત્યની નકલ કરીને તેમ જ તેના ઉપર માર્ગદર્શક ટીકા લખીને શ્રી 'સાગરે' એ સાહિત્યનું સંશોધન અને સંપાદન કાર્ય કર્યું અને "અપ્રસિદ્ધ અક્ષયવાણી" એ નામે એ પુસ્તક શ્રી 'સાગર' દ્વારા ઇ. સ. ૧૯૩૨ માં પ્રસિદ્ધિ પામ્યું.

આ જ સાલમાં એમનો પુત્ર ટાઇફોઇડની ભયંકર માંદગીમાં

સપડાયો. તે વખતે, એ અમદાવાદની ગૂજરાત કોલેજમાં ઇન્ટરમાં અભ્યાસ કરતો હતો. આ માંદગીના સમાચાર શ્રી ' સાગરે ' ચિત્રાલ આશ્રમે તારદ્વારા જાણ્યા કે તરત જ પોતે અમદાવાદ આવ્યા. પોતાનો પુત્ર અમદાવાદની સીવીલ ઇસ્પીતાલમાં હતો. મોસંબી વગેરે ફળફળાદિ માટે યોગ્ય વ્યવસ્થા કરીને, પોતાના એક શિષ્ય શ્રી ફકીરભાઇ પટેલની કાળજી નીચે પોતાના પુત્રને મૂકીને પોતે ચિત્રાલ આશ્રમે પાછા આવ્યા. પોતાના પુત્રની પાસે ટાઇ-ફોઇડ જેવી માંદગીને પ્રસંગે પણ પોતે રહી ન શકયા. કારણ એ જ હતું કે પોતાની પાસે પૈસા નહોતા. જીવનભર જે સંતપુરુષે નોકરી જ ન કરી, હરિના નામ વગર કશી જ કમાણી ન કરી તેની પાસે દ્રવ્ય કયાંથી હોય ? પોતે પોતાના આશ્રમે પાછા આવીને નોંધે છે:

**"I have not a single farthing this morning."** – " આજે મારી પાસે એક પાઇ પણ નથી." જ્યાં સુધી પોતાની પાસે પોસ્ટેજ જેટલા થોડા પણ પૈસા હતા ત્યાં સુધી તેમણે પોતાના મિત્રોને પોતાના પુત્રની માંદગીના સમાચારથી વાકેફ કર્યા અને એ મિત્રોએ ફળોના કંડીઆ અમદાવાદ મોકલ્યા. વાચક રખે માને કે આ પરિસ્થિતિમાં પોતે પોતાના પુત્ર પાસે રહી ન શકયા તેથી શ્રી ' સાગર 'ને દુઃખ થયું હશે. એઓ તો આગળ કહ્યું એ તેમ સિદ્ધ – સિદ્ધાન્ત રૂપે અનુભવતા કે જ્ઞાનનું એ જ પરિણામ હોવું જોઇએ કે જીવન આખું પ્રભુ ઉપરના વિશ્વાસ ઉપર – શ્રદ્ધા ઉપર જ રચાય. પ્રભુકૃપાથી પુત્રને આરામ થઇ ગયો.

ઇ. સ. ૧૯૩૩ માં શ્રી ' સાગર 'ની સૂચનાથી, શ્રી કેશવલાલ અંબાલાલ ઠક્કરે એમ. એ. ની પદવી લેવા માટે " **Philosophy of Shree Akhaji** " ( શ્રી અખાજીનું તત્ત્વજ્ઞાન ) એ

વિષય ઉપર પુસ્તક ( Thesis ) લખવાનું નક્કી કર્યું; એટલે ઇ. સ. ૧૯૩૩ અને ઇ. સ. ૧૯૩૪ આ બન્ને વર્ષો શ્રી 'સાગરે' શ્રી કેશવલાલ સાથે સતત કામ કર્યું. શ્રી 'સાગરે' પોતે તો મેટ્રિકની પરીક્ષા પણ પસાર કરી ન હતી; પણ મહાપુરુષોની દૃષ્ટિ જ એવી પ્રતાપી હોય છે, એમનું માનસ જ એવું સર્વગ્રાહી હોય છે કે પોતે જે જીવન સિદ્ધાન્ત નક્કી કરે તેને માટેનું ખપ-પુરતું તમામ જ્ઞાન પોતે ગમે ત્યાંથી મેળવી લે છે. આવા પુરુષો માટે ભવભૂતિએ યોગ્ય જ કહ્યું છે:

क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे ।

નિયમિત રીતે તો પોતે મેટ્રિકની પરીક્ષા પણ આપી નહોતી. પણ, ગુજરાતી, સંસ્કૃત, અંગ્રેજી, બંગાળી, ફારસી, મરાઠી અને હિન્દી ભાષા ઉપર એમણે પ્રભુત્વ મેળવ્યું હતું. *

* એમ. એ. ના વિદ્યાર્થીને તત્ત્વજ્ઞાનના ગહન વિષયમાં એઓ કેટલું પ્રાપાતિક અવગાહન કરાવી શકતા એ શ્રી 'સાગરે' શ્રી કેશવ-લાલભાઇને તા. ૭-૧૧-૩૧ ને દિને પત્રદ્વારા મોકલેલી નીચેની સૂચનાઓ ઉપરથી વાચક સમજી શકશે:—

૧ (अ) અખાજીનું તત્ત્વજ્ઞાન શંકરાચાર્યપ્રતિપાદિત કેવલાદ્વૈતવાદથી એક પગથિયું આગળ છે એ સત્ય વિગતો આપીને સિદ્ધ કરો.

(ब) શંકરના તત્ત્વજ્ઞાન કરતાં અખાજીનું તત્ત્વજ્ઞાન કઇ રીતે અધિકતર છે ? દૃષ્ટાન્તો અને અવતરણો આપીને શ્રેષ્ઠતા સિદ્ધ કરો.

૨ કયા પ્રધાન તત્ત્વ ઉપર અખાજીના તત્ત્વજ્ઞાનનો મૂળ પાયો છે ? પ્રેમ ઉપર કે જ્ઞાન ઉપર ? અખાજીના તત્ત્વજ્ઞાનને નરસિંહ મહેતાના, કબીરના, નાનકના અને હિન્દના બીજા પ્રખ્યાત અદ્વૈતવાદીઓ શ્રી રામાનુજ અને વલ્લભાચાર્યજી સુદ્ધાંના તત્ત્વજ્ઞાનની સાથે સરખાવો (બૌદ્ધ અને જૈન વાદો પણ ).

ઇ. સ. ૧૯૩૨ અને ઇ. સ. ૧૯૩૪ નાં વર્ષોમાં શ્રી. લલિતજી પણ શ્રી 'સાગર'નો સ્નેહસંપર્ક અને જૂનો

---

૩ અખાજીના તત્ત્વજ્ઞાનમાંથી પ્રાપ્ત થતા જ્ઞાનની સાથે સોક્રેટીસ, પ્લેટો, પ્લૉટિનસ, એરિસ્ટોટલ કૅન્ટ, હેગલ, સ્પાઈનોઝા, કૉલ્ટે, હર્બર્ટ સ્પેન્સર, હક્સલે અને બીજાઓના જ્ઞાનને સરખાવો.

૪ શાશ્વત દિવ્યતામાં - બ્રહ્મમાં માનવતાનું રૂપાન્તર થવાના અન્તિમ લક્ષ્યાર્થે અખાજીએ પોતાના તત્ત્વજ્ઞાનના ગ્રન્થોમાં ક્યાં ચોક્કસ સાધનો બતાવ્યાં છે ?

૫ પાશ્ચાત્ય અને પૌર્વાત્ય તત્ત્વચિંતકોની સરખામણી કરીને, તેઓ જે જે બૌદ્ધિક, નૈતિક, માનસિક અને આત્મિક આકાશમાંથી સ્વસ્થાપિત સિદ્ધાન્તોને વ્યક્ત કરે છે તેનું ક્રમાનુસાર વર્ગીકરણ કરો; આ વર્ગીકરણમાં ઐતિહાસિક કોષ્ટક વડે અખાજીને યોગ્ય સ્થાન આપો.

૬ "સન્ત" અને "તત્ત્વજ્ઞાની" બન્ને વચ્ચેનો તફાવત દર્શાવો. 'ભગત' અને 'બ્રહ્મજ્ઞાની' બન્ને પદવીઓ અખાજીના નામ સાથે લગાડાય છે અને લાલદાસજીથી માંડીને થયેલા તેમનાં શિષ્યોએ બધી હસ્તલિખિત પ્રતોમાં તેમના નામની સાથે "પરમહંસ"ની પદવી લગાડેલી છે. ( અખાજીની પ્રણાલિકાની એક શાખા કહાનવા બંગલો એ આશ્રમે અદ્યાપિ પર્યંત ચાલુ છે. ) આ બધી આગળ લગાડાતી કે પાછળ લગાડાતી પદવીઓની વાસ્તવિકતાને અવતરણો અને દાખલાઓ આપી ન્યાય આપો.

૭ (અ) અખાજીએ વારંવાર વાપરેલા નીચેના શબ્દોની વ્યાખ્યા કરો અને તેના સંબંધમાં આવતાં અવતરણો ટાંકીને તેના ખાસ અર્થો સમજાવો:—

વસ્તુ, અનલે, અલખ, અદ્દભદ, આણલિંગી, સ્વે, જંત, અમત, આકાશવત, બાવન બહાર, વિષય, આગુચબ્યું, અણુક્તો. બાદાપદ અને ગુરુગોવિંદ.

સંબંધ સારી રીતે તાજો કરી શકયા હતા, કારણ કે શ્રી ‘ સાગર ’ આ સાલોમાં થોડો સમય સરખેજ રહ્યા અને શ્રી લલિતજી પણ થોડો વખત અમદાવાદમાં એલિસબ્રીજ આગળ આવેલી શાન્તિ-નિકેતન સોસાઇટીમાં રહેતા વયોવૃદ્ધ શેઠ શ્રી ગોવર્ધનદાસ વ્રજભૂખદાસ પરીખને બંગલે રહેતા. આ શેઠ શ્રી ગોવર્ધનદાસ પણ શ્રી ‘ સાગર ’ના જુના મિત્ર હતા. શ્રી ‘ સાગર ’ના સરખેજના નિવાસસ્થાને શેઠ શ્રી ગોવર્ધનદાસ અને શ્રી લલિતજી ઘણીવાર આવતા તેમ જ શ્રી ‘ સાગર ’ પણ કોઇ કોઇ વાર શેઠ શ્રી ગોવર્ધનદાસને ત્યાં જતા. શેઠ શ્રી ગોવર્ધનદાસ વડોદરા રાજ્યના

---

(બ) નીચેનાં વચનો ઉપર સંક્ષિપ્ત વાર્તિક લખો:—

૧ મરતા પહેલો જા ને મરી, અણહાલ્યું જળ રહેશે નીતરી;
અન્ય માંહે જ્યમ હો ત્યમ હો, તરી નીકળ્યો તેને શેનો સો ?

૨ જો તું જીવ તો કર્તા હરિ, જો તું શિવ તો વસ્તુ ખરી.

૩ અખા ભગતનું એવું જ્ઞાન; પહેલી રોટી, પીછે સ્નાન.

૪ અખે કર્યો ડખો, ગોપાળે કરી ઘેંશ;
બૂટે કર્યો કૂટો, નરહરને કહે “ શીરાવા બેશ. ”

૫ સ્વામી સર્વાવાસ સભર ભર્યો સઘળે મળે;
(પણ) દોહલો મળવો દાસ, ભલ ભેદુ ભગવન્તનો.

૬ ભક્તિ ભક્તકો તો ફલે; જોગ, ધ્યાન તો આય;
જ્ઞાન, અખા ! તબ ઉપજે, જો બિરહા હોઇ સમાય.

૭ ભેખકી ટેક ચલી ખટદર્શન, ભેખ નહીં તહાં ટેક કીનાકી ?
ટેકકી ટેક ચલી જો હરેહિરા, ટેક હમારી તો હે જો ફનાકી !

૮ પ્રેમ બિકાતા મેં સુન્યા, માથા સાટે હટ;
લેત વિલંબ ન કીજે, અખા ! તુર્ત દીજીએ કટ.

કેળવણી ખાતામાં એજ્યુકેશનલ ઇન્સ્પેકટર હતા ત્યારથી જ એઓ શ્રી ' સાગર 'ને ચહાતા અને એમને સન્ત તરીકે માન આપતા.

આર્ય ઋષિજીવન એ જ શ્રી ' સાગર 'નું આ સમયનું જીવન હતું. પોતાનો પુત્ર પણ આર્ય ઋષિજીવનના સંસ્કારો જીવનમાં ઝીલે એ હેતુથી એની કંઇક અનિચ્છા છતાં પણ એને બી. એ. માં (ઑનર્સ) સંસ્કૃત ખાસ વિષય લેવડાવ્યો, જેથી એ શાંકરવેદાન્ત અને શ્રુતિસ્મૃતિ શીખી શકે. સાચી કેળવણીનું લક્ષબિન્દુ કેવું હોવું જોઇએ એ દર્શાવતાં શ્રી ' સાગરે ' ઇ. સ. ૧૯૩૪ માં એક પત્ર દ્વારા પોતાના પુત્રને લખ્યું છેઃ

" જગત ક્ષણભંગુર છે—સંસાર મનોમય રચનાનું પ્રત્યક્ષ પરિણામ છે અને તેથી મન જેટલું અને જેવું ચંચલ અને અસ્થિર છે તેટલું જ અને તેવું અસ્થિર અને ક્ષણધ્વંસી આ દૃશ્યતંત્ર છે—પરંતુ **ज्ञान** અને **अनुभव** અનન્ત છે – અને **अनन्त**ના અભિજ્ઞાનને અર્થે જ આ તારી કેળવણી છે. "

કાઠીઆવાડના માનપુર સંસ્થાનના દરબાર શ્રી જીવાવાળા સાહેબ પણ શ્રી ' સાગર 'ના પ્રભાવશાળી સંતજીવનથી અને એમની પ્રેરિત વાણીથી આકર્ષાયા અને એક માસ સુધી ચિત્રાલ આશ્રમે રહીને એમનાં ભજનોનો વિધિપૂર્વક અભ્યાસ કર્યો હતો.

આ જ વર્ષમાં શ્રી ' સાગરે ' એમના પુત્રને જણાવ્યું,

' જે બધાં શાસ્ત્રો અને તત્ત્વજ્ઞાનનાં સમીકરણો તું ચાલુ સમયે ભણી રહ્યો છે તે બધાં થિયરેટિકલમાંથી પ્રેક્ટીકલ કરીને હું હવે જીવી પરવાર્યો છું. તું તારી પરીક્ષા આપે અને હું તને ચાર્જ આપું – આટલો જ આ ' ટ્રાન્ઝિશનલ પિરિયડ ' છે.

સંબંધ સારી રીતે તાજો કરી શકયા હતા, કારણ કે શ્રી 'સાગર' આ સાલોમાં થોડો સમય સરખેજ રહ્યા અને શ્રી લલિતજી પણ થોડો વખત અમદાવાદમાં એલિસબ્રીજ આગળ આવેલી શાન્તિનિકેતન સોસાઇટીમાં રહેતા વયોવૃદ્ધ શેઠ શ્રી ગોવર્ધનદાસ વ્રજભૂખદાસ પરીખને બંગલે રહેતા. આ શેઠ શ્રી ગોવર્ધનદાસ પણ શ્રી 'સાગર'ના જુના મિત્ર હતા. શ્રી 'સાગર'ના સરખેજના નિવાસસ્થાને શેઠ શ્રી ગોવર્ધનદાસ અને શ્રી લલિતજી ઘણીવાર આવતા તેમ જ શ્રી 'સાગર' પણ કોઇ કોઇ વાર શેઠ શ્રી ગોવર્ધનદાસને ત્યાં જતા. શેઠ શ્રી ગોવર્ધનદાસ વડોદરા રાજ્યના

---

(ब) નીચેનાં વચનો ઉપર સંક્ષિપ્ત વાર્તિક લખોઃ—

૧ મરતા પહેલો જા ને મરી, અણુહાલ્યું જળ રહેશે નીતરી;
 ગ્રન્થ માંહે જ્યમ હો ત્યમ હો, તરી નીકળ્યો તેને શેનો સો ?

૨ જો તું જીવ તો કર્તા હરિ, જો તું શિવ તો વસ્તુ ખરી.

૩ અખા ભગતનું એવું જ્ઞાન; પહેલી રોટી, પીછે સ્નાન.

૪ અખે કર્યાં ડખો, ગોપાળે કરી વંશ;
 બૂટે કર્યો ફ્રેટો, નરહરને કહે "શીરાવા બેસ."

૫ સ્વામી સર્વાવાસ સભર ભર્યો સઘળે મળે;
 (પણ) દોહલો મળવો દાસ, ભલ ભેદુ ભગવન્તનો.

૬ ભક્તિ ભક્તકો તો ફલે; પ્રેમ, ધ્યાન તો આય;
 જ્ઞાન, અખા ! તબ ઉપજે, જો બિરહા હોઇ સમાય.

૭ ભેખકી ટેક ચલી ખટદર્શન, ભેખ નહીં તહાં ટેક કીનાકી ?
 ટેકકી ટેક ચલી જો દશોદિશ, ટેક હમારી તો હે જો ફનાકી !

૮ પ્રેમ બિકાતા મેં સુન્યા, માથા સાટે હટ;
 લેત વિલંબ ન કીજે, અખા ! તુર્ત દીજીએ કટ.

પરમાત્માએ સર્વ સાધનો આપણને સુલભ કર્યાં છે. વિશેષમાં, પરમાત્મા પોતે આપણો થયો છે. કિં બહુના ? ”

ઇ. સ. ૧૯૩૫ માં શ્રી ‘ સાગર ’નો પુત્ર બી. એ. થયો. તે જ વખતે શ્રી ‘ સાગરે ’ એને લખીને જણાવી દીધું કે, “ હું હવે તારો વાલી મટી જાઉં છું; કારણ કે તારા તરફની બધી ફરજો હવે પૂરી થાય છે. હવે તારે તારા પગ ઉપર જ ઉભા રહેવું જોઇએ. ‘ સાગર ’ જેમ બધાનો મિત્ર છે એવી રીતે તારો પણ મિત્ર રહેશે; પણ એથી વધારે નહીં. ”

આ પ્રમાણે સરખેજ મુકામે પોતાના પુત્રને ખબર આપ્યા પછી, પોતે ચિત્રાલ આશ્રમે આવ્યા.

ઇ. સ. ૧૯૩૬ માં શ્રી કેશવલાલ ઠક્કરને એમ. એ. ની પદવી મળી.

ઇ. સ. ૧૯૧૬ થી ઇ. સ. ૧૯૩૬ સુધીની શ્રી ‘ સાગર ’ની વાણીનો ગ્રન્થ “ દીવાને સાગર – દફ્તર બીજું ” આ જ સાલમાં શ્રી ‘ સાગરે ’ પ્રસિદ્ધ કર્યો. આ ગ્રન્થનાં છેલ્લાં ચાર ભજનો (૧) પ્રેમસ્વરૂપ પ્રભુનું ભજન (૨) સહજ સમાધિનું ભજન (૩) ત્રિપુરાનું ભજન (૪) મીરાંના ભજનનો લય – શ્રી ‘ સાગર ’નાં છેલ્લાં ભજનો છે અને સર્વોત્કૃષ્ટ છે. એ ભજનો સ્વાનુભવી સન્તના પરમાનન્દની સર્વોચ્ચ દશા નિરૂપે છે. શ્રી ‘ સાગર ’ના આધ્યાત્મિક આન્તરજીવનના એ છેલ્લા ઉદ્દગારો હોવાથી એમના જીવનના અભ્યાસીએ એ ઉદ્દગારોનો પણ સૂક્ષ્મ અભ્યાસ કરવો ઘટે છે; આથી એ ઉદ્દગારો આ પુસ્તકને અન્તે આપ્યા છે. ( જુઓ પરિશિષ્ટ ૧૫. )

આ અરસામાં શ્રી ‘ સાગર ’ને એકાએક પોતાના ચિત્રાલ

આશ્રમમાં જીવતાં જ સમાધિ લેવાનો વિચાર આવ્યો અને પોતાના શિષ્યોને તેમ જ મિત્રોને એમણે એ વિચાર જણાવ્યો. એમના મિત્રોના હૃદયમાં આ સાંભળી ઘણું દુઃખ થયું અને સમાધિ ન લેવા માટે એમના મિત્રોએ શ્રી 'સાગર'ને ખૂબ વિનવ્યા. પરિણામે એમણે એ વિચાર છોડી દીધો.

એઓ આ સમયે વારંવાર પોતાના પિતાના જીવનકાલની પીસતાળીસ વર્ષની અવધિ સંભારીને કહેતા કે, " હું મારા પિતા કરતાં વધુ જીવ્યો છું. મારૂં જીવનકાર્ય હવે પૂરૂં થઇ ગયું છે. હું બહુ જીવ્યો. "

એમના આ સમયના પ્રત્યેક વર્તનમાં સ્પષ્ટ જણાઇ આવતું કે જાણે પોતે જીવનથી ધરાઇ ગયા હોય.

કુદરત પણ જાણે કે એમના જીવનની ઇચ્છાઓ સાથે સામ્ય ધરાવતી હોય એમ જ બન્યું. આ અરસામાં જ એમને 'એન્જીના પેક્ટોરિસ' ( Angina Pectoris ) નામનો જીવલેણ હૃદયરોગ લાગુ પડયો. શ્રી 'સાગર'ના જીવનમાં શારીરિક સ્વાસ્થ્ય સચવાય એવી કોઇ જ પ્રકારની નિયમિતતા ન હતી. હિમાચલનિવાસ દરમિયાન પણ એમણે ખાવાપીવાની કશી જ પરવા રાખેલી નહીં. દિવસોના દિવસો આત્માનન્દની મસ્તીમાં ભોજન વિના જ ચાલ્યા જતા. દૈવાનુયોગે કોઇ સ્થળે જે કૈં ભિક્ષા મળી જતી તે જમી લેતા. આમ, શરીરને અનેક પ્રકારનું કષ્ટ એમણે આપેલું. આ ઉપરાન્ત, ઇ. સ. ૧૯૨૬ થી ઇ. સ. ૧૯૩૬ દરમિયાનનો એમના જીવનનો દસકો ભોજન અને નિદ્રામાં અતિશય અનિયમિતતામાં જ પસાર થયો. પોતે અગ્નિહોત્ર લીધેલું એટલે પોતે પૂજેલા અગ્નિવડે પકાવેલું અનાજ જ જમવાનું. કોઇ પ્રસંગે બહારગામ જવાનું થાય

તો તેવે પ્રસંગે માત્ર ચા કે દૂધ કે દહીં ઉપર દિવસોના દિવસો નભાવી લેતા. આ બધી અનિયમિતતાને અંગે એમની હોજરી પણ બરાબર કામ કરવા લાગી નહીં અને અપચામાંથી હૃદયરોગ લાગુ પડી ગયો. શ્વાસનો અવરોધ થાય અને હૃદયમાં શૂળ ભોંકાતું હોય એવું પારાવાર દુઃખ થાય. શૂળ આવવું મટી જાય ત્યારે તો પોતે સારી રીતે વાતો કરી શકતા અને એમ લાગતું કે જાણે કશું દર્દ જ નથી. પણ એવી સ્થિતિ થોડો સમય રહેતી અને પછી એકદમ શ્વાસ રૂંધાવા લાગતો.

થોડાક દિવસ તો કંઇ જ ગણકાર્યું નહીં, પણ દિનપ્રતિદિન સ્થિતિ વધુ ને વધુ ખરાબ થતી ચાલી. ખોરાકનું પ્રમાણ પણ ઘટવા લાગ્યું. એવામાં એમનાં માતુશ્રીએ ઇ. સ. ૧૯૩૬ ના જુન માસમાં દેહત્યાગ કર્યો. એમના ત્રયોદશાના પ્રસંગે શ્રી 'સાગર' સહામુશ્કેલીએ સરખેજ આવેલા. સરખેજથી પાછા વળતાં શ્રી જગન્નાથ સોમનાથને સાથે લઇને અમદાવાદમાં ડૉ. પટેલને એમણે પોતાનું શરીર બતાવ્યું. એમણે અભિપ્રાય આપ્યો કે આ દર્દ જો પુખ્ત ઉંમરે થાય તો મટવાની આશા ઓછી રહે છે. માત્ર "નાઇટ્રેટ ઓફ એમિલ" દર્દના હુમલા વખતે રાહત આપે. આ ઉપરથી એમણે દર્દના હુમલા વખતે આ દવાનો ઉપયોગ ચિત્રાલ આવ્યા પછી શરૂ કર્યો. એનાથી સહેજ આરામ લાગતો, પણ દર્દ મટ્યું નહીં. પછી તો છાતી ઉપર રાઇનો લેપ પણ કરાવતા, પણ એથી પણ કશો ફેર ન પડયો. ચિત્રાલથી થોડે દૂર આવેલા કરખડી ગામના શ્રી દેવીદાસ મહીજીભાઇ પટેલ જેઓ શ્રી 'સાગર'ના જૂના મિત્ર હતા તેમણે હિરણ્યગર્ભની માત્રા આદુના રસમાં લેવાનું કહ્યું. એથી કંઇક આરામ જણાયો, પણ દર્દ નાબૂદ તો ન જ થયું. દિનપ્રતિદિન ખોરાક ઘટતો

ચાલ્યો, નબળાઇ વધતી ચાલી અને રોગ વધુ ને વધુ ઉગ્ર સ્વરૂપ પકડતો ગયો. છાતીમાં શૂળના હુમલાઓ જે દિવસમાં બે કે ત્રણ વાર આવતા તે હવે બબ્બે કલાકે આવવા લાગ્યા. શરીરની સ્થિતિ વધુ ને વધુ દયાર્દ્ર થતી ચાલી, જીવનની પળો વધુ ને વધુ કષ્ટમય થતી ચાલી. નિદ્રા લુપ્ત થઇ ગઇ. આમ છતાં શ્રી 'સાગર'નું ચિત્ત પ્રભુભક્તિમાંથી જરા પણ વેગળું ગયું નહીં. શરીરનું કષ્ટ વધતું જાય તેવી અવસ્થામાં પણ પોતાના શિષ્યોને કહેતા કે, " હવે દવા અસર નહીં કરે. રામનામની ધૂન લગાવો. " એ પ્રમાણે એમની સૂચના મુજબ

હરે રામ હરે રામ રામ રામ હરે હરે,
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

એ ધૂન સતત ચાલ્યા જ કરતી. જેમ જેમ લોકોને જાણ થતી ગઇ તેમ તેમ ગૂજરાતભરમાંથી શ્રી ' સાગર 'નું ભક્તમંડળ ચિત્રાલ આશ્રમમાં આવવા લાગ્યું. આમળાનું ભક્તમંડળ અને નોબાર ( તા. જંબુસર )નું ભક્તમંડળ તો શ્રી ' સાગર 'ને પ્રભુતુલ્ય જ ગણતું હોવાથી એ લોકોએ નથી જાણ્યો દિવસ કે નથી જાણી રાત્રિ. રાતદિવસ ' સાગર ' મહારાજની સેવા કર્યા જ કરી. બધાંના મનને એમ હતું કે આ કષ્ટમય દશાનો અન્ત થોડા દિવસમાં આવી જશે. મુંબઇથી શ્રી ' સાગર 'ના પરમ મિત્ર વિષ્ણુપ્રસાદ ત્રિવેદી અને મોડાસાથી મોહનભાઇ ગાંધી પણ આવી પહોંચ્યા. અમદાવાદ અને પાલનપુરથી એમના ભાઇઓ શ્રી મણિભાઇ અને શ્રી ચિમનભાઇ પણ આવ્યા. મણિભાઇની સાથે પાલનપુરથી ડૉ. હરિકૃષ્ણ જોશી જેમનો શ્રી ' સાગર ' સાથે નિકટનો સંબંધ હતો તે પણ આવી પહોંચ્યા. વડોદરાથી એમનો

પુત્ર યોગીન્દ્ર પણ આવી પહોંચ્યો. સર્વ આપ્તમંડળ, સ્નેહીમંડળ તેમ જ સંતમંડળ એકઠું થયું હતું.

તે રાત્રિ વિ. સં. ૧૯૯૨ ના શ્રાવણ માસની અમાવાસ્યાની હતી. ડૉ. જોશી અને બીજાઓનો અભિપ્રાય એવો થયો કે એમને વડોદરા લઇ જવા; કારણ કે સ્થિતિ તો ભયંકર થતી જતી હતી. ડૉ. જોશીને લાગ્યું કે ઇન્જેકશન આપવું જોઇએ. શ્રી ‘ સાગર ’ પહેલેથી જ “ એનિમા ” અને “ ઇન્જેકશન ” એ બેના વિરોધી. આમ છતાં જ્યારે ડૉ. જોશીએ સૂચના કરી ત્યારે એમણે કહ્યું કે, “ શરીર તમને સોંપી દીધું છે. તમને પાલવે તેમ કરો. ” ડૉ. જોશીએ ઇન્જેકશન આપ્યું. પછી રાત્રે બાર વાગે પોતે પોતાના ભાઇ મણિભાઇ અને ડૉ. જોશી બન્નેને કહ્યું કે, “ હવે મને સારૂં છે. તમે બન્ને સુઇ જાવ. ”

આમ બધાં જ ઉંઘતાં હતાં. માત્ર ગવાસદના વિઠ્ઠલ ભગત એકલા જ જાગતા હતા. રાત્રે શુમારે બે વાગે પોતે વિઠ્ઠલ ભગત પાસે પાણી માગ્યું. માથું તો વિઠ્ઠલ ભગતના ખોળામાં જ હતું. એ પાણી ગળે ઉતરી શકયું જ નહીં. શ્રી ‘ સાગર ’નું પ્રાણપંખેરૂં પરલોકગામી થઇ ચૂકયું હતું. રાત્રિના બે કલાક ને વીસ મીનીટનો સમય તે વખતે હતો.

આમ, પોતાનાં માતુશ્રીના દેહત્યાગ પછી દોઢ માસે ઇ. સ. ૧૯૩૬ ના ઓગસ્ટ માસની ૧૭ મી તારીખે એટલે વિ. સં. ૧૯૯૨ ના શ્રાવણ માસની અમાવાસ્યાએ સોમવારે રાત્રે બે કલાક ને વીસ મીનીટે શ્રી ‘ સાગરે ’ સ્થૂલ દેહનો ત્યાગ કર્યો.

તરત જ બધાંઓને ખબર આપવામાં આવી. સૌ હાફળાં ફાંફળાં જાગી ઉઠયાં. બનાવ અણધાર્યો જ બન્યો. આપ્તજનોનાં

શ્રી ‘ સાગર ’ મહારાજે અગ્નિહોત્ર લીધું હતું. તે અગ્નિહોત્ર પોતે બરાબર દસ વરસ પાળ્યું. વિ. સં. ૧૯૯૨ની આષાઢી પૂર્ણિમાને દિવસે પોતે શાસ્ત્રોક્ત વિધિપૂર્વક એ અગ્નિહોત્ર સમાપ્ત કર્યું. શાસ્ત્ર-વિધિ અનુસાર અગ્નિહોત્ર લેનાર બ્રાહ્મણને જ્યાં સુધી જીવન ટકે ત્યાં સુધી અગ્નિહોત્ર પાળવું જ પડે છે. પોતાની પત્ની મૃત્યુ પામે કે પોતે મૃત્યુ પામે તો જ અગ્નિહોત્ર બંધ થાય. શ્રી ‘ સાગરે ’ પોતાના મૃત્યુ પહેલાં દોઢ જ માસ પૂર્વે ગુરુપૂર્ણિમાને શુભ દિવસે સ્વહસ્તે જ અગ્નિહોત્ર સમાપ્ત કર્યું. એ ઉપરથી એમ લાગે છે કે એમનો પોતાનો અન્તિમ સમય નજીક આવવાની એમને આગાહી થઇ હોય.

આ ઉપરાન્ત, એમણે પોતાના પુત્રને, પત્રદ્વારા, જે ચાર્જ આપવાની વાત કરી છે તેમાં પણ પોતાના જીવનની સમાપ્તિનું ગર્ભિત સૂચન છે.

વળી, વિશેષમાં, પોતાનું પુસ્તક “ દીવાને સાગર – દફતર બીજું ” જે ઇ. સ. ૧૯૩૬ માં પ્રસિદ્ધ થયું તે પુસ્તક પૂરું થયા પછી છેક છેલ્લે “ ઇંગ્લિશ પ્રલપનો ” આપ્યાં છે તેમાં છેલ્લે આપેલી નીચેની ચાર લીટીઓમાં પણ જાણે કે શ્રી ‘ સાગર ’ મૃત્યુની તૈયારી કરતા હોય એમ લાગે છે:—

“ Have I finished in righteous way ?
Deem not then for night or day;
O ! Life and Death are one to me,
And, God ! My Lord ! I Rest in Thee. ”

ઈ. સ. ૧૯૩૪ માં પોતે તૈયાર કરેલી જીવનની નોંધ ( Biographical Notes )માં પોતે છેલ્લે “ મૃત્યુની પ્રતીક્ષા ” લખ્યું છે, એ પણ અર્થસૂચક હતું, એમ હવે લાગે છે.

શ્રી ' સાગર ' ન હતા કોઇ મહાન ધનપતિ યા કોઇ મોટા અમલદાર; ન હતા કોઈ જગતસુધારક વા દેશસુધારક કે રાજ-પુરુષ. જીવનની ઉછરતી વયમાં પૂર્વજન્મના કોઈ પુણ્યશેષને પ્રતાપે કોઇ ધન્ય ક્ષણોમાં હૃદયમાં પ્રબળ વિરાગનો સ્ફુલિંગ પ્રદીપ્ત થયો અને એણે હૃદયવનની તમામ વિકારરૂપી ઝાડીઓને ભસ્મીભૂત કરી અને પ્રભુભક્તિની આત્મજ્યોત પ્રકટાવી. વાચક જોઇ શકશે કે શ્રી ' સાગરે ' જીવનની તરુણ અવસ્થાનો કેટલોક ભાગ હિમાલયની તપોભૂમિમાં ગાળ્યો હતો અને બાકીનો ભાગ ગૂજરાતની અરણ્ય-ભૂમિમાં અને એકાન્તમાં ગાળ્યો હતો. જીવનના ઉત્તર ભાગનાં છેલ્લાં **વીસ વરસ** વડોદરા રાજ્યના પાદરા તાલુકાના ચિત્રાલ ગામમાં એમના આશ્રમમાં ગાળ્યાં. દિનરાત **પ્રભુભક્તિને** જ જીવનનું સર્વોચ્ચ ધ્યેય માન્યું, આદર્યું અને પૂર્ણ કર્યું. આવા એકરંગી, ઈશ્વરાનુરાગી મહાન પુરુષોની પિછાન જગતને બહુ થોડી પડે છે, અથવા નથી પણ પડતી.

આમ છતાં શ્રી ' સાગર 'ના ભક્તિપૂર્ણ સાહિત્યજીવનને લીધે ગૂજરાતની વિદ્વાન જનતાના અને ધાર્મિક જનતાના હૃદયમાં શ્રી ' સાગરે ' સ્થાન મેળવી લીધું છે.

એમના દેહવિલયની ગૂજરાતભરમાં ખબર પડતાં જ મુંબઈ સમાચાર, સયાજીવિજય વગેરે છાપાંઓમાં એમના ફોટોગ્રાફ સાથે જીવનનોંધ પ્રસિદ્ધ થઈ. એમના ગુણપૂજકો અને ભાવિક ભક્તોને આ દુઃખદ સમાચાર સાંપડતાં હિન્દભરમાંથી તેમ જ હિન્દ બહારથી પણ પત્રો અને તાર દ્વારા શોક પ્રદર્શિત કરતા સહાનુ-ભૂતિના સંદેશાઓ આવવા લાગ્યા. આ સંદેશાઓમાં જ્ઞાનસાધના-શ્રમ, કોટાકોટિપુરથી સ્વામી શ્રી સ્વયંજ્યોતિતીર્થ, હિમાલય નિવાસી

સ્વામી શ્રી અદ્વૈતાનંદજી, મહારાજ શ્રી ઋષિરાજના પુત્ર મહારાજ શ્રી અમીધરપ્રસાદ, કવિ શ્રી લલિતજી, સ્વ. સાક્ષર શ્રી ચંદ્રશંકર પંડયા અને ધારવાડની કર્ણાટક કોલેજના પ્રોફેસર લક્ષ્મીદાસ પટેલના સંદેશાઓ મુખ્ય હતા.

એમના જીવનની તાત્ત્વિક સમીક્ષા કરતાં સ્વામી સ્વયંજ્યોતિતીર્થ લખે છે કે એમના જવાથી "તત્ત્વદષ્ટિએ કશું ગયું નથી: વ્યવહારદષ્ટિએ મિત્રોએ મિત્ર, પ્રેમીઓએ પ્રેમી, ભક્તોએ ભક્તિભાન્ત ગુરુ, જીજ્ઞાસુઓએ પરમ જ્ઞાની, મુમુક્ષુઓએ મુક્ત, પુત્રે પિતા, બન્ધુઓએ પૂજ્ય બન્ધુ, માતાજી ભાગીરથીએ પતિ– ...– એ બધું ખરે જ ગુમાવ્યું છે."

સ્વામી શ્રી અદ્વૈતાનન્દજી પણ જણાવે છે કે એમના દેહવિલયથી "ગુજરાતે એક મહાન પુરુષ ખોયો છે. તેમની સાત્ત્વિક વૃત્તિથી તથા તેમના મનોબળથી ઘણા પુરુષો તેમના તરફ આકર્ષાયા હતા."

સ્વ. સાક્ષર શ્રી ચંદ્રશંકર પંડયાએ પણ આ પ્રસંગે શ્રી 'સાગર'ના એમની સાથેના સુમધુર સ્મરણપ્રસંગો દર્શાવીને અન્તે લખ્યું છે:

"એક ચોક્કસ છે કે 'સાગર' ગયે ગુજરાતે એક મસ્ત આત્મા ગુમાવ્યો – સાધુજન ખોયો અને બેશક કવિત્વપ્રદેશે ખોટ ખમી."

આ ઉપરાન્ત પાલનપુરના નાગરિકોએ ત્યાંના દીવાન સાહેબ રા. બ. દામોદરદાસભાઇ પટવારીજીના પ્રમુખપદે જાહેર સભા ભરીને શ્રી 'સાગર'ના દેહવિલય માટે શોક પ્રદર્શિત કરતો આ પ્રમાણે ઠરાવ કરીને તેની નકલ તેમના પુત્રને મોકલી હતી:

" શહેર પાલનપુરની આ જાહેરસભા ગુર્જર ભૂમિના અલૌકિક મહર્ષિ મહાત્મા શ્રી ' સાગર ' મહારાજ આ ફાની દુનિયાનો ત્યાગ કરી અનંતમાં ભળી ગયા છે અને તેથી સકળ ગુજરાતને ગોક સૂફી સંતની ખોટ પડી છે તે માટે શોક પ્રદર્શિત કરે છે. "

સુરતના ગુજરાતી સાહિત્ય મંડળના પ્રમુખ શ્રી મોહનલાલ પાર્વતીશંકર દવેએ પણ, સુરતના ગુજરાતી સાહિત્યમંડળની શોક-સભાએ, શ્રી ' સાગર 'ના અવસાનથી થએલો શોક પ્રદર્શિત કરતા ઠરાવની નકલ સદ્ગતના પુત્ર તરફ મોકલી આપી હતી.

આ ઉપરાંત બીજાં સાહિત્યરસિક મંડળો તરફથી પણ શ્રી ' સાગર 'ના અવસાન માટે શોક પ્રદર્શિત કરતા ઠરાવો કરવામાં આવ્યા હતા.

અમદાવાદની ગુજરાતી સાહિત્ય સભા તરફથી પણ અમદાવાદ મુકામે આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવના પ્રમુખપણા નીચે શ્રી ' સાગર 'ના અવસાન નિમિત્તે જુદા જુદા વક્તાઓએ શ્રી 'સાગર'ને ભાવભીની અંજલિઓ અર્પી હતી.

શ્રી ' સાગર 'ના અવસાન વખતે શ્રી લલિતજી મુંબઈ હતા. લલિતજી શ્રી ' સાગર 'ના પરમ મિત્ર એટલે એમને શ્રી ' સાગર 'ના અવસાનના સમાચારથી દુઃખ થાય એ સ્વાભાવિક છે. એમના અવસાનની નોંધ લેતાં એમણે શ્રી ' સાગર 'ને ભાવવાહી અંજલિ અર્પી હતી, જે તા. ૩૦–૮–૩૬ ના ' ગુજરાતી 'માં પ્રસિદ્ધ થઇ હતી. એમાં એમણે જણાવ્યું છે:

" ' દીવાને સાગર 'ના બે દફતરોમાંના ગીત–ગઝલોના તે એક અલમસ્ત કવિ હતા, પરંતુ તેથી વધારે તો તે ગેબના મુસાફર હતા. ' છે તેનાથી વિશેષ ' જોવાના અને અનુભવવાના

તેના ખ્યાલ હતા; ને તે માર્ગે કવિશ્રી કલાપીજીના કેકારવે તેમને પ્રથમ દોરલા × × × કવિ કાન્તે, કવિ જટિલે, કવિકિલસૂફ મણિલાલે કવિ કલાપીજીને તેમના જીવતાં સાહિત્યકીર્તિત જેટલા કરેલા તેથી વધારે તો કવિ શ્રી 'સાગર' મહારાજે તેમનાં અધ્યાત્મકીર્તન ગજાવેલાં × × × કવિશ્રી 'સાગર' મહારાજે સાહિત્ય ઉપાસના કરેલી તે સાધન તરીકે; ને તેથી જે સ્વરૂપ કલાપીજી આજે સદેહે સાધી શકયા હત તેવું જ સ્વરૂપ પોતે સાધ્યું ને સુરગુરુસંતથી સવાયા નીવડયા. સાક્ષરયોગની સંસિદ્ધિ એવા કોઇ વિરલ સાક્ષરને જ વરે છે. × × × કવિશ્રી 'સાગર' મહારાજે તો કલાપીજીના કેકારવની નવીન આવૃત્તિમાં દર્શાવ્યું છે તેમ એ સદ્ગત રાજયોગીના જીવનવિગ્રહની તપસિદ્ધિ એમણે તો ઝીલી ને આલેખી છે. પાર્થિવ દેહમાં વસેલો અપાર્થિવ રસાત્મા તો કલાસિદ્ધ થઇ ઉડી જાય છે, ત્યારે તેના પગલેપગલામાં તથા બોલેબોલમાં તેની પુણ્યોજ્જવલતા પ્રકાશી રહે છે. તેવા જ બન્ને શ્રી કલાપીજી તથા કવિશ્રી 'સાગર' મહારાજ હતા."

સ્વ. સાક્ષર શ્રી ચંદ્રશંકર પંડયાએ તેમજ શ્રી 'સાગર'ના અન્ય ગુણપૂજકોએ પણ આવી અનેક અંજલિઓ અર્પી છે.

એમના અવસાન બાદ એમની માતૃભૂમિ સરખેજમાં તા ૩૦–૮–૬૬ ને રોજ ભજન – સમારંભ રાખવામાં આવ્યો હતો. તે પ્રસંગે શ્રી 'સાગર'ના બન્ને ભાઇઓ, તેમનો પુત્ર, તેમના જ્ઞાતિબંધુઓમાં અગ્રગણ્ય શ્રી કેશવલાલ શેઠ, શ્રી પ્રાણજીવન શેઠ, શ્રી ઉમિયાશંકરભાઇ, શ્રી માણેકલાલ માસ્તર, શ્રી. રેવાશંકર દલસુખરામ, શ્રી બળદેવદાસ, શ્રી રામદાસ મુખી તથા બીજાઓ – લગભગ આખું ગામ તેમજ બહારગામથી સ્વામી શ્રી સ્વયંજ્યોતિતીર્થ, શ્રી અમીધર મહારાજ, શ્રી કેશવલાલ

અંબાલાલ ઠક્કર, એમ. એ., એલ. એલ. બી., શ્રી જયકૃષ્ણ મગનલાલ ત્રિવેદી વગેરેએ શ્રી 'સાગર' મહારાજની સુંદર છબિ સાથે સરઘસ રૂપે ફરીને જાહેર લાયબ્રેરીમાં રચેલા ભજન સમારંભમાં આખો દિવસ ઉત્સાહ ભાગ લીધો હતો અને પ્રાસંગિક વિવેચનો કર્યાં હતાં. આ ઉપરાંત તે સમયે કવિ શ્રી લલિતજીએ શ્રી 'સાગર' મહારાજને આપેલી કાવ્યાંજલિ, શ્રી કેશવલાલ ઠક્કરની કાવ્યાંજલિ, શ્રી. નાનાલાલ અંબાલાલ યાજ્ઞિકની કાવ્યાંજલિ તેમજ શ્રી 'કાસારે' રચિત કાવ્યાંજલિ આ પ્રસંગે ગવાઈ હતી, પાલનપુર, સિદ્ધપુર, અમદાવાદ, ચિત્રાલ, વડોદરા મુંબઇ વગેરે અનેક સ્થળોએથી શ્રી 'સાગર' મહારાજના અનેક શિષ્યોએ આવીને ભજનસમારંભમાં ભાવ અને ભક્તિપૂર્વક ભાગ લીધો હતો.

આમ, આ પાર્થિવ વિશ્વમાં ત્રેપન વર્ષનું આયુષ્ય ભોગવી, દિનેરાત, પ્રભુભક્તિનું અમૃતપાન કરીને તેમજ 'રસિયાં', 'તરસિયાં', 'દરદિયાં' અને ' 'ગરજિયાં 'ને તે પાન કરાવીને શ્રી 'સાગરે' જીવનસિદ્ધિ કરી લીધી. એમણે પોતે જ એમની મસ્ત હાલતનું બ્યાન નીચેની ગઝલમાં કરેલું છે, એટલે આપણે એમની ભાષામાં જ એમને છેવટની સ્નેહાંજલિ આપી વિરમીશું:

અગર એ ક્યાં ગયો – 'સાગર' – સનમને માગતો'તો તે ?
ખુદાઇ ઇશ્કને ખાતર – જહાંને ત્યાગતો'તો તે ?!
અગર એ ક્યાં૦

બધો દીવાન શું બરબાદ ?!
સુફીઓના ખરા ઉસ્તાદ !
નહીં મજનું ! નહીં ફરહાદ ! – "અનલહક્ક" ગાજતો'તો તે ?!
અગર એ ક્યાં૦

નથી ચોટી ! ન દાઢી મૂછ !
નથી ધૂણી ! ન ચિમ્ટો કુછ !
જનાઝા પર જુવો અબધૂત ! "શિવોઽહમ્" બોલતો'તો તે ? !
અગર એ ક્યાં૦

અગર યહ ! વાહ ! ગુરુજી ! વાહ ! –
પલકભર ઠેરીએ જી ! શાહ ! –
ફકીરા ! આપ હો અલ્લાહ – ચિલમમાં ઘૂંટતો'તો તે ? !
અગર એ ક્યાં૦

અજાતિ જાતિકુલ કુલ ગોત –
મળી રહી **જ્યોત સાંહે જ્યોત** ! –
અગર, **સાગર** જીવ્યો જો હોત – સનમને શું થતો'તો તે ? !
અગર એ ક્યાં૦



નથી ચોટી ! ન દાઢી મૂછ !
નથી ધૂણી ! ન ચિમ્ટો કુછ !
જનાઝા પર જુવો અવધૂત ! "શિવોઽહમ્" બોલતો'તો તે ?!
અગર એ ક્યાં૦

અગર યહ ! વાહ ! ગુરુજી ! વાહ ! –
પલકભર ઠેરીએ જી ! શાહ ! –
ફકીરા ! આપ હો અલ્લાહ – ચિલમમાં ઘૂંટતો'તો તે ?!
અગર એ ક્યાં૦

અજાતિ જાતિકુલ કુલ ગોત –
મળી રહી **જ્યોત માંહે જ્યોત** ! –
અગર, **સાગર** જીવ્યો જો હોત – સનમને શું થતો'તો તે ?!
અગર એ ક્યાં૦



# ઉપસંહાર

Lives of great men all remind us,
We can make our life sublime;
And departing leave behind us
Footprints on the sands of time.

Footprints, that perhaps another,
Sailing o'er life's solemn main,
A forlorn and shipwrecked brother,
Seeing, shall take heart again.

*—Longfellow.*

ભાવાર્થ કે:—

મહાન પુરુષોનાં જીવનો આપણને હમેશાં યાદ આપે છે કે આપણે પણ આપણું જીવન ઉન્નત કરી શકીએ; એટલું જ નહીં પણ આ જગત છોડતી વખતે આપણું કાયમનું સ્મરણચિહ્ન મૂકી જઈએ.

ખરે! જીવનના ગંભીર સાગરમાં મુસાફરી કરતો કોઈ પાન્થ જીવનનો રસ્તો ભૂલશે ત્યારે આપણા સુજીવનરૂપી આ સ્મરણચિહ્ન એને પ્રેરણાદાયી નીવડશે.

—કવિ લોન્ગફેલો.

મહાન પુરુષોનાં જીવનોનું વાચન આપણને આપણામાં રહેલી શકયતાઓનો ખ્યાલ આપે છે, આપણી સુપુપ્ત શક્તિઓને જગાડે છે અને આપણી તંદ્રાવસ્થા દૂર કરી જીવનના કર્તવ્યને પન્થે જલ્દી

# ઉપસંહાર

Lives of great men all remind us,
We can make our life sublime;
And departing leave behind us
Footprints on the sands of time.

Footprints, that perhaps another,
Sailing o'er life's solemn main,
A forlorn and shipwrecked brother,
Seeing, shall take heart again.

—*Longfellow.*

ભાવાર્થ કે:—

મહાન પુરુષોનાં જીવનો આપણને હમેશાં યાદ આપે છે કે આપણે પણ આપણું જીવન ઉન્નત કરી શકીએ; એટલું જ નહીં પણ આ જગત છોડતી વખતે આપણું કાયમનું સ્મરણચિહ્ન મૂકી જઇએ.

ખરે! જીવનના ગંભીર સાગરમાં મુસાફરી કરતો કોઇ પાન્થ જીવનનો રસ્તો ભૂલશે ત્યારે આપણા સુજીવનરૂપી આ સ્મરણચિહ્ન એને પ્રેરણાદાયી નીવડશે.

—કવિ લોન્ગફેલો.

મહાન પુરુષોનાં જીવનોનું વાચન આપણને આપણામાં રહેલી શકયતાઓનો ખ્યાલ આપે છે, આપણી સુષુપ્ત શક્તિઓને જગાડે છે અને આપણી તંદ્રાવસ્થા દૂર કરી જીવનના કર્તવ્યને પન્થે જલ્દી

પ્રવાસ કરવા સાદ કરે છે. શ્રી 'સાગર' મહારાજનું જીવન એવું આકર્ષક હતું, એવું દિવ્ય હતું, એવું ભવ્ય હતું. જીવનનો ઉચ્ચતમ આદર્શ તે આત્મસાક્ષાત્કાર. એ આદર્શ સિદ્ધ કરવાનાં અનેક સાધનો છે; પણ તેમાં યે ભક્તિની મહત્તા – ભક્તિની પ્રતિભા તો અનેરી જ છે.

જીવનના આદર્શની પાછળ જે મરી ફીટે છે – પોતાનું જીવન સમર્પે છે તે પ્રત્યેક મહાન વ્યક્તિમાં એવું કંઇક તો આકર્ષક હોય છે જ. શ્રી 'સાગર' મહારાજના આત્મમંથનનાં તીવ્ર સંવેદનો, તેમાંથી તેમને સાંપડેલું આત્મદર્શન – જ્યોતિદર્શન અને એ જ્યોતિને અન્તરમાં ટકાવી રાખવાનો પરમ પુરુષાર્થ – મત્તોન્મત્ત ભક્તિ – એ બધા પ્રબળ જીવનપ્રવાહમાં એવી કોઇ અજબ શક્તિ હતી, એવું કોઇ ભવ્ય ઓજસ હતું જેના પ્રવાહમાં – જેના પ્રકાશમાં અનેક સમભાવી હૃદયો આકર્ષાયાં હતાં અને કેટલાંકને તો ચિરંજીવ અસર કરીને તેમનાં જીવન જ પલટાવી નાખ્યાં હતાં. એવી હતી એમના આત્મમંથનના સમયની મસ્તી, સત્યશોધન પાછળની તીવ્રતા અને અદમ્ય આત્મશક્તિ.

શ્રી હરિનામનો વારંવાર પૂકાર કરવાથી અને નામસ્મરણ કરવાથી એ દર્શન અન્તરમાં સતત જાગ્રત રહે છે. આટલા માટે જ શ્રી 'સાગર' મહારાજે રાતદિવસ કલાકોના કલાકો સુધી શ્રી હરિનામની ધૂનો પૂકાર્યા જ કરી. એમનાથી બીજું કશું બની જ શક્યું નહીં. અને હરિનામનો મહિમા – ભક્તિનો પ્રભાવ ક્યાં ઓછો છે ? શ્રીમદ્ ભાગવતમાં શ્રી કૃષ્ણ ભગવાન સ્વમુખે કહે છેઃ

यथाग्निः सुसमृद्धार्चिः करोत्येधांसि भस्मसात् ।
तथा मद्विषया भक्तिरुद्धवैनांसि कृत्स्नशः ॥

न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव ।
न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता ॥

भक्त्याहमेकया ग्राह्यः श्रद्धयात्मा प्रियः सताम् ।
भक्तिः पुनाति मन्निष्ठा श्वपाकानपि संभवात् ॥

( ११ । १४ । १९-२१ श्रीकृष्णः )

ભાવાર્થ કે:—

ઓ ઉદ્ધવ ! જેવી રીતે પ્રજ્જ્વલિત જ્વાળાઓવાળો અગ્નિ લાકડાંને ભસ્મીભૂત કરી દે છે તેવી રીતે મારી ભક્તિ બધાં પાપને ભસ્મીભૂત કરી દે છે. ન યોગ, ન સાંખ્ય, ન યમનિયમ, ન વેદાભ્યાસ, ન તપ કે ન ત્યાગ મને વશ કરી શકે છે. હું તો કેવળ ભક્તિથી જ વશ થાઉં છું. ભક્તિ જ સર્વથી શ્રેષ્ઠ છે. સંતપુરુષોના આત્મારૂપ એવા મને વશ કરવાનું માત્ર એકાગ્ર ભક્તિ અને શ્રદ્ધા જ સાચું સાધન છે. મારી ભક્તિ ચંડાળને પણ ચંડાળપણાના દોષમાંથી મુક્ત કરે છે અને પવિત્રતા અર્પે છે.

પ્રભુભક્તિનું એવું સામર્થ્ય છે. કહેવાની જરૂર નથી રહેતી કે ધન, માલમિલ્કત, યશાપયશ, વિદ્વત્તા કે અવિદ્વત્તા એ કશું મનુષ્યની સાથે આવતું નથી. આ દેહ છોડયા પછી માત્ર પ્રભુની ભક્તિ અને પ્રભુસ્મરણ જ મનુષ્યને ઉપયોગી છે; આમ છતાં માયાની અંધારી એવી છે કે જે નશ્વર છે, મનુષ્યના આત્માને જે લાભદાયી નથી, તેની પ્રાપ્તિની પાછળ જ મનુષ્ય જીવનનું સત્ત્વ અને તત્ત્વ ગૂમાવે છે. આવા આ માયાના અંધારપટમાં, જીવનના તૂફાની સાગરમાં સંતપુરુષોનાં જીવનો દીવાદાંડીસમાં પ્રકાશે છે અને મનુષ્યનાં સાચાં રાહબર બની રહે છે. સંતપુરુષોનાં જીવનો એવાં પ્રેરણાદાયી હોય

છે. મનુષ્ય જ્યારે જીવનની મુસાફરીથી કંટાળે છે, થાકે છે અને જ્યારે એને એમ લાગે છે કે પોતે અત્યારસુધી જે જે વિષયો મેળવવામાં અને જે જે આદર્શો સિદ્ધ કરવામાં આશા, ઉલ્લાસ અને સુખ અનુભવતો હતો તેની કિમ્મત સરવાળે મીંડું છે ત્યારે જ તેને સાચા કર્તવ્યપન્થનું ભાન થાય છે. મનુષ્યના જીવનમાં વહેલા કે મોડા પણ એવો અનુભવ જરૂર જ થાય છે અને જ્યારે એવો નિર્વેદ – એવી ઉપરામવૃત્તિ થઇ આવે છે ત્યારે "ભૂલ્યા ત્યાંથી ફરી ગણો" જેવો ઘાટ થાય છે. એવા સમયે એને સંતપુરુષોની વાણી કે સંતપુરુષોનાં જીવનો સિવાય કશું જ માર્ગદર્શક થઇ પડતું નથી.

ઉપર કવિ લોંગફેલોએ કહ્યું છે તેમ, મનુષ્યને જ્યારે એવો જીવનનો થાક ચડી જાય છે ત્યારે મહાન પુરુષોનાં જીવનો એને પ્રેરણાદાયી બને છે એટલું જ નહીં પણ એના હૃદયમાં પ્રાણ પૂરે છે, એને શક્તિ અર્પે છે અને ગતિ પણ અર્પે છે.

શ્રી 'સાગર' મહારાજનું જીવન બીજાઓને તો વત્તેઓછે અંશે પણ એવા સત્યજીવનના શોધકોને – જીવનના થાકેલા અને ભ્રાન્ત મુસાફરોને તો જરૂર જ માર્ગદર્શક નીવડશે. શ્રી 'સાગર' મહારાજે સાહિત્યને સાધ્ય નહીં પણ સત્યજીવનનું સાધન માન્યું હતું. એમના જીવનચરિત્રના વાચકોને પણ એ ઘડીભર મન બહેલાવવાની વસ્તુ તરીકે નહીં પણ ઉત્કૃષ્ટ જીવન જીવવાના સાધનરૂપ બને એવી આશા અને શુભેચ્છા સાથે વિરમીશું. ૐ **સદ્‌ગુરુ** ૐ



# પરિશિષ્ટ ૧

## સુફીવાદ અને વેદાન્તની ક્રમિક અવસ્થાઓની સરખામણી

| આત્માનો પ્રવાસ, ક્રમ અને અધિકાર યાને મંઝિલ, પાયરી અને મુકામ | મુમુક્ષુનો માર્ગ, દશા – અવસ્થા અને પ્રદેશ યાને હાલ – હાલાત, દરજ્જો અને મુલ્ક | વેદાન્તની ભૂમિકાની પરિભાષાના સ્પષ્ટીકરણ માટે સરખાવો:— પરિશિષ્ટ ૨ |
|---|---|---|
| ૧ મુરીદ, તાલિબ<br>સાધક – મુમુક્ષુ<br>નાસૂત | શરીઅત<br>ફના ફિ શય<br>હીવાની હાલ<br>નફ્સ – મન<br>Contemplation | દ્વૈત – કર્મ – મૂરતસૂરત<br>હરકોઈ વસ્તુમાં સ્વાર્પણ કરવું.<br>સરખાવો:—<br>સગુણ મૂર્તિપૂજા |
| ૨ પીર – મુર્શિદ<br>દર્વેશ – સિદ્ધ<br>મલકૂત | તરીકત<br>ફના ફિ શેખ<br>પીરાની હાલ<br>કલ્બ – બુદ્ધિ<br>Meditation | દ્વૈતાદ્વૈત – યોગ – ત્રિવેણી<br>ગુરુ, મુર્શિદ – પીરમાં<br>સર્વસ્વાર્પણ કરવું<br>સરખાવો:—<br>ગુરુભક્તિ |
| ૩ વલી – ઓલિયા<br>સન્ત<br>જબ્રૂત | હકીકત<br>ફના ફિ રસૂલ<br>નૂરાની હાલ<br>દિલ – ચિત્ત<br>Light | અદ્વૈત – ભક્તિ – ઈશ્વરગુરુ<br>પેગમ્બર અથવા ઈશ્વરાવતારમાં<br>સર્વસ્વ સમર્પણ કરવું<br>સરખાવો:—<br>ભક્તિયોગ |
| ૪ કામિલ, આરિફ<br>મહાત્મા<br>લાહૂત | મારિફત<br>ફના ફિલ્લાહ<br>રૂહાની હાલ<br>રૂહ – અહંકાર<br>Annihilation | કેવલાદ્વૈત – જ્ઞાન – મૂનશિખર<br>પરમાત્મામાં દેહાભિમાનનો<br>સંપૂર્ણ વિલય થવો.<br>સરખાવો:—<br>જ્ઞાનયોગ |
| ૫ કુત્બ<br>પૂર્ણ પુરુષ<br>અવધૂત – નકલંક<br>મહાપદ<br>હાહૂત | વાસિલે હક<br>બકા બિલ્લાહ અનલહક<br>અવાચ્ય – ગૈબ<br>Absorption<br>Perfect Union with God | અજાત – અનુભવ – મહાશૂન્ય<br>પરમાત્મામાં અનંત કાળ માટે<br>ભળીજવું.સરખાવો:-નાદમૂનો<br>સ્વાનુભવ-નિર્વાણ-જીવનમુક્તિ;<br>**सर्वं खल्विदं ब्रह्म । ॐ** |

# પરિશિષ્ટ ૨

**ભગવાન શંકરાચાર્યે અનુબોધેલાં પરમાત્મજ્ઞાનનાં ચાર સાધનો (સાધનચતુષ્ટય).**




# પરિશિષ્ટ ૩

## જ્ઞાનની સાત ભૂમિકાઓ

તુરિયાતીત
નિર્વિકલ્પતા – શાન્તિ
|
( ૭ )
સમાધિ – તુરિય
|
( ૬ )
પદાર્થાભાવિની
|
( ૫ )
અસંસક્તિ
|
( ૪ )
સત્ત્વાપત્તિ
|
( ૩ )
તનુમાનસા
|
( ૨ )
વિચારણા
|
( ૧ )
શુભેચ્છા

---

# પરિશિષ્ટ ૪

## જુગ જુગ જીવો ! અખાજી !

જુગ જુગ જીવો અખાજી !
ગુરુજી ૐ ! જુગ જુગ જીવો અખાજી !
જુગ જુગ જીવો અખાજી ! ગુરુજી ૐ૦

જો બડભાગીકો છેલ્લો જનમ હો,
તાકો સનેહી સખાજી !
ગુરુજી ૐ ! જુગ જુગ જીવો અખાજી ! જુગ જુગ૦

ગાત બનત નાહિ સદ્‌ગુરુમહિમા—
શેષ, બિરિંચિ થક્યા જી !
ગુરુજી ૐ ! જુગ જુગ જીવો અખાજી ! જુગ જુગ૦

લાલદાસ, હરિકૃષ્ણ, જીવણજી !
ગૌરી, રતનબા, જીતાજી
ગુરુજી ૐ ! જુગ જુગ જીવો અખાજી ! જુગ જુગ૦

પરમહંસ અવધૂ કલ્યાણા—
જાગ્રત નર નીરખ્યા જી !
ગુરુજી ૐ ! જુગ જુગ જીવો અખાજી ! જુગ જુગ૦

સાગર ગુરુ સુરરાજ પ્રસાદે—
અલખ અખા ઓળખ્યા જી !
ગુરુજી ૐ ! જુગ જુગ જીવો અખાજી ! જુગ જુગ૦

---

## પરિશિષ્ટ ૫

### લડવું તો

લડવું તો મન સામે લડવું,
હો દેશી ! લડવું તો મન સામે લડવું.
ભક્તિવૈરાગ્યનું પહેરવું બખ્તર, જ્ઞાનને ઘોડે ચડવું.
હો દેશી !૦
પ્રેમબ્રહ્માસ્ત્ર સજીને બરાબર, હું – તુંને મારીને મરવું.
હો દેશી !૦
શૂન્યમાં શબ્દ ગુરુજીનો ગાજે, અનંતમાં આગળ વધવું.
હો દેશી !૦
આ રે શરીર ધરીને, ઓ જીવડા ! બીજું કશું નથી કરવું.
હો દેશી !૦
સાગરરાજ ચડ્યા અસવારી ! ચાલો ! નથી જ ઊગરવું.
હો દેશી !૦

---

## પરિશિષ્ટ ૬

### દમવું તો

દમવું તો મનવાને દમવું,
વહાલીડા ! દમવું તો મનવાને દમવું.
આત્મઅનાત્મવિવેક કરીને, દેહનું સુખદુઃખ ખમવું.
વહાલીડા !૦

રૂપગુણનામની ભ્રાન્તિએ તારે, મનવા ! હવે નથી ભમવું.
વહાલીડા !૦
હું'માંથી કાઢવું બાહિર હુંને, સમજીને ભીતર શમવું.
વહાલીડા !૦
ધર્મ નહીં તું સનાતન સોઽહં, સહજ સ્વભાવથી રમવું.
વહાલીડા !૦
ચેતન સાગરરાજ સ્વયં છો, નહીં નહીં મનવાને નમવું.
વહાલીડા !૦

---

## પરિશિષ્ટ ૭

### ભોજન

ખાવી તો હરદમ ગમઃ
હો સાધો ! ખાવી તો હરદમ ગમ !

જ્ઞાનસુધા પીવું આત્મવિચારે, સાધન સજ શમ, દમ.
હો સાધો !૦
અન્તર્દૃષ્ટિથી લય કર જગનો, મનભ્રમ કરી લે ભસમ.
હો સાધો !૦
જીવન્મુક્ત જગત હકીકતમાં, વિલસત કેવળ બ્રહ્મ.
હો સાધો !૦
લક્ષ્ય પરમ સ્મર બ્રહ્મૈવાહં, ગુરુગમ રટ હરદમ.
હો સાધો !૦
ધર્મ, કર્મ, મન, ઇન્દ્રિયથી પર તું, સાગરરાજ ! સોઽહમ્ ॥
હો સાધો !૦

---

## પરિશિષ્ટ ૮

# જ્ઞાનનિસરણી

ચડીએ, જી ! જ્ઞાનનિસરણીઃ
ચલો ! મેરી જાન ! ચડીએ, જી ! જ્ઞાનનિસરણી.
ચડીએ, જી !૦

પ્હેલે પગથિયે વહત જગભેદી –
સતત શુભેચ્છાની ઝરણી.
ચલો ! મેરી જાન ! ચડીએ, જી ! જ્ઞાનનિસરણી.
ચડીએ, જી !૦

વૃત્તિ વિરક્તિતણી ક્રેષી વિષયથી –
'તું હિ તું હિ' નામ સુમરણી.
ચલો ! મેરી જાન ! ચડીએ, જી ! જ્ઞાનનિસરણી.
ચડીએ, જી !૦

શું કરશો સુત, વિત, મિત, તરુણી ?
કરણી સો પાર ઊતરણી !
ચલો ! મેરી જાન ! ચડીએ, જી ! જ્ઞાનનિસરણી.
ચડીએ, જી !૦

સત્સંગતિરતિ, હરિગુરુપ્રીતિ,
બ્રહ્મપ્રિયા લેવી પરણી.
ચલો ! મેરી જાન ! ચડીએ, જી ! જ્ઞાનનિસરણી.
ચડીએ, જી !૦

હરખત સાગરરાજ સુહાગી !
હર લહરી સુખભરણી !
ચલો ! મેરી જાન ! ચડીએ, જી ! જ્ઞાનનિસરણી.
ચડીએ, જી !૦

---

## પરિશિષ્ટ ૯

## વિચારણા

જા ગ્યા – ગુ રુ એ જ ગા ડ યા:

સુમુક્ષુ હો ! જાગ્યા – ગુરુએ જગાડ્યા !

બીજે પગથિયે વિચારણા જાગી:

કોણ હું ? કોણ જગત આ ?

સુમુક્ષુ હો ! જાગ્યા – ગુરુએ જગાડ્યા ! જાગ્યા – ૦

આરત ભરપૂર ઉરની એકાન્તે –

ગુરુજીના શબ્દ વિચાર્યા.

સુમુક્ષુ હો ! જાગ્યા – ગુરુએ જગાડ્યા ! જાગ્યા – ૦

મૂળ તપાસ્યું તો તત્ત્વ જ પામ્યા:

મનની માનીતી તે માયા !

સુમુક્ષુ હો ! જાગ્યા – ગુરુએ જગાડ્યા ! જાગ્યા – ૦

સ્ત્રીલિંગી કાયા આલિંગી પૃથક મન–

એક પ્રિયા ! દૂજી તનયા !

સુમુક્ષુ હો ! જાગ્યા – ગુરુએ જગાડ્યા ! જાગ્યા – ૦

સાગરરાજ નિજાત્મનિમજ્જન –

રંગ સોરંગી જમાયા !

સુમુક્ષુ હો ! જાગ્યા – ગુરુએ જગાડ્યા ! જાગ્યા – ૦

---

# પરિશિષ્ટ ૧૦

## તનુમાનસા

ઝીણું ઝીણું મન કરવું:
અલખના ઓ જોગી! ઝીણું ઝીણું મન કરવું.

ત્રીજું પગથિયું, અજી! તનુમાનસા –
અન્તર્દૃગથી નિ ર ખ વું.
અલખના ઓ જોગી! ઝીણું ઝીણું મન કરવું. ઝીણું૦

મનને પકડવું, ને વાળવું પાછું:
શુદ્ધ સ્વરૂપે ઠરવવું.
અલખના ઓ જોગી! ઝીણું ઝીણું મન કરવું. ઝીણું૦

ઓળંગી ભાત ભ્રમાત્મક ઘાંટી,
પોત સળંગ ઓળખવું.
અલખના ઓ જોગી! ઝીણું ઝીણું મન કરવું. ઝીણું૦

માયાની ઉપર મૂકવું મીંડું!
લક્ષ્યમાં અક્ષર લખવું.
અલખના ઓ જોગી! ઝીણું ઝીણું મન કરવું. ઝીણું૦

રસબસ સાગરરાજ વિલસતો!
આઠે પહોર હરખવું.
અલખના ઓ જોગી! ઝીણું ઝીણું મન કરવું. ઝીણું૦

---

# પરિશિષ્ટ ૧૧

## સત્ત્વાપત્તિ

નેનાં હો સોહાગિયાં રે! આહા! અજવાળાં ઝાકઝમાળ!
સત્ત્વાપત્તિરૂપ ચોથે પગથિયે, આળસ્યાં આળપંપાળ! નેનાં!૦

પ્રકટ ભયો સૂરદેવ સનાતન, અનુભવ ઉદય વિશાળ,
વિલસત જગત જ આતમજીમાં, સિન્ધુમાં જેમ જુઆળ. નેનાં!૦

સોઽહં તેજ બધે ય સમાણું! તત્ત્વ જ તત્ત્વ ત્રિકાળ!
મિથ્યાની સૃષ્ટિ ઓગાળતાં, રે! રેલે સાગરરાજ રસાળ! નેનાં!૦

---

# પરિશિષ્ટ ૧૨

## અસંસક્તિ

હું આત્મા છું: હું આત્મા છું: હું કેવળ શુદ્ધ આત્મા છું:
નિરાકારે બધાંમાં છું! હું આત્મા છું: હું આત્મા છું. હું૦

નથી હું શરીર કે ઇન્દ્રિ, નથી મન કે મનોવૃત્તિ,
નથી અહંકાર કે બુદ્ધિ! હું આત્મા છું: હું આત્મા છું. હું૦

નથી ભૂપ યા ન ભિખારી, નથી ઘર કે ન ઘરબારી,
નથી નર કે નથી નારી! હું આત્મા છું: હું આત્મા છું. હું૦

નથી ધન, માલ કે મિલ્કત, નથી હું આબરૂ – ઇજ્જત,
અહા! આનન્દ–ચેતન–સત્! હું આત્મા છું: હું આત્મા છું. હું૦

નથી સાગર, નથી હું નદી! અસંસક્તિ નિજાનન્દી!
સદાશિવ ઘન–સદાશક્તિ! હું આત્મા છું: હું આત્મા છું. હું૦

## પરિશિષ્ટ ૧૩

### મારી સનમ

ગા ! ગા ! તું, બર્ણંત ! દમ બ દમ, ગા ઇશ્ક! ગા રહમે સનમ!
ગા ! ગા ! અગમ રાહે સનમ, તું હિ ! તું હિ ! મારી સનમ !

મારી સનમ ! મારી સનમ !
કાયમ દિલે તારૂં હરમ,
પડઘમ બજે જ્યાં દમ બ દમ –
સુરસારીગમ, મારી સનમ !

તુજ ઇશ્ક એ જ અજબ રહમ,
એ એ જ નેતિ અગમ નિગમ,
ભાંગી તૂટી બૂઠી કલમ –
કમઝોર છે મારી સનમ !

ઝાંખી થતાં જ ઢળી પડયા,
હઝરત મુસા હાંફી ગયા;
ના ના દીદાર સહી શકયા –
તાકાત શી મારી ? સનમ !

દર દર ફરૂં નગરે નગર,
હર ચીઝ સુંદર હો અગર,
જલતું જિગર સૂનું મગર –
તારા વગર, મારી સનમ !

તારા પીધા ગેબી સુખન,
ના ના દીઠું તારૂં બદન,
યકતન થશું; મળશું વતન —
હે હે વચન, મારી સનમ !

પણ — ચશ્મથી માણિક્ય શો —
શો ઇશ્ક તુજ વરસે, અહો !
દાવો અનામી છે કશો —
તારે તખત, મારી સનમ !

મારા ગુનાહ સો લાખ છે,
બિસ્મિલ બન્યું દિલ ચાક છે,
જો ! જો ! જિગર પૂર ખાક છે —
તું જિન્દગી મારીઃ સનમ !

ગોયા જહાં સહુ ખ્વાબ છે,
હક્ક લબશરાબ ગુલાબ છે,
એ સાફ ઇશ્ક હિસાબ છે —
છે ઇશ્ક તું, મારી સનમ !

દિલદાર ! પર્દેપોશ છે,
દર્દી જિગર બેહોશ છે,
પણ ઇશ્ક પર ખામોશ છે —
તું જહાંપનાહઃ મારી સનમ !

સૂલી ઉપર હસતો સૂતો,
મન્સૂર ‘ અનલહક્ક ’ બોલતો !

દાવો ખુદાઇ કરી શકયો –
તારી હૂંફે, મારી સનમ !

કૌવત કશું ઇન્સાનનું ?
‘ છું હું ખુદા ’ શી રીતે કહ્યું ?
તે તેંજ કામણ ત્યાં કર્યું –
બની તું ઝબાં, મારી સનમ !

મુર્દાં, અહો ! જીવતાં થતાં –
શું ‘ કુમ્બ–ઇઝની ! ’ બોલતાં !
નહીં શખ્સ એ કરતો ખડાં –
દમ તું ફૂંકે, મારી સનમ !

દરખત ભીતર દરખત થતો !
દિલ ‘ લેલ ! લેલ ! ’ પુકારતો !
મજનું તુંને જપતો ખડો –
પગ તુજ દુ:ખે, મારી સનમ !

ફરહાદ પહાડ શું ફોડતો ?
નહીં ! કોહકન આશક હતો,
એ હાથ તો પણ ખોદતો –
તારો હતો, મારી સનમ !

કોઇ ઝુલેખા બાપડી !
કો ઘેલી લૈલી ગરીબડી !
જીવતી શીરીં કબરે સૂતી –
સૌ તુજ કદમ, મારી સનમ !

જડ પથ્થરે જોગી થતી !
કોઈક 'મીરાં રાંકડી !'
નામે સનમ જીતી જતી —
ભળતી તું'માં, મારી સનમ !

જડમાં તું'ને જોતી સતી,
ખુદી જલાવી જળી જતી,
કાફર કહે કાફર કહી —
પણ ઇશ્ક ? એ મારી સનમ !

આબાદ લગની લાગતી,
તેને, સનમ ! તું તારતી,
જડ ચેતના ભેદો નથી —
જોતી ફના, મારી સનમ !

હો હોય જડ યા ચેતના,
દિલ એકમાં હો પૂર ફના,
તો ખુદ ખુદાની કશી તમા ?
શું છે ખુદા ? મારી સનમ !

જ્યાં આશકોના આહ છે,
ભર આંસુ પર દરગાહ છે,
ત્યાં ખુદ ખુદા જ પ્રવાહ છે —
છે ગેબ એ, મારી સનમ !

ઝુલ્ફો, ઝખમ તોબાહ છે,
છે દેવી પણ દિલદાહ એ,

ના જોગીઓ ગુમરાહ છે –
છે રાહબર મારી સનમ !

કરૂં શું હું વેદપુરાણને ?
શું તીર્થ, સન્ધ્યાસ્નાન છે ?
દિલબર જહીં દિલજાન છે –
તું હિ ! તું હિ ! મારી સનમ !

ના ના સનમ પંડિત નથી !
વેદાન્તી વા ફિલસૂફ નથી !
છે છે બધું, પણ પ્રીતડી –
બસ પ્રીતડી, મારી સનમ !

દુનિયાની ઇજ્જત આબરૂ !
એને શું પહેરૂ ? પાથરૂં ?
સારી જહાંને શું કરૂં ?
તું રૂબરૂ હો ! મારી સનમ !

વહાલાં ન કો અળખામણાં,
પણ આપણાં શમણાં ફળ્યાં,
દિલ દિલ, સનમ ! આપણ જડયાં –
રહેજો નિકટ, મારી સનમ !

લાખો કરોડ વરસ વીત્યાં,
આપણ હતાં બે એકઠાં,
વિખૂટાં પડયાં ! પાછાં જડયાં –
ફરીથી જુદાં ! મારી સનમ !

દરિયાવ દિલ મોતી ઝર્યાં !
રે ! ઇશ્ક ! આ શું કરૂં બચાં !
જુગ જુગ ભર્યાં દિલનાવડાં –
તરવા પડયાં ! મારી સનમ !

કૈં લાખ જહાજ તૂટી ગયાં,
બચવા નવા મછવા મળ્યા,
ભરપૂર સાગરિયે મળ્યાં,
આમીન ! અહો ! મારી સનમ !

તું'માં ડુબું છું હું, સનમ !
હું'માં ડુબે છે તું, સનમ !
આ વસ્લ ! સાગરિયે સનમ !
કાયમ રહો ! મારી સનમ !

———

કૈં કૈં સિફત બોલત અગર જો હોત હું શાએર,
હું તો, સનમ ! તારા મગર લખતું બનું સાગર.

# પરિશિષ્ટ ૧૪

## જુગ જુગ જીવો જીવનજી

નવા રે નગરના ઓ રાજવી ! આજે આવ્યા ભુવનજી !
મોટા રે ઘરના ઓ મહોડવી ! કીધાં અમને પાવનજી !
નવા રે નગરના ઓ રાજવી !૦

નથી રે નગર ! મહોલાતો નથી ! વાસ્યાં અમે તો મશાણજી !
મોજે રે ધૂણીની માણશું, ત્રિવેણીને નવાણજી !
નવા રે નગરના ઓ રાજવી !૦

શરીર ચીરી રે કર્યો સાથરો, આસન નવલાં નયનજી !
ખેલો રે, ખેલો મારે આંગણે ચોખ્ખાં ચૌદે ભુવનજી !
નવા રે નગરના ઓ રાજવી !૦

પ્રેમ રે કેરાં, રાજ ! પંખીડાં ! ઉડયાં અગમ ગગનજી !
અમરાપુરીના હો જોગિયા ! ઉન્મુનધૂન લાગી ! ધન્યજી !
નવા રે નગરના ઓ રાજવી !૦

નમું રે નમું સાગર રાજવી ! સ્વાનુભવી મહાજનજી !
અનલ પંખીનો રે ઇંડવો ! જુગ જુગ જીવો જીવનજી !
નવા રે નગરના ઓ રાજવી !૦

---

ભૂમાનો ભેવ. ત્વં બ્રહ્મ સમુલ્લાસ આ –
ભેદમાં અભેદ ઓળખાવું ! ઓ૦
સાગર અનાદિ અનન્ત હો સનાતન –
બિન્દુડે સિન્ધુનું સમાવું ! ઓ૦

---

( ૪ )

## મીરાંના ભજનનો લય

તોરી – મોરી, કહાના ! કૈસી પ્રીત – ?
ત્રિગુણાતીત – ત્રિભંગી – ત્રિપુરા –
કન્હૈયા ! ભૂમા બ્રહ્મ અચિન્ત્ય: –
रसो वै....? રસ રસ રસ રસ રે !
તોરી – મોરી – કહાના ! ઐસી પ્રીત !....તોરી મોરી૦

તટ રે ત્રિવેણી તાર્યાં – ભલી ભાત ભૂધરે રે –
જળતી જ્યાં શાશ્વત જ્યોત – જળતી જળળળળળળળ રે !
તોરી મોરી૦

સરખી સમાણી સહીઓ, ત્રિવેણીએ ઝીલતાં રે –
ઝળક્યો આ સચ્ચિદઘન – ઝળક્યો ઝળળળળળળળ રે !
તોરી મોરી૦

હસતાં ને રમતાં હાવાં – મધુવને મ્હાલીએ રે –
ફરીએ પવનશાં ગગન – ફરીએ ફરરરરરરર રે !
તોરી મોરી૦

છેલ્લા જનમની પ્રીતો – એની એંધાણીઓ રે –
સાગર ગરજે ગંભીર: – ગરજે 'ગુરુ ગુરુ ગુરુ ગુરુ' રે !
તોરી મોરી૦

---

**પાંચમું ધોરણ** સમય : એક વ

**ફરજિયાત**

યોગવાસિષ્ઠ સંપૂર્ણ.
રામતીર્થ સંપૂર્ણ.
અવધૂતગીતા.

**ઐચ્છિક**

આત્મપુરાણ, ઉપનિષદો, બ્રહ્મસૂત્ર મહાભારત, બૃહત્ કાવ્યદોહન – બધા ભાગ.

**છઠ્ઠું ધોરણ અને સાતમું ધોરણ** એક વ

વાચન બિલકુલ નહીં. શાંકરી વિદ્યાને આંતર અભ્યાસ – ખેચરી મુદ્રા.

---

# પૂરવણી

## પહેલું ધોરણ

૧. ષડ્રિપુને અધીન થતાં હૃદય કમ્પી ઉઠે અને સત્ય તથા અસત્ય, પુણ્ય તથા પાપ અને આત્મ તથા અનાત્મવૃત્તિનો વિવેક-વિચાર ઉદય થવા માંડે અને શરીરનાં સગાંની પેઠે જ હરિગુરુસન્ત તરફ ભાવ થાય ત્યારે જ જાણવું કે બાળવર્ગ પૂરો થયો છે. એવું ન થયું હોય તો બાળવર્ગનો અભ્યાસ ચાલુ રાખવો અને

(૧) ૮ કલાકને બદલે ૧૦ કલાક કરવા.

(૨) ચાન્દ્રાયણવ્રત કરવું.

(૩) ફલાહાર વિના એકાદશી કરવી.

(૪) બે વાર ઠંડા પાણીથી રોજ નહાવું.

(૫) એક આસને બેસીને ત્રણ કલાક જપ કરવા.

(૬) પંચકેશ રાખવા.

| | |
|---|---|
| ઇ. સ. ૧૯૨૦ | ' **કુહાનવા બંગલો** ' નામે ઓળખાતા શ્રી અખાજીની પરંપરાના શિષ્ય શ્રી કલ્યાણદાસજીના સમાધિસ્થાનેથી ઉપલબ્ધ થયેલું શ્રી અખાજીના શિષ્યોનું અપ્રસિદ્ધ સાહિત્ય શ્રી 'સાગરે' સંશોધિત કરી '**સંતોની વાણી**' નામે પુસ્તકરૂપે પ્રસિદ્ધ કર્યું. |
| ઇ. સ. ૧૯૨૧ | પોતાનાં પત્ની **ભાગીરથીને** પોતાના આશ્રમે બોલાવીને જીવનના પરમ શ્રેયનો ઉપદેશ આપ્યો. |
| ઇ. સ. ૧૯૨૧ | પોતાના ભાઇ **શ્રી મણિભાઇનો** સખ્ત બિમારીને પ્રસંગે, ડોકટરો આશા મૂકી દેતાં, પોતે પાલનપુર જઇને સતત ભજન કર્યું અને પ્રભુકૃપાથી શ્રી મણિભાઇ બિમારીમાંથી સાજા થયા. |
| ઇ. સ. ૧૯૨૧ | પોતાના પુત્ર **યોગીન્દ્રને** ઉપવીતસંસ્કાર. |
| ઇ. સ. ૧૯૨૨ | મોભા સ્ટેશનથી થોડે દૂર અરણ્યમાં શ્રી **મહાવીર**-હનુમાનજીની મૂર્તિની પ્રતિષ્ઠા કરી અને ભજનોત્સવ કર્યો. |
| ઇ. સ. ૧૯૨૩ | પાલનપુરમાં **લાલબાગ** નામે ઓળખાતા સ્થળે પોતે કેટલોક કાળ નિવાસ કર્યો. |
| ઇ. સ. ૧૯૨૩-૨૪ | પાલનપુરથી થોડે દૂર **શ્રી બાલારામ મહાદેવ** નામના અરણ્યમાં આવેલા સ્થાને એકાન્તવાસ. |
| ઇ. સ. ૧૯૨૫ | લાઠીના રાજવીકવિ શ્રી **કલાપીના** પુત્ર કુમાર **શ્રી જોરાવરસિંહજી ગોહેલનું** ચિત્રાલ આશ્રમે આગમન અને ' કલાપીનો કેકારવ 'નો પોતાના ગુરુ શ્રી ' સાગર ' મહારાજ પાસે અભ્યાસ. |

ઈ. સ. ૧૯૧૮ '**મુમુક્ષુ વિચારણા**' નામે એક વિસ્તારી પત્ર, જેમાં મુમુક્ષુઓને શ્રી હરિને માર્ગે ગતિ કરવાનો સચોટ માર્ગ દર્શાવ્યો છે – તેનું પ્રકાશન.

ઈ. સ. ૧૯૧૮ **લલિતાબેન** જેઓ પાછળથી શ્રી 'સાગર' મહારાજની શિષ્યા તરીકે **માતાજી ૐકારેશ્વરી** એ નામે જાણીતાં થયાં – એમનું ચિત્રાલ આશ્રમે મુમુક્ષુ તરીકે આગમન – નવેંબર ૧૧મી, ઈ. સ. ૧૯૧૮

ઈ. સ. ૧૯૧૮-૨૨ **માતાજી ૐકારેશ્વરી** સાથે શ્રી 'સાગરે' ઉપદેશક અને માર્ગદર્શક તરીકે કામ કર્યું અને એમને વેદાન્તજ્ઞાન ભણાવ્યું.

ઈ. સ. ૧૯૧૯ અધ્યાત્મદૃષ્ટિએ શ્રી 'સાગર'ના જીવનનું અતિ મહત્ત્વનું વર્ષ; કારણ કે આ વર્ષે શ્રી 'સાગરે' તમામ લોકલજ્જાનો ત્યાગ કરીને પોતાના ચિત્રાલ આશ્રમમાં જ નહીં, પણ ચિત્રાલ તેમ જ ગવાસદ ગામોએ જાહેરમાં જાહેરમાં ખૂબ ભજન કર્યું અને જનસમુદાયમાં પ્રબળ ભક્તિપ્રવાહ વહેવડાવ્યો.

ઈ. સ. ૧૯૧૯ આશરે ૧૫૦ – ૨૦૦ માણસો સાથે શ્રી 'સાગર' બદરીકેદારની યાત્રાએ ગયા.

ઈ. સ. ૧૯૧૯-૨૦ પાલનપુરમાં **લક્ષ્મણટેકરી** નામના સ્થળે શ્રી 'સાગર'નો એકાન્તવાસ.

ઈ. સ. ૧૯૨૦ વડોદરા રાજ્યના નિવૃત્ત ચીફ ઇન્જીનીયર શ્રી **માણેકચંદ તારાચંદ અડાલજા** શ્રી 'સાગર' મહારાજના દર્શનાર્થે ચિત્રાલ આશ્રમે પધાર્યા.

ઈ. સ. ૧૯૨૦ 'કુહાનવા બંગલો' નામે ઓળખાતા શ્રી અખાજીની પરંપરાના શિષ્ય શ્રી કલ્યાણદાસજીના સમાધિસ્થાનેથી ઉપલબ્ધ થયેલું શ્રી અખાજીના શિષ્યોનું અપ્રસિદ્ધ સાહિત્ય શ્રી 'સાગરે' સંશોધિત કરી 'સંતોની વાણી' નામે પુસ્તકરૂપે પ્રસિદ્ધ કર્યું.

ઈ. સ. ૧૯૨૧ પોતાનાં પત્ની ભાગીરથીને પોતાના આશ્રમે બોલાવીને જીવનના પરમ શ્રેયનો ઉપદેશ આપ્યો.

ઈ. સ. ૧૯૨૧ પોતાના ભાઈ શ્રી મણિભાઈની સખ્ત બિમારીને પ્રસંગે, ડૉકટરો આશા મૂકી દેતાં, પોતે પાલનપુર જઈને સતત ભજન કર્યું અને પ્રભુકૃપાથી શ્રી મણિભાઈ બિમારીમાંથી સાજા થયા.

ઈ. સ. ૧૯૨૧ પોતાના પુત્ર યોગીન્દ્રને ઉપવીતસંસ્કાર.

ઈ. સ. ૧૯૨૨ મોભા સ્ટેશનથી થોડે દૂર અરણ્યમાં શ્રી મહાવીર—હનુમાનજીની મૂર્તિની પ્રતિષ્ઠા કરી અને ભજનોત્સવ કર્યો.

ઈ. સ. ૧૯૨૩ પાલનપુરમાં લાલબાગ નામે ઓળખાતા સ્થળે પોતે કેટલોક કાળ નિવાસ કર્યો.

ઈ. સ. ૧૯૨૩–૨૪ પાલનપુરથી થોડે દૂર શ્રી બાલારામ મહાદેવ નામના અરણ્યમાં આવેલા સ્થાને એકાન્તવાસ

ઈ. સ. ૧૯૨૫ લાઠીના રાજવીકવિ શ્રી કલાપીના પુત્ર કુમાર શ્રી જોરાવરસિંહજી ગોહેલનું ચિત્રાલ આશ્રમે આગમન અને 'કલાપીનો કેકારવ'નો પોતાના ગુરુ શ્રી 'સાગર' મહારાજ પાસે અભ્યાસ.

ઇ. સ. ૧૯૨૫ શ્રી કેશવલાલ અંબાલાલ ઠક્કર એમ. એ. એલ. એલ. બી. એમનું ચિત્રાલ આશ્રમે આગમન. તે સમયથી દશ વર્ષ પર્યંત એમણે શ્રી 'સાગર' મહારાજની ગુરુ તરીકે અદ્‌ભુત સેવા બજાવી અને એમના અંગત મદદનીશ તરીકે આધ્યાત્મિક તેમજ સાહિત્યક્ષેત્રમાં કામ કર્યું.

ઇ. સ. ૧૯૨૬ પુત્રની કેળવણીને અર્થે પોતે પોતાની માતૃભૂમિ સરખેજમાં નિવાસ કર્યો.

ઇ. સ. ૧૯૨૬ પોતે અગ્નિહોત્રવ્રતનો સ્વીકાર કર્યો.

ઇ. સ. ૧૯૨૬ કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબને, સુવર્ણ મહોત્સવને પ્રસંગે તારદ્વારા આશિષ અને તે પ્રસંગે પોતે રચેલા "રાજી રહો મહારાજ સયાજી" એ ગીત દ્વારા પાઠવેલા આશીર્વાદ.

ઇ. સ. ૧૯૨૬ "થાકેલું હૃદય" એ પુસ્તકની દ્વિતીયાવૃત્તિનું પ્રકાશન.

ઇ. સ. ૧૯૨૯ પોતાના પુત્ર યોગીન્દ્રનું લગ્ન.

ઇ. સ. ૧૯૨૬-૩૦ ઇ. સ. ૧૯૨૬ ફેબ્રુઆરીથી ઇ. સ. ૧૯૩૦ ના ફેબ્રુઆરી સુધી પોતે પોતાની માતૃભૂમિ સરખેજમાં નિવાસ કર્યો અને સંસારાલિપ્ત ગૃહસ્થાશ્રમી તરીકે પુત્રને કેળવણી આપી અને તેને આનુષંગિક ફરજો બજાવી. સાથે સાથે સદ્‌ગુરુવૃત્તિનાં નાનાં નાનાં ૧૩ પુસ્તકો–સનાતન વિચારણા, મુમુક્ષુ વિચારણા, ગીતાની વિચારણા, ગીતાનું હૃદય, શ્રીપુરુષ વિચારણા – વગેરેનું લેખન અને પ્રકાશન.

ઇ. સ. ૧૯૨૮ નામદાર મોરબી મહારાજા સાહેબ શ્રી લખધીરસિંહજીનું ‘સાગર’ મહારાજના દર્શનાર્થે સરખેજમાં આગમન.

ઇ. સ. ૧૯૩૦ ફરી પાછા શ્રી ‘સાગર’ મહારાજ ચિત્રાલ આશ્રમે પધાર્યા.

ઇ. સ. ૧૯૩૧ ‘કલાપીનો કેકારવ’ એ પુસ્તકની સંશોધિત સટીક નવીન આવૃત્તિનું પ્રકાશન.

ઇ. સ. ૧૯૩૨ ‘કલાપીની પત્રધારા’નું પ્રકાશન.

ઇ. સ. ૧૯૩૨ અમદાવાદની ‘ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી’ દ્વારા અખાના અપ્રસિદ્ધ સાહિત્યનું સંશોધન કરી, ‘અપ્રસિદ્ધ અક્ષયવાણી’ એ નામના પુસ્તક દ્વારા એ સાહિત્ય ઉપર ટીકા લખીને, પ્રસિદ્ધ કર્યું.

ઇ. સ. ૧૯૩૩ શ્રી કેશવલાલ અંબાલાલ ઠક્કરને એમ. એ. ની ડીગ્રી માટે ‘અખાનું તત્ત્વજ્ઞાન’ એ વિષય (Thesis) ઉપર સૂચનાઓ આપી અને અખાનું તત્ત્વજ્ઞાન સમજાવી, દોરવણી આપી.

ઇ. સ. ૧૯૩૩-૩૪ શ્રી ‘સાગર’ના જૂના અંગત મિત્ર અને પ્રશંસક કવિ શ્રી ‘લલિત’જીનો સ્નેહસંપર્ક.

ઇ. સ. ૧૯૩૪ માનપુર સંસ્થાનના દરબાર શ્રી જીવાવાળા સાહેબનું ચિત્રાલ આશ્રમે આગમન અને એક માસ સુધી ચિત્રાલ આશ્રમે નિવાસ.

ઇ. સ. ૧૯૩૫ શ્રી ‘સાગર’ના પુત્ર યોગીન્દ્રને આ વર્ષે સંસ્કૃત વિષયના વિશિષ્ટ માન સાથે બી. એ. ની પદવી

મળી અને શ્રી ' સાગરે ' પુત્ર પ્રત્યેના પોતાના જીવનકાર્યની પૂર્ણાહુતિનો સંતોષ અનુભવ્યો અને વ્યક્ત કર્યો.

ઇ. સ. ૧૯૩૬ **'દીવાને સાગર – દફતર બીજું '** એ નામનો એમનો સર્વોચ્ચ ગ્રન્થ – જેમાં એમનું ઇ. સ. ૧૯૧૬ થી ઇ. સ. ૧૯૩૬ સુધીનું કાવ્યસાહિત્ય આવી જાય છે તેની પ્રસિદ્ધિ.

ઇ. સ. ૧૯૩૬ જૂન ૧૯૩૬માં શ્રી ' સાગર 'નાં માતુશ્રીનો સ્વર્ગવાસ.

ઇ. સ. ૧૯૩૬ વિ. સં. ૧૯૯૨ ની ગુરુપૂર્ણિમાને દિવસે અગ્નિહોત્રવ્રતની પૂર્ણાહુતિ.

ઇ. સ. ૧૯૩૬ તા. ૧૭ મી ઑગસ્ટ ૧૯૩૬ના દિવસે એટલે વિ. સં. ૧૯૯૨ ના શ્રાવણ માસની અમાવાસ્યાએ રાત્રિના બે ને વીસ મીનીટે સ્વરૂપાવસ્થાન.

ૐ **प्रभुजी**

ૐ **सद्गुरु** ૐ







શ્રી સયાજી સાહિત્યમાળાનાં

# જીવનચરિત્ર સંબંધી પુસ્તકો

---

સા. મા. અં.

૪૧ મહારાજા શિવાજી કે. સિતારામ વાસુદેવ પેંડસે, બી. એ., એફ. આર. સી. આઈ. એમ. સી. પી. ( मराठी ) ૧૯૧૯ — ૧- ૬-૦

૪૯ વીર શિવાજી કે. મુકુંદરામ નિત્યારામ મહેતા, બી. એ., ( Rawlinson ) કૃત "Shivaji the Maratha"નો અનુવાદ. ૧૯૨૦ — ૧- ૦-૦

૫૩ મણિશંકર કીકાણી જયસુખલાલ પુરુષોત્તમરાય જોશીપુરા, એમ. એ., ૧૯૨૦ — ૦-૧૫-૦

૫૬ નેપોલિયન બોનાપાર્ટ ( ભાગ પહેલો ) ગોકળદાસ મથુરાંદાસ શાહ, બી. એ. એલએલ. બી. Abbot કૃત "Napoleon Bonaparte" નો અનુવાદ (૧૯૨૪) — ૨-૧૨-૦

૫૭ નેપોલિયન બોનાપાર્ટ ( ભાગ બીજો ) ઉપર પ્રમાણે. (૧૯૨૪) — ૨-૧૦-૦

૫૮ નેપોલિયન બોનાપાર્ટ ( ભાગ ત્રીજો ) ઉપર પ્રમાણે. (૧૯૨૬) — ૨-૧૨-૦

૫૯ નેપોલિયન બોનાપાર્ટ ( ભાગ ચોથો )
ઉપર પ્રમાણે. ૩– ૦–૦

૭૮ समुद्रगुप्त કે. રવિશંકર અંબાશંકર છાયા,
બી. એ. એલએલ. બી. (हिन्दी) ૧૯૨૨ ૦–૧૧–૦

૧૪૧ નેલસનનું જીવનચરિત્ર કે. હીરાલાલ હરજીવન
ગણાત્રા, બી. એ., એલએલ. બી. સોલીસીટર,
Robert Southey કૃત "Site of Nelson"
નો અનુવાદ (૧૯૨૮) ૧– ૦–૦

૧૭૪ અહિપતરામ ભાનુસુખરામ નિ. મહેતા (૧૯૩૦) ૧– ૧–૦

૨૨૯ રાજા છબીલારામ બહાદુર માનશંકર પીતાંબર-
દાસ મહેતા, (૧૯૩૩) ૧–૧૪–૦

૨૩૩ भगवान बुद्धचरित्र व धर्मसार संग्रह
રાસરાવ માર્તંડ ભાંબુરકર Kerns કૃત "Manual
of Buddhism "નો અનુવાદ (૧૯૩૫) ૧– ૦–૦

૨૪૯ કેમિલોકેવુર-ઇટાલિયન રાષ્ટ્રવિધાયક,
વિદ્યારામ વસનજી ત્રિવેદી, (૧૯૩૭) ૧– ૮–૦

૨૬૯ મારૂં જીવન અને કાર્યક્ષેત્ર રમણલાલ વ.
દેસાઇ એમ. એ. હેન્રીફોર્ડ કૃત " My life
and work "નો અનુવાદ ૧–૧૧–૦

૨૭૧ હ્યુએનત્સાંગ, દેવેન્દ્ર ર. મજમુંદાર, એલ. સી.
પી. એસ. (૧૯૪૦) ૧– ૮–૦

૨૭૫ નામદેવ ચરિત્ર જ. ર. આજગાંવકર (મરાઠી) (૧૯૪૧) ૧–૧૨–૦

૨૮૩ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ ( ત્રીજા ) ( ભાગ પહેલો ) ચિમનલાલ મગનલાલ ડૉક્ટર એમ. એ. એલએલ. બી. ૧–૧૨–૦

૨૮૬ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ ( ત્રીજા ) ( ભાગ બીજો ) ચિમનલાલ મગનલાલ ડૉક્ટર એમ. એ. એલએલ. બી. ૧–૧૫–૬

૨૯૪ શ્રીમન્નૃસિંહાચાર્યજી મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ બી. એ. ૨–૫–૦

૨૯૫ સાગર – જીવન અને કવન યોગીન્દ્ર જગન્નાથ ત્રિપાઠી એમ. એ.; બી. ટી. ૨–૪–૦